# Gujarati--Ramayan

**(Ramayan--Rahasya)**
**(Essense and Secrets Of Ramayan)**

**Simple Gujarati Language**

**Based On Dongreji Maharaj's Katha**

**By**
**Anil Pravinbhai Shukla**
**(Inspiration by Mom-Indu)**

**August -2014**

**www.sivohm.com**
**lalaji@sivohm.com**
**anilshukla1@gmail.com**

# રામાયણ રહસ્ય

(ભાવાર્થ રામાયણ--રામાયણ સાર)

સરળ ગુજરાતી ભાષામાં
ડોંગરેજી મહારાજ ની રામાયણ કથા પર આધારિત

રજૂઆત
અનિલ પ્રવિણભાઈ શુક્લ
(મા-ઇન્દુ ની પ્રેરણા થી)

Dedicated to-In loving Memory Of


Grandpa-Labhshanker


Grandma-Santok Baa


Dad-Dr.Pravinbhai


Mom-Induben (Inda)

: From :
Anil and Renuka
Son-Manan-and-Daughter in law --Anne

## <u>અનુક્રમણિકા</u>


| | પાન નંબર |
|---|---|
| રામાયણ માહાત્મય | ૦૩ |
| બાલકાંડ | ૨૫ |
| અયોધ્યાકાંડ | ૮૩ |
| અરણ્યકાંડ | ૧૩૪ |
| કિષ્કિંધાકાંડ | ૧૭૬ |
| સુંદરકાંડ | ૧૯૨ |
| લંકા (યુદ્ધ) કાંડ | ૨૦૮ |
| ઉત્તરકાંડ | ૨૪૨ |


**<u>ટોટલ-૨૬૨-પાન</u>**

**<u>રામાયણ માહાત્મ્ય</u>**

રામાયણ એ મર્યાદા-સંહિતા છે.
રામજી ની કથા નો,રામજી ના દર્શન નો મહિમા છે,
અને તેના કરતાં પણ વધારે રામજી ના “નામ" નો (રામ-નામ નો) મહિમા છે.

જેટલા અયોધ્યાવાસીઓ એ રામજી નાં દર્શન કર્યા તેમને રામે તાર્યા છે,
રામ-ચરિત્ર ના અંતે રામજી તે સર્વે ને સદેહે વૈકુંઠ માં લઇ ગયા છે,
તે અયોધ્યા-વાસીઓથી પણ લાખો ઘણા વધારે ને “રામ-નામે" તાર્યા છે.
એટલે સ્વયં રામજી ના કરતાં પણ રામ-નામ નો મહિમા વધારે છે.

રામાયણ પણ ભાગવત ની જેમ સમાધિ-ભાષા નો ગ્રંથ છે.
રામાયણ માં શ્રી રામ હંમેશા ધનુષ્ય-બાણ સજ્જ રાખે છે.ધનુષ્ય-બાણ વગરના રામ નાં દર્શન ક્યાંય થતા નથી,ભલે તે વન માં હોય કે રાજ્યાસન પર બિરાજેલા હોય.

ઉપનિષદ માં ધનુષ્ય ને પ્રણવ ની-એટલે કે-ૐકાર ની ઉપમા આપેલી છે.
પ્રણવ ને ધનુષ્ય અને આત્મા ને શર (એટલે કે બાણ) કહ્યું છે.
પ્રણવ-રૂપી (ૐકાર-રૂપી) ધનુષ્ય પર આત્મા-રૂપી બાણ ચડાવી,પરમાત્મા-રૂપી (બ્રહ્મ-રૂપી ) લક્ષ્ય ને વીંધવાનું છે.(એટલે કે ૐકાર ની મદદ થી આત્મા-પરમાત્મા નું ઐક્ય કરવાનું છે)

બીજી રીતે કહીએ તો-ૐકાર (રામજી નું ધનુષ્ય) એ જ્ઞાન છે,અને બાણ વિવેક નું સ્વરૂપ છે.
જ્ઞાન-રૂપી ધનુષ્ય ઉપર મનુષ્ય જો વિવેક-રૂપી બાણ ચડાવે તો ધાર્યું લક્ષ્ય સિદ્ધ કરી શકે.
એટલે શ્રીરામ ની પેઠે આપણે પણ ધનુષ્ય-બાણ સજ્જ રાખવાનાં છે.

ભક્તો ના રક્ષણ માટે,ઋષિ-મુનિઓ ના યજ્ઞ ના રક્ષણ માટે,રાજ-ધર્મ ની મર્યાદા માટે,
રાક્ષસો સામે લડી ને તેમનો સંહાર કરવા માટે જેમ રામજી એ ધનુષ્ય-બાણ સજ્જ રાખ્યા હતાં,
તેમ આપણે પણ કામ,ક્રોધ,મોહ,મદ,મત્સર-વગેરે રાક્ષસો સામે લડવાનું છે.
વાસના-રૂપી તાડકા,મારીચ અને શૂર્પણખા સામે લડવાનું છે.

કઈ ઘડીએ અને કઈ બાજુથી આ રાક્ષસ -રાક્ષસીઓ આપના પર હુમલો કરશે એની ખબર નથી,
એટલે જ રામજી ની પેઠે,ચોવીસ કલાક-બારે મહિના -આપણા ધનુષ્ય બાણ સજ્જ રાખવાનાં છે.
જે ક્ષણે-ક્ષણે સાવધાન રહે છે,તેમની આગળ રાક્ષસોનું  કંઇ ચાલતું નથી,
આવો મર્યાદા-પુરુષોત્તમ રામજી નો તેમની પોતાની જીવન-લીલા માંથી બોધ છે.

જેમ ભાગવતમાં શ્રીકૃષ્ણ એ પરમાત્મા નું નામ-સ્વ-રૂપ છે,અને ભાગવતમાં પોતાનું તેજ મુક્યું છે,
તેમ રામાયણ માં શ્રીરામ એ પરમાત્મા નું નામ-સ્વ-રૂપ છે.અને રામાયણ માં પોતાનું તેજ મુક્યું છે.
પરમાત્મા ના નામ માં અપાર શક્તિ છે.પરમાત્મા માં જે શક્તિ છે તે પરમાત્મા ના નામમાં છે.
પરમાત્મા દુર્લભ છે,પણ  પરમાત્મા નું નામ અતિ સુલભ છે.

શ્રીરામ સાક્ષાત પરમાત્મા છે,એ સગુણ છે અને નિર્ગુણ પણ છે.સાકાર છે અને નિરાકાર પણ છે.
કેટલાક કહે છે કે-પરમાત્મા તો નિર્ગુણ-નિરાકાર છે.
પરંતુ,પરમાત્મા સર્વજ્ઞ,સર્વત્ર,અને સર્વશક્તિમાન છે.

પરમાત્મા સગુણ-સાકાર ના થઇ શકે એવો પરમાત્મા ની શક્તિ પર અંકુશ મૂકનાર,મનુષ્ય,
ખરેખર,પરમાત્મા ને (સત્ય રીતે) સમજ્યો જ નથી.

લોકો પરમાત્મા સાથે પ્રેમ કરે એટલા માટે પ્રભુએ સાકાર સ્વ-રૂપ (દેવ-અવતાર-રૂપ) ધારણ કર્યું છે.
યોગીઓ સમાધિ માં જે આનંદ નો અનુભવ કરે છે,તેવો જ આનંદ ભક્તો પ્રભુ ના ધ્યાન-દર્શન માં કરે છે.
ભક્તો માટે જ આનંદ-સ્વ-રૂપ પરમાત્મા આકાર ધારણ કરે છે.આનંદ જ શ્રીરામ રૂપે પ્રગટ થાય છે.

પૃથ્વી પર નો કોઈ એક મામૂલી રાજા ખુશ થઇ જાય તો,રાજ-મહેલમાંથી બહાર દોડી આવી દર્શન આપે છે,
તો પ્રભુ તો સર્વ શક્તિમાન છે.તે કેમ સાકાર બની દર્શન આપી ના શકે?
નિરાકાર (બ્રહ્મ) આકાર ધારણ કરે છે,પણ તેનું સ્વ-રૂપ તો તેનું તે જ રહે છે.

આ જગત પ્રભુ નો આવિર્ભાવ છે,જગતમાં સર્વ જગ્યાએ પ્રભુ સિવાય બીજું કશું નથી.
પ્રભુ નું સ્વ-રૂપ એ આનંદ-સ્વ-રૂપ છે.
રામજી ના ચરણમાં આનંદ,રામજી ના મુખમાં આનંદ,રામજી ના હાથમાં આનંદ.....
રામજી નું આખું શ્રી-અંગ આનંદ-આનંદ છે.આનંદ સિવાય બીજું કશું નથી.

કેટલાક કહે છે કે “ઈશ્વરમાં આનંદ” છે,પરંતુ તેમ નથી, “ઈશ્વર જ આનંદ છે”
ઈશ્વર અને આનંદ એ બે અલગ તત્વો નથી. ઈશ્વર થી અલગ-ઈશ્વર થી સ્વતંત્ર કોઈ તત્વ છે જ નહિ.
વ્યાસજી કહે છે કે-પરમાત્મા આનંદ-મય છે,આનંદ અને ઈશ્વર ભિન્ન નથી.
આ જ અદ્વૈત સિદ્ધાંત છે.

આનંદ,ઈશ્વર,રામ,કૃષ્ણ-એ બધાં એક ઈશ્વરનાં જ નામ છે.
સોનાની લગડીમાંથી એક મૂર્તિ બનાવી,તો મૂર્તિ ના હાથ,પગ,આંખ,મુખ,-બધે સોનું જ છે,
જેમ,સોનું એક જ છે,અલગ નથી,તેવી રીતે ઈશ્વરનું સ્વ-રૂપ આનંદ-મય છે.
તુલસીદાસજી ને કોઈએ પૂછ્યું કે-ઈશ્વર સગુણ છે કે નિર્ગુણ?
ત્યારે તુલસીદાસે જવાબ દીધો કે-“હિય નિર્ગુણ-નયનનિ સગુણ”
(ઈશ્વર મારા હૈયામાં નિર્ગુણ-નિરાકાર છે,પણ મારી આંખોમાં સગુણ-સાકાર છે.)
અંતર્યામી-રૂપે પ્રભુ હૃદયમાં તો બેઠો છે,પાન તેનાથી આંખને સંતોષ થતો નથી,
આંખ ને તો પ્રભુ ની રૂપ-માધુરી જુએ તો જ સંતોષ થાય,તૃપ્ત થાય.

અને જીભ ની વાત તો વળી અનોખી જ છે.
તુલસીદાસ કહે છે –“રસના સુનામ” (જીભે રામ-નામ છે.)
સગુણ અને નિર્ગુણ એ દાબડી ના બે ભાગ છે,અને એ દાબડી માં સંતાડેલું રત્ન તે રામ-નામ છે.
ઈશ્વર ને નામ દઈ ને પોકારો તો તે-જેવો હશે તેવો આવી ને પ્રગટ થશે.
હું તો સગુણ-નિર્ગુણ બેય નું સ્વાગત કરું છું,બેય મારા આદરણીય અતિથી છે.

જે જ્ઞાની છે તે સમુદ્રમાં મોટી લેવા ડૂબકી મારતા મરજીવા જેવો છે,તે રામ-ચરિત્ર ના ઊંડા જળમાં
ડૂબકી મારે છે,ને પોતાને ભગવાન માં ડૂબાડી દે છે,ત્યારે,
જે ભક્ત છે તે સ્વયં ભગવાન ને પોતાની અંદર ખેંચી લાવે છે,
તે રામ-ચરિત્રની મધુરતાનો આનંદ માણે છે.
ભક્ત ધારે તે રૂપ ભગવાન પાસે લેવડાવે છે.

કાકભુશુંડિ શ્રીરામ ના ઉદરમાં અનંત બ્રહ્માંડો નું દર્શન કરે છે,સો કલ્પ સુધી તે બ્રહ્માંડો માં વિહરે છે,
ને તે પછી જયારે બહાર આવે છે ત્યારે માત્ર બે ઘડી જ વીતી હોય છે!!
આનો અર્થ એ કે-દેશ અને કાળ જેની આપણે ખૂબ માથાફોડી કરીએ છીએ-તે તત્વતઃ કશું નથી.
ગમે તે દેશમાં કે ગમે તે કાળ માં રામજી નાં દર્શન થઇ શકે છે.શ્રીરામ શાશ્વત છે.

આ શરીર પણ એક બ્રહ્માંડ છે,અલબત્ત,વિરાટ બ્રહ્માંડ નું એક નાનું સ્વરૂપ.
એ પ્રત્યેક બ્રહ્માંડ (પ્રત્યેક શરીર) માં શ્રીરામ નો અવતાર થાય છે.
આવું જો સમજવામાં આવે તો જીવન –ઉમદા અને આશાભર્યું બની જાય.
જેવી જીવન માં ઈશ્વર દર્શન ની વ્યાકુળતા પેદા થાય કે તરત જ, અંતઃકરણ માં રહેલા શ્રીરામ ના
અવતાર ની ક્ષણ નો અનુભવ થાય.(અંતરમાં ના રામનાં દર્શન થાય)

રામકથા એ કોઈ ભૂતકાળ ની કથા જ છે એવું નથી.
રામાયણ માં વ્યક્ત થતી સમસ્યાઓ આજે પણ આપણા જીવનમાં જોવા મળે છે.
મે શ્રીરામ નિત્ય અને ચિરંતન છે.તુલસીદાસજી ના શ્રીરામ એ કંઇ સામાન્ય મનુષ્ય નથી,
કારણકે સામાન્ય મનુષ્ય તો કાળ ના પ્રવાહમાં પુરાણો બની જાય છે,ને આજના પ્રશ્નો નું સમાધાન આપી
શકતો નથી. એટલે શ્રીરામ શાશ્વત છે,અને એમને આપેલાં સમસ્યાઓના સમાધાન પણ શાશ્વત છે.
માટે રામાયણ એ આચરણ નો ગ્રંથ છે.

રાવણ વધ પછી શ્રીશંકર,રામજી ને મળવા આવે છે,ત્યારે કહે છે કે-"મામ અભિરક્ષય"(મારું રક્ષણ કરો)
આ નવાઈ ની વાત છે,શ્રીશંકર વળી શી બાબતે રક્ષા માગે છે? તો કહે છે કે-
"પ્રભુ તમે રાવણ ને માર્યો,પણ કામ,ક્રોધ,લોભ,મોહ-આ બધા હૃદયમાં વસેલા રાવણો મર્યા નથી ત્યાં સુધી
સંસાર માં શાંતિ નથી."

રામ ની લીલા પતી ગઈ નથી,હજુ ચાલુ જ છે.....એ રામાયણ નું રહસ્ય છે.
હજી કુમતિ (દુર્બુદ્ધિ) રૂપી અહલ્યા ને સુમતિ (સદબુદ્ધિ) માં ફેરવવાની છે.
હજુ વિભીષણ ને અસત્ય (રાવણ) નો આશ્રય છોડવાનો છે.
જો આમ રામાયણ ના પાત્રો ને લઇ ને જીવન ને જોતાં થવાય તો,પ્રભુ ની સાથે નો સંબંધ પાકો થાય.
પછી રામાયણ નાં તે પાત્રો આપના જીવન ની સાથે ચાલનાર પાત્રો થશે,ભાઈ,પિતા,પુત્ર કે મિત્ર થશે.

લોકો મંદિર માં રામજી ના દર્શન કરવા જાય છે ત્યારે રામજી ની મૂર્તિ જોઈ ને વિચારે છે કે-
આ રામજી તો મારા જેવા હાથ-પગ વાળા જ છે.ભગવાન નું મનુષ્ય સ્વરૂપ જોઈ ને ઘણા ને ભગવાન
વિષે જાતજાતની કુશંકાઓ થાય છે.
પણ મૂર્તિ જોઈને રામજી ના આનંદ-સ્વ-રૂપ નો વિચાર કરવાનો છે.
પરમાત્મા ના સર્વ-વ્યાપી સ્વ-રૂપ ની ઝાંખી કરવાની છે.
રામજી નું મૂર્તિ નું સ્વ-રૂપ (સાકાર સ્વ-રૂપ) તો
"કેવળ નિરાકાર ની કલ્પના કરવામાં મદદરૂપ થાય" એટલા માટે જ છે.

વેદાંત કહે છે કે-ઈશ્વર અરૂપ છે,નિરંજન અને નિરાકાર છે.
ભક્તો (વૈષ્ણવો) કહે છે કે-ઈશ્વર "અનંત-રૂપ" છે.(અનંત આકાર વાળો છે) ઈશ્વર ને કોઈ એક આકાર નથી.
સર્વ-વ્યાપી,શક્તિમાન ઈશ્વર "પ્રેમ ને કારણે" આકાર ધારણ કરે છે.
સૂક્ષ્મ માંથી સ્થૂળ (શરીર) રૂપે પ્રગટ થાય છે.
સોનાનો દાગીનો જેમ સુવર્ણ છે,અને ખાંડ નું રમકડું જેમ ખાંડ છે,તેમ પરમાત્મા નું આખું સ્વરૂપ
આનંદમય છે.એ નિર્લેપ,પરિપૂર્ણ,સચ્ચિદાનંદ સ્વરૂપ છે.

પણ દુઃખની અને આશ્ચર્યની વાત છે કે માનવી આ વાત જાણે પણ છે અને ભૂલી પણ ગયો છે.

ઘણા મહાત્માઓ કહે છે કે-પરમાત્મા અંશી છે અને જીવ ઈશ્વરનો અંશ છે.
સોનાની લગડીનો ટુકડો જેમ સોનું જ છે,તેમ પૂર્ણ આનંદ ઈશ્વર (અંશી) નો અંશ પણ આનંદ સ્વ-રૂપ જ છે.

જેમ, જળ નો સહજ ગુણ જેમ શીતળતા છે,અગ્નિ નો સહજ ગુણ જેમ ઉષ્ણતા છે,
તેમ જીવ નો સહજ ગુણ આનંદ છે.પણ અવિદ્યા (અજ્ઞાન-માયા) રૂપી પડળ ફરી વળતાં જીવ તે વાત ભૂલી ગયો છે.તેને પોતાના સ્વ-રૂપ નું વિસ્મરણ થયું છે.
જીવ ને આ ભૂલી ગયેલી વાત નું સ્મરણ થાય તેને માટે હરિકથા અને હરિનામ નો આશ્રય લેવાનો છે.

સમુદ્ર ને તરવા માટે જેવી રીતે નૌકા છે,તેમ આ સંસાર સમુદ્ર ને તરવા ની નૌકા હરિકથા-હરિનામ છે.
વાલ્મીકિજી એ આપણા પર દયા કરી આ હરિકથા-રામકથા –રૂપી નૌકા નું દાન કર્યું છે.

આનંદ એ જો પરમાત્મા નું સહજ સ્વરૂપ છે,તો આત્મા (જીવ) નું પણ એ જ સ્વરૂપ કહી શકાય.
સુખ-દુઃખ એ આત્મા ના ધર્મ નથી.આત્મા એ સુખ-દુઃખ થી લેપાતો નથી.
જે આ સાચી રીતે સમજે છે તે,સુખ-દુઃખ ને અસ્વાભાવિક સમજી તેની અસર થી દૂર રહે છે.

સુખ અને દુઃખ નિત્ય ટકતું નથી,બંને અનિત્ય અને  ક્ષણભંગુર છે.
નિત્ય એ માત્ર પરમાત્મા નો સહજ-સ્વાભાવિક આનંદ છે.માટે સુખ-દુઃખ ની આળપંપાળ કરવી જોઈએ નહિ.
જીવ પોતે પણ આનંદ-સ્વ-રૂપ હોવાં છતાં પોતાની અંદર આનંદ શોધવાને બદલે, બહાર આનંદ ખોળે છે.
એ માર ખાય છે,અને આનંદ પામી શકતો નથી.

એક મૂર્ખ માણસ હતો તેની વીંટી ખોવાઈ ગઈ,અને ઘરની બહાર રસ્તામાં વીંટી શોધતો હતો.
ત્યાં કોઈકે પૂછ્યું કે-ભાઈ તું શું શોધે છે ?તો પેલો માણસ કહે છે કે-વીંટી શોધું છું.
પેલાએ પૂછ્યું કે –શું વીંટી અહીં પડી ગઈ છે?ત્યારે પેલો માણસ કહે છે કે-
વીંટી તો ઘરમાં પડી ગઈ છે પણ ઓરડામાં અંધારું છે એટલે અહીં બહાર અજવાળા માં ખોળવા આવ્યો છું.

આવી જ કંઈક વાત જીવ ની છે. પોતાની અંદર રહેલા આનંદ ને તેની જગ્યાએ ખોળવા ને બદલે તે આનંદ ને સંસારમાં ખોળે છે.એને  કોઈ પૂછે તો કહે છે કે-
"હું સંસારમાં રહું છું એટલે આનંદ ને સંસારમાં ખોળું છું"
પરંતુ સંસારના વિષયો માણસને આનંદ આપતા નથી.સ્ત્રી,ધન,યશ,ઘર,ગાડી-એ કશામાં સાચો આનંદ નથી.
જેમ,જયારે શરીર પર ગલી-પચી કરવામાં આવે તો તે ક્ષણિક આનંદ આપે,માત્ર થોડા સમય માટે,
તેમ સંસાર નો આ આ ક્ષણિક આનંદ છે,તે સાચો નથી.

આનંદ માત્ર તેના ઉદ્ગમસ્થાન માં થી જ મળે.
જે વસ્તુ જ્યાં હોય,ત્યાં શોધો તો જ તે મળે.જ્યાં નથી ત્યાં શોધો તો માથું પછાડી મરો તો યે તે ના મળે.
સંસાર ના વિષયો આનંદ આપતા નથી,પણ સુખ-દુઃખ આપે છે.
જે સુખ આપે તે જ એક દિવસ દુઃખ પણ આપે છે.

જીવ ને આવા નાશવંત સુખ ની નહિ પણ,સદા ટકે તેવા નિત્ય સુખ ની –આનંદની ભૂખ છે.
એને એવું સુખ જોઈએ છે કે જે કદી ખૂટે નહિ કે ખોવાય નહિ.
સંસારના વિષયોમાં આનંદ છે એવું ઘડીભર માની લઈએ,પણ એમ માની લેવાથી કંઈ વળતું નથી.
પણ જીવ ને વારંવાર અનુભવ થાય છે કે-ક્ષણો માં તે સુખ જતું રહે છે.અને દુઃખ નું આગમન થાય છે.

તેમ છતાં જીવ સુધરતો નથી.

ગાડી,વાડી,લાડી –વગેરે જો સુખ સદાને માટે આપતાં હોય તેવું જો લાગતું હોય તો,
શરીર બિમાર થાય અને અસ્વસ્થ બને તો તે સુખ કેમ સુખ લાગતું નથી?
ઇન્કમટેક્સની રેડ પડે ત્યારે ગાડી-વાડી-કેમ દુઃખમય બની જાય છે?
પેટમાં ચૂંક આવતી હોય તો શીખંડ-પુરી અને પકવાન નો થાળ કેમ સુખ આપતો નથી?
નજીકના કોઈ સગા નું અચાનક મૃત્યુ થાય,ત્યારે
"મારે પણ આ બધું છોડી મરવું પડશે-જવું પડશે" એ વિચાર થી શોક કેમ થાય છે?
દીકરો –દીકરી કહ્યામાં ના રહે,મન માની કરે ત્યારે સંસાર કેમ ખારો થઇ જાય છે?

માટે જ સાચી વાત એ છે કે,સુખ કોઈ સંસારના પદાર્થ માં નથી.
પદાર્થ જડ છે,અને જડ પદાર્થ માં આનંદ કે સુખ હોઈ શકે નહિ.પણ જીવ ને જડ પદાર્થ માં આનંદ નો
કેવળ ભાસ થાય છે.એ આનંદ મેળવવા જાય છે, અને તેને સાચો આનંદ મળતો નથી.
સાચો આનંદ તો પરમાત્મા માંથી –પરમ ચૈતન્ય માંથી જ મળે છે.જીવ નો આનંદ તેની અંદર જ છે.
સંસાર નો સંબંધ છુટે તો આનંદ નો સંબંધ થાય- બ્રહ્મ સંબંધ થાય.

જીવન માં કોઈ કોઈ વાર ઘણા મનુષ્યો ને પ્રશ્ન થાય છે કે-
મનુષ્ય જીવન નો અર્થ શું?જીવન નું લક્ષ્ય શું ?જીવન શા માટે છે ?
ઘણી વાર સ્મશાનયાત્રા માં કે ચિતા પર શબને અગ્નિદાહ અપાતો જોઈ મનુષ્ય વિચારે ચડે છે-
"મારી પણ આવી દશા થવાની,હું પણ આમ જ મરી જવાનો.બધું છોડીને મારે પણ આમ જવું પડશે"
સ્મશાન માં આવો "વૈરાગ્ય" આવે છે પણ લાંબો ટકતો નથી.એટલે એને "સ્મશાન વૈરાગ્ય" કહે છે.
તેમ છતાં આ સ્મશાન વૈરાગ્ય એ વૈરાગ્ય. તો છે જ.કારણ તે અંતર માં પેદા થાય છે.

પ્રભુ એ જ એવી રચના કરી છે કે સંસાર માં ફસાયેલા મનુષ્યને આવી રીતે પણ ઢંઢોળે છે.
કોઈ પૂર્વ-જન્મ નો ભાગ્યશાળી આવા પહેલા ધક્કાથી જ ચેતી જાય છે.પણ
રીઢા થઇ ગયેલા મનુષ્યો મન ને ચુપ કરી દે છે અને મન ને કહે છે કે બેસ બેસ ડાહ્યલા...
બહુ ડહાપણ કર્યા વગર ખાં-પી અને મોજ કર.

ખાવું,પીવું,ઊંઘવું,મરવું-એ જ માત્ર માનવ જીવન નું લક્ષ્ય નથી.
આહાર-વિહારનું આવું જ્ઞાન તો પશુ-પંખી-કીટક ને પણ છે તો પછી બંને વચ્ચે ફેર શું ?
માણસ ને પ્રભુએ મન-બુદ્ધિ આપી છે,માણસ સુખ-દુઃખ નો અનુભવ કરી શકે છે.સાચા-ખોટા નો વિચાર કરી
શકે છે ને નિર્ણય પણ કરી શકે છે.

મનુષ્ય નું એક વિશિષ્ઠ લક્ષણ એ છે કે-તે પ્રભુ ને પામવાનો પ્રયત્ન કરી શકે છે,પ્રભુ ને પામી શકે છે.
પશુ પંખી તેમ કરી શકતા નથી.
ભર્તૃહરિ કહે છે કે-માણસે પોતાના જીવન નું લક્ષ્ય સમજવું જોઈએ.જો એ લક્ષ્ય નક્કી કરે તો તે માણસ,
નહિતર તો તે પૂંછ-શિંગડા વગરનો સાક્ષાત પશુ છે –એમ સમજવો.

સંસાર તો ચકલાં પણ માંડે છે,માળો બાંધે,ઈંડા મૂકે,બચ્ચાં મોટા કરે અને છેવટે મરે છે.
મનુષ્ય ને પલંગ માં આળોટવાનો જેવો આનંદ મળે છે તેવો ગધેડાને ઉકરડામાં આળોટવામાં મળે છે.

માણસ મન-બુદ્ધિ નો ઉપયોગ કરી ને પરમાત્મા ની ભક્તિ કરે તો એ માનવ નહિતર મનુષ્ય દેહમાં તે
દાનવ. ભગવાન ના નામ-જપ નો આનંદ લઇ શકે તે માનવ.

પાપ-પુણ્ય ને પ્રાણીઓ સમજી શકતા નથી. વાઘ-વરુ વગેરે જંગલી પ્રાણીઓ શિકાર કરી ને જ જીવી શકે છે,
તે તેમનો ધર્મ છે,માનવી નો ધર્મ હિંસા નો નહિ પણ અહિંસા નો છે.
બીજા જીવ ને દુઃખી કરી કે મારી ને પોતે સુખી થવાનો વિચાર ખોટો છે.
રાવણ રાક્ષસ-કુળ નો નહોતો,તે બ્રાહ્મણ-કુળમાં પેદા થયો હતો.બ્રાહ્મણ-કુળ ના સંસ્કાર બીજા ને સુખી
કરવાના છે, રાક્ષસ કુળ ના સંસ્કાર બીજા ને દુઃખી કરવાના છે.
રાવણે બ્રાહ્મણ ના સંસ્કાર છોડ્યા તેથી તે રાક્ષસ ગણાયો.

મનુષ્ય શરીર થી જ ભક્તિ થઇ શકે છે,ભગવાને પશુ-પંખી,ઝાડો,પહાડો વગેરે બનાવ્યા પણ તેમને સંતોષ
ના થયો એટલે ત્યારે તેમણે મનુષ્ય પેદા કર્યો.
ભાગવત માં ભગવાન કહે છે કે મને મનુષ્ય શરીર અતિ પ્રિય છે.
મનુષ્ય શરીર ભક્તિ,મુક્તિ અને જ્ઞાન નું સાધન છે.અને તેથી મનુષ્ય શરીર અતિ દુર્લભ છે.
એટલે જ તો ભગવાન પણ આ મનુષ્ય  શરીર માં અવતાર ધારણ કરે છે.

મનુષ્ય શરીર જ તપ કરીને ભગવાનને પામી શકે છે,પ્રભુ ના દર્શન કરી શકે છે.
પશુ પંખી તપ કે ભક્તિ કરી શકતા નથી.સ્વર્ગ ના દેવો પણ તપ કરી શકતા નથી.

સંતો દેવો ના શરીર ને ચાંદી નું અને મનુષ્યના શરીર ને લોઢાનું કહે છે.
ચાંદી નું શરીર આમ કિંમતી ખરું પણ પારસમણિ ના સંયોગ થી તે સોનું થઇ શકે નહિ.
જયારે, હરિ ભક્તિ નો પારસમણિ મનુષ્ય ના લોઢાના શરીર ને સોનું બનાવે છે.
એટલે પછી દેવ શરીર ની કોઈ કિંમત ખરી?

દેવો સ્વર્ગ નું સુખ ભોગવે છે પણ તે સુખો અનંત ન હોતાં અંતવાળા છે.કારણકે સ્વર્ગ માં દેવો કોઈ
નવા પુણ્ય નો સંચય કરી શકતા નથી.અને પુણ્ય પુરુ થતાં તેમને સ્વર્ગ છોડવું પડે છે.
આમ દેવો નો વેપાર એ ખોટ નો વેપાર છે.મૂડી રોજ ઓછી થતી જાય ને મૂડી માં વધારો થાય નહિ.
પુણ્યકર્મ અને પુણ્ય નો સંચય કેવળ પૃથ્વી પર મનુષ્યલોક માં જ થઇ શકે છે.
જ્ઞાન,ભક્તિ અને વૈરાગ્ય થી તપ કરી પરમાત્મા ને પામી શકાય છે.

એટલે જ  ભક્તો કહે છે કે-વ્રજ વહાલું રે વૈકુંઠ નહિ આવું.
નરસિંહ મહેતા એ ગાયું છે કે-હરિ ના જન તો મુક્તિ ન માગે માગે જન્મો જન્મ અવતાર રે.
સંત કબીર કહે છે કે-
જબ લોહા માટી મિલા,તબ પારસ કોહ કામ ?
મુઆ પછી આ શરીર રૂપી લોઢું માટી થઇ જાય,પછી પ્રભુ રૂપી-પારસમણિ શા કામનો?
( મને હમણાં જ આ શરીર માં જ મળો અને મારા શરીર (લોઢા-રૂપી) ને તમારા પારસમણિ-રૂપી
સ્પર્શ થી સોનાનો બનાવો,શરીર મરી જાય,માટી થઇ જાય, પછી મળો તો શું કામના?)

પરમાત્મા ના દર્શન વિના જીવ ને શાંતિ મળતી નથી.
સ્વપ્ન માં પ્રભુનાં દર્શન થાય તે સામાન્ય દર્શન છે,મંદિરમાં મૂર્તિમાં પ્રભુ ના દર્શન થાય તે મધ્યમ દર્શન
છે,પણ ઈશ્વર ના પ્રત્યક્ષ દર્શન થાય તે ઉત્તમ દર્શન છે
ધ્રુવ-પ્રહલાદ નું દ્રષ્ટાંત એ ઉત્તમ દર્શન નો પુરાવો છે.

મંદિર માં દર્શન કરી ને બહાર આવી ને મંદિર ના ઓટલા પર જ જેની તેની કુથલી કરવા બેસી જવું તે-
મધ્યમ દર્શન નો લાભ પણ ખોઈ નાખવા જેવું છે.
દુનિયા ના દરેક જીવ માં પરમાત્મા છે ને એ જ પરમાત્મા મારામાં છે-

એ પ્રમાણે આખું જગત જેને પરમાત્મા સ્વરૂપ દેખાય,તેને જ પરમાત્મા ના સ્વ-રૂપ નો અનુભવ થાય છે.

ગોપીઓ શ્રીકૃષ્ણ ની લીલાઓનું ચિંતન કરી ને પોતાનામાં જ પરમાત્મા નો અનુભવ કરે છે, અને
" હું જ કૃષ્ણ છું" એમ કહે છે.જ્ઞાની ઉદ્ધવ જયારે ગોપીઓ ને આશ્વાસન આપવા મથુરા થી ગોકુલ જાય છે,
ત્યારે ગોપીઓ કહે છે કે-વિરહ છે જ ક્યાં ?કૃષ્ણ મથુરા ગયા જ નથી તે તો અમારા અંતર માં જ કાયમ માટે
વિરાજમાન છે. ગોપીઓ ને ઉઘાડી આંખે સમાધિ છે.સર્વ જગત તેમના માટે કૃષ્ણમય બન્યું છે.

ગોપી ને જેમ જેને અંતરમાં પરમાત્મા દેખાય,તે ઈશ્વર ને એક ક્ષણ પણ છોડી શકે નહિ.
ઘડા માં નું આકાશ (ઘટાકાશ) જેમ ઘડા માંથી બહાર નીકળી શકતું નથી.તેમ
તેવો મનુષ્ય પરમાત્મા ને ઘડી ભર પણ છોડી શકે નહિ.

ખાડામાં પડી ગયેલા સુરદાસ ને પ્રભુ હાથ આપી બહાર કાઢે છે ને પછી ત્યાંથી છટકી જાય છે ત્યારે સુરદાસ
કહે છે-કે-હાથ છુડાકે જાત હો નિર્બળ જાનકે મોહી" ભલે ને મારો હાથ છોડાવી અદશ્ય થાઓ,પણ મારી
અંદર થી તમે ક્યાં ભાગી શકવાના છો? ત્યાંથી ભાગી જાણો તો ખરા માનુ.!!!ત્યાં તમે મારા કબજે છો.

પ્રભુ સઘળે છે તેનો અર્થ એ જ છે કે-કોઈ પણ એવું સ્થળ નથી કે જ્યાં રહી ને કે જ્યાં આગળ પ્રભુ નાં
દર્શન ના થઇ શકે.પ્રભુ દર્શન માટે ઘર છોડવાની કે સંસાર છોડવાની જરૂર નથી,
ગોપીઓ ને ઘરમાં રહી ને જ પરમાત્મા દર્શન થયાં હતાં.
ઘરમાં રહેવું પાપ નથી પણ ઘર ને મનમાં રાખવું તે પાપ છે.

આખો વખત મનમાં ઘર રહે તો,સંસાર-વ્યવહારના ,કામના ના,વાસના ના વિચારો આવ્યા કરે.
પછી,પ્રભુ નો વિચાર કરવાની મન માં ક્યાંય જગ્યા રહે જ નહિ.
સંતો કહે છે કે-સંસાર અને રામ બે એક આસને રહી શકે નહિ,માટે વ્યવહાર ભક્તિમય બનાવો.
ભક્તિ મંદિરમાં (સ્થળ) બેસી ને જ થઇ શકે તેવું નથી,પણ જ્યાં પણ બેસો ત્યાં ભક્તિ થઇ શકે.
તેના માટે દેશ (સ્થળ) કે કાળ (સમય) ની રાહ જોવા  ની જરૂર નથી.
ભક્તિ અમુક વખતે (કાળ) થાય ને અમુક વખતે ન થાય,તેવું પણ નથી.

વળી અમુક વ્યક્તિ કે અમુક ધંધાવાળો જ ભક્તિ કરી શકે તેવું પણ નથી.
મનમાં જો સતત પ્રભુ ને રાખવામાં આવે તો પ્રભુ જ વ્યવહાર કેવી રીતે કરવો તે જરૂર બતાવશે.
પછી વ્યવહાર ને ભક્તિ નો ઝગડો રહેશે નહિ. આવું થાય એનું નામ બ્રહ્મ-સંબંધ.
બ્રહ્મ-સંબંધ એવી ચીજ નથી કે જયારે મન થાય ત્યારે અપનાવાય અને બાકી નો સમય પ્રભુ ને
અભરાઈ પર ચડાવી દેવાય. બ્રહ્મ-સંબંધ એ કાયમી સ્થિતિ છે.
ભગવાને ગીતામાં "બ્રાહ્મી-સ્થિતિ" જેને કહી છે તે આ બ્રહ્મ-સંબંધ છે.
વૈષ્ણવે (ભક્તે) બ્રહ્મ-સંબંધ દ્વારા આવી બ્રાહ્મી સ્થિતિ ને સિદ્ધ કરવાની છે.
વૈષ્ણવ એટલે જે વિષ્ણુ નો થઇ ગયો છે તે.વિષ્ણુ જોડે જેમનો સંબંધ થયો છે તે.
"આ બધું વિષ્ણુ (પ્રભુ) નું છે અને હું પણ વિષ્ણુ નો છું." એવું જે માને તે વૈષ્ણવ (ભક્ત)
વૈષ્ણવ જે ક્રિયા કરે તે પ્રભુના માટે જ કરે છે,એટલે પ્રત્યેક ક્રિયા ભક્તિ બને છે.

ભક્તિ નો ખાસ સંબંધ મન સાથે છે.મનથી કરવામાં આવતી ભક્તિ સર્વોત્કૃષ્ટ છે.
મનથી જે ભક્તિ (માનસી ભક્તિ) કરી ના શકે તે તનથી (શરીરથી) ભક્તિ કરી શકે છે.
પણ માનસી ભક્તિ માં મન સતત પ્રભુમાં લીન રહે,પ્રભુ સિવાય બીજો કોઈ વિચાર મનમાં પ્રવેશી ના શકે,
ખાવું,પીવું,બેસવું,સૂવું-એવી દરેક પ્રક્રિયા જયારે માત્ર પ્રભુની માટે જ થાય,અને પ્રભુ નું નામ સતત
સ્મરણ-પૂર્વક થાય ત્યારે ભક્તિમાં જે આનંદ આવે છે તે શુદ્ધ સચ્ચિદાનંદ છે.

યોગી ને યોગ-માર્ગ માં જે આનંદ થાય તે ભક્ત ને ભક્તિ થી પ્રાપ્ત થાય છે.

દુનિયાના સાધારણ વ્યવહારમાં સુખ-સમૃદ્ધિ (ધન-મકાન વગેરે) મળે,તેના માટે ભક્તિ કરવી –
એ ભક્તિ નો હેતુ ન હોવો જોઈએ.કારણ કે આવા દુન્યવી સુખો ક્ષણિક (નાશવંત) છે,આવે છે ને જાય છે.
પણ ભક્તિ નું ફળ અ-મૃત (ના મરે તેવો-નિત્ય-) આનંદ છે.તે આનંદ ક્ષણિક નથી.

મનુષ્ય ધન મેળવવા દુઃખો વેઠી ને જેટલો પ્રયત્ન કરે છે, એટલો પ્રયત્ન જો,
પ્રભુ પ્રાપ્તિ માટે કરવામાં આવે તો તેનો બેડો પાર થઇ જાય.
પરમાત્મા ને "મન" આપવાનું છે,ધન (લક્ષ્મી) નહિ.પરમાત્મા ધન થી મળતા નથી.
પ્રભુ ને ધન ની જરૂર નથી, લક્ષ્મી ના પતિ ને ધન ની શું જરૂર?

પણ આ જગતના વ્યાપારમાં આપવાની (મન આપવાની) વાત તો બાજુએ રહી,
પણ જગતમાં સર્વ ને ધન (લક્ષ્મી) જોઈએ છે.લક્ષ્મી-પતિ (ઈશ્વર) કોઈને જોઈતા નથી.
લક્ષ્મીજી, પતિ ને છોડીને આવે નહિ,પતિ વિના એ કોઈના પર પણ પ્રસન્ન થાય નહિ.
શ્રીકૃષ્ણ-શ્રીરામ માં જે "શ્રી" આવે છે તે લક્ષ્મીજી-રાધાજી-સીતાજી છે.

શ્રી એટલે સૌભાગ્ય (સારું ભાગ્ય-નસીબ), શ્રી એટલે શક્તિ.
સર્વ જગતનું સૌભાગ્ય અને શક્તિ એ નારાયણ (શ્રીરામ) ને વરેલી છે (અર્પણ થઇ છે)
મનુષ્ય જો પોતાની ક્રિયા-શક્તિ (બુદ્ધિ શક્તિ) અને મન પરમાત્મા શ્રી રામ ને સમર્પિત કરે,
અને પરમાત્મા (બુદ્ધિમાં) જેમ સુઝાડે તેમ કરે, તો તેની બધી જવાબદારી પરમાત્મા લઇ લે છે.
ગીતામાં જે લખ્યું છે કે-યોગ-ક્ષેમ વહામ્યહમ. તે આ વસ્તુ છે.

જેમ નાનાં બાળકો બગીચામાં બનાવેલી લપસણી પર લપસી ને નીચે આવે છે,અને આનંદ પામે છે,
તેમ,આ જગત એ પાપની લપસણી છે,તેના ઉપર બેસતાની સાથે મનુષ્ય વેગ થી લપસી જાય છે,
તેને ક્ષણિક સુખ મળે છે.
પણ જગતની આ લપસણી નાની નથી,(બગીચા માં આવેલ બાળકો ની લપસણી ની જેમ) એટલે
જેમ વખત (સમય) થાય તેમ વધારે અને વધારે વેગ થી લપસી મનુષ્ય કોઈ ખાડામાં જઈ પડે છે.

આ રીતે પાપ (ઈશ્વર થી વિમુખ થવા) ની લપસણી પર લપસી ને ઈશ્વર થી વિમુખ થવાનું સહેલું છે,
પણ પુણ્ય (ઈશ્વર ની જોડે જવાનું) એ ચઢાણ છે,અને એ ચઢાણ પુરુષાર્થ (શક્તિ) માગે છે,માટે અઘરું છે.
ઈશ્વરે મનુષ્યને લપસવા (પોતાના થી વિમુખ જવા) માટે નહિ,
પણ ચઢવા માટે (પોતાની પાસે આવવા માટે) પેદા કર્યા છે.
પણ અહીં સ્થિતિ જુઓ, તો પાપની લપસણી પર લપસી ને મનુષ્ય ઈશ્વર થી વિમુખ થઇ રહ્યો છે.

ઈશ્વરે મનુષ્ય ને આપેલ જીવન માં મૃત્યુ નિશ્ચિત છે,સાત વારમાં થી કોઈ પણ વારે તે આવે જ છે.
તેને કોઈ ખાળી (અટકાવી) શકતું નથી.
પણ તેની બીક ને ખાળી શકાય છે,અને તેને ટાળી પણ શકાય છે. અને
તેનું (કળિયુગ માં) સાધન છે –પ્રભુ નું –"નામ" -રામનામ.

ઈશ્વર નું "નામ" (રામ-નામ) એ મૃત્યુ ની –મૃત્યુ ના બીક ની દવા (ઔષધિ) છે.
મૃત્યુ-રૂપી મહારોગ ની "રામ-બાણ" દવા (ઔષધિ-ઉપચાર) તે "રામ-નામ"

લોકો મૃત્યુ ને અમંગળ માને છે પણ મૃત્યુ અમંગળ નથી,

મૃત્યુ ને અમંગળ આપણે કલ્પ્યું છે,અને તે કલ્પના કરનારું આપણું મન છે.
અને આપણું મન શુદ્ધ નથી,તેથી તે મૃત્યુ થી બીએ છે..
મૃત્યુ એ તો પરમાત્માનો સેવક છે.પરમાત્મા મંગળમય છે એટલે તે મૃત્યુ પણ મંગળમય છે.
જેને પાપ નો વિચાર પણ આવતો નથી,અને જેને પાપ કર્યું નથી,તેને બીક નથી,તેનું મૃત્યુ મંગળમય છે.

મૃત્યુ એ પ્રભુ નો કાસદ (પટાવાળો-સેવક) છે.મનુષ્ય ના જન્મ સાથે જ પ્રભુનો આ કાસદ પ્રભુ ની ચિઠ્ઠી,
(સમાન) લઇ ને રવાના થઇ જ ગયેલો છે અને ક્યાંક છુપાઈ ને એ મનુષ્ય ના ખેલ જોયા કરે છે,
અને પ્રભુ નો "સમન" બજાવવા, નિર્ધારેલી પળ ની રાહ જોઈ રહ્યો છે.
જેવો સમય આવે એટલે મનુષ્ય ને બોચીમાંથી પકડી ને કહે છે કે-"બચ્ચુ હવે ચાલો"

મનુષ્ય ને મૃત્યુ ની બીક લાગે છે,કારણકે પાપ કરતી વખતે તે ડરતો નથી,પણ તે પાપ ની સજા
ભોગવવાનો સમય આવે ત્યારે તે ડરે છે. અંતકાળે મનુષ્ય ને મૃત્યુ ની ગભરામણ થાય છે,
એ ગભરામણ સાચે તો કાળ (મૃત્યુ) ની નથી,પણ તેણે કરેલા પાપની ગભરામણ છે.
સામાન્ય વ્યવહાર માં,નોકરીમાં લોકો ઉપરી અધિકારી કે સરકાર ની બીક રાખે છે,
પણ, એટલી પણ બીક તે ઈશ્વર ની રાખતા નથી.પરિણામે તે દુઃખી થાય છે.

રામ-નામ મનુષ્ય ને નિર્ભય બનાવે છે.પ્રભુ ના નામનો આશ્રય એ મોટો આધાર છે.
લોકો યાત્રામાં  નીકળે અને ખિસ્સામાં થોડું નાણું હોય તો તેમને  હિંમત રહે છે.તેમ,
જો રામ-નામ નું નાણું ખિસ્સામાં (મનમાં) હોય તો સંસાર ની યાત્રામાં કેટલી રાહત રહે?

તુલસીદાસજી કહે છે કે –ભય બિન પ્રીતિ નાહિ.
મરણ ની ભીતિ (ભય) થી પ્રભુમાં પ્રીતિ થાય છે.મનુષ્ય જો કાયમ ભીતિ રાખે તો તે સદાચાર ને માર્ગે
ચાલે છે,પાપથી દૂર રહે છે. અને પ્રભુ ના નામ નો આશ્રય લઇ ને પુણ્ય નો સંચય કરે છે.
ભક્તિમય અને પ્રેમમય જીવન જે ગાળે,તે કાળ (મૃત્યુ) પર વિજય પ્રાપ્ત કરે છે.

રામનું નામ તે આમ કાળ-નાશક છે અને સાથેસાથ કામ-નાશક પણ છે.
કામ ને મારે તે રાવણ ને (વાસના ને-મોહ ને) મારી શકે.
ઈશ્વર સાથે પ્રેમ કર્યા સિવાય અને ઈશ્વરની કૃપા ના થાય ત્યાં સુધી કામ-ક્રોધ જતા નથી.

ભાગવતમાં વ્યાસજીએ સ્પષ્ટ લખ્યું છે કે-ધ્રુવજી મૃત્યુ ના માથા પર પગ મૂકી ને વૈકુંઠ ધામ ગયા છે.
ભક્ત ની આ બલિહારી છે.ભક્ત કદી મૃત્યુ થી બીતો નથી,
પણ લોકો વ્યવહારમાં જેમ લગ્ન ની તૈયારી કરે છે,તેમ તે મૃત્યુ ની તૈયારી કરે છે.
મૃત્યુ નો દિવસ એટલે પરમાત્મા ને આ જન્મનો હિસાબ આપવાનો દિવસ.એ દિવસ પવિત્ર છે.
ભગવાન તે દિવસે પૂછશે કે-મેં તને આંખ આપી હતી તેનો તેં કેવો ઉપયોગ કર્યો?
જીભ –કાન-હાથપગ  આપ્યા હતા તેનું તેં શું કર્યું?તેનો કેવો ઉપયોગ કર્યો?

કબીર કહે છે કે-રામ-ઝરુખે બૈઠ કે સબકા મુજરા લેત,જૈસી જિનકી ચાકરી વૈસા ઉનકો દેત.
રામજી ઝરૂખામાં બેઠા છે અને જેમ રાજા તેના ચાકરો પાસે તેમની ચાકરી નો હિસાબ માંગે અને
તેમને સોંપેલી ચાકરી તેઓએ કરી કે નહિ તે જોવા માગે છે,
તેમ પ્રભુ,મનુષ્ય પાસે તેમણે કરેલી,અને તેમને સોંપેલી ચાકરી નો હિસાબ માગે છે.
અને જેવી ચાકરી કરી હોય તે પ્રમાણે તેમને આપે છે.

પ્રભુ ને આપવાના જિંદગી ના આ હિસાબ માં ગરબડ હોય તો મનુષ્ય ને ગભરામણ થવાની જ.

વ્યવહારમાં ઇન્કમટેક્ષ ઓફિસર ને એક વર્ષ નો હિસાબ આપવાનો હોય તો હિસાબમાં ગોટાળા વાળા ને ગભરામણ થાય છે તો આખી જિંદગી નો જયારે હિસાબ આપવાનો આવે ત્યારે શું દશા થાય?
મૃત્યુ આવી ને ઉભું રહે ત્યારે મનુષ્ય આવી જ કંઈક લાચાર હાલત અનુભવે છે.

મૃત્યુ સુધરે તેનું કે જેણે જીવન ને સુધાર્યું છે.જેણે પળેપળ નો સદુપયોગ કર્યો છે.
તન,મન,ધન,વાણી –વગેરે સર્વે નો જે સદુપયોગ કરે,અને પ્રભુ ના નામ(રામ-નામ) નો આશરો લે તેનું મરણ સુધરે છે.હરિનામ સિવાય મરણ ને સુધારવાનો બીજો કોઈ સરળ ઉપાય નથી.

તરાપ મારવા ટાંપી ને બેઠેલા કાળ (મૃત્યુ) નો મનમાં બરાબર ખ્યાલ રાખી ને વ્યવહાર ની ક્રિયાઓ કરવાની છે.તેને માટે સ્મશાન વૈરાગ્ય પુરતો નથી,દૃઢ વૈરાગ્ય ની જરુંર છે,
રોજ સ્મશાન માં જવાની જરૂર નથી પણ સ્મશાન ને રોજ યાદ કરવાની જરૂર છે.

શંકર ભગવાન સ્મશાનમાં વિરાજે છે,તેઓ જ્ઞાનના દેવ છે,તેથી સ્મશાન માં રહે છે.
સ્મશાન માં સમભાવ છે,ત્યાં રાજા આવે કે રંક,મૂર્ખ આવે કે વિદ્વાન,સ્ત્રી કે પુરુષ સર્વના શરીર ની ત્યાં રાખ થાય છે. સમભાવ એટલે “વિષમ ભાવનો અભાવ” સમભાવ એટલે ઈશ્વર ભાવ,
મનુષ્ય સર્વમાં સમભાવ રાખી વ્યવહાર કરે તો તેનું મરણ સુધરે છે.
સર્વમાં સમભાવ આવે તો દીનતા (દૈન્ય) આવે છે,ને પરમાત્મા ને પ્રસન્ન કરવાનું સાધન દૈન્ય પણ છે.

શાસ્ત્રમાં મુક્તિ ના બે પ્રકાર કહ્યા છે.
એક ક્રમ-મુક્તિ અને બીજી  સદ્યો-મુક્તિ
ક્રમ-મુક્તિ ક્રમે ક્રમે –ધીમે ધીમે થાય છે.
બસ ની લાઈનમાં ઉભા રહેલા નો વારો આવે ત્યારે તેને બેસવા મળે.તેમ.
બધા ક્રિયમાણ,સંચિત અને પ્રારબ્ધ કર્મો બળી રહે,અને જીવ શુદ્ધ થાય ત્યારે મુક્તિ મળે..
જયારે સદ્યો-મુક્તિ તરત જ મળે.સદ્યો મુક્તિ નો માર્ગ પ્રભુ-કૃપા નો છે.
એ માર્ગે જવાનું સાધન ભક્તિ છે (પ્રભુનું નામ-રામનામ-કૃષ્ણ નામ-હરિનામ છે)
મનુષ્ય ભગવદ-ભક્તિ કરે અને પ્રભુ પ્રસન્ન થાય તો પ્રભુ તેને સીધા પોતાના ધામમાં લઇ જાય છે.

પરમાત્મા ની સાધારણ કૃપા તો સર્વ જીવો પર છે પણ વિશિષ્ઠ કૃપા કોઈ કોઈ જીવ પર કરે છે.
જીવ જયારે વારંવાર પ્રભુની પ્રાર્થના કરી કરી ને થાકી જાય,અને છેવટે દીન બની ને પ્રભુને પોકારે,
ત્યારે ભગવાન ની તેના પર વિશિષ્ઠ કૃપા થાય છે.
જીવ ખૂબ નમ્ર બને અને સાધન (ભક્તિ) કરે તો તે પ્રભુ ને ગમે છે.તેમાંયે વળી
નિસાધન બની સાધન કરે તો તો તે સહુથી શ્રેષ્ઠ છે.
મારે હાથે કંઇ થતું નથી,કર્તા પ્રભુ છે,હું કંઈ કરતો નથી,એવી દૃઢ ભાવના (નિસાધન ની) જેની સિદ્ધ થઇ છે,
તેવો ભક્ત એ પરમાત્મા ની કૃપા નો અધિકારી બને છે.

ભક્તિ ને ઘણા લોકો સહેલી માને છે,પણ તે એટલી બધી સહેલી પણ નથી.
આ તો “શિર સાટે નટવર ને વરવા” ની વાત છે.
પ્રભુ ને શિર દઈ દઈ દીધું - પછી ધડ ને ચલાવવાની જવાબદારી નટવર ને હાથ છે.
શિર-સાટા ની ભક્તિ માં મરણ નો ડર નથી,દુઃખ નો ડર નથી.
મરી ને જીવે અને જીવી ને મરે એ ખરો શૂરવીર છે.એ ખરો ભક્ત છે.તેની ભક્તિ એ તેનું પ્રમાણ છે.
મરણ નું મરણ એ જ મુક્તિ છે.ભક્તિ થી મન ને પ્રભુ માં જોડી દીધું એટલે મન ની મુક્તિ થઇ.
મન ની મુક્તિ થઇ એટલે જીવ ની પણ મુક્તિ થઇ.

માટે જ રોજ પ્રભુ ને પ્રાર્થના કરવી જોઈએ કે- હે પ્રભુ,મારું મન તમારા સિવાય જગતના કોઈ પદાર્થ માં ના લાગો.હે નાથ,તમે મારા મન ને ખેંચી લો,મારા મન ને તમારા માં ભેળવી દો.
આપણું મન પથ્થર ના જેવું પૂર્ણ જડ નથી,પણ અર્ધ ચેતન અને અર્ધ જડ છે.
જરા સંકલ્પ કરવામાં આવે તો મન હજારો માઈલ દૂર જઈ આવે છે.

મન નો લય તો માત્ર ઈશ્વરમાં જ થઇ શકે છે.કારણકે સજાતીય વસ્તુ સજાતીય માં ભળે છે.
દૂધ માં ખાંડ ભળે તેમ.દુઃખ માં કાંકરો ભળી શકે નહિ.
જે ક્ષણે ક્ષણે સરી જાય છે તે સંસાર છે,સંસાર નો પ્રત્યેક પદાર્થ નાશવંત છે, મન તેમાં ભળી શકે નહિ.
મન તો માત્ર ઈશ્વરમાં જ ભળે,તેમના સિવાય બીજી કોઈ વસ્તુ માં મન ભળતું નથી.

રામજી મર્યાદા પુરુષોત્તમ છે.અને રામાયણ એ મર્યાદા સંહિતા છે.
રામજી એ પૃથ્વી પર પ્રગટ થઇને મનુષ્યો ને મર્યાદાઓ નું દર્શન કરાવ્યું છે.
મનુષ્ય ગમે તે સંપ્રદાય માં માનતો હોય કે ,કોઈ પણ દેવ –દેવી કે ભગવાન માં માનતો હોય,
પણ રામજી ના જેવી મર્યાદાનું પાલન,કે રામજી ના જેવું વર્તન ના રાખે ત્યાં સુધી,
ભક્તિ સફળ થતી નથી,ભક્તિ નો આનંદ મળતો નથી.
બાકી તો મનુષ્ય ને થોડી સંપત્તિ,યશ, અધિકાર મળે એટલે મર્યાદા ભૂલી જાય છે.

રામજી નું ચરિત્ર એવું પવિત્ર છે કે તેમના “નામ” નું સ્મરણ કરતાં મનુષ્ય પવિત્ર થઇ જાય છે.
વર્તન રાવણ જેવું નહિ પણ રામજી ના જેવું રાખવામાં આવે,અને
રામ-નામ નો જપ કરવામાં આવે તો,તાળવા માંથી અમૃત ઝરે છે.

શ્રી રામ નો અવતાર રાક્ષસોનો ના સંહાર માટે થયો નથી,
પણ મનુષ્યો ને ઉચ્ચ આદર્શો બતાવવા માટે થયો છે.રામજી સર્વ સદગુણો નો ભંડાર છે.
પોતે પરમાત્મા હોવા છતાં તેઓ સામાન્ય જીવન ની બધી મર્યાદાઓનું બરાબર પાલન કરે છે.
એટલે જ વાલ્મીકિ ને શ્રીરામની સાથે સરખાવવા જેવું કંઈ જડતું નથી.

તેમણે ખૂબ વિચાર કર્યો કે રામ ને કોની સાથે સરખાવું? રામને શી ઉપમા આપું?
પણ કોઈ ઉપમા જડી નહિ.ત્યારે કહે છે કે-“રામના જેવા જ રામ છે.”
રામ-રાવણ નું યુદ્ધ પણ મર્યાદાઓના પાલન સાથે નું એવું નીતિ-શુદ્ધ છે,કે વાલ્મીકિજી કહે છે કે-
રામ-રાવણ નું યુદ્ધ તો રામ-રાવણ ના યુદ્ધ જેવું જ છે.

રામજી નું સંપૂર્ણ જીવન અનુકરણ કરવા માટે છે.કૃષ્ણ જીવન અનુકરણ માટે નથી.
કૃષ્ણ જીવન તેમની લીલા ઓ નું સ્મરણ કરી તન્મય થવા માટે છે.
ગોકુલ-લીલા માં પુષ્ટિ છે.રામ-લીલામાં મર્યાદા છે,
રામજી ની અમુક લીલા અનુકરણીય અને અમુક લીલા ચિંતનીય છે-એવું નથી.
રામજી નું સમગ્ર વર્તન અનુકરણીય છે. શ્રીરામ માં સર્વ એકે એક સર્વ -સદગુણો ભરેલા છે.

આજકાલ મનુષ્ય એક બાજુ થી પુણ્ય કરે છે અને બીજી બાજુ પાપ કરવાનું ચાલુ રાખે છે
સરવાળે કંઈ હાથમાં આવતું નથી,રામજી સ્થિર-દૃઢ-સમ-ભાવ રાખવાનું કહે છે.
શ્રીરામ સદા માત-પિતાની આજ્ઞા માં રહેતા,સદા માતા-પિતા,ગુરૂ,વડીલો ને પ્રણામ કરતા.
પ્રત્યેક સ્ત્રીમાં રામજી માતૃભાવ રાખે છે.
આજકાલ તો છોકરાઓને બાપ ની મિલકત લેતાં સંકોચ-શરમ આવતી નથી,પણ
બાપ ને વંદન કરતાં શરમ આવે છે.

રઘુનાથજી ની ઉદારતા,તેમની દીન-વત્સલતા નો જગતમાં જોટો જડે તેમ નથી.
રામ જેવા રાજા થયા નથી અને થવાના નથી.તેથી મહાત્માઓ રામ-ચરિત્ર ને અલૌકિક અને દિવ્ય કહે છે.
રામજી મહાન પિતૃભક્ત છે.તેમનું વચન રાખવા રાજપાટ મૂકી ને ને વન માં ગયા,તેમણે પિતાના વ્યક્તિત્વ નું બધું માન્ય કર્યું પણ એક વસ્તુ તેમણે પિતાની જેવી નથી સ્વીકારી-અને તે તે -પિતાનું બહુ-પત્નીત્વ.
મુખ થી નહિ પણ આચરણ થી તેમણે એ બતાવ્યું છે.મુખ થી બોલે તો પિતાનું અપમાન થાય.
એટલે પૂર્ણ શુદ્ધ આચરણ કરી પોતાનું અજોડ એકપત્ની-વ્રત અને પિતૃભક્તિ બતાવી છે.

વાલ્મિકીજી એ રામાયણ-કાવ્ય લખ્યું તેમાં ઇતિહાસ મુખ્ય છે.
તુલસીદાસજી એ રામચરિત-માનસ કાવ્ય લખ્યું તેમાં ભાવ મુખ્ય છે.
ઇતિહાસ મનુષ્ય ના જ્ઞાન ની વૃદ્ધિ કરી શકે પણ અંતઃકરણ ને સંતોષ અને શાંતિ આપી શકતો નથી.
શાંતિ નો અનુભવ માત્ર ભાવ-દૃષ્ટિ થી જ થઇ શકે. એ કામ તુલસીદાસજી એ પુરુ કર્યું છે.
વાલ્મીકિ અવતાર માં અધૂરું રહેલું કાર્ય તેમણે તુલસીદાસજી રૂપે પુરુ કર્યું છે.

આમ વાલ્મિકીજી એક રૂપે અને તુલસીદાસજી બીજી રૂપે શ્રીરામ ને જુએ છે.
તેથી તેમની કથામાં સ્વાભાવિક રીતે થોડું અંતર દેખાય છે.
પણ હરિ અનંત રૂપ છે તો તેમની કથા એક રૂપ માં જ કેવી રીતે હોઈ શકે?
"હરિ અનંત હરિકથા અનંતા,કહ્હિં સુનહિં બહુ વિધિ સબ સંતા"
હરિ કથા કહેવામાં અને સાંભળવામાં પણ અનંત છે.

ઉપનિષદ માં પણ આવે છે કે-એકં સત્ વિપ્રા બહુધા વદન્તિ"
(સત્ય એક પણ વિપ્રો તેનું અનેક રીતે વર્ણન કરે છે) એવું જ હરિકથા નું છે.
જેવો જેનો ભાવ તેવું હરિકથાનું સ્વ-રૂપ.

સીતાજી ના હરણ પછી,શ્રીરામ શબરી ના આશ્રમ માંથી નીકળી,પંપા સરોવર ના કિનારે
લક્ષ્મણજી જોડે વાર્તાલાપ કરતા બેઠા હતા,ત્યારે શંકરજી આકાશમાંથી તેમણે નિહાળી રહ્યા હતા,
શંકરજી ને રામજી પ્રસન્ન ચિત્ત દેખાય છે.પણ તે જ સમયે નારદજી ત્યાં આવે છે તેમને
શ્રીરામ વિરહવંત દેખાય છે. ઈશ્વર ના સ્વરૂપ ની આ બલિહારી છે.

તુલસીદાસજી આ ભાવ સ્વરૂપ નું આપણી આગળ વર્ણન કરે છે.
કોઈ ને રામનું મર્યાદા-સ્વ-રૂપ ગમે ,કોઈ ને કૃપા-રૂપ ગમે,કોઈને કોમળ-રૂપ ગમે તો કોઈને વીર-રૂપ ગમે.
જેને રામજી નું જે રૂપ પ્રિય હોય તે સ્વ-રૂપે તે દેખાય છે.
જનક રાજાના દરબારમાં રાજાઓ,ઋષિ-મુનિઓ,સ્ત્રીઓ-સહુ ને શ્રીરામ જુદા જુદા રૂપે દેખાય છે.
તેવી જ રીતે વનવાસ પુરો કરી ને અયોધ્યા આવે છે ત્યારે સહુ ને એક સાથે મળે છે.
કોઈ ને વંદન તો કોઈ ને ભેટી ને મળે છે, જેનો જેવો ભાવ.

એટલે જ તુલસીદાસજી કહે છે કે-રામ-કથા તો પતિતપાવની ગંગા છે.
આવો,એમાં સ્નાન કરો અને પવિત્ર થાઓ. ગંગાજી કદી પૂછતા નથી કે તમે કેવા મેલાઘેલા છે?
એ તો કહે છે કે-આવો,પધારો હું તમારું સ્વાગત કરું છું.
રામજી-રૂપ (રામ-કથા રૂપ) ગંગાજી એકદમ નજીક છે,હાથ પર છે,ડૂબકી મારો તેટલી જ વાર.....

તુલસીકૃત રામાયણ માં ગંગાજી ને પેઠે શ્રીરામ એકદમ નજીક લાગે છે,
વાલ્મીકિ રામાયણ માં એટલા સમીપ લાગતા નથી.

એટલે જ સંતો કહે છે કે-
શ્રીરામ ને ભક્ત ની નજક લાવવા માટે વાલ્મીકિ એ જ તુલસીદાસજી રૂપે અવતાર લીધો હતો,

તુલસીદાસજી કહે છે કે-જાકી રહી ભાવના જૈસી,પ્રભુમૂરત દેખી તીન તૈસી"
(જેવી જેની ભાવના તેવી પ્રભુ ની મૂર્તિ તેમને દેખાય છે.)
પરમાત્મા-સ્વ-રૂપ ની આ સ્વાભાવિક લીલા છે.

ધનુષ્ય-ભંગના પ્રસંગ સમયે-પરશુરામજી ક્રોધ કરી ને ધસી આવે છે,ત્યારે રામજી નો વર્તાવ
સ્વસ્થ,શાંત અને સંયમી છે.તેમની નમ્રતા અદભૂત છે.
જે શિવ-ધનુષ્ય ને રાવણ જેવો મહાબલિ ઊંચકી શકતો નથી તેને શ્રીરામ ઊંચકી ને રમત રમતમાં
ઊંચકી લે છે,તેવા અતિ શક્તિશાળી મહામાનવ પ્રભુ ની નમ્રતા કેવી અજોડ છે !!
પરશુરામજી ને કહે છે કે-મહારાજ,તૂટેલું ધનુષ્ય તો સંધાવાનું નથી,
પણ ઉભા રહી ને આપણા પગમાં પીડા થતી હશે,આપ આસન ગ્રહણ કરો,તો હું આપની સેવા કરું.

એક મિત્ર તરીકે રામજી સુગ્રીવ ને કહે છે કે-મિત્ર નું દુઃખ જોઈ ને જે દુઃખી થતો નથી તેનું મોઢું જોવામાં પણ
પાપ છે.ખરો મિત્ર તે છે કે પોતાના પહાડ જેવા દુઃખ ને રજ સમાન ગણી,
મિત્ર ના રજ જેવડા દુઃખ ને મેરુ (પહાડ) સમાન જાણે.
"નિજ દુઃખ ગિરિ સમ રજ કરી જાના,મિત્રક દુઃખ રજ મેરુ સમાના"
સીતાજીના અપહરણ નું દુઃખ મેરુ સમાન હતું તેમ છતાં સુગ્રીવ ની વહારે ધાયા છે.
સીતાજી ના વિયોગ થી થયેલ રામની વેદનાનો ભાવ એ રામાયણ નો એક ઉત્તમ અંશ છે.
મનુષ્ય નો અવતાર ધારણ કર્યો એટલે રામજી ની આ સ્વાભાવિક લીલા છે.

એક માલિક (સ્વામી) તરીકે-રામજીએ હનુમાન જી તરફ શ્રદ્ધા અને ઋણ બતાવ્યું છે તે અદભૂત છે.
સીતાજી ના સમાચાર લઇ ને હનુમાનજી રામ પાસે આવે છે ત્યારે,
માલિક નું મન હનુમાનજી ની સન્મુખ થઇ શકતું નથી,શ્રી રામ કહે છે કે-
"હે હનુમાન,હું તારો ઋણી છું અને ઋણી જ રહેવા માગું છું,તારું ઋણ વળવાનો હું વિચાર પણ કરી શકતો
નથી,તારું ઋણ વળ્યું વળાય તેમ નથી,તારા ઋણ ના લીધે મારું મન તારી સન્મુખ પણ થઇ શકતું નથી."

પ્રતિ ઉપકાર કરૌંકા તોરા,સનમુખ ના હોઈ શકત મન મોરા,
સુનું સૂત તોહી ઉરીન મૈ નાહી,દેખેઊ કરી વિચાર મન માંહી.(સુંદર કાંડ)

ભક્ત ભગવાન ને ઋણી બનાવે છે.ભક્ત શાહુકાર અને ભગવાન દેવાદાર.સેવક ઋણદાતા અને સ્વામી
ઋણી!
કૃષ્ણ જન્મ માં પણ શ્રીકૃષ્ણ ગોપીઓ ના દેવાદાર રહ્યા છે. તેમના ઋણ માં રહેવાનું તેમણે પસંદ કર્યું છે.
કહે છે કે-હું અમર શરીર થી અનંત કાળ લાગી તમારી સેવા કરું પણ તમારા પ્રેમ,સેવા ને ત્યાગ નો બદલો હું
ચૂકવી શકું તેમ નથી.હું તમરો જનમોજનમ નો ઋણી છું.તમે ભલે મને ઋણ-મુક્ત કરો પણ હું તો
સદાય તમારો ઋણી રહીશ.

રામજી એ કોઈ પણ જીવ નું દિલ દુભવ્યું નથી.
જયારે,રામજી ને કૈકેયી એ વનવાસ આપ્યો ત્યારે રામજી કૈકેયી ને પગે લાગી ને કહે છે કે-
મા,મારો ભરત રાજા થતો હોય તો ચૌદ વરસ તો શું પણ આખી જિંદગી હું વનવાસ માં રહેવા તૈયાર છું.
મા,હું જાણું છું કે ભરત કરતાં તમને મારા પર વિશેષ પ્રેમ છે, વનમાં મને ઋષિ-મુનિઓ અને તપસ્વીઓ નો
સત્સંગ થાય તેથી જ તમે મને વનવાસ મોકલો છો.

અમારા કલ્યાણ સિવાય તમારા મનમાં બીજી કોઈ કામના નથી.

રામજી સરળ છે તો સીતાજી ની સરળતા પણ એથીયે અલૌકિક છે.
હનુમાનજી, સીતાજી ને લંકાની અશોકવાડીમાં મળે છે.છેલ્લે વિદાય સીતાજી કહે છે કે-
તું આવ્યો તે સારું થયું,પણ તારા ગયા પછી રાક્ષસીઓ મને બહુ ત્રાસ આપશે.
રાક્ષસીઓ કેવો ત્રાસ આપતી હતી તે હનુમાનજી એ નજરે જોયું હતું.એટલે હનુમાનજી કહે છે કે-
માતાજી,આપ આજ્ઞા કરો, તો હમણાં જ આપને મારા ખભા પર બેસાડી રામજી પાસે લઇ જાઉં.

ત્યારે સીતાજી કહે છે કે-ના,તું મારો દીકરો છે,બાળબ્રહ્મચારી છે,પવિત્ર છે,તેમ છતાં તું પુરુષ અને હું સ્ત્રી છું,
મારા માટે પર પુરુષ નો સ્પર્શ વર્જ્ય છે.
એવા જ બીજા પ્રસંગે-
સીતાજી રાક્ષસીઓ થી ઘેરાયેલાં છે,ત્યારે રાવણ મ્યાન માંથી તલવાર કાઢી ને કહે છે કે-
બે મહિના માં તું મને તાબે નહિ થાય તો,તલવારથી તારું હું તારું માંથી કાપી નાખીશ.
સીતાજી તે વખતે પોતાની અને રાવણ ની વચ્ચે એક તણખલું મૂકે છે,તે એવું બતાવવા કે,
"મારે મન તું તણખલા ની તોલે છે." અને પછી કહે છે કે-
મારા પ્રભુ ભગવાન રામચંદ્રજી ની ભુજાઓ શ્યામ કમળ ની માળા સમાન સુંદર અને હાથી ની સૂંઢ સમાન
બળવાન છે,હે શઠ,તું સાંભળ,મારા કંઠ (ગળા) માં કાં તો એ ભુજાઓ પડશે કાં તો તારી તલવાર પડશે.
મારી કઠોર પ્રતિજ્ઞા છે કે,આ ગરદન ને ત્રીજી કોઈ ચીજ સ્પર્શ કરી શકશે નહિ.

સતી અનસૂયા એ સીતાજી ને વનવાસ સમયે આશીર્વાદ આપતાં કહ્યું હતું કે-
હે સીતા,પતિવ્રતા તરીકે લોકો તને સદા સ્મરશે.
સીતાજી સ્ત્રી ધર્મ નું તત્વ જગતને બતાવે છે,અને જગત ને અદભૂત આદર્શ પુરો પાડે છે.

લંકા-વિજય કરી રામ જયારે અયોધ્યા પાછા ફરે છે ત્યારે,સૌથી પહેલા ગુરૂ વશિષ્ઠ પાસે જાય છે.
અને તેમનો ચરણ-સ્પર્શ કરી સાથે આવેલા બધા મિત્રો ને કહે છે કે-
આ અમારા પૂજ્ય,કુલગુરુ વશિષ્ઠ જી,કે જેમની કૃપા થી મને રણમાં વિજય મળ્યો.
પછી મિત્રો નો પરિચય આપતાં તે ગુરૂ વશિષ્ઠ ને કહે છે કે-
યુદ્ધ નો યશ આ મારા શું મિત્રો નો છે,તેમની મદદ થી જ હું અઘરું કામ પૂર્ણ કરી શક્યો.
આમ, વિજય નો બધો યશ,રામજી બીજા ને દઈ દે છે.

રામજી ની નજરમાં ઊંચ,નીચ,ગરીબ કે શ્રીમંત –એવો કોઈ ભેદભાવ નથી.
આથી નાના-મોટા બધા સેવકો પુરા ભક્તિભાવ થી તેમની સેવા કરે છે.
એમની સેના માં નથી પગારદાર નોકરો કે નથી ભીષણ શસ્ત્રાસ્ત્રો.
રાવણ લડવા માટે રથ માં બેસી ને આવે છે,અને રામજી તો પગે ચાલી ને જ જાય છે.
યુદ્ધ એમને પ્રિય નથી ,પણ ધર્મસંકટ છે.
રાવણ રણમાં પડ્યો,ત્યારે તેની અંત્યેષ્ટિ ક્રિયા તેઓ રાજ-સન્માન-પૂર્વક અને વિધિપૂર્વક કરાવે છે.
અને રાવણ ને વેદાવદ મહાત્મા તરીકે વર્ણવે છે.

ધર્મ ના બળ પર વિજય મેળવી ને રામજી અયોધ્યા આવી ને અયોધ્યા-પતિ બન્યા.
ત્યારે એવો યુગ પ્રવર્તયો કે લોકો આજે પણ તે સમય ને રામ-રાજ્ય કહે છે.
તુલસીદાસે રામરાજ્ય ને "સુ-રાજ્ય" અથવા "ધર્મ-રાજ્ય" તરીકે ઓળખાવ્યું છે.
રામરાજ્ય ની સ્થાપના માત્ર સ્થૂળ ધરતી કે સ્થૂળ શરીર પર નહિ પણ લોકો ના અંતરમાં થઇ છે.
એટલે જ લોકો આજે પણ રામ-રાજ્ય ને યાદ કરે છે.

વાલ્મિકીજી શ્રીરામ ને સત્ય-પ્રતિજ્ઞ,સત્ય-ધર્મ-પરાયણ-અને સત્પુરુષ કહ્યા છે.
લોકો ના આદર્શ તરીકે રામજી નું ચરિત્ર, એ -હૃદય,બુદ્ધિ,ભક્તિ તમામનો સુંદર સમન્વય બતાવે છે.
માનવી ની તમામ સદવૃત્તિઓ અને સદાચારો નો સમન્વય રામજી માં જોવા મળે છે.

ભગવાન શંકર રામાયણ ના આચાર્ય કહેવાય છે.શિવજી જગતને બતાવે છે કે-
હું ઝેર પી ગયો,પણ રામ-નામ ના પ્રતાપે મને કશું થયું નહિ.
ભગવાન શિવ નિત્ય રામ-નામ નું પાન કરે છે તેથી તે શિવ છે. શિવ એટલે કલ્યાણ-સ્વરૂપ.
શિવજી કહે છે કે-હું રામકથા કરું છું પણ રામજી કેવા છે તે હું જાણતો નથી.
શિવજી નો આ વિનય છે. જે એમ કહે કે હું કંઈ જાણતો નથી –તે બધું જાણે છે.
બાકી આજ-કાલ થોડું ભણેલા પણ મહાજ્ઞાની હોવાનો દેખાવ કરે છે.

શિવજી રોજ ઉમાને રામકથા સંભળાવે છે.શિવજી કહે છે કે-
હે સુમુખી,હું તો સદા “રામરામ રામરામ” ના મનોરમ જપ માં લીન રહું છું.
“રામ રામેતિ રામેતિ રામે  રામે મનોરમે,સહસ્ત્રનામ તુલ્યમ રામનામ વરાનને”
આ મંત્ર ને શ્રીરામ મહામંત્ર કહે છે.રામ નું નામ ભગવાન નાં હજાર નામ બરાબર છે.
એટલે કે જેવું વિષ્ણુ સહસ્ત્ર નામ સ્તોત્ર, તેવું જ રામરક્ષા સ્તોત્ર.

રામરક્ષા સ્તોત્ર ની શરૂઆત માં જ કહ્યું છે કે-
“ચરિતમ રઘુનાથસ્ય શતકોટિ પ્રવિસ્તરમ,એકૈકમક્ષરમ્ પુંસાં મહાપાતક નાશનમ”
(રઘુપતિ રામ ના ચરિત્ર નો શતકોટિ વિસ્તાર છે,એના એક એક અક્ષર
મનુષ્યોના મહાપાતકોનો નાશ કરનાર છે.)
શતકોટિ એટલે સો કરોડ.કહે છે કે-રામચરિત્ર નું વર્ણન ભગવાન શંકરે સો કરોડ શ્લોકો માં કર્યું છે.
એકવાર દેવો,દૈત્યો અને ઋષિઓ શિવજી ની પાસે આવ્યા ને એમણે રામાયણ ની માગણી કરી.
માગે એને ના કેમ કહેવાય? અને શિવજી તો પાછા આશુતોષ.જલ્દી પ્રસન્ન થાય તેવા.
શિવજીએ સરખે ભાગે રામ-કથા વહેંચી અને છેલ્લે માત્ર “રામ નું નામ” રહ્યું તે પોતે રાખ્યું.
દૈત્યો પણ રામ-કથા નો પાઠ કરતા હતા.રામજી નાં વખાણ તો રાવણે પણ કર્યાં છે.

એકનાથ મહારાજે ભાવાર્થ રામાયણ માં લખ્યું છે કે-
યુદ્ધ માં લક્ષ્મણે ઇન્દ્રજીત નો હાથ કાપી નાખ્યો કે જે ઇન્દ્રજીત ના આંગણામાં જઈને પડયો.
એ જોઈ ને ઇન્દ્રજીત ની પત્ની સુલોચના સતી થવા નીકળી,પણ ઇન્દ્રજીત નું મસ્તક રામજી પાસે હતું.
તેથી રાવણે કહ્યું કે “તું રામજી ની પાસે જા,એમના દર્શન કરી તારા પતિ નું મસ્તક માગી લાવ”
ત્યારે નવાઈ પામી અને સુલોચના બોલી કે-તમે મને શત્રુની પાસે મોકલો છો?
રાવણે કહ્યું-હું રામને શત્રુ માનુ છું પણ તેઓ મને શત્રુ માનતા નથી.
રાવણ ની રામ પ્રત્યે આવી શ્રદ્ધા હતી.અંતર થી તે રામ ને ઓળખાતો હતો.

મહાભારત માં પણ જેમ દુર્યોધન કહે છે કે-હું ધર્મ ને જાણું છું પણ તેમા હું પ્રવૃત્ત થઇ શકતો નથી,
અને હું અધર્મ ને પણ જાણું છું પણ તેમાંથી હું નિવૃત્ત થઇ શકતો નથી.
તેવું જ રાવણ નું છે. એ જાણે છે કે-રામનો પક્ષ ધર્મ નો પક્ષ છે,છતાં વાસના અને પ્રારબ્ધ કર્મ નો ઘેરાયેલો
એ એવો નિર્બળ છે કે-બધું જાણવા છતાં જાત ને બચાવી શકતો નથી.

શિવજી રોજ રામકથા કરે છે,અને જ્યાં રામકથા થાય ત્યાં હનુમાનજી હાજર થાય છે.
હનુમાનજી ની રજા વગર રામના દરબારમાં કોઈ ને પ્રવેશ મળતો નથી.એટલે તો રામ-મંદિર માં

પહેલાં હનુમાનજી નાં દર્શન કરવાં પડે છે.

કેટલાક લોકો શિવજી અને રામજીને, શિવજી અને શ્રીકૃષ્ણ ને જુદા ગણે છે.
કેટલાક લોકો કહે છે કે-અમે તો અનન્ય ભાવે શ્રીકૃષ્ણ કે શ્રીરામની સેવા કરવા વાળા છીએ.
અમે જો શિવજી નું નામ લઈએ તો અન્યાશ્રય થઇ જાય!!
પણ આ ભેદ દૃષ્ટિ ખોટી છે.શિવ,રામ,કૃષ્ણ એ સર્વ એક જ પ્રભુ નાં જ નામો છે.અને તે સર્વે એક જ છે.
જીવ અને શિવ જો જુદા નથી તો રામ અને કૃષ્ણ શિવ થી કેવી રીતે જુદા હોઈ શકે ?
ભક્તિ માં કોઈ એક દેવ મોટા ને બીજા નાના –એવો ભેદ-ભાવ રાખવો જોઈએ નહિ.

તુલસીદાસજી શ્રીરામનું સ્વરૂપ બરોબર ઓળખી ગયા છે એટલે તેઓ રામના મુખે શિવ ની અને શિવ ના મુખે રામજી ની પ્રશંસા કરાવે છે.એમાં કોઈ કોઈ થી ચડતું કે કોઈ કોઈ થી ઉતરતું નથી.
રામજી કહે છે કે-શિવ થી વધારે મને કોઈ પ્રિય નથી,જેને શિવ ની કૃપા મળતી નથી તેને મારી કૃપા પણ મળતી નથી.આમ રામજી શિવજી ની સ્તુતિ કરે છે.
જયારે બીજી તરફ શિવજી રામજી ની સ્તુતિ કરતાં કહે છે કે-રામના જેવો ઉદાર આ જગતમાં કોઈ નથી.વગર સેવાએ દીન પર રીઝે એવા તો જગતમાં એક રામ જ છે.મુનિઓ યોગ-સાધન કરી ને જે ગતિ પામતા નથી તે ગતિ,શ્રીરામ તેમના ભક્તો ને સહેજ માં આપે છે.

રામાયણ માં રામજી નું પ્રાગટ્ય થયું છે એમ લખ્યું છે,રામજી નો જન્મ થયો એવું લખ્યું નથી.
પરમાત્મા નો જન્મ કેવી રીતે થાય? એતો નિરંજન,નિરાકાર,અવિનાશી અને અવ્યક્ત છે.
છતાં પરમાત્મા પોતાના નિર્ગુણ સ્વ-રૂપ માંથી સાકાર સ્વરૂપે પ્રગટ થાય છે.
પરમાત્મા વિનાનું આ વિશ્વમાં (બ્રહ્માંડમાં) કોઈ સ્થળ નથી,વિશ્વ માં જે કંઇ છે તે સર્વ ઈશ્વર છે.
આવા સર્વ-વ્યાપી ઈશ્વર પોતાનીજ માયા ના પડદામાં ઢંકાયેલા હોવાથી,દેખાતા નથી.
આ માયા નો પડદો સોના જેવો મોહક અને ભભકાદાર છે.ને પ્રભુનું દર્શન થવા દેતો નથી.
પ્રભુને પણ પ્રગટ થવું ગમતું નથી,ગુપ્ત રહેવા તે આતુર છે. એ એમની લીલા છે.
તેમને પ્રગટ કરવાની શક્તિ રામ-નામ ના મંત્રમાં છે.

રામ-નામ જુના પાપો નાશ પામે છે અને નવા પાપો થતાં અટકે છે.
જુના પ્રારબ્ધ નો નાશ કરવાની શક્તિ પણ રામનામ માં છે.જપ નો આ પ્રતાપ છે.
દુર્યોધન કહે છે કે-હું જાણું છું કે પાપ શું છે,પણ પાપ કર્યા વગર હું રહી શકતો નથી.
એટલે કે એના પૂર્વ-જન્મ ના પાપ ના સંસ્કાર એટલા પ્રબળ છે કે,એ સંસ્કાર ને બળે પાપ થઇ જાય છે.

પાપ ના સંસ્કાર જેમ બળવાન છે તેમ પુણ્ય ના સંસ્કાર પણ એટલા જ બળવાન હોય છે.
રામનામનો જપ કરવાથી પુણ્ય ના સંસ્કારો બંધાય છે,ભવિષ્ય ને તે ઘડે છે અને વર્તમાન ને સુધારે છે.
તે ભૂતકાળ ના પ્રારબ્ધ કર્મો ને પણ નબળા પડી ને વખત જતાં દૂર કરે છે.
આ ચમત્કાર રામ-નામ ના જપ નો છે.મન ને સુધારવા નો બીજો સીધોસાદો કોઈ ઉપાય નથી.

સુધરવાનું આપણા હાથમાં જ છે.બહારનું કોઈ આવી આપણને સુધારતું નથી કે બગાડતું નથી.
અંદર ભેગો થયેલો કચરો જ મનુષ્ય ને બગાડે છે.બાકી મનુષ્ય પોતે જ પોતાના ભાગ્ય નો વિધાતા છે.
ઉદ્ધરેદાત્મનાત્માનમ....પોતે જ (આત્મા વડે) પોતાનો (આત્માનો) ઉદ્ધાર કરવો .એમ ગીતાજી માં લખ્યું છે.
તે માટે જપ એ મોટું એક સાધન છે.કળિયુગ માં યોગ-સાધના વિકટ બની ગઈ છે.
તેવે વખતે જપ-યજ્ઞ એ જ મોટો ભેરુ (મિત્ર) છે.

ગીતાજી માં કહે છે કે-બધા યજ્ઞો માં હું જપયજ્ઞ છું.

જપયજ્ઞ એ પ્રભુ નું સ્વ-રૂપ છે.શ્રેષ્ઠ છે.ઈશ્વર ને મેળવવાનું એક સાધન જપયજ્ઞ છે.
શાસ્ત્રોમાં જપ ને માનસિક તપસ્યા કહે છે.જપયજ્ઞ ને મંત્ર યોગ પણ કહે છે.
જપ દ્વારા ઈશ્વર સાથે એકતા સાધવાની હોય છે,યોગ સાધવાનો હોય છે.
માળા ફેરવવાનું દુનિયાના બધા ધર્મો માં છે.ખ્રિસ્તીઓ અને મુસલમાનો પણ માળા ફેરવે છે.
આપણા સનાતન ધર્મમાં જપ ની અને મંત્ર ની એક વિદ્યા છે તે અજોડ છે.

મહાન ઋષિઓ એ મંત્ર નો પાઠ સિદ્ધ કરી સામાન્ય માણસ ને માટે મંત્રો નક્કી કર્યા છે.
મંત્ર-જપ વખતે એક ચોક્કસ નાદ ઉત્પન્ન થાય છે.મંત્ર ની શક્તિ એ શબ્દ (નામ) ની શક્તિ છે.
અને શબ્દ ની શક્તિ તે પરમાત્મા ની શક્તિ છે.તેથી તેને શબ્દ-બ્રહ્મ પણ કહે છે.
યોગીઓ ને સમાધિ માં અનાહત નાદ સંભળાય છે.
અનાહત એટલે જેને કોઈ વગાડનાર નથી છતાં વાગે છે તે......

જપ કરવાથી બ્રહ્મ માં શબ્દ નો પડઘો પડે છે.અને પ્રભુ ની પરમ-શક્તિ નું અવતરણ થાય છે.
મોટે થી જપ કરવા કરતાં મૌનજપ કે માનસી જપ એ વધુ ઉત્તમ છે.
માનસી જપ ની અસર મન પર થાય છે,માનસી જપ માં ધીરે ધીરે જપ નો અર્થ પ્રત્યક્ષ થાય છે.
અને પછી એવી સ્થિતિ થાય છે કે-મનમાં જપ નું રટણ સૂક્ષ્મ-રૂપે ચાલ્યા જ કરે છે.

સવારે નાહી-ધોઈ ને એકાસને બેસી શરીર સ્થિર કરી જપ કરવો ઉત્તમ છે.
તેમ છતાં રામ-નામ તો હાલતાં ચાલતાં,ખાતાં પીતાં,નહાતાં ધોતાં-ગમે ત્યારે લઇ શકાય છે.
ભક્તિ નોં આ મહિમા છે,કળિયુગ માં ભક્તિ વિના બીજું કોઈ સાધન હાથ-વગુ નથી.
નામ-એ જ બ્રહ્મ છે.ઈશ્વર નું નિર્ગુણ સ્વ-રૂપ અતિ સૂક્ષ્મ છે.મન-બુદ્ધિ તે પર છે.અને
ઈશ્વરનું સગુણ સ્વરૂપ અતિ તેજોમય છે.સગુણ સ્વરૂપ નો સાક્ષાત્કાર કરવાની શક્તિ મનુષ્ય માં નથી.

પરમાત્મા નું સગુણ-રૂપ-દર્શન કરી ને અર્જુન પણ બોલી ઉઠયો હતો કે-
પ્રભુ,તમારું આ રૂપ જોઈ ને મારું મન ભય થી વ્યાકુળ થઇ રહ્યું છે.
ત્યારે નામ-બ્રહ્મ નું દર્શન સર્વ ને થઇ શકે છે.કીર્તન માં તાળી પડવાથી નાદ-બ્રહ્મ થાય છે.
નામ-બ્રહ્મ અને નાદ-બ્રહ્મ –એક થતાં પરબ્રહ્મ પ્રગટ થાય છે.

ઈશ્વર સર્વમાં છે –સર્વવ્યાપક છે –એમ ખાલી બોલવાથી કશી પ્રાપ્તિ થતી નથી કે એમ
જાણવાથી પણ કશી પ્રાપ્તિ નથી,ખાલી ભગવાન ને ચંદન-પુષ્પ ચડાવી દેવા એ કઈ ભક્તિ નથી.
સર્વ માં સદભાવ રાખવો તે ભક્તિ છે.ઈશ્વર ની મૂર્તિ માં જેવો ભગવદભાવ રાખીએ છીએ તેવો
ભાવ ભગવાને રચેલી આ સૃષ્ટિ માં,પદાર્થમાત્રમાં રાખવો અને ઈશ્વર સર્વમાં વિરાજેલા છે,
એવો જે અનુભવ કરે છે તે ધન્ય છે.
પ્રત્યેક વ્યવહાર ભક્તિમય બનાવવો જોઈએ,શુદ્ધ વ્યવહાર તે ભક્તિ છે.
જેના વ્યવહાર માં દંભ છે અભિમાન છે તેને ભક્તિ નો આનંદ આવતો નથી.
મર્યાદા-પુરુષોત્તમ શ્રીરામ આપણા ને વ્યવહારમાં કેમ વર્તવું તે બતાવે છે.

ભાગવતમાં પ્રહલાદજી એ બતાવ્યું છે કે-માતા-પિતા રામનામ ની મનાઈ કરે તો એમની આજ્ઞાનો પણ
સવિનય ભંગ કરવો.મીરાંબાઈ ને ચિત્તોડ નું રાજકુટુંબ ભગવાન ભજન કરવામાં અનેક રીતે પીડતું હતું.
મીરાબાઈએ પત્ર લખી ને તુલસીદાસજી ની સલાહ માગી,ત્યારે તુલસીદાસજી એ કહ્યું કે-
સીતા-રામ ની ભક્તિ ખાતર ગમે તેવાં સગાં-વહાલાં નો પણ ત્યાગ કરવો.
" જાકે પ્રિય ન રામ બૈદેહી તજીએ તાહિ બૈરી સમ,જદ્યપિ પરમ સનેહી."
મીરાબાઈએ તે સલાહ નો અમલ કર્યો તો તેમણે રામ-રતન ધન ની પ્રાપ્તિ થઇ.અને ગાયું કે-

"પાયોજી મૈને રામ રતન ધન પાયો"

એવું નથી કે ભક્તિ માત્ર મંદિર માં જ થઇ શકે.ભક્તિ સર્વત્ર થઇ શકે છે.
ઈશ્વરથી વિભક્ત (જુદો) નાં થાય તે ભક્ત.સદા સર્વદા પરમાત્મા ના "નામ" થી જુદો ના થાય તે ભક્ત.
જપ એ પુરુષાર્થ નું પ્રતિક છે."મારું તન-મન પ્રભુ ને સમર્પી દઉં છું"
એવી અનન્ય ભાવ ની ભક્તિ એ માનવી નો પરમ પુરુષાર્થ છે.
સમર્થ રામદાસજી મહારાજે બાર વર્ષ ગોદાવરીમાં ઉભા રહી ને રામ-નામ નો જપ કર્યો હતો,ને તેમને
મંત્ર-સિદ્ધિ પ્રાપ્ત થઇ હતી.જયારે આપણે તો એકાદ માળા ફેરવી ફળ લેવા અધીરા થઇ જઈએ છીએ.

મનુષ્ય-દેહ એ એક ટ્રસ્ટ જેવો છે.અને એ ટ્રસ્ટ નો હેતુ પરમાત્મા નો સાક્ષાત્કાર કરવાનો છે.
દેહને ખવડાવો,પીવડાવો, રમાડો,જાત્રા કરાવો,ઉપદેશ કે પુસ્તકો વાંચો-કે એવું બધું ગમે તે કરો,
પણ વિચારવા નું છે કે ટ્રસ્ટ નો હેતુ પાર પડ્યો છે કે નહિ.
ઈશ્વર જવાબ માગશે-કે આ શરીર ધારણ કરી કેવળ અહંકાર ને આસક્તિ વધાર્યા કે કશું સાધન કર્યું?
સંતો કહે છે કે-આનો જવાબ તમારી પાસે ના હોય તો,રામ-કથા નું શ્રવણ કરો,વચન કરો,મનન કરો.
રામ-કથા તમને તમારા જીવન નો અને ઈશ્વરે સોંપેલા ટ્રસ્ટ નો હેતુ સ્પષ્ટ સમજાવશે.

પણ મનુષ્ય નું અભિમાન આમાં આડું આવે છે.અને અભિમાન દૂર કરવા નો રસ્તો ભક્તિ છે.
તુલસીદાસજી રામ-નામ નો મહિમા ગાતાં કદી ધરાતા નથી.
જેવી તેમની રામ-ભક્તિ છે તેવી જ તેમની અપૂર્વ દીનતા છે.તે કહે છે કે-
રામનામ માં સ્નેહ થવો એ પૂર્વજન્મો ના પુણ્ય નું ફળ છે.મારાં પાપ એવાં છે કે,મારાં પાપ સાંભળી નરક પણ
નાકનું ટેરવું ચઢાવે છે,પણ શ્રી રામ મારા જેવા પર પણ પરમ કૃપા કરે છે.
તુલસીદાસજી નો આ વિનય છે.

રામ શબ્દ માં "ર-અ-મ" એમ ત્રણ અક્ષરો છે.
"ર" એ અગ્નિનું."અ" એ સૂર્ય નું અને "મ" એ ચંદ્ર નું બીજ છે. આ ત્રણે મોહ-રૂપી અંધકાર નો નાશ કરે છે.
"ર" કાર બ્રહ્મમય,"અ"કાર વિષ્ણુમય અને "મ"કાર એ શિવમય છે.
એવીજ રીતે ૐ કાર માં પણ બ્રહ્મ-વિષ્ણુ-મહેશ નું સ્વરૂપ છે.એટલે રામ-નામ ૐ કાર સમાન છે.

તુલસીદાસજી કહે છે કે-શરીર ની અંતર-બાહ્ય શુદ્ધિ જોઈતી હોય તો,જીભે થી રામનું "નામ" લો.
રામ-નામ તો દીપક સમાન છે,જીભ ના ઉંબરા પર તે દીપક સ્થિર કરશો તો,
આખા ઘરમાં,અંતરમાં ને જીવન માં અજવાળું થઇ જશે.

શ્રીરામે એક અહલ્યા ને તારી,પણ રામ-નામે તો લાખો-કરોડો સ્ત્રીઓ નો ઉદ્ધાર કર્યો છે.
શ્રીરામે તો શિવજી નું એક ધનુષ્ય તોડ્યું,પણ રામનામ તો ભવના ભય ને ભાગી નાખે છે.
શ્રી રામે તો એક દંડકારણ્ય ને શોભાવ્યું,પણ રામનામતો કરોડો મનુષ્ય ના મન માં નિવાસ કરી તેને પાવન
કરે છે.શ્રીરામે રાક્ષસો ના દલ નો સંહાર કર્યો,પણ રામનામતો કળિયુગ ના અનેક ક્લેશોનું નિકંદન કાઢે છે.

શ્રી રામે તો સુગ્રીવ અને વિભીષણ એ બે જ ને આશ્રય આપ્યો પણ રામનામે અસંખ્ય શરણાગતો ને
આશ્રય આપ્યો છે.શ્રીરામે તો રીંછો અને વાનરો ની મદદ લઇ ને અતિ મહેનત કરી સમુદ્ર પર પુલ બાંધ્યો,
પણ રામનામ લેતા વિશાળ સમુદ્ર અખો ને આખો સુકાઈ જાય છે,એના પર પુલ બંધાવાની જરૂર રહેતી
નથી,અને સુકાઈ ગયેલા ભવસાગર ને પાર કરવાનું આસાન છે.
આમ નિર્ગુણ બ્રહ્મ અને સગુણ રામ કરતાં પણ રામ-નામ મોટું છે.

કળિયુગમાં રામ નું નામ કલ્પવૃક્ષ જેવું છે.તે કલ્પવૃક્ષ ની છાયા માં વાલિયો લુંટારો વાલ્મીકિ બની ગયો અને તુચ્છ તુલસીદાસ તુલસી જેવા પવિત્ર બની ગયા..
કળિયુગમાં રામ નામ ઈચ્છિત ફળ આપે છે,તેથી તેને કલ્પતરુ પણ કહ્યું છે.
કળિયુગ માં ભક્તિ નથી,જ્ઞાન નથી પણ કેવળ રામનામ જ મનુષ્ય નો સહારો છે.
જ્ઞાન અને વૈરાગ્ય બધું રામનામ માં થી જ મળી આવે છે તે જ ગુરૂ અને તે જ તારણહાર છે.

શિવજી કહે છે કે-જ્યાં જ્યાં રામકથા થાય છે ત્યાં હનુમાનજી તે સાંભળવા હાજર રહે છે,
રામરક્ષ સ્તોત્ર માં ભક્ત રામજીનું શરણું સ્વીકારે છે સાથે સાથે હનુમાનજી નું પણ શરણું માગે છે.

હનુમાન જી ને મન ના જેવા વેગવાળા,જીતેન્દ્રિય અને બુદ્ધિમાનો માં વરિષ્ઠ કહ્યા છે.તેમને રામદૂત કહી ને ભક્તો તેનું શરણ લે છે.રામદૂત ને શરણે ગયા એટલે રામ સુધી પહોંચાડવાની જવાબદારી રામદૂત ની.
રામનામ લેનાર ની રક્ષા નો ભાર હનુમાનજી ના માથે છે.
મનોજવં મારુતતુલ્ય વેગં,જીતેન્દ્રીયમ બુધ્ધિમતાં વરિષ્ઠમ,
વાતાત્મજં વાનરયુથ મુખ્યમ,શ્રીરામ દુત્તમ શરણંપ્રપદ્યે.

બ્રહ્માજી એ વાલ્મીકીજી ને વચન આપ્યું છે કે-જ્યાં સુધી પૃથ્વી પર નદીઓ અને પહાડો રહે શે ત્યાં સુધી તમારી રચેલી રામકથા લોકો માં પ્રચાર પામશે.
તુલસીદાસજી રામકથા ને તરી ના શકાય તેવી નદી પર ના મોટા પુલ જોડે સરખાવે છે.
નદી પર પુલ ના હોય તો નદી પાર ના કરી શકાય,
પણ પુલ હોય તો એક નાની કીડી પણ નદી પાર કરી ને સામે કિનારે પહોંચી જાય છે.

રામકથા સર્વે પાપો ને હરનારી છે.કળિયુગ ની કામધેનું છે,સંજીવની છે,અમૃત ની કુપી છે,
ગંગાજી-જમુનાજી છે,ચિત્ત છે ,ચિત્રકૂટ છે,ચિંતામણી છે,મંગળ કરનારી છે,મુક્તિ આપનારી છે,
ભયંકર રોગો નો નાશ કરનારી છે,કામ,ક્રોધ,લોભ,મોહ ને હણનારી છે,વિષયોરુપી ઝેર ઉતારનાર મહામણિ છે,લલાટ માં લખેલા કઠિન લેખો ને ભૂંસનાર ઔષધિ છે,અને અંધકાર ને હણનાર રવિ (સૂર્ય) છે.

શિવજી સતત રામનામ જપે છે.પાર્વતીજી એનાં સાક્ષી છે.
એકવાર પાર્વતી જી એ પૂછ્યું કે-આપ રાત અને દિવસ રામ-રામ જપો છો,એ રામ શું અયોધ્યા ના રાજા દશરથ ના પુત્ર છે કે પછી અજન્મા,નિર્ગુણ અને અગોચર બીજા કોઈ રામ છે ?
અને રામ જો બ્રહ્મ જ હોય તો સીતાજી ના વિરહમાં સામાન્ય માનવી ની જેમ આવા વિહ્વળ કેમ બની ગયા?
કૃપા કરી મારા મન ની આ ગૂંચ આપ ઉકેલો.

રામનું નામ પડતાં જ શિવજી ગદગદ થઇ જાય છે.એમની આંખોમાં થી પ્રેમાશ્રુ ઝરે છે.
થોડી વાર ધ્યાનમગ્ન રહી ને તેમણે રામજી ની સ્તુતિ થી શરૂઆત કરી કહ્યું કે-
જેમ,જાણ્યા વિના દોરીમાં સર્પ નો ભ્રમ થાય છે,જેમ જાણ્યા વિના અસત્ય પણ સત્ય જણાય છે,
જેમ જાગ્યા પછી સ્વપ્ન નો ભ્રમ જતો રહે છે,
તેમ,જેને જાણ્યા પછી સર્વ જગતનો લોપ થઇ જાય છે તેવા શ્રીરામચંદ્રજી ને હું વંદન કરું છું.
જેમનું નામ જપતા સર્વ સિદ્ધિઓ સુલભ થાય છે તે મંગલ નામ ના ધામરૂપ અને અમંગળ ને દૂર કરનારા,શ્રી દશરથ ના આંગણા માં ખેલનારા,બાળસ્વરૂપ શ્રીરામચંદ્રજી મારા પર કૃપા કરો.

આમ રામજી ની સ્તુતિ-યશ ગાઈ અને તેમની પ્રાર્થના કરી,તેમની કૃપા ની યાચના કરી
શિવજી પાર્વતીજી ને કહે છે કે-હે પાર્વતી જી,રામકથા એવી દિવ્ય છે કે,એના શ્રવણ થી સ્વપ્ને પણ માણસ ને શોક,મોહ કે સંદેહ ના થાય.ભગવાને કાન દીધા છે,તે રામકથા સાંભળવા,પ્રભુએ આંખ દીધી છે તે

રામજી ના દર્શન કરવા,પ્રભુ એ મસ્તક દીધું છે તે હરિના ચરણ માં નમવા,અને પ્રભુએ હૃદય દીધું છે તે રામજી ની ભક્તિ માં સમર્પિત કરવા.અને પ્રભુએ જીભ દીધી છે તે રામનું નામ બોલવા.
પ્રભુએ દીધેલ ઇન્દ્રિયો નો સદુપયોગ ના કરે તે મનુષ્ય નથી પણ પશુ છે.

શિવજી કહે છે -
જેના હૃદયનું દર્પણ મેલું છે,જેના પર વાસના ના પડળ જામી ગાયા છે,
તે રામના સ્વરૂપ ને જોઈ શકતો નથી.તે અંધ,મૂર્ખ અને અભાગી છે.
જે માયા ને વશ થઇ જન્મ-મરણ ના ફેરા માં ભટક્યા કરે છે,એ
રામ ના સગુણ-નિર્ગુણ સ્વરૂપ ને કેવી રીતે સમજી શકવાનો છે?
પણ જે વિચારશીલ છે,જેના ચિત્તમાં ભ્રમ રૂપી અંધકાર નથી,જેણે મોહ રૂપી મદિરા નું પાન કરેલું નથી,
જેના મન-દર્પણ પર વાસના નો મેલ ચડ્યો નથી તે જ સમજી શકશે કે
નિર્ગુણ અને સગુણ માં કંઈ ભેદ નથી.
ઋષિ-મુનિઓ કહે છે અને વેદ-પુરાણો સાક્ષી પૂરે છે,કે જે નિર્ગુણ નિરાકાર છે,અવ્યક્ત છે,અનાદિ છે,
તે જ ભક્તો ના પ્રેમ ને વશ થઇ સગુણ થાય છે.

જેમ પાણી અને પાણી નો બરફ –એ બે જુદા નથી,તેમ નિર્ગુણ અને સગુણ જુદા નથી.
જેનું નામ-માત્ર મોહ નો નાશ કરી દે છે,તેને પોતાનો મોહ કેવો? (રામ ને વિરહ કેવો?)
શ્રીરામ તો સચ્ચિદાનંદ સૂર્ય છે તેમાં મોહ રૂપી રાત્રિ નો લવલેશ પણ અંશ નથી.
હર્ષ-શોક વગેરે તો જીવ ના ધર્મો છે,સચ્ચિદાનંદ રૂપ પરમાત્મા ના નહિ.
શ્રીરામ તો પોતે જ માયાના અધિશ્વર છે,અને પોતે જ માયા ના પ્રકાશક છે,

જેમ છીપ માં ચાંદી દેખાય છે,રણમાં ઝાંઝવા નું જળ દેખાય છે,તેવી આ માયા છે.
માયા અસત્ય છે છતાં તે દુઃખ આપે છે.સ્વપ્ન માં કોઈ માથું કાપી નાખે તો દુઃખ થાય છે પણ પછી
સ્વપ્નમાંથી જાગી ગયા કે દુઃખ ઉડી જાય છે,તેમ હરિ નો આશ્રય લેતાં જ માયા નું દુઃખ હટી જાય છે.
જેમની કૃપા થી માયા નો આ ભ્રમ હટી જાય છે,તે શ્રીરામ છે,શ્રીરામ જ સ્વયં બ્રહ્મ અને પરમાત્મા છે.
માયા ના અધિશ્વર એવા તેમને માયા શું કરી શકે? પણ, આ તો બધી તેમની લીલા છે.
શિવજી ના આવાં વચન સાંભળી પાર્વતીજીની  શંકા નિર્મૂળ થઇ.
રામ-રક્ષા સ્તોત્રમાં શિવ-પાર્વતી ના સંવાદ રૂપે શ્રીરામ નું સ્તવન કરેલું છે.
જેમાં ભક્ત મસ્તક થી લઇ પોતાના પગ સુધી ના સમસ્ત દેહ ની રક્ષા પ્રભુ ની પાસે માગે છે.
રામની રક્ષા જેણે માગી અને જેણે પોતાનું સર્વસ્વ રામના રક્ષણ હેઠળ ધરી દીધું,
એને પછી જીવન માં પરાજય,ભય,ચિંતા કે કોઈ દુઃખ રહેતું નથી.

કથા શ્રવણ એ સત્કર્મ છે,સત્કર્મ વિધિપૂર્વક કરવામાં આવે તો તે દિવ્ય બને છે.
સત્કર્મ ને કાળ (સમય) નો નિયમ લાગુ પડતો નથી.સત્કર્મ ને કાળ ના હવાલે છોડાય નહિ.
તેને મુલતવી રાખવું નહિ,પણ તત્કાળ (તરત) કરવું જોઈએ.
એક વાર ધર્મરાજા પાસે એક યાચક દાન લેવા આવ્યો,તેને તેમણે બીજે દિવસે આવવા નું કહ્યું.
ભીમે આ વાત સાંભળી અને વિજય-દુંદુભિ (ઢોલ) વગાડવા માંડ્યો.બધાએ તેનું કારણ પૂછ્યું તો-
ભીમ કહે છે કે આજે મોટાભાઈએ કાળ પર વિજય મેળવ્યો છે, જ્ઞાનીઓ કહે છે કે –
આ પળે જ મૃત્યુ આવાનું છે તેમ સમજી ને સત્કર્મ કરવું,પરંતુ મોટા ભાઈ ને ખાતરી છે કે તે કાલ
સુધી જીવવાના છે.ધર્મરાજા સમજી ગયા અને યાચક ને પાછો બોલાવી દાન આપ્યું.

કાળ ને કોઈ જીતી શક્યું નથી,વાઘ ઘેટાં ના બચ્ચા ને ગળામાંથી પકડે છે તેમ કાળ સહુ ને આવી ને પકડે છે.આમ કાળ સહુ ને ડરાવે છે પણ ભગવાન ના ભક્ત ને તે ડરાવી શકતો નથી.

જે ભક્ત કાળ થી ડરતો નથી તેનાથી કાળ ડરે છે.
મનુષ્ય કેટલા ને માંદા પડતા,વૃદ્ધ થતા ને મરી જતા જુએ છે,તોયે તેને મોહ રહ્યા કરે છે,અને માને છે કે પોતે મરવાનો જ નથી. એ દુનિયાનું મોટામાં મોટું આશ્ચર્ય છે.(યુધિષ્ઠિર-યક્ષ સંવાદ)

અજગર દેડકા ને ગળી રહ્યો હોય અને દેડકાના મુખ આગળ માખી આવે તો તે માખી પકડવાનો પ્રયત્ન કરે છે.તેમ માણસ મોતના મોં મોં પાડ્યો છે તો યે –આમ કરું અને આમ લઉં-તેમ કર્યા કરે છે.

કથા શ્રવણથી જેમ પરીક્ષિત ના મૃત્યુ નો ભય ટળી ગયો હતો,તેમ રામ-કથા સાંભળવાથી પણ મૃત્યુ નો ભય ટળે છે.
ભગવાને ગીતાજીમાં દૈવી ગુણો ની વ્યાખ્યા આપી છે,તેમાં સહુથી પહેલું સ્થાન અભય ને આપ્યું છે.
જેને અભય સિદ્ધ કર્યો તે બચી ગયો,તે અમર થઇ ગયો.

વેદાંતાધિકાર સર્વ ને નથી.સાધન ચતુષ્ટય ,નિત્યા-નિત્ય વિવેક,ષડસંપત્તિ.વૈરાગ્ય વિના વેદાંત પર અધિકાર નથી.પણ કથા નો અધિકાર સર્વે ને છે.જે ભગવદ કથા નો આશ્રય લે છે તેને ઈશ્વર પોતાની ગોદ માં બેસાડે છે.અને નિર્ભય અને નિસંદેહ બનાવે છે.ધ્રુવજી ની પેઠે મૃત્યુના માથા પર પગ મૂકી ને તે નિરભય થઈને પ્રભુ ના ધામ માં જઈ શકે છે.

જેમ ભાગવત એ નારાયણ નું સ્વરૂપ છે તેમ રામાયણ પણ ભાગવત નું સ્વરૂપ છે.
જીવ,જગત અને ઈશ્વર નું જ્ઞાન રામાયણ માંથી મળે છે.પણ એકલું જાણેલું (જ્ઞાન) કામનું નથી,
જીવનમાં કેટલું ઉતાર્યું છે તે કામનું છે.અઢી મણ જ્ઞાન કરતાં અધોળ આચરણ શ્રેષ્ઠ છે.
શ્રીરામ ના દિવ્ય સદગુણો જીવન માં ઉતારવાના છે.પૂર્વ જન્મ નો બહુ વિચાર કરવા ની જરૂર નથી.

જનક રાજાએ એક વખત યાજ્ઞવલ્કય ઋષિ પાસે પોતાના પૂર્વ જન્મો જોવા ની માગણી કરી.
ત્યારે યાજ્ઞવલ્કયે કહ્યું-રાજા તે જોવામાં બહુ સાર નથી.પણ જનકરાજા એ હઠ છોડી નહિ.ત્યારે ઋષિએ તેમને તેમના પૂર્વજન્મો બતાવ્યા.જનકે જોયું કે પોતાની પત્ની એક જન્મ માં પોતાની માતા હતી.
એ જોઈ જનક રાજા ને બહુ દુઃખ થયું. તેથી પૂર્વજન્મ ના વિચારો બહુ કરવા જોઈએ નહિ.
આ જન્મ જ સુધારવાનો પ્રયત્ન કરવો જોઈએ.ને આ જન્મ માંથી જ આવતા જન્મ ને ઘડવા નો પ્રયત્ન કરવો જોઈએ.આવતો જન્મ લેવો જ ના પડે તેવી સ્થિતિ સર્વ થી સારી છે,પણ તે અતિ દુર્લભ પણ છે.
કોઈ મહા ભાગ્યશાળી ના ભાગ્ય માં તે હોય છે.
પણ એ સ્થિતિએ પહોંચવા માટે પુરુષાર્થ કરી શકાય છે અને તે આપણા હાથ ની વાત છે.

કથા એ કીર્તન ભક્તિ નું સ્વરૂપ છે.અને કીર્તન ભક્તિ થી જેમ પરમાત્મા નાં દર્શન થાય છે,તેમ કથા શ્રવણથી પણ પરમાત્મા નાં દર્શન થઇ શકે છે. કથા કીર્તન દ્વારા મૃત્યુ સુધરે છે.
એટલા માટે તુલસીદાસે રામકથા નો હેતુ ભવસાગર તરવાનો છે એમ કહ્યું છે.
મૃત્યુ કોને નથી?મૃત્યુ નો ડર કોને નથી? સહુ ને મૃત્યુ નો ડર છે એટલે રામકથા રૂપી ઔષધિ ની સર્વ ને જરૂર છે.પરમાત્મા એ જગતમાં પોતાનું સ્વરૂપ છુપાવ્યું છે પણ પોતાનું નામ છુપાવ્યું નથી.નામ પ્રગટ છે.

કથા સાંભળવા ઘણા જાય છે.પણ સહુ પોતપોતાની રીતે કથા સાંભળે છે.
કથા ભલે ને ઉંચા સ્તર પર ચાલતી હોય પણ કોઈ મન થી બેસીને ,કોઈ બુદ્ધિથી બેસીને કોઈ ચિત્તથી બેસી ને તો કોઈ અહંકાર થી કથામાં બેસીને કથા સાંભળે છે.
અહંકાર માં બેઠેલો ખરેખર કશું સાંભળતો જ નથી.પોતે અહમ માં એવો ડૂબેલો હોય છે કે શબ્દો કાન પરથી જ ચાલ્યા જાય છે.આમ આવા લોભ,મોહ,મદ –વાળો મનુષ્ય, મનમાં જ આવા ભાવ સાથે કથા સાંભળે છે.પણ કશું સંભાળતો નથી. જ્ઞાની મનુષ્ય બુદ્ધિમાં બેસી ને અને ભક્ત ચિત્તમાં બેસી ને કથા સાંભળે

છે. કથા ના સાચા શ્રોતા થવા  સહુ પ્રથમ અહંકાર છોડવો જોઈએ.(તો કથા કાને પડે)

મનુષ્ય જો અહંકાર છોડી ને કથા સાંભળે તો કથા નો પ્રવાહ ગંગાજી ની પેઠે એનાં
મન,બુદ્ધિ અને ચિત્ત ને પાવન કરવા હાજર જ છે.

શિવજી શ્રીરામ નો મહિમા ગાતાં પાર્વતી જી ને કહે છે કે-શ્રીરામ અનંત છે,તેમના ગુણો અનંત છે,તેમના
જન્મ,કર્મ અને નામ પણ અનંત છે.જળ ના કણો કે પૃથ્વીના રજકણો કદાચ ગણી શકાય પણ રામચરિત નો
મહિમા ગણતાં તેનો પાર નહિ આવે.

શિવજી ને સાથે આપણે પણ શ્રી રઘુનાથજી નો મહિમા ગઈ, સ્તુતિ કરી અને તેમની પાસે થી
અનન્ય ભક્તિ અને સત્સંગ માગી ને તેમની પ્રાર્થના કરીને રામાયણ ની શરૂઆત કરીએ.

<u>રામાયણ-માહાત્મ્ય-સમાપ્ત</u>

<u>બાલકાંડ</u>

જેમ ભાગવત ની સમાધિ ભાષા છે,તેમ રામાયણ ની પણ સમાધિ ભાષા છે.
વાલ્મીકિ સાધારણ કવિ નથી પણ મહર્ષિ અને આર્ષદ્રષ્ટા છે,અને તેમણે
<u>રામજી ના પ્રાગટ્ય (જન્મ) પહેલાં રામાયણ ની રચના કરી છે.</u>

વિષ્ણુસહસ્ત્ર નામ માં શ્રીવિષ્ણુ ને “કવિ” એવું એક નામ પણ આપ્યું છે.
વિશ્વેશ્વર વિષ્ણુ વિશ્વના કર્તા,ભર્તા અને હર્તા છે.તેમણે સૃષ્ટિ ની રચના કરી છે,
સૃષ્ટિ એ “કવિ” વિષ્ણુ ની કવિતા છે.
ઈશ્વર નું એ કવિત્વ પૃથ્વી પર વાલ્મીકિ,વ્યાસ અને તુલસીદાસ માં આવિર્ભાવ પામ્યું છે.
એટલે રામાયણ અને ભાગવત કથા દિવ્ય છે.એનું સેવન મોક્ષ-દાતા છે.

રામાયણ ની રચના તમસા નદીને કિનારે થઇ છે કે જ્યાં મહર્ષિ વાલ્મીકિ નો આશ્રમ હતો.
રામાયણ એ આદિકાવ્ય છે,વાલ્મીકિ એ આદિકવિ છે,અનુષ્ટુપ એ આદિ છંદ છે.
અનુષ્ટુપ નો પહેલો શ્લોક વાલ્મીકિ ના કંઠ માં થી પ્રગટ થયો છે.

વાલ્મીકિ ની ચરિત્ર-કથા એ રામનામ ના મહિમા ની કથા છે.રામનામ નો એ ચમત્કાર છે.
વાલ્મિકીએ પોતે જ શ્રીરામ ને એ પ્રમાણે કહ્યું છે કે-“હું તો તમારા નામ નો જપ પણ બરાબર કરી શકતો
નહોતો,”રામ-રામ” ને બદલે “મરા-મરા” બોલતો હતો,તેમ છતાં તમારા નામ ના પ્રતાપે હું તરી ગયો,
મહર્ષિ અને કવિ થયો,તમારા “નામ” નો મહિમા હું બરોબર જાણું છું”
આમ વાલ્મીકિ જી એ પોતાના જીવન અને જીવન કાર્ય (રામાયણ) દ્વારા રામનામ નો મહિમા ગાયો છે.

વાલ્મીકિ નો જન્મ બ્રાહ્મણ કુટુંબ માં થયો હતો,તેમનું નામ રત્નાકર હતું.
કુસંગ માં પડી જવાથી તે બ્રાહ્મણ ધર્મ થી વિમુખ થઇ ગયો હતો,તે જીવ-હિંસા,લૂટફાટ કરી પોતાના કુટુંબ નું
ભરણ પોષણ કરતો. એકવાર સપ્તર્ષિઓ જંગલ માં થઈને જતા હતા,ત્યાં લૂટારા રત્નાકરે તેમને જોયા અને
તેમનો રસ્તો રોકી કહ્યું કે –તમારી પાસે જે કંઈ હોય તે અબઘડી આપી દો.

ઋષિમુનિઓ ને ક્યાં કોઈ ચીજ પર મમતા હતી?એટલે તેમણે કહ્યું કે-અમારી પાસે જે કંઈ છે તે તારું જ
છે,પણ અમને એક વાત નો જવાબ દે કે તુ શું સારું આમ લૂટફાટ કરે છે?
રત્નાકરે કહ્યું કે-લૂટફાટ કરું નહિ તો ખાઉં શું?ને બૈરી-છોકરાં ને ખવડાવું શું?
તે ભૂખે મરી જાય તો મને કેટલું પાપ લાગે ? તેમના માટે હું આ લૂટફાટ (પાપ) કરું છું.
સપ્તર્ષિઓ એ કહ્યું કે-ત્યારે તુ પાપમાં સમજે છે તો અમારે તને એ જ પૂછવું કે –
તુ જે આ લૂટ ફાટ નું પાપ કરે છે તે પાપ માં તારી બૈરી-છોકરાં નો ભાગ ખરો?
રત્નાકરે તરતજ કહ્યું કે-ખરો જ ને?મારા પાપ નું રળેલું જે ખાય તેમાં જે ખાય તે બધાંનો ભાગ.

ઋષિઓ એ કહ્યું કે-તારા ઘરે તારી બૈરી-છોકરાં ને તે પૂછી જોયું છે? રત્નાકર કહે છે-હમણાં પૂછી આવું.
રત્નાકર દોડતો ઘેર ગયો અને બૈરી-છોકરાં અને માતપિતા સર્વે ને ભેગાં કરી પૂછ્યું કે-
મારા પાપ માં તમારો ભાગ ખરો કે નહિ ? ત્યારે જવાબ માં બધાએ કહ્યું કે-પાપ તો જે કરે તે ભોગવે,
અમે ક્યાં કહીએ છીએ કે તુ પાપ કરી ને અમારું પેટ ભર?
એક તણખો થાય અને દીવો પ્રગટી જાય તેમ રત્નાકર ના હૃદયમાં દીવો થઇ ગયો.
એના પૂર્વજન્મ ના સંસ્કાર એકદમ જાગી ગયા,દોડતો એ ઋષિઓ પાસે પાછો ફર્યો અને તેમણે ચરણે પડયો.
ઋષિઓ એ વિચાર્યું કે શરણે આવ્યો છે એટલે એની યોગ્યતા મુજબ ઉપદેશ આપવો જ પડશે.
એટલે સીધો સાદો ઉપદેશ દઈ દીધો કે-“બેટા,રામ-નામ રટ”

મનુષ્ય ના ચિત્તમાં પણ અનેક જન્મ ના સંસ્કારો ના બીજ પડેલા હોય છે,કોઈ સદભાગી પળે,
કોઈ સંત-મહાત્મા ની ટકોર થી એ સંસ્કારો જાગૃત થઇ જાય છે.અને ઓચિંતો જ તે બદલાઈ જાય છે,
તેનું આ રહસ્ય છે.યોગ-ભ્રષ્ટ જીવાત્માઓ સહેજ અમથી ટકોર થતાં બધું મૂકીને હાલતા થાય છે.
સમર્થ રામદાસ,લગ્ન ની ચોરી માં "સાવધાન": શબ્દ સાંભળી એકદમ સાવધાન થઇ ગયા ને
ત્યાંથી હાલતા થયા. એવાં તો કેટલાંય દૃષ્ટાંતો છે.જે પૂર્વજન્મ ના સંસ્કારો જાગ્રત થવાનું બતાવે છે.

સપ્તર્ષિઓએ જે પ્રશ્ન રત્નાકર ને પૂછેલો તે તેને એકલાને જ લાગુ પડતો નથી,પણ આજ ની દુનિયામાં
રહેલા મનુષ્ય માત્ર ને લાગુ પડે છે,પૈસા કમાવાની લાલચ માં મનુષ્ય પાછું વળી ને જોતો નથી,અને
ગમે તે રીતે ઘણીવાર અનીતિ થી પણ ધન કમાવા લાગી જાય છે.
પણ રત્નાકર ની આંખ ઉઘડી ગઈ તેમ મનુષ્ય ની આંખ ખુલે તો તેનો પણ બેડો પાર થઇ જાય.

કબીર કહે છે કે-કબીરા સબ જગ નિર્ધના,ધન્વંતા નહિ કોઈ,ધન્વંતા સો જાનીયે જા કે રામનામ ધન હોય.

રત્નાકર નું હૃદય સરળ હતું તેમાં શ્રદ્ધાનો વાસ હતો,એણે તો રામનામ ઝીલી લીધું.રટ લગાવી રામનામ ની
અને એક આસને બેસી ગયો.દિવસો વીતવા લાગ્યા,"રામરામ" નું રટણ કરતાં કરતાં ક્યારે "મરામરા"
થઇ ગયું એઅનું રત્નાકર ને ભાન રહ્યું નથી.મહિના અને વર્ષો વીતી ગયા,રત્નાકર નું આખું શરીર
માટીના રાફડાઓ થી ઢંકાઈ ગયું,રત્નાકર પોતે જ મોટો રાફડો બની ગયો.સંસ્કૃત માં રાફડાને વલ્મીક કહે
છે,અને વલ્મીક પરથી થયું વાલ્મીકિ.અને રત્નાકર વાલ્મીકિ એટલે કે રાફડાવાળા મુનિ તરીકે પ્રસિદ્ધ થયા.

જ્ઞાન થી પ્રારબ્ધ નો નાશ થતો નથી.બહુ બહુ તો સંચિત અને ક્રિયમાણ કર્મો નો નાશ થાય છે.
પણ પ્રભુ ના "નામ" થી પ્રારબ્ધ કર્મો નો પણ નાશ થાય છે.
રામ-નામ ના પ્રતાપે વાલ્મીકિ ના ત્રણે કર્મો નો નાશ થયો,અને નિષ્કરમા બની ગયા.
વિધાતાના લેખ (પ્રારબ્ધ) પર મેખ મારવાની શક્તિ રામનામ માં છે.જપ નો આવો મહિમા છે.

વાલ્મીકિ એ જપ કર્યો અને તપ પણ કર્યું. એકલો જપ જો મનુષ્ય નો ઉદ્ધાર કરવામાં સમર્થ હોય તો
જપ અને તપ બંને ભેગા થાય તો શું ના થાય ?
પ્રશ્ન થાય કે વાલ્મીકિ એ રામ-રામ ને બદલે મરામરા નો જપ કર્યો છતાં તેમને ફળ કેમ મળ્યું?

રામાયણ અને ભાગવત નો મુખ્ય વિષય છે-નિષ્કપટ ધર્મ. જેમાં બિલકુલ કપટ નથી તેવો ધર્મ.
જો મનુષ્ય સત્કર્મ (જપ-તપ) કરવાનું ફળ માગે,ફળ ની ઈચ્છા કરે તો તે સકામ કર્મ થયું,
સકામ કર્મ એટલે લાલચ વાળું કર્મ. જ્યાં લાલચ છે ત્યાં મન ની નિર્મળતા નથી,પણ કપટ છે.
એટલે જ્યાં કપટ છે (સકામ કર્મ છે) ત્યાં "ભૂલ" ક્ષમા ને પાત્ર નથી.
વાલ્મીકિ એ કરેલું સત્કર્મ એ સકામ નથી.તેમણે ઈશ્વર સિવાય કોઈ બીજી ઈચ્છા (આરત) નહોતી.
અને આવા નિષ્કામ કર્મ માં ભૂલ ક્ષમ્ય છે.

વાલ્મીકિ એ ઉલટા કરેલા મંત્ર થી શ્રીરામ ભુલાવામાં પડ્યા નથી,
વાલ્મીકિ ની અંતર ની આરત ને તે જાણતા હતા.
બાળક કાલુંઘેલું બોલે પણ તે શું કહેવા માગે છે તે મા સમજી જાય છે.કારણ તેનામાં વાત્સલ્ય ભાવ છે.
તેવી રીતે ઈશ્વર પણ વાત્સલ્ય મૂર્તિ છે.એટલે તો તેમણે ભક્ત-વત્સલ કહે છે.
વત્સ નો અર્થ વાછરડું પણ થાય છે.વાછરડું ભાંભરે એટલે ગાય તેં ઓળખી તેના તરફ દોટ મૂકે.
તેવી જ રીતે ભક્ત બોલાવે તો ભગવાન દોડી આવે છે.

સકામ-કર્મી ઓ (જેને ફળ ની કામના છે તે) રામનામ બોલે પણ તેમનું મન કોઈ દુન્યવી પદાર્થ પર ચોંટેલું હોય તો તે રામનામ ની રટણા નહિ પણ દુન્યવી પદાર્થ ની જ રટણા બની જાય છે.
પછી રામજી ક્યાંથી પ્રસન્ન થાય ? રામજી તો આગળની-પાછળની,બહારની અને ભીતરની બધી વાતો જાણનારા છે.એમને છેતરી શકાય નહિ.
અંતરમાં વાસનાઓ,કામનાઓ,મોહ વગેરે કચરાનો ઢગલો ખડકેલો હોય તો રામજી આવી કેવી રીતે ને ક્યાં પગ મૂકે? ભગવાન જો અંદર આવે તો આ વાસનાઓ અને પાપ ને ભાગવું પડે,
તેમને (વાસનાઓ-પાપ-વગેરેને) ભાગવું નથી એટલે તે પાપ ભગવાન નું નામ લેવા દેતું નથી.

સેવાનું ફળ એ સેવા છે મેવા નહિ.માટે ભક્તે મુક્તિની પણ આશા કરવી જોઈએ નહિ.
નરસિંહ મહેતા એ ગાયું છે કે-<u>હરિ ના જન તો મુક્તિ ના માગે,માગે જન્મોજન્મ અવતાર રે</u>....
એનું નામ નિષ્કામ ભક્તિ. ભક્ત ને ગોલોક ધામ કે વૈકુંઠધામ જોઈતું નથી,એને તો પ્રભુ ની સેવા જોઈએ છે.ભોગ માટે કે સુખ માટે તેની ભક્તિ નથી.પણ ભગવાન માટે ભક્તની ભક્તિ છે.
ભોગ માટે ભક્તિ કરે તેને ભગવાન વહાલા નથી પણ ભોગ વહાલા છે.તેને સંસાર વહાલો છે.
ઘણા ભક્તિ કરતાં કરતાં -ભગવાન પાસે પુત્ર માગે છે,ધન માગે છે.

ભગવાન બધું સમજે છે,તે મન માં વિચારશે કે-આ ચાલાક તો એનું કામ મારી પાસે કરાવવા માગે છે.
મારી સેવા કરવા ને બદલે મારી પાસે સેવા કરાવવા માગે છે.
ભગવાન ની આગળ આવી કોઈ ચાલાકી ચાલતી નથી.

સાચો ભક્ત તો પ્રભુ ને કહેશે કે-
હે પ્રભુ,હું મારી આંખ,મારું મન,મારું સર્વસ્વ જે કઈ છે તે તારું જ છે અને તને જ અર્પણ કરું છું.
સાચો ભક્ત મુક્તિ માગતો નથી. “મને દર્શન આપો” એમ પણ કહેતો (માગતો) નથી.
માગવાથી પ્રેમ નો ભાગ થાય છે,પ્રેમ ઓછો થાય છે.માટે પ્રભુ જોડે કંઈ માગવું જોઈએ નહિ.

શ્રી રામચંદ્રજી નો રાજ્યાભિષેક થયા પછી તેઓ દરેક જણ ને ભેટસોગાદ આપી નવાજે છે.પરંતુ હનુમાન જી ને કંઈ આપતા નથી.સીતાજી પાસે બેઠાં હતાં તેમણે કહ્યું કે –આ હનુમાન ને પણ કંઈ આપો ને !
ત્યારે રામજી કહે છે કે-હનુમાન ને હું શું આપું?હનુમાન ના ઉપકાર નો બદલો હું વાળી શકું તેમ નથી.
હું સદાય નો તેનો ઋણી છું અને ઋણી જ રહેવા માગું છું.

ભક્ત નો પ્રેમ ભગવાન ને ય સદાના ઋણી બનાવી રાખે છે.
શુદ્ધ પ્રેમ માં લેવાની નહિ પણ આપવાની ભાવના થાય છે.મોહ ભોગ માગે છે જયારે પ્રેમ ભોગ આપે છે.
પ્રેમ માં માગણી આવી એટલે સાચો પ્રેમ ગયો –એમ સમજવું.ભક્તિ માં માગો તો માગેલી વસ્તુ મળશે ખરી,પણ ભગવાન જશે. આપવા વાળો પ્રભુ જશે. ભગવાન ગીતામાં કહે છે કે-દેવના ભક્તો દેવ ની પૂજા કરે છે,અને તેનું આકાંક્ષિત ફળ પામે છે,જયારે મારા (બ્રહ્મ ના) ભક્તો મને (બ્રહ્મ ને) પામે છે.

મનુષ્યે એમ માનવું જોઈએ કે “પ્રભુ એ મને ઘણું આપ્યું છે” કદાચ પ્રભુએ ઓછું આપ્યું હોય તો પણ એમ માનવું કે-“મારા પ્રભુજી તો પરિપૂર્ણ છે,પણ મારી લાયકાત નથી એટલે ઓછું આપ્યું છે,તે મારું હિત બરાબર સમજે છે.તેથી જેટલું જોઈએ તેટલું જ આપ્યું છે”

મુક્તિ કરતાં પણ ભક્તિ માં વિશેષ અલૌકિક આનંદ છે,ભક્તો માને છે કે-મુક્તિ એ તો ભગવાન ની દાસી છે,મારે દાસી નું કામ નથી,ભગવાન નું કામ છે.
રામકૃષ્ણ પરમહંસ ને કેન્સર થયેલું.અસહ્ય પીડા થતી હતી.ત્યારે શિષ્યો એ કહ્યું કે –માતાજી ને કહો તો તે તમારો રોગ સારો કરે.ત્યારે રામકૃષ્ણે કહ્યું કે-મારી માતા ને હું મારા માટે તકલીફ નહિ આપું.

સ્વામી વિવેકાનંદ સન્યાસી થયા નહોતા તે વખતની વાત છે,તેઓ એકવાર ખૂબ જ મુશ્કેલી માં હતા.
તેમણે રામકૃષ્ણ ને તેમનું દુઃખ દૂર કરવા કહ્યું.
રામકૃષ્ણ કહે છે કે-જા, માતાજી આગળ અને તેની પાસે થી માગી લે.
વિવેકાનંદ પ્રાર્થના કરવા ગયા,પણ માતાજી સમક્ષ ધન-માલ માંગવાની કે દુઃખ દૂર કરવાની વાત
તેમનામુખ માંથી નીકળી નહિ,પણ માગી તો માત્ર મા ની કૃપા જ માગી.અને બહાર આવ્યા.
રામકૃષ્ણે પૂછ્યું કે- તેં મા પાસે તારું દુઃખ દૂર કરવાની વાત કરી? ત્યારે વિવેકાનંદે કહ્યું કે-ના.
રામકૃષ્ણે તેમણે ફરી થી બીજી વાર મા પાસે મોકલ્યા. પણ બીજી વાર પણ તેમણે એ જ માગ્યું.
ત્રીજી વાર મોકલ્યા તો પણ તેમણે –મા ની કૃપા જ માગી.
આ છે,સાચા ભગવદભક્ત ની ભાવના.એના મનમાં ભૌતિક સુખ-દુઃખ નો વિચાર ઉગતો જ નથી.
દુઃખ ની પણ પરવા નહિ અને સુખ ની પણ પરવા નહિ.

સુદામા અને ભગવાન શ્રીકૃષ્ણ ની બાળપણ ની મૈત્રી હતી.સુદામા ની હાલત ગરીબ હતી.
ખાવાના સાંસા હતાં,ઘરમાં બાળકો ભૂખે મરતાં હતાં.સુદામાની પત્ની એ તેમને શ્રીકૃષ્ણ ને ત્યાં માગવા
મોકલ્યા,પણ સુદામા માગવા જવાની ના પાડે છે,પત્ની કહે છે કે- મળવા તો જાઓ.એટલે સુદામા શ્રીકૃષ્ણ ને
મળવા જાય છે.દ્વારિકાનાથ નો વૈભવ જોયો પણ તેમણે જીભ કચડી નથી.

સુદામા ને લાગ્યું કે મારા દુઃખ ની અહીં વાત કરીશ તો મારા પ્રભુ ને દુઃખ થશે.મારું દુઃખ એ મારાં કર્મ નું જ
ફળ છે.મારે જ તે ભોગવવું જોઈએ.એટલે સુદામા એ પ્રભુ પાસે કંઈ માગ્યું નથી.
તેમની તો માત્ર એક જ ઈચ્છા છે કે-મારા પ્રભુ મારા લાવેલા પૌંઆ આરોગે.પૌઆ જ તેમનું સર્વસ્વ છે,
અને તેમનું સર્વસ્વ એ પ્રભુ ને ધરવા આવ્યા છે.ઈશ્વર ને જે સર્વસ્વ આપે છે તેને ઈશ્વરનું સર્વસ્વ મળે છે.
જીવ નિષ્કામ બને ત્યારે ઈશ્વર તેની પૂજા કરે છે. જીવ જયારે પોતાનું જીવ-પણું છોડી ને ઈશ્વર ના દ્વારે જાય
છે ત્યારે ઈશ્વર પણ પોતાનું ઈશ્વર પણું ભૂલે છે. સુદામા જેવી નિષ્કામ ભક્તિ કરવી જોઈએ.

વાલ્મીકિ એ પણ તેવી જ નિષ્કામ ભક્તિ કરી.જે ઘડીએ સંસાર ની માયા નું ભાન થયું કે સંસાર જોડે છેડો
ફાડી નાખ્યો.ને રામનું નામ લઇ બેસી ગયા.રામના નામ સિવાય બીજા કશા વિચાર મન માં નહિ.
ક્રિયા (કર્મ) પણ એ અને ધર્મ પણ એ.શરીર નું રોમ રોમ રામમય થઇ ગયું.તન,મન હૃદય અને બુદ્ધિ –
બધું રામ ને સમર્પિત થઇ ગયું.પણ બદલામાં કશું માગ્યું નથી.રાફડો તોડી ને વાલ્મીકિ ને બહાર કાઢવામાં
આવે છે,પાપ માં ડૂબેલો રત્નાકર દિવ્ય તેજ ઝળહળતો મહર્ષિ બની ને પ્રગટ થાય છે.
રામનામ નો આ ચમત્કાર જોઈ ને જગત વિસ્મિત થઇ જાય છે.

મનુષ્ય જો,રામનામ સતત જીભ થી રટ્યા કરે તો મન આપોઆપ સાફ થઇ જાય છે,
વાલ્મીકિ એના સાક્ષી છે,અને તુલસીદાસજી એના જામીન છે.
<u>રામનામ મનિદીપ ધરૂં,જીહ દેહરી દ્વાર,તુલસી ભીતર બાહેરહું.જૌં ચાહસિ ઉજિયાર.</u>
(જો તારે તારી અંદર અને બહાર અજવાળું કરવું હોય તો,તારા મુખ-રૂપી દ્વારના જીભ રૂપી ઉંબરા પર
રામ-નામ રૂપી મણિ-દીપક મૂક)

રામ-નામ ની અદભૂત શક્તિ નું વાલ્મીકિજી એ જગત ને દર્શન કરવું છે,સંતો કહે છે કે-
રામ કરતાં પણ રામનું નામ ચડી જાય છે.નામી કરતાં નામ શ્રેષ્ઠ છે.રામના નામે કરોડો જીવો તરી જાય
છે.મનુષ્યો યે તર્યા છે,દેવો યે તર્યા છે,વાનરો અને રીંછો તર્યા છે,રાક્ષસો તર્યા છે,મિત્ર-શત્રુ પણ તર્યા છે,
અરે! રામના નામે પથ્થરો પણ તર્યા છે.કવિઓ એ પથ્થર તરવા ના પર સરસ દ્રષ્ટાંત નું વર્ણન કર્યું છે.

લંકા પર ચડાઈ કરવા માટે સમુદ્ર ઓળંગવાનો હતો,એટલે સમુદ્ર પર પુલ બાંધવાનું કામ નલ-નીલ
નામના વાનર (એન્જીનીયર) ને સોંપવામાં આવેલું.વાનરો ને રામનામ પર અપૂર્વ શ્રદ્ધા હતી.એટલે

તેમણે પુલ બંધાવાની શિલાઓ પર “રામ” નામ લખ્યું અને તે શિલાઓ સમુદ્રમાં નાંખી.નવાઈની વાત એ બની કે,તે શિલાઓ પાણી માં ડૂબી જવાને બદલે પાણી માં તરતી રહી.તેથી પુલ બાંધવાનું કામ બહુ ઝડપથી આગળ વધ્યું.

આ વાત શ્રીરામ ના જાણવામાં આવી,એટલે તેમણે વિચાર આવ્યો કે મારું નામ લખેલા પથ્થરો જો તરે છે તો,મારા હાથે નાંખેલા પથ્થરો પણ તરવા જોઈએ.અને એ વાત નો અખતરો કરવા તેઓ સમુદ્ર કિનારે આવ્યા અને એક પથ્થર ઉપાડી સમુદ્રમાં નાખ્યો.અને નવાઈની વચ્ચે તે પથ્થર પાણી માં ડૂબી ગયો.
રામજીએ તેના પછી એક પછી એક બીજા પથ્થર નાખ્યા અને તે પણ ડૂબી ગયા.
રામજી ઉદાસ થઇ ગયા છે.તે વખતે રામની સતત સંભાળ રાખતા હનુમાનજી પ્રગટ થયા.અને રામને તેમની ઉદાસીનતા નું કારણ પૂછ્યું.રામજી એ પોતાના મન ની વાત કરી.
ત્યારે અત્યંત બુદ્ધિશાળી હનુમાનજી એ જવાબ આપ્યો કે-સ્વામી,જેને આપ હાથમાં રાખો,એટલેકે આપ જેને અપનાવો તે જ તરી જાય છે,પણ જેને આપ હાથમાંથી છોડો તેને દુનિયા ની કોઈ શક્તિ તારી શકતી નથી.
તે તો ડૂબી જ જાય ને ? પછી તે ભલે પથરો હોય કે મનુષ્ય.!!

‘ઈશ્વર ની ભક્તિ એ બધાં વરદાનો માં ઉત્તમ વરદાન છે’ એમ કહ્યું છે તે ખોટું નથી.
બ્રહ્મત્વ,દેવત્વ,ઇન્દ્રત્વ,અમૃતત્વ વગેરે કરતાં પણ ભક્તિ ને ચડિયાતી કહી છે.
અને સાથે સાથે એ ભક્તિ ને સુદુર્લભ એટલે કે દુર્લભ કરતાં યે દુર્લભ પણ કહી છે.
જેને ભક્તિ પ્રાપ્ત થઇ તે મોટો ભાગ્યશાળી છે.
એટલે જ વ્યાસજી એ ભાગવત માં ગોપીઓ ને ‘મહાભાગ્યશાળી’ કહી ને બિરદાવી છે.

રામાયણ ના હનુમાનજી પણ એવા મહાભાગ્યશાળી છે.રામજી નો તેમના પર નો પ્રેમ અલૌકિક છે.
રામજી નિજધામ જતી વખતે આખી અયોધ્યા ને પોતાની સાથે લઇ જાય છે,પણ હનુમાનજી તેમની સાથે જવાની ના કહે છે.કહે છે કે-હું અહીં પૃથ્વી પર જ રહીશ અને રામકથા સાંભળ્યા કરીશ.
જ્યાં રામકથા ન મળે એવા વૈકુંઠ નું મારે શું કામ છે ?
ત્યારે રામજી એ પ્રસન્ન થઇ આશીર્વાદ દીધા કે –પૃથ્વી પર જ્યાં સુધી રામકથા રહે ત્યાં સુધી તમે રહો.
એટલે કહેવાય છે કે હનુમાનજી આજે પણ પૃથ્વી પર બિરાજે છે અને જ્યાં રામકથા થાય છે ત્યાં સાંભળવા હાજર રહે છે.રામકથા માં તેમના માટે ખાસ આસન રાખવામાં આવે છે.

એકનાથજી મહારાજ આ વાતના સાક્ષી છે.એકવાર કથામાં તેમણે કહ્યું કે –હનુમાનજી અશોકવનમાં આવ્યા ત્યારે વૃક્ષ-લતાઓ પર ધોળાં ફુલ ખીલેલાં હતાં.
રામ-કથા માં નિયમ મુજબ હનુમાનજી પણ કથા સાંભળવા આવેલા.એકદમ પ્રગટ થઇ તેમણે કહ્યું કે-મહારાજ તમારી ભૂલ થાય છે,ફૂલ ધોળાં નહોતાં.લાલ હતાં.
એકનાથ મહારાજે કહ્યું કે- મહારાજ હું તો જેવું દેખું છું તેવું કહું છું.
છેવટે ઝગડો રામચંદ્રજી પાસે ગયો.તેમણે ફેંસલો આપ્યો કે –તમે બંને સાચા છો, ફૂલ ધોળાં જ હતાં, પણ હનુમાનજી ની આંખો તે વખતે ગુસ્સામાં લાલ થયેલી હતી તેથી તેમને તે લાલ દેખાયા હતાં.

હનુમાનજી રામ-કથા માં આમ હાજરાહજૂર છે,એટલે જયારે જયારે રામકથા વાંચીએ ત્યારે મન માં ખાતરી રાખવાની કે હનુમાનજી તે કથા સાંભળે છે.હનુમાનજી કથા સાંભળશે તો તે આપણ ને સંભાળશે.
મન માંથી દુઃખ,શોક ભય વગેરે જતાં રહેશે.શનિ મહારાજ નડતા હશે તો તે પણ ખસી જશે.
શનિવાર એ હનુમાનજી નો વાર છે તે અમથું નથી કહ્યું.શનિ પર એમનું આધિપત્ય છે.એટલે શનિવારે તેમની પૂજા થાય છે,તેલ ચઢાવી આકડાનાં ફૂલ ની માળા અર્પણ થાય છે.

હનુમાનજી એટલે બજરંગબલી. શક્તિ ની મૂર્તિ.સંસારનાં સઘળાં શુભ તત્વો ના તે રખેવાળ છે.

હનુમાનજી બળ ના ઉપાસક છે.અને તે બળ સેવાનું (રામ ની સેવાનું) છે,સેવા આપવાનું બળ છે, સેવા લેવાનું નહિ!! એમને ગુલાબ કે કમળ નહિ જોઈએ,એમને તો જોઈએ આકડા નાં સફેદ ફૂલ. જેનું કોઈ મુલ્ય ના કરે તેનું મુલ્ય હનુમાનજી કરે છે.જેને કોઈ ના અપનાવે તેને હનુમાનજી અપનાવે છે.

શિવજી અને રામજી ના મંદિરમાં દર્શન કરવા જનાર ને પહેલી ચોકી હનુમાનજી ની વટાવવી પડે છે. હનુમાનજી દ્વાર પર ધોકો (ગદા) લઇ ને ઉભા છે.અને આવનાર ને જાણે પહેલાં પ્રશ્ન કરે છે કે-
"ખબરદાર,મારા રામજી ના દર્શન કરવા આવો છો તો પહેલાં બતાવો કે તમે રામજી ની મર્યાદાનું પાલન કરો છો? શિવજી નાં દર્શન કરવા આવો છો પણ શિવજી રાત સિવસ જેના ધ્યાન માં મગ્ન રહે છે તે રામનું ધ્યાન તમે કરો છો?" આનો જવાબ જે દઈ શકશે તેને જ રામજી નાં સાચાં દર્શન થઇ શકશે.
હનુમાનજી ની આ મર્યાદા સમજાય તો તે સમજવાની જરૂર છે.

મહર્ષિ વાલ્મીકિ એ જગત ને જપ કેમ કરવો ? અને તપ કેમ કરવું ?તેનું દૃષ્ટાંત દેખાડયું છે.
સંત-મહાત્માઓ કહે છે કે-જપ અને ધ્યાન સાથે થવાં જોઈએ.જપ કરવા બેસો ત્યારે જે દેવ કે દેવી નો જપ કરો તેની મૂર્તિ ધ્યાન માંથી ખસે નહિ તે જોવાનું.
જીભ થી હરિ નું નામ લેવું,મન થી તે હરિ-નામ નું સ્મરણ અને ધ્યાન કરવું,આંખ થી હરિ ના દર્શન કરવાં અને કાન થી તે હરિનામ નું શ્રવણ કરવું.આ પ્રમાણે જપ કરવાના.

કેટલાક જપ કરતી વખતે સંસારનું ધ્યાન કરે છે.તે સારું નથી.તે સાચા જપ નથી.
જો કે કંઈ પણ કરેલું સત્કર્મ નિષ્ફળ જતું નથી.અને સત્કર્મ કરનારો કદી પણ દુર્ગતિ ને પામતો નથી એવું ગીતાજી માં ભગવાન કહે છે.
પરંતુ જપ વખતે મન ચંચળ બની ભટક્યા કરે તે જપ ના કહેવાય.જેમ,સ્નાન થી શરીર ની શુદ્ધિ થાય છે,દાનથી ધન ની શુદ્ધિ થાય છે,તેમ જપ અને ધ્યાનથી મન ની શુદ્ધિ થાય છે.

ઈશ્વર ની માનસી સેવા (ધ્યાન થી કરવામાં આવતી) સર્વ શ્રેષ્ઠ માની છે.માનસી સેવામાં એક વસ્તુ અતિ મહત્વ ની છે કે-મન ની ધારા તૂટે નહિ અને મન સતત ઈશ્વરમાં પરોવાયેલું રહે.
માનસી સેવા માં એક પૈસાનો પણ ખર્ચો કરવો પડતો નથી.બધું મનથી ધ્યાન માં કરવાનું છે.
સંતો માનસી સેવા નું વર્ણન કરતાં કહે છે કે-
માનસી સેવા નો ઉત્તમ સમય સવારના ચાર થી સાડા-પાંચ સુધી નો છે.
કોઈનું પણ મુખ જોયા પહેલાં તે કરવી જોઈએ.પ્રાતઃકાળ માં ઉઠી ને ધ્યાન કરવાનું કે-
હું ગંગાજી ને કિનારે બેઠો છું,મન થી જ ગંગામાં સ્નાન કરવાનું,અને મન થી જ લાવવાનું છે તો –
પિત્તળ નો શું કામ? ચાંદી ના લોટામાં અભિષેક માટે જળ લાવવાનું.
ઠાકોરજી જાગે એટલે તેમણે આચમન કરાવવું,પછી મંગળા માં માખણ મિસરી લાવવાં.
શ્રી રામ અને શ્રીકૃષ્ણ બંને ને માખણ-મિસરી બહુ ભાવે છે,બંને માખણ મિસરી આરોગે છે,
પછી ઠાકોરજી ને હુંફાળા જળ થી સ્નાન કરાવો,શૃંગાર કરો,તિલક કરો,ભોગ ધરો અને પછી આર્ત બની ને આરતી ઉતારો.

ઠાકોરજી ને સ્નાન ના કરાવો કે શૃંગાર ના કરો તો પણ ઠાકોરજી તો સુંદર જ છે.પણ શૃંગાર કરવા થી આપણું બગડેલું મન સુંદર થશે.શૃંગાર વખતે ઈશ્વર પ્રત્યે આપણું મન એવું ઢળી રહે છે કે-પ્રત્યક્ષ દર્શન નો એક સમાધિ જેવો આનંદ થાય છે.આરતી માં હૃદય આર્ત બને અને પ્રભુ ના દર્શન ની વ્યાકુળતા વધે એટલે એક અનોખા આનંદ ની પ્રાપ્તિ થાય છે.
(ઉપર બતાવેલ માનસી સેવા ની જેમ જ પ્રભુજી ની મૂર્તિ સેવા સાચે સાચ કરી શકાય)

કળિયુગમાં મનુષ્ય નો મોટામાં મોટા આધાર જપ છે.યજ્ઞ-યાગ કરવાનું બધાનું ગજું નથી.અને

યજ્ઞ-યાગ કરવાની બધા ને જરૂર પણ નથી.એટલે જ ભગવાને જપયજ્ઞ કરવાની આજ્ઞા કરી છે.
મહાત્માઓ કહે છે કે-રોજ નિયમિત વિષ્ણુ સહસ્ત્ર નામ નો પાઠ કરો.વિષ્ણુ સહસ્ત્ર ના ૧૨૦૦ પાઠ કરનાર ને વિષ્ણુયાગ યજ્ઞ કરવાનું પુણ્ય મળે છે.એ પુણ્ય થી મન ની વિશુદ્ધિ થાય છે

સમર્થ રામદાસ સ્વામીએ જપ સિદ્ધ કર્યા હતા.તેમણે લખ્યું છે કે-
એક કરોડ જપ કરવાથી શરીર નું આરોગ્ય સુધરે છે,રોગદોષ થતો નથી,
બે કરોડ જપ થી દરિદ્રતા ટળે છે,ત્રણ કરોડ જપથી યશ પરાક્રમ ની પ્રાપ્તિ થાય છે.
ચાર કરોડ જપ થી સંસારમાં સુખ શાંતિ મળે છે,પાંચ કરોડ જપ થી જ્ઞાન ની પ્રાપ્તિ થાય છે,
છ કરોડ જપથી કામ,ક્રોધ લોભ જેવા શત્રુઓ નો નાશ થાય છે,સાત કરોડ જપથી દામ્પત્ય મધુર બને છે.
આઠ કરોડ જપથી મૃત્યુ સુધરે છે અને મૃત્યુ નો ભય ટળે છે,નવ કરોડ જપ થી ઇષ્ટદેવ ની ઝાંખી થાય છે,
દશ કરોડ જપથી સંચિત કર્મો નો વિનાશ થાય છે,અગિયાર કરોડ જપથી ક્રિયમાણ કર્મો નો નાશ થાય છે,
બાર કરોડ જપથી પ્રારબ્ધ કર્મનો નાશ થાય છે,અને તેર કરોડ જપ કરવા થી પ્રભુ નો સાક્ષાત્કાર થાય છે.

જપ વિના જીવન સુધરતું નથી,જીભ સુધરતી નથી,મન સુધરતું નથી.જપ વિના વાસનાઓ ટળતી નથી,
જપ વિના સંયમ ની સાધના થતી નથી,જપ વિના પાપ છૂટતું નથી,
જપ વિના બળ ની પ્રાપ્તિ થતી નથી,સુખશાંતિ ની પ્રાપ્તિ થતી નથી,"આપ"(ખુદ) ની પ્રાપ્તિ થતી નથી.

આજે આપને 'આપ' ને (ખુદને) ખોઈ બેઠા છીએ.ને વાસના અને કામના ના કેદી બની તે જેમ નચાવે તેમ નાચ્યા કરીએ છીએ.સતત જપ કરવાથી જ 'આપ' (ખુદ) ની પ્રાપ્તિ થાય છે અને મનુષ્ય,મનુષ્ય બને છે.
નહિતર જે મન નો દાસ છે તે મનુષ્ય દાનવ જેવો છે.મન નો ધણી થાય ત્યારે મનુષ્ય મનુષ્ય બને છે.

શાસ્ત્રકારોએ રોજ ના ૨૧૦૦૦ જપ કરવાનું કહ્યું છે,કારણકે મનુષ્ય એક દિવસમાં ૨૧૬૦૦ વાર
શ્વાસ લે છે અને છોડે છે. આ જીવ પરમાત્મા થી છુટો (વિખુટો)પડ્યો છે અને
જેમ ગાય થી વાછરડું છુટું પડી જાય અને વાછરડું હંભા-હંભા કરી ને ભાંભર્યા કરે છે,
તેમ જીવ પણ હર શ્વાસોશ્વાસ દ્વારા પરમાત્મા ને પોકારે છે.જીવ અને પરમાત્મા વચ્ચે માયા નો પડદો આવી ગયો છે,એટલે પરમાત્મા પાસે હોવાં છતાં દૂર ભાસે છે,અને જીવ પોકાર કર્યા કરે છે.

શ્વાસ થી થતા ધ્વનિ ને યોગીઓ "સોહમ" કહે છે.અને કહે છે કે જીવ શ્વાસે શ્વાસે સોહમ નો જપ
કરતો હોય છે (અજપાજપ).એટલે જીવ એક દિવસમાં ૨૧૬૦૦ સોહમ ના જાપ કરતો હોય છે.
સોહમ એટલે "તે હું છું" "હું પરમાત્મા છું" (સોહમ ને ઉલટાવવામાં આવે તો હંસ-કે હંસા થાય છે)

જ્ઞાનેશ્વર જી કહે છે કે-જેમ મીઠું અને જળ એક બીજામાં ભળી જાય છે તેમ,જપ થી જીવાત્મા અને પરમાત્મા નું ઐક્ય થાય છે.(અદ્વૈત થાય છે).જપ ની આવી ભાવના છે,અને જપ થી એ સિદ્ધ પણ થાય છે.
વિદ્યારણ્ય સ્વામી,રામદાસ સ્વામી,એકનાથ મહારાજ જેવા અનેક સંતો એ આ કલિકાલ માં પણ એ
સિદ્ધ કરી બતાવ્યું છે.કે જે વાલ્મિકીજી એ સિદ્ધ કરી બતાવ્યું હતું.

રામાયણમાં રામજી એ ભૂતમાત્ર (પ્રાણીમાત્ર) ને ઉદ્દેશી ને વચન આપ્યું છે કે-
જે કોઈ એકવાર પણ મારે શરણે આવી જાય,અને "હું તારો છું" એટલા જ શબ્દો દીનભાવે ઉચ્ચારે છે તેને
હું અભય અર્પું છું.અને તમામ ભયો થી તેનું રક્ષણ કરું છું.આ મારું દૃઢ વ્રત છે.

જીવે માત્ર "હું તારો છું" એટલી જ તકલીફ લેવાની જરૂર છે.સોદો કરવા જેવો છે,કોઈ જ ખોટ નો ધંધો નથી.
ખોવાનું માત્ર 'હું" (અહમ) છે,પણ મેળવવાનું એટલું બધું છે કે જેનો પાર સમાય નહિ.
પણ મનુષ્ય પોતાની બુદ્ધિ નો બહુ ફાંકો રાખે છે.જો કે તે ખરેખરો બુદ્ધિશાળી ત્યારે ગણાય કે,જયારે આ સોદો

પાર પડે.ભારતના સંતો એ આ કરી બતાડ્યું છે,એટલે તો ભારત ની ભૂમિ એ આધ્યાત્મિક ભૂમિ છે.

નોકરી શોધનારો મનુષ્ય એવી નોકરી, એવો શેઠ શોધે છે કે જે માયાળુ હોય,ઉદાર હોય,લાગણીવાળો હોય.
પણ એવા લાખો શેઠ કરતાંયે ચઢી જય એવા સર્વ સદગુણો નો ભંડાર શ્રીરામ ની નોકરી કોઈ સ્વીકારતું નથી.હનુમાનજી એ તે નોકરી સ્વીકારી અને અમર થઇ ગયા.
આ શેઠ (શ્રીરામ) તો એવો છે કે-જે સેવકો તેને યાદ કરે તેના કરતાં વધારે તે ખુદ સેવકો ને યાદ કરે છે.

ભગવાન કહે છે કે-મારું જેઓ નિત્ય ધ્યાન કરે છે,તેમનું દિવસ અને રાત હું ધ્યાન કરું છું,મારા ભક્તો જ્યાં ઉભા રહે,જ્યાં તેમનાં ચરણ ધુએ,તે સ્થળ ને હું મહાતીર્થ સમજુ છું.

દુનિયા માં આટઆટલી ફેક્ટરીઓ,ઓફિસો ની નોકરીઓ માં સેવક (નોકરી કરનાર) ના ચરણ રજ ને તીર્થ માનનારો માલિક કોઈ જડશે નહિ!!!!!!
ભાગવતમાં પણ ભગવાને કહ્યું છે કે-
મારા પ્રેમ માં વિહ્વળ બનેલા ભક્તો જયારે ચાલતા હોય છે ત્યારે તેમની પાછળ પાછળ હું પણ પ્રેમ-વિહ્વળ થઇ ને ભમું છું,એવી આશા થી કે તેમનાં પવિત્ર ચરણો ની રજ મને પાવન કરે.

જેનું નામ માત્ર લેતાં જીવ પાવન થાય છે એણે તો પાવન થવાનો પ્રશ્ન જ નથી!!!
પણ પરમાત્મા પોતાના ભક્તો ને પોતાના અંતરમાં કેવું સ્થાન આપે છે,તે આમાં પ્રત્યક્ષ કર્યું છે.

યોગ વશિષ્ઠ માં સ્પષ્ટ કહ્યું છે કે-
જે નિત્યાનંદસ્વ-રૂપ છે,ચિદાત્મા છે,અને યોગીઓ જેનું નિત્ય ધ્યાન કરે છે,એ જ રામ છે,એ જ પરબ્રહ્મ છે.

ભગવાન કહે છે કે-હું સદાકાળ ભક્ત ને આધીન છું.ભક્ત ની રક્ષા કાજે,રામ તરીકે ધનુષ્યબાણ લઈને ખડો છું,શ્રીકૃષ્ણ તરીકે સુદર્શન ચક્ર લઈને ખડો છું,અને શંકર તરીકે ત્રિશુળ લઈને ઉભો છું,
મારા ભક્ત ને ભય નથી,મારા ભક્ત ને નાશ નથી.

સંસાર એ તો ખોટ નો ધંધો છે.અનેક જન્મો ગયા પણ ભવની ચક્કી માંથી છૂટાયું નથી.
એકવાર ખોટ નો ધંધો કર્યો,બેવાર કર્યો,દશવાર કર્યો-તો યે શાન આવતી નથી.
જે ડાહ્યો મનુષ્ય હોય તે ખોટનો ધંધો ના કરે.પણ રામ નામ નો વેપાર કરે,કે એ ધંધો એવો છે કે તેમાં નફો જ નફો છે.જેની પ્રાપ્તિ થી બધું જ પ્રાપ્ત થઇ જાય તેવો નફો છે.પછી કશું મેળવવાનું બાકી રહેતું નથી.એ ધંધાનો આનંદ એ ધંધા નું માધુર્ય એવું છે કે-
એ આનંદ નો કોઈ જોટો નથી અને તે માધુર્ય નો કોઈ અંત નથી.

શ્રી હરિ ના માધુર્ય નો જેણે એકવાર સ્વાદ લીધો તે ફરી ફરી તેની જ માગણી કરે છે.
ભાગવત માં પૃથુરાજા પર ભગવાન પ્રસન્ન થઇ ને કહે છે કે-માગ માગે તે આપું.
રાજા કહે છે કે-પ્રભુ હું શું માગું?મોક્ષ માગું તો ત્યાં પછી ભક્તો ના મુખે થી આપની કથા સાંભળવાનો લાભ ક્યાંથી પામું?એટલે મને દશ હજાર કાન આપો,કે જેથી હું આપની લીલાનું અને કથાનું ગાન નિરાંતે સાંભળ્યા જ કરું.મને તે સિવાય તૃપ્તિ થતી નથી.

પૃથુરાજા ને બે કાનથી પ્રભુના ગાન સાંભળવામાં તૃપ્તિ થતી નથી,એને દશ હજાર કાન જોઈએ છે,
જયારે રાવણ ને વીસ કાન હતા,તો યે એ રામનો એકે ગુણ ગ્રહણ કરી શક્યો નહિ.
જેને સાંભળવું હોય તો બે કાન પણ પૂરતા છે પણ અહીં આગળ પૃથુરાજા ની પ્રભુનામ ની પ્રીતિ બતાવે છે.
રાજાએ દશ હજાર કાનની માગણી કરી તો બીજા એક સંત પુરુષે પોતાના બે કાન અને આંખો લઇ લેવાની

પ્રભુ ને પ્રાર્થના કરી.તેઓ કહે છે કે-હે પ્રભુ મને આંધળો કરી દે કે જેથી તારા સિવાય હું બીજું કંઈ જોવા ના પામું, મને બહેરો કરી દે કે જેથી તારા નામ સિવાય બીજું સાંભળવાની પીડા માંથી છૂટી જાઉં.

ભક્ત ની ઝંખના ઇન્દ્રિયો સહિત સમસ્ત મન અને બુદ્ધિ,અહમ ને પણ પ્રભુ ચરણ માં ધરી દેવાની છે.
અને તે મન ને જયારે પ્રભુ ને અર્પણ કરે છે ત્યારે કહે છે કે-
પ્રભુ તમે તો રત્નાકર માં પોઢનારા,લક્ષ્મી તમારાં ચરણ ની સેવા કરે,તમે તો બ્રહ્માંડ ના સ્વામી જગદીશ્વર, તમને તો શાની ખોટ હોય? હા, પણ,એક વાતની તમને ખોટ છે,પેલી નટખટ ગોપીઓએ તમારા મન ને હરી લીધું છે,એટલે તમારે મન ની જરૂર છે,તેથી હું મારું મન તમને અર્પણ કરું છું,કૃપા કરી તેનો સ્વીકાર કરો.

અને ભક્ત ના મન નો સ્વીકાર કરી ને પ્રભુ કહે છે કે-હવે હું કૃતાર્થ થયો.!!
ભગવાન કાયમ માટે પછી ભક્ત ના ઋણી થઇ ને રહે છે.

એક વાર નારદજી ફરતા ફરતા મહર્ષિ વાલ્મીકિ ના આશ્રમ માં આવી ચડયા.ત્યારે મહર્ષિએ નારદજી ને પ્રશ્ન કર્યો કે-હે મુનિવર, આ ભૂમંડળ પર એવો પુરુષ છે ખરો કે જે-સત્યપ્રતિજ્ઞ હોય,દૃઢવ્રત હોય,ધર્મ ના રહસ્ય ને જાણનારો હોય,આપત્તિ માં પણ નિયમ નો ત્યાગ નહિ કરનાર હોય,ઉત્તમ ચરિત્ર વાળો હોય,પ્રાણીમાત્ર નું હિત કરનારો હોય,આત્મ-અનાત્મ ને જાણનારો હોય,પ્રજા નું રંજન કરવામાં સમર્થ હોય,કામ-ક્રોધ ને જીતનારો હોય,મહા સંયમી અને તેજસ્વી હોય,દેવો અને અસુરો પણ જેનાથી યુદ્ધ કરતાં બીવે તેવો મહાપરાક્રમી,ધીર,વીર અને ઉદ્દાત હોય?

મુનિ નારદે આ સાંભળી ને કહ્યું કે-હે મહર્ષિ જેના નામ નું રટણ કરી ને તમે આ મહર્ષિ પદ પામ્યા છે,તે શ્રીરામ એવા પુરુષ છે. ઐશ્વર્ય,વીર્ય,યશ,શ્રી,જ્ઞાન અને વૈરાગ્ય –એ છ યે ગુણ એમનામાં મૂર્તિમંત છે.
વાલ્મીકિ એ કહ્યું કે- મુનિવર મને શ્રીરામ નું ચરિત્ર કહો.

તે પછી મુનિ નારદે વાલ્મીકિ ને શ્રીરામ ના ચરિત્ર ની કથા કહી.
દુર્લભ એવા,નારદજી જેવા વક્તા અને વાલ્મીકિ જેવા શ્રોતા,મળે એટલે કથામાં શું બાકી રહે?
રસ નો સાગર ઠલવાયો,આનંદ નો ધોધ વહી આવ્યો.

શ્રીરામ ચરિત્ર ની કથા સંભળાવી, પુરી કરી ને નારદજી તેમના પંથે ગયા,
તે પછી મહર્ષિ વાલ્મીકિ મધ્યાહ્ન કર્મ કરવા માટે,તમસા નદીને કિનારે ગયા,ત્યાં તેમની નજર
એક ક્રૌંચ પક્ષીના જોડા પર પડી,અને એ જ વખતે પારધી ના તીર થી નર પંખી ની હત્યા થતી
જોઈ,ક્રૌંચ તરફડી ને નીચે પડયો, ક્રૌંચી કરુણ સ્વરે વિલાપ કરવા લાગી,એની આવી દયાજનક હાલત જોઈ,
મહર્ષિ ના ચિત્તને અત્યંત દુઃખ થયું,અને તેમના મુખ થી બોલાઈ ગયું,
<u>મા નિષાદ,પ્રતિષ્ઠા ત્વમગમઃશાશ્વતી સમાઃ</u>
<u>યત્ક્રૌંચમિથુનાદેકમવધીઃ કામ મોહિતમ.</u>
(હે,નિષાદ (પારધી) તેં કામશક્ત ક્રૌંચ ને મારી ને તેમની જોડી ને તોડી ને મહાપાપ કર્યું છે,માટે
તુ પણ લાંબો કાળ પૃથ્વી પર નહિ રહે,(તુ લાંબુ જીવશે નહિ)

વાલ્મીકિ ના મુખમાંથી આ પહેલો જ અનુષ્ટુપ છંદ બોલાયો,
મુનિ ને થયું કે આઠ અક્ષરવાળા ચાર ચરણ થી રચાયેલો છંદ –વીણા,મૃદંગ-વગેરે સાથે ગાવા યોગ્ય છે,
પણ પંખીના શોક ની પીડા થી મારા મુખમાંથી આ કેવું વચન નીકળી ગયું? અરે રે ..મોટો અપજશ
આપે તેવું કાર્ય મારાથી થઇ ગયું.મારા તપ નો નાશ કરે એવું મારાથી આ શું બોલાઈ ગયું?

મહર્ષિ ના શોક નો પાર રહ્યો નહિ.તપસ્વી મનુષ્ય પળે પળે કેવો જાગૃત હોય છે અને પોતાની પળેપળ નો

કેવો હિસાબ રાખતો હોય છે,તેનું આ દ્રષ્ટાંત છે.
ગીતામાં કહ્યું છે કે-બીજાઓ જયારે ઊંઘતા હોય છે ત્યારે તપસ્વી યોગી જાગતો હોય છે.
એનો અર્થ એવો પણ કરી શકાય કે યોગી કાયમ માટે જાગતો હોય છે,એક પળ પણ અજાગૃત હોતો નથી.

મહર્ષિ વાલ્મીકિ પણ આવા પળેપળ ના જાગૃત છે,એમને પશ્ચાતાપ કરવાનો પ્રશ્ન થતો જ નથી,પણ,
જગતના જીવોના ઉદ્ધાર અને સુખ માટે પ્રભુ એમની પાસે કોઈ મહાન કાર્ય કરાવવા માગતા હશે એનો
આ પ્રારંભ છે.તમસા નદીમાં સ્નાન કરી મધ્યાહ્ન કર્મ પતાવી,વાલ્મીકિ આશ્રમ માં આવ્યા,
હવે તેમના મનમાં વિચારો ઘોળાય છે કે શાપ દેવા માટે બોલાયેલો અને અપયશ આપનારો આ શ્લોક
યશ દેનારો કેવી રીતે બને?

એટલામાં બ્રહ્માજી નું ત્યાં આગમન થયું,મહર્ષિએ તેમનો સત્કાર કર્યો,અને પોતાની મનોવ્યથા કહી.
બ્રહ્માજી એ કહ્યું,કે-હે,મહર્ષિ,આ શ્લોક તમને યશ દેનારો જ થશે,એ વિષે શંકા નથી,તમે નારદજી ના
મુખે થી જે શ્રી રામ નું ચરિત્ર સાંભળ્યું છે,એ ચરિત્ર નું તમે કાવ્ય માં વર્ણન કરો.
તમે સત્ય ના હામી છો,તમારી વાણી અસત્ય થશે નહિ,આ પૃથ્વી પર જ્યાં સુધી નદીઓ અને પહાડો રહેશે
ત્યાં સુધી તમારી રચેલી રામકથા લોકો માં પ્રચાર પામશે.

આટલું કહી બ્રહ્માજી ચાલી ગયા,વાલ્મીકિ જી એ મન માં સંકલ્પ કર્યો કે-
આ અનુષ્ટુપ છંદ માં જ હું આખું રામાયણ રચીશ.
આવો વિચાર કરી ને મહર્ષિ પૂર્વ દિશાતરફ મુખ કરી દર્ભાસન પર બેઠા અને પોતાના યોગ-સામર્થ્ય વડે
શ્રીરામચંદ્ર ના ગુપ્ત તેમજ પ્રગટ ચરિત્ર નો વિચાર કરવા લાગ્યા.એમણે સમાધિમાં જ શ્રીરામનાં બધાં
ચરિત્રો દેખાયાં અને રામાયણ નું સર્જન થયું.
વાલ્મીકિ એ રચેલા આ રામાયણ માં ચોવીશ હજાર શ્લોકો,પાંચસો સર્ગ છે,અને સાત કાંડ છે.
(રામજી ના પ્રાગટ્ય પહેલાં રામાયણ ની રચના થઇ છે!!)

રામાયણ ની કથા કરુણરસ પ્રધાન છે,બાલકાંડ સિવાય ના બધા કાંડો કરુણરસ પ્રધાન છે.
ક્રૌંચપંખી ના વધનો કરુણ પ્રસંગ સમગ્ર રામાયણ ના કરુણરસ નો પ્રતિક બની ગયો.
વાલ્મીકિ જી ને પોતાને પણ આ કરુણરસ ની અસર થઇ છે,એટલે પછીથી તેમણે “આનંદ-રામાયણ” ની
રચના કરી છે,કે જેમાં પ્રત્યેક કાંડ ની જુદી જુદી ફલશ્રુતિ આપી છે.
શ્રી રામાયણ એ શ્રી રામનું નામ-સ્વરૂપ છે.
રામાયણ ના એક એક કાંડ એ રામજી નું એક એક અંગ (અંગ નું નામ) છે.
બાલકાંડ શ્રીરામનાં ચરણ છે,અયોધ્યાકાંડ શ્રીરામના સાથળ છે,અરણ્યકાંડ એ શ્રીરામનું ઉદર છે,
કિષ્કિંધાકાંડ એ શ્રીરામનું હૃદય છે,સુંદરકાંડ એ શ્રીરામનો કંઠ છે,લંકાકાંડ એ શ્રીરામનું મુખ છે,અને
ઉત્તરકાંડ એ શ્રીરામનું મસ્તક છે.

શ્રી રામાયણ એ રામજી નું નામ-સ્વ-રૂપ હોઈ,જીવ માત્ર નો તે ઉદ્ધાર કરે છે,રામજીએ તો અમુક જીવો નો
ઉદ્ધાર કરેલો પણ રામાયણે તો ગણ્યા ગણાય નહિ એટલા જીવો નું કલ્યાણ કર્યું છે,કરે છે અને કરશે.
તેથી જ રામાયણ એ શ્રેષ્ઠ છે એમ કહેવાય છે.

રામાયણ ના સાત કાંડ ને તુલસીદાસજી એ સાત સોપાન કહ્યા છે.સોપાન એટલે પગથિયું.
માનવ જીવનનાં આ સાત પગથિયાં છે.
એક પછી એક પગથિયું ચડાવી ને જીવ ને તે પ્રભુ ચરણ માં લઇ જાય છે.
એકનાથ મહારાજ કહે છે સાત કાંડ નાં નામ મૂકવામાં પણ રહસ્ય છે.
<u>બાલકાંડ</u> કહે છે કે-બાળક જેવા બનો,બાળક નું મન નિર્મળ,નિરદંભ,અને સરળ હોય છે.

સંસાર ની અનેક ભૂલભૂલામણી માં ભટકતા મનને બાળક જેવા બનાવ્યા વગર શાંતિ મળવાની નથી.
ઉંમર વધે,ધન વધે,લોક માં પ્રતિષ્ઠા થાય એટલે માણસમાં અહંકાર,દંભ આવે છે અને પ્રભુ થી દૂર જાય છે.
તેવે વખતે જો એ મન ને બાળક જેવું નિર્દોષ-નિર્મળ રાખી શકે તો જ તે પ્રભુ તરફ આગળ વધી શકે.

અયોધ્યાકાંડ કહે છે કે-જ્યાં યુદ્ધ આનથી,વેરઝેર નથી,હિંસા નથી,કલહ નથી,પ્રપંચ નથી,તે અયોધ્યા.
કુટુંબ અને સમાજ માં દરેક નાનાં-મોટા જોડે પ્રેમ થી વર્તવાનું તે શીખવે છે.દરેક માં આત્મા રૂપે રહેલા
પરમાત્મા ને વંદન કરવાનું અને માન આપવાનું  શીખવે છે.મૂર્તિમાં રહેલા ભગવાન આપણું ભલું કરવા
કંઈ જલ્દી આવતા નથી,તેમનામાં સહુ પ્રથમ પ્રયત્ન પૂર્વક ભગવદભાવ સ્થિર કરવો પડે છે.
પણ જો મનુષ્ય હાલતા-ચાલતા-બોલતા –આત્માઓ માં ભગવદભાવ સ્થિર ના કરી શકતો હોય તો તે
મૂર્તિ માં તો ક્યાંથી ભગવદભાવ સ્થિર કરી શકવાનો??

સૃષ્ટિ રચ્યા પછી એક એક પદાર્થ માં ભગવાને પ્રવેશ કર્યો છે.સર્વ માં ઈશ્વર સમાયેલો છે.
શ્રી રામે આ અલૌકિક આદર્શ આપણ ને બતાવ્યો છે.ભાઈના સુખ માટે હસતા હસતા વનમાં ગયા છે.
શ્રીરામજી કહે છે કે –ભરત ને સુખ થતું હોય તો ચૌદ વર્ષ શું હું આખી જિંદગી વનમાં રહેવા તૈયાર છું.
ભરત કહે છે કે-રાજ્ય મોટાભાઈ નું છે,હું તો એમનો સેવક છું.
જ્યાં આવી ભાવના હોય ત્યાં કાયમનું અયોધ્યા છે.
જે ઘરમાં કલેશ નથી,કલહ નથી,ઝગડો નથી તે ઘર તીર્થસ્થળ છે,તે અયોધ્યા છે.

અયોધ્યા સરયુ નદીને કિનારે છે.સરયુ એટલે ભક્તિ. ભક્તિ નો પ્રવાહ સતત વહેતો રહેવો જોઈએ.
ભક્તિ ના કિનારા થી ખસાય નહિ.ભક્તિ નું સતત સેવન કરવું પડે.
ઘડપણ માં ગોવિંદ ગાશું. એ વાત ખોટી છે.જે આજે કરી શકતા નથી તે ઘડપણ માં થઇ શકવાનું નથી.
અને અંતકાળ માં તો થઇ જ  શકવાનું નથી,એટલે જ અંતકાળ ને સુધારવો હોય તો,
સતત ભક્તિના કિનારે રહેવાનું છે.

રામાયણ માં અયોધ્યાકાંડ સિવાય બીજા બધા કાંડ માં યુદ્ધ આવે છે,બાલકાંડ માં પણ રાક્ષસો નું રામજી સાથે
યુદ્ધ થાય છે. જયારે માત્ર અયોધ્યાકાંડ માં કોઈ યુદ્ધ નથી.

અરણ્યકાંડ –નિર્વાસન (વાસના વગરના) થવાનો આદેશ આપે છે.
અરણ્યકાંડ કહે છે કે-વાસનાનો ક્ષય કરો, અને સંયમ નું સેવન કરો.નિર્વૈર થયા પછી પણ મનુષ્ય ને વાસના
ત્રાસ આપે છે.વાસના ને ઓળખી તેની સામે લડવાનું છે,ખરી શૂરવીરતા એમાં જ છે.
તપ વગર વાસના દબાતી નથી,તપ વગર જીવન નથી,તપ વગર જીવન માં દિવ્યતા આવતી નથી.
શ્રીરામને પણ વનમાં જઈ ને તપશ્ચર્યા કરવી પડી હતી.

તપ એટલે સંયમ.પહેલો સંયમ જીભ પર રાખવાનો છે.રામાયણ અને મહાભારત જીભ માંથી ઉભાં થયા છે.
ને આજે પણ ઘેર ઘેર રામાયણ જીભમાંથી જ ઉભાં થાય છે.એ જીભ ને જરા લૂલી કરી કે આવી બન્યું!!
દ્રૌપદી એ “આંધળા નાં છોકરાં આંધળા” એમ કહ્યું અને મહાભારત રચાયું.

રામજી સીતાજી ને લઇ ને વનમાં રહ્યા છે,પણ વનવાસ દરમિયાન પૂર્ણ સંયમથી રહ્યા છે.
વનવાસ દરમિયાન તેમણે અન્ન લીધું નથી,માત્ર કંદમૂળ અને ફળાહાર લઇ ની તપ કરે છે.
સન્યાસી ની માફક જ કોઈ ધાતુ ના પાત્ર ને સ્પર્શ પણ કરતા નથી,નારિયેલ ની કાછલી માં પાણી પીએ છે.

મહાપુરુષો પણ અરણ્ય માં રહેતા હતા.મહાપ્રભુજીએ ઉઘાડા પગે આખા ભારતવર્ષ ની  પ્રદિક્ષણા કરી છે.
તેઓ સાથમાં બે વસ્ત્ર થી વધારે કશું રાખતા નહોતા.તેઓ ભગવાન ની કથા કરતા તો તે પણ વસ્તી માં નહિ

પણ વસ્તી થી દૂર એકાંતમાં કરતા.
જીવન માં તપશ્ચર્યા હશે - તો જ રાવણ એટલે કે કામ મરે.

રામજી ને અરણ્ય માં શૂર્પણખા અને શબરી મળે છે.શૂર્પણખા એટલે મોહ.મોહ ની સામે ભગવાન જોતા નથી,
પણ શબરી ની સામું જુએ છે.શબરી શુદ્ધ ભક્તિ છે.
એટલેજ કહે છે કે-મોહ નાં નાક-કાન કાપી નાખો અને શુદ્ધ ભક્તિ ને અપનાવો

અરણ્યકાંડ પછી આવે છે કિષ્કિંધાકાંડ.
અરણ્યકાંડ માં વાસનાનો વિનાશ કર્યો.પછી કિષ્કિંધાકાંડ માં સુગ્રીવ-રામ ની મૈત્રી થાય છે.
કામ ની દોસ્તી જ્યાં સુધી મનુષ્ય છોડે નહિ ત્યાં સુધી રામની દોસ્તી થતી નથી.
સુગ્રીવ અને રામની મૈત્રી ની (જીવ અને ઈશ્વર ના મિલન ની) કથા આ કાંડમાં છે.

સુગ્રીવ એ જીવાત્મા અને રામજી એ પરમાત્મા. જીવ અને ઈશ્વર નું મિલન ત્યારે થાય કે
હનુમાનજી (બ્રહ્મચર્ય) મધ્યસ્થી બને.હનુમાનજી ટેકો કરે.હનુમાનજી બ્રહ્મચર્ય નું પ્રતિક છે.
સુગ્રીવ એટલે કે જેનો કંઠ (ગ્રીવા) સારો છે તે. કંઠ ની શોભા આભૂષણો થી નથી,પણ,
બ્રહ્મચર્ય થી અને રામનામ થી છે.

જીવ- શિવ (ઈશ્વર) ની મૈત્રી તો જાણે પછી ની વાત છે,પણ વાસનાઓ નો ક્ષય ના થાય ત્યાં સુધી
ચિત્તમાં હનુમાનજી (બ્રહ્મચર્ય) પણ આવતા નથી.અને જો એકવાર હનુમાનજી પધારે તો
રામજી (ઈશ્વર) પધારે,હનુમાનજી ના આવે ત્યાં સુધી જીવનમાં પ્રભુ પધારતા નથી.
(પ્રભુ ની મૈત્રી શક્ય થતી નથી-એવો કહેવાનો આશય છે.)

કિષ્કિંધાકાંડ પછી આવે છે સુંદર કાંડ.
જીવ અને શિવ ની મૈત્રી થતા જીવન સુંદર બને છે.સુંદરકાંડ ની સુંદરતા એ જીવન ની સુંદરતા છે.
તેમાં રામભક્ત હનુમાન ની કથા આવે છે.
<u>ભાગવતમાં જેમ દશમ સ્કંધ છે તેમ રામાયણ માં સુંદર કાંડ છે.</u>
સુંદરકાંડ માં હનુમાનજી ને સીતાજી નાં દર્શન થાય છે.સીતાજી એ પરાભક્તિ છે.
જેનું જીવન સુંદર હોય તેને જ પરાભક્તિ નાં દર્શન થાય છે.

વચ્ચે અફાટ સમુદ્ર છે,એ પાર કરવાનો છે,બ્રહ્મચર્ય અને રામ-નામ ના પ્રતાપ થી હનુમાનજી માં
શક્તિ આવી છે અને તેના પ્રતાપે તે દરિયો ઓળંગી શકે છે અને પરાભક્તિ ના દર્શન કરી શકે છે.
સંસાર-રૂપી સમુદ્ર ઓળંગતા ને પરાભક્તિ ના દર્શન કરવા જતાં રસ્તામાં સુરસા રાક્ષસી ત્રાસ આપે છે.
સુરસા એટલે સારા સારા રસો. રોજ નવા નવા રસો લેનારી જીભ એ સુરસા.
સુરસા હનુંમાનજી ને રોકવા મથે છે.ત્યારે હનુમાનજી તેને મારે છે.
જેને સંસાર રૂપી દરિયો ઓળંગવો છે તેણે જીભ ને મારવી જ પડે છે,જીભ ને વશ કરવી જ પડે છે.

હનુમાનજી સીતાજી ને અશોકવનમાં મળે છે.અશોક એટલે જ્યાં શોક નથી તે.
પરાભક્તિ જ્યાં બિરાજમાન હોય ત્યાં શોક રહી શકે નહિ.બ્રહ્મ-દૃષ્ટિ થયા પછી શોક રહેતો નથી.
પરાભક્તિ થી ઈશ્વર જીવને અપનાવી લે પછી શોક કેવો?

જીવન ભક્તિમય થાય ત્યારે સુંદર બને છે.હનુમાનજી સીતાજી ના દર્શન કરે છે,તે પછી લંકાને બાળે છે.
જીવન ભક્તિમય થાય,પરાશક્તિનાં (ભક્તિ મહારાણી નાં) દર્શન થાય એટલે જીવન સુંદર બને,અને
પછી રાવણ ની લંકા બાળવાની તાકાત (શક્તિ) આવે છે.

લંકા ને ઉલટાવવામાં આવે “કાલમ” એટલેકે કાળ થાય છે.કામ ને મારી શકે તે કાળ ને મારી શકે.
એટલે હનુમાનજી લંકા ને બાળે છે,કાળ ને મારે છે,
કાળ સર્વ ને મારે પણ હનુમાનજી આગળ તેનું કશું ચાલતું નથી,હનુમાનજી તેને (કાળ ને) મારે છે.
હનુમાનજી ને પરાશક્તિ નો આશ્રય છે,પરાશક્તિ ના દર્શન નું તે ફળ છે.

સુંદરકાંડ પછી આવે છે લંકાકાંડ.
સુંદરકાંડ માં જીવન સુંદર બન્યું,હવે રાક્ષસો ને હણવાના છે.
કામ,ક્રોધ,લોભ.મદ મત્સર-આ બધા રાક્ષસો છે.જે જીવન ને નષ્ટ-ભ્રષ્ટ કરવા રાતદિવસ પ્રયત્ન કરે છે.
એ સર્વે ને હણવાના છે,જીવનમાં મનુષ્યે કરવાનો આ સહુથી મોટો પુરુષાર્થ છે,પળેપળે લડાઈ છે અને
પળેપળે તેના પર વિજય કરવાનો છે.

કુંભકર્ણ એ “પ્રમાદ” નું રૂપ છે,ઇન્દ્રજીત એ “મોહ” નું રૂપ છે,અને રાવણ “કામ” નું રૂપ છે.
જીવન માં સહુ પ્રથમ પ્રમાદ (કુંભકર્ણ) ને હણવાનો છે પછી મોહ (ઇન્દ્રજીત) ને હણવાનો છે,
મોહ હણાયા પછી જ કામ (રાવણ) હણાય છે અને પછી ભક્તિ નું રૂપ પ્રગટ થાય છે.

લંકાકાંડ પછી આવે છે ઉત્તરકાંડ.
પૂર્વાર્ધ માં (યૌવન માં) કામ (રાવણ) ને મારે તેનો ઉત્તરકાંડ (ઉત્તરાવસ્થા) સુંદર બને.અને તે
અયોધ્યા નો અધિપતિ થાય. માટે જીવન સુધારવાનો પ્રયત્ન યુવાવસ્થા માં જ કરવો જોઈએ.

તુલસીદાસજી એ રામાયણ નું સર્વ “તત્વ” ઉત્તરકાંડ માં ભર્યું છે.
ઉત્તરકાંડ માં ભક્તિ ની કથા છે.ભક્ત કોણ? તો કહે છે કે જે પ્રભુ થી એક પળ પણ વિભક્ત ના થાય તે.
કાક-ભુશંડી અને ગરુડ નો સંવાદ માં જ્ઞાન અને ભક્તિ નો મધુર સમન્વય કર્યો છે.સગુણ બ્રહ્મ અને
નિર્ગુણ બ્રહ્મ ની તેમાં સુંદર ચર્ચા કરેલી છે,અને વારંવાર વાંચવા જેવો છે.

રાક્ષસો (કામ-ક્રોધ-મોહ વગેરે) ને મારી ને વિજયી થયેલા જીવાત્મા ને અહીં જ્ઞાન-ભક્તિ નું ભાતું મળે છે.
જીવન ના છ સોપાન વટાવ્યા પછી મનુષ્ય ને આ જ્ઞાન-ભક્તિ નો અધિકાર પ્રાપ્ત થાય છે.
ઉત્તરકાંડ માં જીવન ના અટપટા કોયડાઓ નો ઉકેલ છે.કર્મ અને પૂનર્જન્મની ઘટમાળ કેવી રીતે કામ કરે
છે--ઈશ્વર નો કાનૂન કેવો અફર છે --કે જેમાંથી દેવો અને ભગવાન પોતે પણ છૂટી શકતા નથી.
તે બતાવ્યું છે.ફરી ફરી વાંચન અને મનન કરી શકાય તેવું અદભૂત વર્ણન છે.

આ રીતે તુલસીદાજીએ માનવજીવન નાં સાત સોપાન ની વાત કહી છે.
રામકથા તો અમૃત નો સાગર છે.એના ઊંડાણનો,વિસ્તારનો,સમૃદ્ધિ નો પાર નથી
શિવજી ની જેમ હૃદયમાં એક રામ-નામ રખાય તો પણ ઘણું.શિવજીએ બીજા કશા નો પરિગ્રહ રાખ્યો નથી
પણ એક રામનામ નો પરિગ્રહ રાખ્યો છે.એ છોડવા તે તૈયાર નથી.

હનુમાનજી કહે છે કે-પ્રભુ,તમારા નામ નું વિસ્મરણ થાય,એ જ સંસાર માં મોટી વિપત્તિ લાગે છે.એ સિવાય
સંસારમાં મને બીજી કોઈ વિપત્તિ દેખાતી નથી.
વ્યાસજી પણ ભાગવતમાં કહે છે કે-સંસારિક વિપત્તિ એ વિપત્તિ જ નથી,અને સંસારિક સંપત્તિ એ સંપત્તિ
નથી,એ બંને ખોટાં છે.ખરી વિપત્તિ છે વિષ્ણુ નું વિસ્મરણ અને ખરી સંપત્તિ છે વિષ્ણુ નું સ્મરણ.

આ માનવ શરીર મળ્યું છે વિષયભોગ માટે નહિ,આ ક્ષણ ભંગુર શરીર ને શણગારી ને લાડ લડાવી ને
ફરવા માટે નહિ,કે દારુ પીધેલા ઉંદરડા ની પેઠે અહંકાર થી છાતી ફુલાવી ને રૂવાબ કરવા માટે નથી.
પણ આ શરીર પરમાત્મા નું સ્મરણ કરવા માટે મળ્યું છે.

શ્રીરામ રાવણ ને મારી અયોધ્યા પાછા આવ્યા પછી તેમનો રાજ્યાભિષેક થયો અને રાજા બન્યા પછી તેમણે અયોધ્યાવાસીઓ ને બોધ આપ્યો છે,તે તુલસીદાસજીએ બહુ સુંદર શબ્દો માં ચોપાઈ માં ઉતાર્યો છે.

એહી તન કર ફલ બિષય ન ભાઈ,સ્વર્ગઉ સ્વલ્પ અંત સુખદાઈ,
નર તનુ પાઈ બિષયે મન દેહી,પલટી સુધા તે સઠ બિષ લેહી.
(હે ભાઈ,આ શરીરનું ફળ વિષય ભોગ નથી,સ્વર્ગ ના ભોગો પણ બહુ થોડા છે,અને દુઃખ દેનારા છે, માટે, જે મનુષ્યો આ શરીર ને પ્રાપ્ત કરીને વિષયોમાં મન જોડે છે,તો તેઓ અમૃત ને બદલે વિષ લે છે)
ભોગ ભોગવવાની ભોગેચ્છા તૃપ્ત થતી નથી,પરંતુ અગ્નિ માં ઘી હોમવાથી જવાળાઓ વધારે ઉંચે ચડે છે, તેમ ભોગ ભોગવવાથી ભોગેચ્છા વધારે ને વધારે બળવાન બનતી જાય છે.

ભર્તૃહરિ મહારાજ કહે છે કે-
ભોગો ન ભુકતા : વયમેવ ભુકતા : તપો ન તપ્તમ,વયમેવ તપ્તા:
કાલો ન યાતો,વયમેવ યાતા : તૃષ્ણા ન જીર્ણા વયમેવ જીર્ણા :
(તુ સમજે છે કે તુ ભોગો ભોગવે છે,પણ તુ ભોગ ભોગવતો નથી,ભોગો તને ભોગવે છે,
તુ સમજે છે કે હું તપાવું છું,પણ તુ તપાવતો નથી,પણ જાતેજ તપાઈ રહ્યો છે,
તુ સમજે છે કે કાળ વીતી રહ્યો છે,પણ કાળ વીતી રહ્યો નથી,તુ પોતે જ વીતી રહ્યો છે,
તુ સમજે છે કે તૃષ્ણા જીર્ણ થઇ રહી છે પણ તૃષ્ણા જીર્ણ થઇ રહી નથી,તુ ખુદ જીર્ણ થઇ રહ્યો છે.)

આ કામ,ક્રોધ લોભ એ મનુષ્યના મોટામાં મોટા દુશ્મન છે,એ કદી તૃપ્ત થતા નથી.
છતાં મનુષ્ય એમને શત્રુ માનવાને બદલે મિત્ર માને છે.અને તેમની સરભરા કરે છે,અને પાછળથી મહાદુઃખ માં ભરાઈ પડે છે.માટે એને આશરો આપવાની જરૂર નથી,એને જરા આંગળી આપવામાં આવે તો. તે આંગળી તો શું મનુષ્ય ને આખે આખા કરડી ખાય છે અને ઉકરડે ફેંકી દે છે.
ધર્મનું,હરિ નું શરણ લીધા વગર એની પકડમાંથી છૂટી શકાય તેમ નથી,શાંતિ મળી શકતી નથી.

કબીર કહે છે કે-તમારે મોતી જોઈએ છે ને? તો ઊંડા જળમાં ડૂબકી મારો,કિનારે બેસી ને છબછબિયાં કરવાથી મોતી નહિ મળે,આ મોતી તો બહુ કિંમતી છે.

પણ મોતી લેવું જ છે કોને???

વ્યાસજી મહાભારત માં ઉંચા હાથ કરી ને કહે છે કે-
અરે,હું ઉંચા હાથ કરી ને આટલી બૂમો પાડું છું,પણ તમે કોઈ સાંભળતા કેમ નથી?
મારે બહુ લાંબી વાત કરવાની નથી,કારણકે તમને લાંબુ સાંભળવાનો વખત નથી તે હું જાણું છું,
તમારે શું જોઈએ છે તે પણ હું જાણું છું,તમારે અર્થ અને કામ જોઈ છે ને?
તો ધર્મ નું સેવન કરો!! ધર્મ દ્વારા જ તમને અર્થ અને કામ મળશે.
(ઉધ્ર્વબાહુ.વિરૌમૈવ્ય ન ચ કશ્ચિત શ્રુણોતી મેં,ધર્માદર્થસ્ય કામાસ્ય ના કિમર્થ સ સેવ્યતે?)

પણ ધર્મ નું સેવન કરવું છે કોને?

શાસ્ત્રો પોકારી પોકારી ને કહે છે,અને સંતો દૃષ્ટાંતો દ્વારા સાક્ષી પૂરે છે,તો યે મનુષ્ય નું મન માનતું નથી.
બધું તોફાન એ મન નું જ છે.મન જાળાં બનાવે છે અને તેની પાછળ પાછળ ફેરવે છે,ફસાવે છે.
અને સાચી  વાત ની સમજણ મનુષ્ય ને પડવા દેતું નથી.
મન પર નું એક સુંદર દ્રષ્ટાંત છે.

એક રાજા હતો તેની પાસે એક બકરો હતો.રાજાએ જાહેર કર્યું કે –જે મારા બકરા ને જંગલ માં જઈ પેટ ભરી ને ચરાવી લાવે તેને હું અડધું રાજ્ય આપીશ.
જાહેરાત સાંભળતા જ એક માણસ રાજાની પાસે આવ્યો,કહ્યું કે આમ તે શી મોટી વાત છે?
એમ કહી બકરાને જંગલ માં ચરાવવા લઇ ગયો,આખો દિવસ સરસ લીલુંછમ ઘાસ ખવડાવ્યું,
સાંજે તે રાજાની પાસે પાછો લાવ્યો.
બકરો ધરાયો છે કે નહિ તે જોવા રાજાએ થોડું લીલું ઘાસ બકરા સામે ધર્યું,અને બકરાએ જેવું લીલું ઘાસ જોયું કે- તેમાં મોં નાખી ખાવા લાગ્યો.એટલે રાજાએ કહ્યું- કે –તેં એને ક્યાં પેટ ભરીને ખવડાવ્યું છે?જો પેટ ભરેલું હોય તો તે અહીં ઘાસ ખાય જ નહિ,ભાગ અહીંથી.
બીજા ઘણાએ પ્રયત્ન કરી જોયાં પણ એવુંજ બને કે જેવા તે ચરાવી ને લાવે અને રાજા ઘાસ ધરે,
એટલે બકરો ખાવા ધસે.બકરાની આદત હતી કે ઘાસ જોયું એટલે ખાવું.

છેવટે એક બુદ્ધિશાળી મનુષ્ય ને લાગ્યું કે રાજા ની આ જાહેરાત પાછળ જરૂર કંઈક રહસ્ય છે.
એટલે તેને યુક્તિ થી કામ લેવાનો નિશ્ચય કર્યો.તે બકરા ને વનમાં  ચરાવવા લઇ ગયો અને જેવો
બકરો ઘાસ માં મોઢું નાખે અને ઘાસ ખાવા પ્રયત્ન કરે એટલે તેના મોં પર લાકડી ફટકારે.
દિવસના અંતે બકરાને ઠસી ગયું કે ઘાસમાં મોં નાખવાથી માર પડે છે એટલે ઘાસ ખાવું નહિ.

સાંજે તે મનુષ્ય બકરા ને લઇ રાજા પાસે આવ્યો.રાજાએ ઘાસ ધર્યું પણ આજે બકરો એ ઘાસ સામે જોતો પણ નથી.એને બીક હતી કે ઘાસ ખાવા જઈશ તો મોં પર માર પડશે.

એ બકરો તે આપણું મન,બકરા ને ઘાસ લઇ જનારો તે જીવાત્મા,રાજા એ પરમાત્મા.
મન રૂપી બકરો અહંતા-મમતા થી ભરેલો છે,અને સંસાર ના ભોગો (ઘાસ) તરફ દોડે છે,
અને એ ઘાસ તરફ (ભોગો તરફ) દોડે ત્યારે તે મન ને વિવેક-રૂપી લાકડી ફટકારવાથી તે વશ થાય છે.

રામદાસ સ્વામી એ બોધ આપ્યો છે કે-દૃઢ વૈરાગ્ય,તીવ્ર ભક્તિ અને યમ-નિયમ વગેરે ના અભ્યાસ થી
મન સ્થિર થાય છે,અને
સંસાર પર વૈરાગ્ય લાવવા માટે જન્મ,મૃત્યુ,જરા,વ્યાધિ –વગેરે નો વિચાર કરવો એ જ ઉપાય છે..
કપિલવસ્તુ ના રાજકુમારે જરા-મૃત્યુ નો વિચાર કર્યો તો એ બુદ્ધ ભગવાન રૂપે જગ માં અમર થઇ ગયો.

આ સંસારમાં બધું ચંચળ છે.ચિત્ત(મન) ચંચળ છે,તો વિત્ત પણ ચંચળ છે.જીવન યૌવન પણ ચંચળ છે.
આખો સંસાર ચલાચલ છે.એમાં કોઈ આશા નું કિરણ હોય તો તે છે ધર્મ (સ્વ-ધર્મ,સત્ય,પરમાત્મા)
માટે જે મનુષ્ય પોતાને ડાહ્યો સમજતો હોય તેને ધર્મ (સત્ય) નો આશરો લેવો જોઈએ.
શાસ્ત્રો ઢોલ પીટીપીટી ને કહે છે કે-જીવન એવું જીવવું જોઈએ કે આ લોક અને પરલોક પણ સુધરી જાય.
દિવસે એવાં કાર્ય કરો કે રાતે નિરાંત થી ઊંઘ આવે,પૂર્વાવસ્થા એવી ગાળો કે ઉત્તરાવસ્થા
વલોપાત વગરની અને સુખ શાંતિ થી વીતે.

વૃદ્ધાવસ્થા (જરા-અવસ્થા) માં આ શરીર ઘરડું બને છે પણ મન અને બુદ્ધિ તો યુવાન રહે છે.કે જે
યુવાની માં ભોગવેલા સુખ નું વારંવાર ચિંતન કરે છે.પ્રભુ નું સ્મરણ કિર્તન ના થાય તો વાંધો નહિ પણ મન
સંસાર નું ચિંતન કરે છે સંસાર ના ભોગો તરફ દોડે તે યોગ્ય નથી.

ડોસાને વૃદ્ધાવસ્થામાં ખાવાનું પચતું નથી,છતાં તેને ઘડી ઘડી ખાવાનું મન થયા કરે છે.લૂલી બહુ પજવે છે.
ભગવાન નું નામ મુખે આવતું નથી.અને પાછો કહે છે "હવે ભગવાન ઉપાડી લે તો સારું"
પણ એમ ને એમ ભગવાન તેને ઉપાડવા ક્યાંથી આવે ?

જ્યાં સુધી બાજી આપણા હાથમાં છે ત્યાં સુધી પ્રભુને રાજી કરવામાં આવે તો બેડો પાર છે.
મરણપથારીએ પડ્યા પછી જેના માટે પૈસા નું પાણી કર્યું હશે તે લોકો જ "ડોસો જલદી મરે તો સારું" એવી ઈચ્છા રાખે છે.પુત્ર-પુત્રી પણ મને કંઈ મળશે એ ઈચ્છા થી થોડી સેવા કરે છે.
બધાં સ્વાર્થ ના સગાં આસપાસ ભેગાં થાય છે.

ભાગવતમાં સગાંઓ ને શિયાળ-કૂતરાં જેવાં કહયાં છે.છેવટે ડોસો એકલો એકલો રડતો રડતો જાય છે.
તે જાણે છે કે હું જઈશ ત્યારે કોઈ સાથે આવશે નહિ,છતાં વિવેક રહેતો નથી.
મરતી વખતે ખૂબ તરફડે છે.અંતકાળ માં બે યમદૂતો આવે છે.એક પાપ-પુરુષ અને બીજો પુણ્ય-પુરુષ.

પુણ્ય-પુરુષ  પૂછે છે કે તને પુણ્ય કરવાની તક આપી પણ તેં પુણ્ય કેમ કર્યું નહિ?
જીવ ગભરાય છે.યમદૂતો નું જોર મરનાર ની પગ થી આંખ સુધી ચાલે છે.
પણ બ્રહ્મ-રંધ્ર માં જેને પ્રાણ સ્થિર કરેલા છે તેને યમદૂતો કંઈ કરી શકતા નથી.
તેના પર યમદૂતો ની સત્તા ચાલતી નથી.

આ સ્થૂળ શરીર ની અંદર સૂક્ષ્મ શરીર છે.અને સૂક્ષ્મ શરીર ની અંદર કારણ શરીર છે.
સૂક્ષ્મ શરીર ની અંદર રહેલી વાસનાઓ તે કારણ શરીર છે,યમદૂતો આ સૂક્ષ્મ શરીર ને યમપુરી માં લઇ જાય છે.ત્યાં ચિત્રગુપ્ત પાપ અને પુણ્ય નો હિસાબ તે જીવાત્મા ને યમ-દરબારમાં સંભળાવે છે.
ચૌદ સાક્ષીઓ (પૃથ્વી-સૂર્ય વગેરે) સાક્ષી આપે છે.જીવાત્મા ને પોતાના પાપ કબૂલ કરવાં પડે છે.

પાપ પ્રમાણે સજા થાય છે.અતિ પાપી ને નરક ની,પાપ અને પુણ્ય સરખા હોય તો ચંદ્રલોક ની,અને પુણ્યશાળી ને સ્વર્ગ ની. પુણ્ય ભોગવી ને તે ખૂટી જાય એટલે ફરી પાછો મનુષ્યલોક માં જન્મ થાય છે.
અને આ રીતે જન્મ મરણ નું ચક્ર ચાલ્યે જ જાય છે.

ભગવાન ના ધામ વૈકુંઠ ના જય અને વિજય નામના બે દ્વારપાળ (પાર્ષદો)  છે.
એકવાર ચાર સનત્કુમારો (શૌનક,સનંદન,સનાતન,સનત્કુમાર) કે જે બ્રહ્મા ના માનસપુત્રો છે તે બ્રહ્મા ની આજ્ઞા થી ભગવાન ના દર્શન કરવા વૈકુંઠ માં ગયા.

બ્રહ્મા ના માનસ પુત્રો જેમ ચાર છે તેમ અંતઃ કરણ ના પ્રકાર પણ ચાર છે. મન,બુદ્ધિ,ચિત્ત અને અહંકાર.
અંતઃકરણ જયારે
--સંકલ્પ-વિકલ્પ કરે ત્યારે તે મન કહેવાય છે.
--કોઈ વિષય નો નિર્ણય કરે ત્યારે તેને બુદ્ધિ કહેવાય છે
--પ્રભુ નું ચિંતન કરે ત્યારે તેને ચિત્ત કહેવાય છે.
--ક્રિયા નું અભિમાન જાગે ત્યારે અહંકાર કહેવાય છે.

આ ચારેય ને શુદ્ધ કર્યા વગર પરમાત્મા ના દર્શન થતા નથી.
સનત્કુમારો બ્રહ્મચર્ય નો અવતાર છે,બ્રહ્મચર્ય જયારે સિદ્ધ થાય ત્યારે બ્રહ્મનિષ્ઠા સિદ્ધ થાય છે.
સનત્કુમારો મહાજ્ઞાની હોવાં છતાં બાળક જેવા બની દૈન્ય ભાવે રહે છે.

આવા આ સનત્કુમારો ભગવાન ના દર્શન કરવા છ દરવાજા વટાવી ને સાતમે દરવાજે આવે છે ત્યારે ભગવાન ના પાર્ષદો જય-વિજય તેમણે અટકાવે છે. કહે છે-"રજા વગર અંદર નહિ જવા દઈએ"
સનત્કુમારો એ કહ્યું કે -અમે ભગવાન ના દર્શન કરવા આવ્યા છીએ.
જયવિજય માં તે વખતે જરા અહંકાર આવી ગયો,કહે કે-અમે પણ ભગવાન જેવા જ છીએ અમારાં દર્શન કરી લો.સનત્કુમારો ને ભગવાન ના દર્શન કરવા જતાં આવી અણધારી રુકાવટ થી  ક્રોધ ચડયો.

ક્રોધ એ કામ નો નાનો ભાઈ છે,અને આ નાનોભાઈ મોટાભાઈ નાં ખાસડાં લઇ જાય એવો છે.
અતિ સાવધ રહેનાર કદાચ કામ ને મારી શકે છે પણ ક્રોધ ને મારવો અતિ કઠણ છે.
કામ નું મૂળ "સંકલ્પ" છે.જ્ઞાનીઓ અને યોગીઓ કોઈના શરીર નું ચિંતન કરતાં નથી એટલે તેમને
કામ ત્રાસ આપી શકતો નથી,પણ તેમનું ઘણી વખત ક્રોધ થી પતન થાય છે.

સાત પ્રકારના યોગનાં અંગો એ વૈકુંઠ ના સાત દરવાજા છે.
યમ,નિયમ,આસન,પ્રાણાયામ,ધારણા,ધ્યાન અને પ્રત્યાહાર.
આ સાત દરવાજા વટાવ્યા પછી બ્રહ્મ નો સાક્ષાત્કાર થાય છે.(વૈકુંઠ માં હરિનાં દર્શન માટે પ્રવેશ મળે છે)

સાધક ને જીવન ના છેલ્લા શ્વાસ સુધી સાવધાન રહેવાની જરૂર છે.
જય-વિજય એટલે યશ,કીર્તિ, પ્રતિષ્ઠા.
સ્વદેશ માં પ્રતિષ્ઠા તે જય અને વિદેશમાં પ્રતિષ્ઠા એટલે વિજય.

સાધના ના માર્ગ માં મળતી સિદ્ધિઓ વિઘ્ન ઉભું કરે છે અને સાધક ને અટકાવે છે.
લૌકિક પ્રતિષ્ઠામાં અટવાયા એટલે ફસાયા એમ સમજવું.
પણ મનુષ્ય ને પ્રતિષ્ઠા નો મોહ જલ્દી છૂટતો નથી.મોટો બંગલો બનાવે અને બહાર તક્તી લગાવે-
"અશોક નિવાસ" કે "શાંતિ સદન" પછી ભલે ઘરમાં કજિયા કંકાસનો પાર ના હોય .વળી
આ અશોકભાઈ કે શાંતિભાઈ કેટલા દિવસ એ બંગલામાં રહેવાના છે ? કાયમ નો પટ્ટો લખાવી ને ઓછા
આવ્યા છે ? મોટા મેળાવડામાં ખુરસી પર પણ બેસવાવાળા નું નામ!!!

પૈસા નો મોહ ઘણી વખત છૂટે પણ પ્રતિષ્ઠા નો મોહ જલ્દી છૂટતો નથી.
ચેલાઓ વખાણ કરે એટલે ગુરૂ ને લાગે કે હું બ્રહ્મ-રૂપ થઇ ગયો છું.(ગુરૂ,ચેલા પાસેથી સર્ટીફીકેટ લે છે!!)
પછી સેવા સ્મરણ માં ઉપેક્ષા આવે અને પતન થાય છે.

પ્રતિષ્ઠા નો મોહ,છેક ભગવાન ના સાતમા દરવાજે થી પાછા કાઢે છે.
નાની શી વાતમાં ક્રોધ કરવાથી સનત્કુમારો ને પણ પ્રભુ ના સાતમા દરવાજે થી પાછા ફરવું પડ્યું.જો કે
સનત્કુમારો નો ક્રોધ સાત્વિક છે,ભગવદ દર્શન માં વિઘ્ન થવાથી ક્રોધ થયો છે.છતાં ક્રોધ એટલે ક્રોધ.

એકનાથ મહારાજ ભાવાર્થ રામાયણ માં કહે છે કે-કામી ને અને લોભી ને તો તત્કાળ થોડો લાભ થાય છે,
પણ ક્રોધ કરનાર ને તો કશો જ લાભ થતો નથી.ઉલટું તેના પુણ્ય નો ક્ષય થાય છે.

કામ,ક્રોધ અને લોભ ને ગીતાજી માં નરક ના ત્રણ દ્વાર કહ્યા છે.અને આત્મા નો નાશ કરનાર કહ્યાં છે.
માટે ગીતાજી માં આજ્ઞા કરી છે કે-આ ત્રણે ને ત્યજવાં.(એતત ત્રયમ ત્યજેત)

જ્ઞાનમાર્ગ માં જ્ઞાની ને સિદ્ધિ નો "મોહ" વિઘ્ન કરે છે જયારે ભક્તિમાર્ગ માં "લોભ" વિઘ્ન કરે છે.
બાબાનો સુટ સીવડાવવાનો હોય તો મોંઘામાં મોંઘુ કપડું લાવે જયારે ઠાકોરજી ના વાઘા સીવડાવવા ના હોય
તો દશકા-વિસકા ગણે.બજારમાં ઠાકોરજી માટે ફુલ લેવા જાય તો ગુલાબ મોંઘુ લાગે,કહેશે
ઠાકોરજી તો ભાવ ના ભૂખ્યા છે,કરણ નાં ફુલ ચાલશે,પણ ઘરવાળી માટે વેણી લાવવાની હોય તો
સો ખર્ચી નાખે.સત્યનારાયણ ની કથામાં ભાઈ પોતે પાંચસો નું પીતાંબર પહેરી ને બેસે અને પૂજામાં ઠાકોરજી
ને વસ્ત્ર આપવાનું આવે ત્યારે કહેશે કે –પેલું નાડું (નાડાછડી) લાવ્યા હતા તે ક્યાં ગયું?
ભગવાન પણ કહેશે કે-બેટા,હમ ભી સબ સમજતે હૈ,તે મને લંગોટી પહેરાવવા માટે નાડું તૈયાર રાખ્યું છે તો
એક દિવસ હું પણ તને લંગોટી પહેરાવીશ.

ભગવાન ના દર્શન કરવામાં ખલેલ થઇ એટલે સનત્કુમારો ને ક્રોધ આવ્યો છે.
કામ,ક્રોધ વગેરે વિકારો ક્યાંય બહાર થી આવતા નથી,પણ અંદર જ હોય છે ને અંદરથી જ આવે છે,
ને તક મળતાં,જરીક ટપારતાં જ પ્રગટ થઇ આવે છે.

સનત્કુમાંરોએ ક્રોધ માં આવી અને જય-વિજય ને શ્રાપ દીધો કે-પ્રભુના ધામ માં રહી તમે વિષમતા કરો છો,તેથી તમે અહીં રહેવાને લાયક નથી.વિષમતા વૈષ્ણવ માં હોતી નથી પણ રાક્ષસ માં હોય છે તેથી તમે રાક્ષસ બની પૃથ્વી પર પડો.એકવાર નહિ પણ ત્રણવાર તમારે રાક્ષસ તરીકે જન્મ ધરવો પડશે.

બીજી બાજુ અંદર શયન કરી રહેલા ભગવાને લક્ષ્મીજી ને કહ્યું કે-બહાર સનત્કુમારો આવ્યા છે અને ઝગડો ચાલતો હોય તેવું લાગે છે,મારા દ્વારે આવી ને ક્રોધ કરે છે એટલે તે અંદર આવવાને લાયક નથી.
પણ તેમના પર અનુગ્રહ કરી ને હું જ તેમને બહાર જઈને દર્શન આપીશ.

ભગવાન લક્ષ્મીજી સાથે બહાર પધારે છે પણ સનત્કુમારો ને નજર આપતા નથી.
જીવ ને કરેલાં પાપ નો પસ્તાવો ના થાય ત્યાં સુધી ભગવાન નજર આપતા નથી.
સનત્કુમારો વંદન કરે છે,પણ ભગવાન તેમના સામું પણ જોતા નથી.સનત્કુમારો ને પોતાની ભૂલ સમજાય છે કે –ક્રોધ કર્યો તે ભૂલ કરી.પાર્ષદો તેમની ફરજ બજાવતા હતા તેમના પર ક્રોધ કરવાનું ઉચિત નહોતું.પણ ભગવાન ના દર્શન ની ઉત્કંઠામાં વિઘ્ન થયું અને ક્રોધ થઇ ગયો.

તેમણે ભગવાન પાસે માફી માંગી.તેમ છતાં ભગવાન ઘર (વૈકુંઠ) ની અંદર બોલાવતા નથી.
સનત્કુમારો કારણ સમજી ગયા “હજી અમારામાં ઉણપ છે,હજી અમારે તપશ્ચર્યા કરવાની જરૂર છે”
ભગવાન ને પ્રણામ કરી તેમણે ત્યાંથી વિદાય લીધી.

સનત્કુમારો ના ગયા પછી ભગવાને જય-વિજય ને કહ્યું કે-સનત્કુમારો નો શાપ છે એટલે મિથ્યા થાય નહિ, તમારા ત્રણ અવતારો થશે.પણ તમારો ઉદ્ધાર કરવા હું પણ અવતાર લઈશ.મારા હાથે જ તમારો ઉદ્ધાર થશે.સનત્કુમારો ને તમે રોક્યા,ને તમને શાપ આપ્યો-આ બધું મારી ઈચ્છા પ્રમાણે જ થાય છે.
અને આ સર્વ મારી જ લીલા છે.

જય-વિજય નો પહેલો જન્મ હિરણ્યાક્ષ-હિરણ્યકશિપુ તરીકે થયો,બીજા જન્મ માં રાવણ-કુંભકર્ણ તરીકે અને ત્રીજો જન્મ શિશુપાલ અને દંતવક્ત્ર તરીકે થયો.

હિરણ્યાક્ષ એ સંગ્રહવૃત્તિ એટલે કે લોભ નો અવતાર છે.હિરણ્યકશિપુ એ ભોગ નો અવતાર છે.
હિરણ્યાક્ષે ખૂબ ભેગું કર્યું અને હિરણ્યકશિપુ એ બહુ ભોગવ્યું.લોભ વધે એટલે ભોગ વધે,ભોગ વધે એટલે પાપ વધે. કહેવાય છે કે લોભ ને થોભ નથી.
હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુ ને મારવા ભગવાન ને વરાહ અને નૃસિંહ –એમ બે અવતાર લેવા પડ્યા.રાવણ-કુંભકર્ણ (કામ) ને મારવા રામાવતાર અને શિશુપાલ-દંતવક્ત્ર (ક્રોધ) ને મારવા કૃષ્ણાવતાર લીધો. આમ કામ (રાવણ) અને ક્રોધ (શિશુપાલ) ને મારવા એક એક અવતાર પણ લોભ (હિરણ્યાક્ષ) ને મારવા બે અવતાર લેવા પડ્યા.તે બતાવે છે કે લોભ ને મારવો કેટલો કઠણ છે!!!

ભક્તિમાર્ગ નો મોટામાં શત્રુ લોભ છે.જ્ઞાનમાર્ગ નો શત્રુ ક્રોધ અને કર્મમાર્ગ નો શત્રુ કામ છે.
વૃદ્ધાવસ્થા માં ઘણાને ડહાપણ આવે છે પણ જુવાની માં જે ડાહ્યો થયો તેનું ડહાપણ સાચું.
શંકરાચાર્યજી કહે છે- “અંગમ ગલિતમ,પલિતમ મુંડમ,દશનવિહીનમ જાતમ તુંડમ”
અંગ ગળી ગયા,ને મોં બોખું થઇ ગયું,માથા ના વાળ ખરી પડ્યા,તો યે ડોસા નો લોભ જતો નથી.
આ લોભ ભક્તિ નો નાશક છે.ક્રોધ જ્ઞાનનો અને કામ સત્કર્મ નો નાશ કરે છે.

દશરથ રાજા ના પૂર્વ જન્મ ની કથા એવી છે કે-
સ્વાયંભુવ મનુ મહારાજ અને રાણી શતરૂપા વૃદ્ધાવસ્થા થતાં પુત્ર ને રાજપાટ સોંપી વનમાં ગયા.
અને કઠોર તપશ્ચર્યા કરી.ભગવાન પ્રસન્ન થયા અને કહ્યું કે-મન ને ગમે તે વરદાન માગો.
ત્યારે મનુ મહારાજે કહ્યું-હું તમારા સમાન પુત્ર ઈચ્છું છું.
પ્રભુ એ કહ્યું કે હું મારો સમોવડિયો ક્યાં ગોતવા જાઉં?હું જ તમારો પુત્ર થઇ ને આવીશ.
"આપું સરિસ ખોજો કહ જાઈ,નૃપ તવ તનય હોબ મેં આઈ"
પ્રભુ એ રાણી શતરૂપા ને કહ્યું કે તમે કંઈ માગો. ત્યારે રાણી એ કહ્યું કે-પતિ ની ઈચ્છા તે મારી ઈચ્છા.
પ્રભુ ને પુત્ર રૂપે પામી હું આપનું ઈશ્વરત્વ ભૂલું નહિ એટલો વિવેક આપો,આપની અનન્ય ભક્તિ આપો.

પ્રભુ એ તથાસ્તુ કહી પોતાનો સંકલ્પ જાહેર કર્યો," હું તમારી અભિલાષા પુરી કરીશ,મારી પ્રતિજ્ઞા સત્ય છે,સત્ય છે,સત્ય છે"
"પુરઉબ મેં અભિલાષા તુમારા.સત્ય સત્ય સત્ય મન સત્ય હમારા"
એ મનુ મહારાજ પછી ના જન્મ માં અયોધ્યાના રાજા દશરથ થયા અને રાણી શતરૂપા કૌશલ્યા થયાં.

ભગવાન શંકર પાર્વતીજી ને આ કથા કહે છે,
પાર્વતીજી પૂછે છે કે-ભગવાન ને શ્રીરામ તરીકે અવતાર લેવાનું કારણ શું?
ત્યારે ભગવાન શંકર કહે છે કે-રામજી ને અવતાર લેવાનાં અનેક કારણો છે.એક કારણ એ છે કે-
એક વખત નારદજી એ ભગવાન ને શાપ દીધો હતો.જેના લીધે ભગવાન ને અવતાર લેવો પાડ્યો.

આ સાંભળી પાર્વતીજી ને નવાઈ લાગી. નારદ તો ભગવાન ના ભક્ત અને તે જ ભગવાનને શાપ આપે એવું કેમ બને ? નારદજી શું મૂર્ખ છે ? ત્યારે શંકર કહે છે કે-
કોઈ જ્ઞાની નથી અને કોઈ મૂર્ખ નથી.ભગવાન જે ક્ષણે જેને જેવો કરે છે તેવો તે બને છે.
બોલે બિહસી મહેશ તબ,ગ્યાની મૂઢ ના કોઈ,જે હિ જાસ રઘુપતિ કરહિ,જબ,સો તાસ તેહી છન હોઈ.

શિવજી વર્ણન કરતાં કહે છે કે-
હિમાલય ની કંદરા માં એક સુંદર આશ્રમ હતો,પાસે જ ગંગાજી વહેતાં હતાં.
એકવાર નારદજી ફરતા ફરતા ત્યાં આવી ચડ્યા.નારદજી ને દક્ષ પ્રજાપતિ નો શાપ હતો કે તે કોઈ એક જગ્યાએ સ્થિર રહી નહિ શકે.પણ આ સુંદર સ્થળ ની નારદજી ના ચંચળ મન પર એવી અસર થઇ ગઈ કે નારદજી ત્યાં ધ્યાન માં બેસી ગયા અને સમાધિ માં સ્થિર થયા.દક્ષ નો શાપ જાણે આઘો ખસી ગયો.

નારદજી ની આ તપસ્યા જોઈ ઇન્દ્ર ગભરાણો,તેને ડર લાગ્યો કે આ ક્યાંય ચોંટી ને નહિ બેસનારો અહીં ચોંટી ને બેસો છે,એટલે નક્કી એ કોઈ ઉત્પાત કરશે.કદાચ મારું આસન ડગમગાવી દેશે!!
એટલે ઇન્દ્રે કામદેવ ને મદદે બોલાવ્યો.કામદેવે અત્યંત મોહક વાતાવરણ નારદજી ની આસપાસ ખડું કરી દીધું,પણ નારદ પર તેની કોઈ અસર થઇ નહિ ,છેવટે કામદેવે પોતાની હાર કબુલી અને પગે પડ્યો.

આ પ્રસંગ થી નારદજી ને અહંકાર થયો કે-"મેં કામદેવ ને જીત્યો" અને જેની તેની આગળ પોતાની બડાશ હાંકવા માંડ્યા.એકવાર શિવજી આગળ પણ તેમણે બડાશ હાંકી. ત્યારે શિવજી એ ધીરે થી શિખામણ દીધી કે-
મારી આગળ ભલે બોલ્યા,પણ ભૂલે ચુકે ભગવાન આગળ આવું કંઈ બોલતા નહિ.
પણ શિખામણ ક્યાં કોઈ ની પહોંચે છે.જેની મના કરી હોય તે જ કરવાનું મન થાય છે.
નારદજી સીધા ભગવાન પાસે પહોંચી ગયા.અને પોતાની અદભૂત સિદ્ધિ ની બડાશ મારવા લાગ્યા.

ભગવાન બોલવામાં મહાચતુર છે.પણ તે હંમેશાં ભક્ત ના હિતનો જ વિચાર કે છે. ભગવાન કહે છે કે-
ધન્ય છે તમને.જેનું સ્મરણ કરવાથી મોહ,મદ અને કામ નાશ પામે છે તેવા તમને બાપડો કામદેવ શું કરી

શકવાનો હતો ? નારદે હુંકાર થી કહ્યું “તે ખરું છે”
ભગવાને નારદ નો અહમ દૂર કરવાનો અને તેમણે ઠેકાણે લાવવાનો નિશ્ચય કર્યો.

નારદજી ના ગયા પછી ભગવાને પોતાની માયા ને પ્રેરી.નારદજી એક ભવ્ય નગરીમાં આવી ચડ્યા કે જ્યાં તે નગરી ના રાજા ની કુંવરી નો સ્વયંવર હતો,નારદજી ને સમય પર આવેલા જોઈ રાજાએ કહ્યું કે-મહારાજ મારી દીકરી નો હાથ જોઈ ને એ કહો કે એણે વર કેવો મળશે?
રૂપરૂપનો અંબાર રાજકુંવરી નારદ સામે આવી.નારદજી ની આંખો તેના રૂપ પર ચોંટી અને તેમનો વૈરાગ્ય ઉડી ગયો.રાજકુંવરી નો હાથ જોઈ તે ચોંક્યા ને મન માં જ બોલ્યા કે-જે આને પરણશે તે તો સર્વશ્રેષ્ઠ થશે, ચરાચર નો સ્વામી થશે.તો હું જ તેને શું કામ ના પરણું?
તેમણે રાજા ને માત્ર એટલું જ કહ્યું કે-કુંવરી સુલક્ષણા છે.
આટલું કહી ત્યાંથી ચાલી નીકળ્યા.પણ મન માં વિચારવા લાગ્યા કે રૂપ વગર આવી કન્યા વરે નહિ, માટે લાવ,ભગવાન પાસેથી જ રૂપ માગી લાવું.તો મારું લગ્ન તેની સાથે થાય.

ભગવાન પાસે તે પહોંચી ગયા ને તેમના રૂપ ની માગણી કરી.
ભગવાન કહે છે કે-ચિંતા ના કરો તમારું હિત થાય એવું હું કરીશ.
ભગવાન ની આ ગૂઢ વાણી તે સમજી શક્યા નહિ.તેમના ચિત્ત પર પહેલાં અહંકાર અને હવે માયા નું પડળ લાગી ગયું હતું.એમને તો એમ જ માન્યું કે હવે સ્વયંવર માં જાઉં અને રાજકુંવરી ને પરણું.

નારદજી સ્વયંવર માં સભામાં આવી બેઠા છે અને વિચારે છે મને હરિ નું રૂપ મળ્યું છે.પણ અસલમાં તેમને “હરી”-એટલે કે વાનર નું રૂપ મળ્યું હતું.શિવજી ના ગણો પણ ત્યાં હતા તેમણે કહ્યું કે – જરા દર્પણ માં આપનું મોઢું જોઈ આવો.નારદ દોડતા નદી કિનારે ગયા અને પોતાનું મોઢું જોયું તો-તે અસલ વાંદરા જેવું જ હતું.હવે તેમણે ભગવાન પર ક્રોધ થયો.ત્યાં જ ભગવાન સામે મળ્યા.

ભગવાન ને જોતાં જ તેમનો ક્રોધ ભભૂકી ઉઠ્યો અને બોલી ઉઠયા કે-
તમારા થી બીજા નું સુખ ખમાતું નથી,તમે કુટિલ અને કપટી છો,પણ આજ સુધી તમને કોઈ માથાનો મળ્યો નથી,તેથી તમે તમારી મનમાની કરી છે,પણ આજ હું તમને તમારા કર્મ પ્રમાણે તમને ફળ આપીશ.
તમારે મનુષ્ય અવતાર લેવો પડશે અને મારું રૂપ જેવું કર્યું તેવા વાનરો ની તમારે સહાય લેવી પડશે.
અને મારી ઈચ્છેલી સ્ત્રી થી તમે મને વિયોગ કરાવ્યોછે તેથી સ્ત્રી ના વિયોગ થી તમે પણ દુઃખી થશો.

ભગવાને હસીને આનંદ થી નારદના શાપ ને માથે ચડાવ્યો,અને જેવી પોતાની માયા પાછી ખેંચી લીધી કે તરત જ નારદજી ભાન માં આવ્યા.પોતાની ભૂલ નું ભાન થતા ભયભીત થઇ ભગવાન ના ચરણ માં પડી ગયા.અને બોલ્યા કે- તમારે શરણે આવ્યો છું,મારી રક્ષા કરો,મારો શાપ મિથ્યા થાઓ.
ત્યારે ભગવાને કહ્યું કે-આ બધું મારી ઈચ્છા થી જ બન્યું છે,તમારે ચિંતા કરવાની જરૂર નથી.

તુલસીદાસજી કહે છે કે- કલ્પે કલ્પે ભગવાન અવતાર ધારણ કરે છે.અને અનેક પ્રકારનાં સુંદર ચરિત્રો કરે છે,શ્રી હરિ અનંત છે અને શ્રી હરિ ની કથાઓ પણ અનંત છે.સંતો અનેક પ્રકારે કહે છે ને સાંભળે છે.

ભગવાને નારદ ને કહ્યું હતું કે “જે પ્રકારે તમારું હિત થશે તેમ કરીશ”
પણ નારદજી તે સમજ્યા નહિ.કારણ કે તેમની આંખ પર મોહ નાં પડળ હતાં.
પ્રભુ નું એ વચન જેટલું નારદજી માટે સાચું હતું તેટલું આપણા બધા ને માટે સાચું જ છે.
પ્રભુ જે કરે છે તે સાચું કરે છે,સારું જ કરે છે અને આપણા હિત નું જ કરે છે. પરંતુ આપણી બુદ્ધિ ની આડે સ્વાર્થ નું,વાસનાઓ નું પડળ છે તેથી આપણે પણ તે સમજી શકતા નથી.

પ્રભુ મહાવૈદ્ય છે, રોગી ગમે તેવો વ્યાકુળ થાય અને કુપથ્ય માગે પણ વૈદ્ય તે આપે નહિ.દવા ગમે તેટલી કડવી લાગે તેમ હોય પણ વૈદ્ય દર્દી ને એજ દવા આપશે અને પોતાના પર શ્રદ્ધા રાખી ને તે દવા લેવાનો આગ્રહ કરશે.દર્દી ની શ્રદ્ધા ની એ કસોટી છે.દવા લેવા તે રાજી નહિ થાય તો નુકશાન તેને જ થવાનું છે.

ભગવાન ની આવી માયા છે.ગીતાજી માં ભગવાને કહ્યું છે કે-મારી માયા નો પાર પામવો દુષ્કર છે,

ભગવાન યુગે યુગે અવતાર લે છે,એનો અર્થ એ છે કે-તેમણે સૃષ્ટિ રચી ને તેને તેના નસીબ પર છોડી દીધી નથી.પણ તેની બરાબર ખબર રાખે છે.સુકાન તેમના હાથમાં રાખ્યું છે.
ધર્મ નું મૂળ ખવાય એટલે પ્રભુ તેને બચાવવા દોડી આવે છે."ધર્મસંસ્થાપનાર્થાય સંભવામિ યુગે યુગે"

તુલસીદાજી કહે છે કે-
ઈશ્વર અંશ જીવ અબિનાસી,ચેતન અમલ સહજ સુખરાસી,
સો માયા બસ ભએઉ ગુસાઈ,બાંધ્યો કીર મર્કટ કીર નાઈ.
જીવ ઇશ્વરનો અંશ છે,આત્મા નિર્મળ,અવિનાશી આનંદ સ્વ-રૂપ છે.એ કશાથી લેપાતો નથી,એને કોઈ ડાઘ લાગતો નથી.પરંતુ માયા ને વશ થઇ પોતાને બંધન માં પડેલો જુએ છે.અને પોતાના માં સુખ દુઃખ નો આરોપ કરે છે. આ વાત પેલા પોપટ અને વાંદરા જેવી છે.

પોપટ ને પકડવા પારધી લોકો જમીન પર ખૂંટી લગાવી,એક તાર ની અંદર પોલી ભુંગળી ઓ પરોવી ને એ તાર ને ખૂંટી પર બાંધે છે,અને પછી આજુ બાજુ દાણા વેરે છે.પોપટ દાણા ખાવા અવે છે અને પોતાની આદત મુજબ ભૂંગળી પર બેસે છે,પણ તેના વજન થી ભૂંગળી ફરી જાય છે ને પોપટ ઉંધે માથે લટકી જાય છે.પડી જવાની બીકે પોપટ તે ભૂંગળીઓ ને હજુ પકડી રાખે છે,વિચારે છે કે ભૂંગળી એ મને પકડ્યો છે,અને એવી હાલત માં ત્યાં આવી ને પારધી તેને પકડી લે છે.

આવું જ વાંદરા નું છે.પારધી સાંકડા મોં વળી હાંડલી જમીન માં દાટે છે અને તેમાં ચણા ભારે છે.
વાનર એ ચણા ખાવા દોડી આવે છે,અને લોભ નો માર્યો બંને હાથ હાંડલી માં નાખે છે,ને ચણા ની મુઠ્ઠીઓ ભરે છે.પછી હાથ બહાર કાઢવા મથે છે પણ હાંડલી નું મોં નાનું હોવાથી અને મુઠ્ઠી ને લીધે હાથ મોટા થવાથી હાથ બહાર નીકળી શકતો નથી.એટલે વાંદરો સમજે છે કે તેના હાથ કોઈએ અંદરથી પકડી રાખ્યા છે.એ દાંત કચકચાવે છે પણ ચણા છોડી દેવાનું તેને સુઝતું નથી.
ચણા બહુ ભાવે છે,અને ચણાનો એવો લોભ છે,કે તે પકડાઈ જાય છે.

આ પોપટ અને વાંદરો બંને અજ્ઞાન ને વશ થઇ એવું માને છે કે પોતાને કોઈએ પકડી રાખ્યો છે,
પણ પકડ તેમની પોતાની જ છે,એવું એ જાણતા નથી.હાથે કરી ને બંધન માં પડ્યા છે,
બસ આમ જ આ સંસાર હાંડલી જેવો છે તેમાં વાસના રૂપી ચણા ભર્યા છે,મન છે તે વાનર છે,
વાસના ના ચણા ખાવા આવે છે,અને હાથે કરી ને બંધન માં ફસાય છે.

મનુષ્ય પણ સંસાર રૂપી મોહ ના એક થાંભલા ને બાથ ભરી ને ઉભો છે અને બૂમો મારે છે કે-
એ ભાઈ કોઈ મને છોડાવો,મને થાંભલા એ પકડી રાખ્યો છે. પણ થાંભલો કેવી રીતે તેને પકડી રાખવાનો છે?
થાંભલો મનુષ્ય ને વળગ્યો નથી પણ મનુષ્ય મોહ રૂપી થાંભલાને વળગ્યો છે.

દરેક મનુષ્ય ને રૂપિયા નો મોહ છે પણ જો તેના હાથમાં ખોટો રૂપિયો આપવામાં આવશે તો લેશે નહિ.
આ બતાવે છે કે-દરેક ને રૂપિયા નો મોહ છે પણ ખોટા રૂપિયા નો મોહ નથી.
તેમ આ ખોટા (અસત્ય-મિથ્યા) સંસાર પર મોહ કરવા જેવો નથી.
જગતના જીવો ના મિલન માં સુખ થાય છે પણ વિયોગ માં અતિશય દુઃખ થાય છે.જ્યાં મિલન છે ત્યાં

વિયોગ લખાયેલો જ છે.મિલન નું સુખ સ્થાયી નથી,માટે જગતના જીવો પર દિલ ચોંટાડવા જેવું નથી.

અંધારામાં પડેલું દોરડું (અજ્ઞાન થી) સર્પ-રૂપે ભાસે છે,તેની બીક લાગે છે પણ પ્રકાશ (જ્ઞાન) થતાં તેના યથાર્થ સ્વરૂપ નું જ્ઞાન થાય છે. અને તેની બીક લાગતી નથી.
તેમ આ સંસાર પણ અસત્ય હોવા છતાં માનવી ને (અજ્ઞાનથી) સત્ય હોય તેમ ભાસે (લાગે) છે,કેમ કે તે સત્ય પરમેશ્વર ના આધારે રહેલું હોવા થી સત્ય જેવું ભાસે છે.આધાર સાચો છે પણ ભાસ ખોટો છે.

જો,રાજાએ ખોટાં મોતી નો હાર પહેર્યો હોય અને જો ગરીબ માણસે સાચાં મોતી નો હાર પહેર્યો હોય ,
તો પણ ગરીબની ગરીબી ના કારણે લોકો કહેશે તેણે ખોટાં મોતી નો હાર પહેર્યો છે,
પણ રાજાએ ખોટાં મોતી પહેર્યા છે એમ કોઈ નહિ માને.
આજ પ્રમાણે જગત-રૂપી બનાવટી મોતી ની કંઠી પરમાત્મા એ પોતાની ડોક માં રાખી છે.
પણ પરમાત્મા એ પહેરી છે એટલે તે કંઠી ને કોઈ ખોટી માનવા તૈયાર થતું નથી.પણ કંઠી તો ખોટી જ છે.

મહાત્માઓ કહે છે કે-જગતમાં રહો પણ જગતને ખોટું માની ને રહો.જે દેખાય છે તેનો નાશ થવાનો જ છે.
ભૂત,ભવિષ્ય કે વર્તમાન માં જે દેખાય છે તે સાચું નથી પણ જે-અવિનાશી હોય,અવ્યય હોય અને કાયમ માટે ટકનારું હોય તે જ માત્ર સાચું છે. જે સદા એક જ સ્વ-રૂપે રહે છે તે સત્ય.અને તે સત્ય સાથે સ્નેહ કરો.

જગતના પદાર્થો દુઃખરૂપ છે.તેથી જ્ઞાની પુરુષો તેનું ચિંતન કરતા નથી.
જગત અનિત્ય છે,એવું જે વારંવાર ચિંતન કરે છે,તેણે પરમાત્મા નું અપરોક્ષ જ્ઞાન થાય છે.અને તેને પછી જગતનું ભાન રહેતું નથી.
જેમ સ્વપ્ન માંથી જાગ્યા પછી સ્વપ્ન મિથ્યા (ખોટું) લાગે છે,તેમ પરમાત્મા નું જ્ઞાન થતાં જગત મિથ્યા લાગે છે.ઈશ્વર સિવાય જે ભાસે છે તે મિથ્યા છે.

કૈકેય દેશમાં સત્યકેતુ નામે એક રાજા હતો,તેને પ્રતાપભાનુ અને અરિમર્દન નામે બે કુંવર હતા.
બંને બુદ્ધિશાળી અને બળિયા હતા.અનેક રાજાઓ ને હરાવી,તેમના રાજ્ય જીતી પોતાની આણ ફેલાવી હતી.
સત્યકેતુ વૃદ્ધ થયા એટલે પોતાના મોટા પુત્ર પ્રતાપભાનુ ને રાજ્ય ગાદી પર બેસાડી અને વનમાં ગયા.
પ્રતાપભાનુ એક વાર ભૂંડના શિકારે નીકળ્યો હતો અને સાંજ પડી ગઈ,તે થાક્યો હતો ત્યાં તેને એક સાધુ નો આશ્રમ જોયો ત્યાં અંદર જઈ જોયું તો એક સાધુ ભભૂત લગાવી બેઠો હતો.

તે સાધુ ખરેખર સાધુ નહોતો પણ પ્રતાપભાનુ સામે લડાઈમાં પોતાનું રાજ્ય ખોઈ બેઠેલો કાળકેતુ હતો.
રાજા ની આગતા સ્વાગતા કરી અને રાજા ને જાળ માં ફસાવ્યો.સાધુ ના મીઠા વચનો થી રાજા પણ કશું પણ આગળ પાછળ વિચાર્ય વગર જાળ માં ફસાતો પણ ગયો.
તુલસીદાસ કહે છે કે- ભાવિ માં જે બનવાનું હોય છે તેમ જ બધું બને છે.કાં તો તે (ભાવિ) જ પોતાની પાસે આવે છે અથવા તે પોતે જ તે ભાવિ ની પાસે જાય છે.
<u>તુલસી જૈસી ભવતબ્યતા,તૈસી મિલન સહાઈ,આપુનં આવઈ તાહિ પહિ,તાહિ તહાં લઇ જાઈ.</u>

પ્રતાપભાનુ ને કાળકેતુએ વરદાન માગવાનું કહ્યું.ત્યારે રાજા લોભ નો માર્યો કહે છે કે-આખી દુનિયા મારા પગમાં માથું નમાવે,અને સો કલ્પ સુધી મારું રાજ્ય રહે.
કાળકેતુ એ કહ્યું કે-રાજા મારું વરદાન છે કે તુ બ્રાહ્મણો ના શાપ સિવાય કોઈ થી નહિ મરે.
રાજાએ પૂછ્યું કે –બ્રાહ્મણો ને રાજી અને વશ કેમ કરવા? ત્યારે કાળકેતુ એ ચાલાકી થી કહ્યું કે-હું અહીં થી ક્યાંય બહાર ગયો નથી પણ તમારે માટે હું તારે ત્યાં રસોયો બની ને આવીશ,અને મારા હાથે પકાવેલી રસોઈ તુ બ્રાહ્મણો ને ખવડાવજે એથી તે તારે વશ રહેશે.

કાળકેતુ બ્રાહ્મણ નો વેશ લઇ અને રાજા સાથે ગયો,ત્યાં તેને રસોઈ બનાવી અને ચોરી-છુપી થી તે રસોઈ માં માંસ ભેળવી દીધું. રાજા પીરસવા નીકળ્યો-તે જ સમયે આકાશવાણી થઇ કે -હે બ્રાહ્મણો આ અન્ન ખાશો નહિ તેમાં માંસ ભેળવેલું છે.
બ્રાહ્મણો ઉભા થઇ ગયા અને ક્રોધમાં આવી શાપ આપ્યો કે-રાજા,તેં રાક્ષસ જેવું કૃત્ય કર્યું છે માટે તારા કુળ નો નાશ થાઓ અને તુ રાક્ષસ થઇ ને પડ.

કહે છે કે પ્રતાપભાનુ રાજા રાવણ તરીકે,એનો નાનો ભાઈ અરિમર્દન કુંભકર્ણ તરીકે અને પ્રતાપભાનુ નો મંત્રી ધર્મરુચિ રાવણ ના નાના ઓરમાન ભાઈ વિભીષણ તરીકે બીજા જન્મ માં પેદા થયા.

કેતુ એટલે ધજા.સત્યકેતુ એ સત્ય ની ધજા અને કાળકેતુ એ કાળ નો ઝંડો ફરકાવે છે.
પ્રતાપભાનુ ભૂંડ એટલે કે મોહ ની પાછળ પડ્યો,અને કાળ ને તક મળી,અને તે માથે ચડી બેઠો.

રાવણ નો જન્મ પુલસ્ત્યઋષિ ના નિર્મળ ખાનદાનમાં થયો હતો.
રાવણ,કુંભકર્ણ અને વિભીષણ એ ત્રણે ભાઈઓ એ એવી ઉગ્ર તપશ્ચર્યા કરી કે –બ્રહ્માજીએ પ્રસન્ન થઇ, તેમને વરદાન માગવાનું કહ્યું.

રાવણે એ વિષે વિચાર કરી જ રાખ્યો હતો.તેને “કોઈ મારી શકે નહિ” એવું વરદાન જોઈતું હતું.
પણ “કોઈ” એટલે કે તેમાં દેવ,દાનવ,યક્ષ,ગંધર્વ,મનુષ્યો અને પ્રાણીઓ પણ આવી જાય.
પણ રાવણ તો મનુષ્યો અને પ્રાણીઓ (વાનર)વગેરે ને “કોઈ” માં ગણવા તૈયાર હતો નહિ,
તેનું અભિમાન એમ કહેતું હતું કે –મનુષ્યો અને પ્રાણીઓ તો તેને મારી શકે જ નહિ.
એટલે જ “કોઈ મારી શકે નહિ” એવું માગવા તેનું અભિમાન આડે આવતું હતું.
કારણકે જો એવું માગે તો –તે પોતે મનુષ્યો અને પ્રાણીઓ (વાનર) થી બીવે છે એવું જાહેર થાય.અને એમાં પોતાનું માન નહિ રહે. એટલે જેવું બ્રહ્માજી એ “માગ,માગ માગે તે આપું.” કહ્યું તેવું જ તેણે કહ્યું કે-
“આપો તો એટલું આપો કે વાનર અને મનુષ્ય એ બે જાતિ સિવાય કોઈથી હું માર્યો મરું નહિ”
<u>હમ કાહૂ કે મરહિન્ ન મારેન,બાનર મનુજ જોતિ દૂર બારેં</u>

કુંભકર્ણ ને જોઈતું હતું ઇન્દ્રાસન.પણ જીભનો લોચો વળી ગાયો અને માગ્યું નિંદ્રાસન.
વિભીષણે માગ્યો-ભગવાન ના ચરણકમળ નો નિર્મળ પ્રેમ.

પછી થી રાવણ મય-દાનવ ની રૂપવતી પુત્રી મંદોદરી ને પરણ્યો.
સમુદ્ર ની મધ્યમા ત્રિકૂટ પર્વત પર બ્રહ્માજી એ એક કિલ્લો બનાવેલો,તેમાં મણિ જડિત સુવર્ણ નો મહેલ હતો.
તે કિલ્લા નું નામ હતું લંકા ગઢ.અને તે યક્ષપતિ કુબેર ના કબજામાં હતો,
રાવણે ચડાઈ કરી તે જીતી લીધો અને ત્યાં પોતાની રાજધાની કરી.કુબેર નું પુષ્પક વિમાન પણ તેણે પડાવી લીધું.બ્રહ્માજી ના વરદાન ને લીધે રાવણને કોઈ નો ડર રહ્યો નહોતો,રોજ ને રોજ તેનો લોભ વધતો રહ્યો.
અને એ લોભ ના કારણે લોકો પર તેના ત્રાસ ની હદ રહી નહોતી.ન્યાય અને નીતિ ની તેને કોઈ જ પરવા નહોતી.”હું કરું તે ન્યાય અને હું કરું તે નીતિ” આ જ એનું સૂત્ર હતું.ચારેકોર તેને રાડ પડાવી હતી.
અને “રડાવે તે રાવણ” એ પોતાનું નામ સાર્થક કર્યું હતું.

એકવાર ગમ્મતમાં તેણે કૈલાશ પર્વત પોતાની ભુજાઓ પર ઉઠાવ્યો હતો.
જપ,તપ,યજ્ઞ,યોગ અને વૈરાગ્ય ની વાત સાંભળી કે તે મારો-મારો કરતાં પહોંચી જતો અને બધું નષ્ટ-ભ્રષ્ટ કરી નાખતો.તેના રાજ્ય માં ધર્મ નું ક્યાંય નામોનિશાન રહેવા દીધું નહોતું.
દેવો,દાનવો,ગંધર્વો,યક્ષો,કિન્નરો અને મનુષ્યો –બધા રાવણ નું નામ સાંભળી કાંપતા હતા.
કેટલાક દેવો એ તો તેનું દાસત્વ સ્વીકાર્યું હતું.

રાવણ “શરીર” ને જ સર્વસ્વ માનતો હતો.અને સ્વસુખ માટે બીજા ને પીડવાનું તેનું સૂત્ર હતું.
કહે છે કે રાવણ ને દશ માથા અને વીસ હાથ હતા.
દશ માથાં એટલે દશ ઇન્દ્રિયો.જેની દશે ઇન્દ્રિયો માં કામ ભરેલો છે તે રાવણ.
રાવણ ને મન શરીર-સુખ અને ભોગ જ મહત્વનો હતો.તેના અહંકાર નો કોઈ પાર નહોતો.

એક વખત કુબેર ભંડારી શિવજીનાં દર્શન કરવા ગયા.પ્રણામ કરી તેમણે પ્રાર્થના કરી કે –
મારે લાયક કંઈ કામ સેવા ફરમાવો.
શિવજી તો જોગી-બાવા.સ્મશાન ની રાખ ચોળી ને રહેવાવાળા,તેમને શું જોઈએ?શિવજી સેવા આપવામાં
માને-લેવામાં નહિ.એટલે તેમણે કહ્યું-તેં કહ્યું એમાં બધું આવી ગયું,મારે કશું ના જોઈએ.

પાર્વતી જી તે વખતે જોડે જ બિરાજેલાં હતાં.તેમણે થયું કે –કુબેર ભંડારી આટલો આગ્રહ કરે છે તો તેનું
મન રાખવામાં શું વાંધો છે? એટલે તેમણે કહ્યું કે-રહેવા માટે એકાદ મકાન હોય તો સારું.
કુબેર ને ક્યાં કશાની ખોટ હતી? એટલે તો તેમણે ધન-કુબેર કે કુબેર ભંડારી કહે છે.
કુબેરે એક ઘર ને બદલે સરસ મજાનો સુવર્ણ નો મહેલ ખડો કરી દીધો.

શિવજી નું મહેલ બની ગયો પણ વાસ્તુ-પૂજા કર્યા વગર મહેલ માં તો રહેવા જવાય નહિ.
વાસ્તુપૂજા કોણ કરે ?પૂજા કરનારો વિદ્વાન અને શિવભક્ત જોઈએ.અને આવો એક જણ હતો તે –રાવણ.
શિવજી એ તેને વાસ્તુ-પૂજન કરવા બોલાવ્યો.પૂજન પછી બ્રાહ્મણ ને દક્ષિણા આપવી પડે.
શિવજી એ કહ્યું કે-દિલ ચાહે તે દક્ષિણામાં માગી લે.

શિવજી નો સુવર્ણ મહેલ જોઈ રાવણ નું ચિત્ત ચકળવકળ થતું હતું,એની દાઢ સળકી હતી.
એણે તો તરત માગી લીધું-તમારો આ સુવર્ણ મહેલ આપો. અને શિવજી એ કહી પણ દીધું-જા,આપ્યો.
રાવણ ને સુવર્ણ મહેલ મળ્યો એટલે તેનો લોભ વધ્યો-
કહે છે કે -મહેલ આપ્યો પણ એમાં રહેનારી તો દીધી નહિ,આવું અધૂરું આપો તે ના ચાલે,
દક્ષિણા આપો તો પુરી આપો. શિવજી કહે છે કે-તો મારી ક્યાં ના છે?
રાવણે કહ્યું કે તો આ પાર્વતી મને આપો.

આવી માગણી થી તો કોઈ ને પણ ગુસ્સો ચડે.પણ આ તો શિવજી,પરમ શાંતિ ની મૂર્તિ.
જરા યે અસ્વસ્થ થયા વિના કહે છે-તને જરૂર હોય તો જ,લઇ જા.
રાવણ પાર્વતી ને ખભે બેસાડી ને લઇ ને ચાલ્યો.પાર્વતી જી ને પ્રભુ ની લીલા માં અચળ વિશ્વાસ છે.
પતિ ના આશુતોષ સ્વભાવનો અને ભોળપણ નો તેમણે અનુભવ છે.અને એ સ્વભાવ ના કારણે કેટલીયે વાર
તેમને મુંઝવણ ભરી સ્થિતિ માં મુકવું પડ્યું હતું.પણ કોઈ વાર તેમાંથી પાછા પડવું પડ્યું નહોતું,તેથી તેમને
પુરો વિશ્વાસ હતો કે આ પરિસ્થિતિ પણ કોઈ અણધાર્યો પલટો લેશે જ.એમને પરમાત્મા નું સ્મરણ કર્યું.

પ્રભુ ને ચિંતા થઇ કે રાવણ ને રોકવો જોઈએ.એટલે રસ્તામાં બ્રાહ્મણ ના વેશે ભગવાન ત્યાં આવ્યા અને કહે
છે કે-ઓ હો હો લંકાપતિ કોને લઇ ચાલ્યા?
રાવણે ગર્વ થી કહ્યું કે-શંકર ભગવાને મને પ્રસન્ન થઇ પાર્વતી દીધી છે તે લઇ ને જાઉં છું.
ત્યારે ભગવાન ખડખડ હસી ને કહે છે કે-પાર્વતી અને તે તમને દીધી?કહતા ભી દીવાના ઓર સુનતા ભી
દીવાના? તુ લંકાપતિ હોઈશ પણ સાવ ભોળો છું,શિવજી તને બનાવી ગયા છે,આ તો પાર્વતી જી ની છાયા
છે,અસલ પાર્વતી જી તો પાતાળ માં સંતાડી દીધા છે.હું નજરે જોઈ ને આવું છું.પાર્વતીજી ના શ્રીઅંગમાંથી તો
કમળ ની દિવ્ય સુગંધ નીકળે છે.આના શરીર માંથી ક્યાં એવી સુગંધ નીકળે છે?

પાર્વતી જી પણ આ વાતચીત સાંભળતાં હતા તેમને પોતાના શરીરમાંથી દુર્ગંધ છોડી.અને રાવણ નું નાક

દુર્ગંધ થી ભરી દીધું.એટલે રાવણે પાર્વતી જી ને ત્યાં જ છોડી દીધા અને "હું છેતરાઈ ગયો."
એમ કહે ત્યાં થી ચાલી ગયો.
ભગવાને તે સ્થળે પાર્વતી જી સ્થાપના કરી કે જે સ્થળ આજે દૈપાયીની દેવી ના નામે વિખ્યાત છે.

જે પોતાના ઇષ્ટદેવ શંકરનાં પત્ની પાર્વતી ને પોતાના ઘરમાં બેસાડવાનો વિચાર કરે તે રાવણ કેવો દુષ્ટ હશે? તેણે સઘળે ત્રાસ ફેલાવી દીધો હતો.રાવણ ના આ જુલમ થી પૃથ્વી એવી ત્રાસી ગઈ હતી કે-છેવટે તે ગાય નું રૂપ લઇ ને બ્રહ્માજી પાસે ગઈ અને બ્રહ્માજીએ પછી ભગવાન ને પ્રાર્થના કરી.

"હે દેવોના દેવ,લોકો ને સુખ દેનારા,શરણાગતનું પાલન કરનારા,તમારો જય હો,હે અસુરો ના શત્રુ, હે લક્ષ્મીપતિ, તમારો જય હો.હે દેવો અને પૃથ્વી નું પાલન કરનારા,તમારી લીલા અદભૂત છે,તમારો ભેદ કોઈ જાણી શકતું નથી,તમે સ્વભાવથી કૃપાળુ અને દીનદયાળુ છો.અમારા પર કૃપા કરો."

બ્રહ્માજી ની આ પ્રાર્થના એ જીવમાત્ર ની પ્રાર્થના છે,આર્ત-હૃદય થી જીવ જો પ્રર્થન કરે તો તે ભગવાન જરૂર સાંભળે છે.બ્રહ્માજી ની આ પ્રાર્થના પણ ભગવાને સાંભળી અને પ્રાર્થના પુરી થતા જ આકાશવાણી થઇ કે-તમે બીશો નહિ,તમારા માટે હું મનુષ્યાવતાર ધારણ કરીશ.અયોધ્યા નગરીમાં રઘુકુળ માં મહારાજ દશરથ ને ત્યાં હું અવતરીશ.

આ સાંભળી દેવોને,ઋષિ મુનિઓ ને અને માતા પૃથ્વી ને શાંતિ થઇ.
પછી બ્રહ્માએ દેવો ને આજ્ઞા કરી કે –પૃથ્વી પર વાનર શરીર ધારણ કરી ને પ્રભુ ની સેવા કરવા જાઓ.
અને સર્વ દેવો એ તે આજ્ઞા નું પાલન કર્યું. ભગવાન ને કર્મ કે કર્મ નું બંધન નથી.છતાં વિશ્વમાં સત્ય ની અને ધર્મ ની સ્થાપના કાજે તેઓ યુગે યુગે અવતાર લે છે.

કોશલ દેશ ની રાજધાની અયોધ્યા નું વાલ્મીકિ એ બહુ સુંદર વર્ણન કર્યું છે.
અયોધ્યામાં ઇક્ષ્વાકુ વંશ (રઘુ વંશ) ના રાજા દશરથ નું રાજ્ય હતું.
દશરથ રાજા ધર્મનિષ્ઠ હતા અને પ્રજા નું સારી રીતે પાલન કરતા હતા.અયોધ્યા ના લોકો પણ સદાચારી અને ધર્મપ્રેમી હતા.

રાજા દશરથ ને ત્રણ રાણીઓ હતી-કૌશલ્યા,સુમિત્રા અને કૈકેયી.
પણ સંતાન ની ખોટ હતી.કુલગુરુ વશિષ્ઠે તેમને પુત્ર કામેષ્ટિ યજ્ઞ કરવાની સલાહ આપી.અને કહ્યું કે ઋષિ ઋષ્યશ્રુંગ ના હાથે યજ્ઞ કરાવવામાં આવશે તો યજ્ઞ સફળ થશે.
વશિષ્ઠ પોતે પણ મહાન ઋષિ છે,તે પોતે પણ યજ્ઞ કરાવવી શકત,પણ બીજો ને મોટા કરવાનો, તેમનો સ્વભાવ છે.મહાપુરુષો નું આ લક્ષણ છે.

ઋષ્યશ્રુંગ મુનિએ યજ્ઞ પ્રારંભ કર્યો અને પૂર્ણાહુતિ વખતે યજ્ઞ ના અગ્નિ માંથી એક તેજસ્વી પુરુષ પ્રગટ થયો.તેના બંને હાથમાં એક સુવર્ણ પાત્ર હતું,પાત્રમાં પાયસાન્ન (દૂધપાક) હતું.
દશરથ રાજા ને તે અર્પણ કરી યજ્ઞ-નારાયણ ભગવાને કહ્યું કે-તમારી કીર્તિ ને વધારનારા ચાર પુત્રો પ્રગટ થશે.આટલું કહી તેઓ યજ્ઞ કુંડ માં અંતર્ધાન થઇ ગયા.

વશિષ્ઠજી ની સલાહ પ્રમાણે,દશરથે એ પ્રસાદ નો અડધો ભાગ પટરાણી કૌશલ્યા ને આપ્યો અને બાકી રહેલા અડધા  ભાગના બે ભાગ કરી એક ભાગ સુમિત્રા ને આપ્યો. હવે જે ત્રીજો ભાગ રહ્યો તે કૈકેયી ને આપવા જતાં રાજા ને વિચાર આવ્યો કે કૈકેયી સૌથી નાની રાણી છે,તેને જો સુમિત્રા ના જેટલો જ ભાગ આપું તો એને સુમિત્રાની સમકક્ષ ગણી કહેવાય.અને જેથી સુમિત્રાનું માન સચવાય નહિ.
આમ વિચારી ને તેને તે પ્રસાદ ના વળી બે ભાગ કર્યા-કે જેમાંથી એક ભાગ કૈકેયી ને આપ્યો અને

બાકીનો ફરીથી સુમિત્રા ને આપ્યો.

ભાગવત ની જેમ રામાયણ ની પણ સમાધિ ભાષા છે.યજ્ઞ-પ્રસદ ની વહેંચણી માં પણ રહસ્ય છે.
કૈકેયી ને (ત્રીજા ભાગનો) પ્રસાદ આપવા જતા રાજા દશરથ તેના બે ભાગ કરી અડધો કૈકેયી ને અને
અડધો ફરીથી સુમિત્રા ને આપે છે.અને એ પ્રસાદના ફળ રૂપે જન્મેલા ભરત (કૈકેયી) અને શત્રુઘ્ન (સુમિત્રા)
એક ના જ બે ભાગ રૂપ હોઈ એકમેક ની જોડે રહે છે.
અને આખા પાત્ર માંથી કશી વિમાસણ કે મુંઝવણ વગર પહેલા જે બે ભાગ થાય છે –
તેના ફળ રૂપે જન્મેલા રામ અને લક્ષ્મણ એક મેક ની જોડે રહે છે.

એક એવી વાત પણ પ્રચલિત છે કે-રાજા દશરથે પ્રસાદ નો પહેલો અને મોટો ભાગ કૌશલ્યા ને આપ્યો,
તેથી કૈકેયી ને ખોટું લાગ્યું કે –મને કેમ પહેલો નહિ?તેથી તેણે તે પ્રસાદ લીધો નહિ.
એવામાં એક સમડી ઉડતી ઉડતી આવી અને તે પ્રસાદ લઇ ગઈ.અને તે વખતે માતા અંજનીદેવી
ભગવાન શંકર ની આરાધના કરતાં હતાં,તેમના ખોબા માં તે પ્રસાદ મૂકી દીધો.શિવજી નો પ્રસાદ સમજી
અંજની દેવી તે આરોગી ગયા,અને તેથી તેમણે એક પુત્ર થયો,અને તે પુત્ર તે હનુમાનજી.
કૈકેયી નો પ્રસાદ આમ ચાલ્યો ગયો એટલે તેને પશ્ચાતાપ થયો.ત્યારે કૌશલ્યા અને સુમિત્રાએ બંને એ
પોતાના ભાગમાંથી થોડો થોડો તેને આપી તેને શાંત કરી.

દશે ઇન્દ્રિયો ના ઘોડાઓ ને કાબુમાં રાખી,જેનો રથ પ્રભુજી તરફ જાય તે દશરથ.
આવા દશરથ ને ત્યાં ભગવાન પુત્ર-રૂપે આવે છે.
દશમુખ રાવણ કે કે જેની દશે ઇન્દ્રિયો માં કામ ભર્યો છે,તેને ત્યાં રામ કાળ-રૂપે આવે છે.
દશરથ જીતેન્દ્રિય છે અને સર્વ ને રાજી કરે છે તેથી તેમને ત્યાં સર્વેશ્વર આવે છે.
કલહ વગર ની કાયા તે અયોધ્યા અને સરયુકિનારો નદી એટલે ભક્તિ નો કિનારો.
આવી નગરીમાં રહેલા જીવાત્મા તે દશરથ અને તેમને ત્યાં પરમાત્મા પુત્ર રૂપે પધારે છે.

ત્રણે રાણીઓ પુત્રવતી થવાની છે.રાજા દશરથ સુમિત્રા ને પૂછે છે કે તમારી કશી ઈચ્છા છે?
ત્યારે સુમિત્રા કહે છે કે-મારે કૌશલ્યાજી ની જોડે રહેવું છે,મારે તેમની સેવા કરવી છે.કૌશલ્યાજી ઠાકોરજી ની
સેવા કરશે અને હું તેમની સેવા કરીશ. સુમિત્રાજી ઉપાસના નું સ્વ-રૂપ છે.

કૌશલ્યાજી આખો દિવસ જપ અને ધ્યાનમાં લીન રહે છે,તેમનું ચિત્ત કોઈ દુન્યવી ચીજ પર જતું નથી.
રાજા દશરથ તેમણે પણ પ્રશ્ન કરે છે-કે તમારી કોઈ ઈચ્છા છે? ત્યારે કૌશલ્યાજી કહે છે કે-
ઈચ્છા જ દુઃખ માત્ર નું કારણ છે,મને કોઈ સુખ ની ઈચ્છા કે કામના નથી.મને કોઈ સુખ નો અભાવ નથી.
કૌશલ્યાજી જ્ઞાન-શક્તિ નું સ્વ-રૂપ છે.
દશરથ રાજા ને આશ્ચર્ય થાય છે કે-કૌશલ્યા તો કોઈ જીવનમુક્ત પુરુષ ની પેઠે વાત કરે છે.

સુમિત્રા (ઉપાસના) અને કૌશલ્યા (જ્ઞાન) એ એક-મેક ની સાથે રહે છે.
કૈકેયી અલગ રહે છે તે ક્રિયા-શક્તિ નું સ્વ-રૂપ છે.

રામ-જન્મ ની આગલી રાતે દશરથ રાજા સૂતેલા હતા ત્યાં તેમને રાત્રિના પાછલા પહોરે સુંદર સ્વપ્ન
દેખાયું.તે સ્વપ્ન માં જુએ છે કે-તેમને આંગણે મહાત્મા અને ઋષિઓ પધાર્યા છે.અને પોતે સરયુ નદીમાં
સ્નાન કરી,ઘેર આવી ઠાકોરજી ની પૂજા કરી ભગવાન ની આરતી ઉતારતાં ભગવાન ના શ્રીઅંગ ને નિહાળે
છે,ત્યારે ભગવાન તેમની સામે જોઈ મરકમરક હસે છે.પછી તેમના શ્રીઅંગમાંથી દિવ્ય તેજ પ્રગટ થાય છે
અને કૌશલ્યાજી ના શરીરમાં પ્રવેશ કરે છે.આટલું જુએ છે ત્યાં રાજા જાગી જાય છે.

જાગી ને દશરથ રાજા સીધા વશિષ્ઠ ઋષિ પાસે જઈ અને સ્વપ્નની વાત કહે છે.
મહર્ષિ આનંદ થી સ્વપ્ન નો વૃતાંત સાંભળે છે અને કહે છે કે-ઉત્તમ સ્વપ્ન-ઉત્તમ ફળ.
રાજા તમે ભાગ્યશાળી છો,ભગવાન નારાયણ તમારે ત્યાં પુત્ર-રૂપે અવતરવાના છે,તેનું આ સૂચન છે.
ચોવીસ કલાકમાં જ તમને આ સ્વપ્ન નું ફળ દેખાશે.
દશરથ ના આનંદનો પાર નથી.તેઓ પ્રભુ ની પોતાના પર ની અત્યંત કૃપા નો અનુભવ કરે છે

ચૈત્ર સુદ નવમી નો દિવસ છે,જડ અને ચેતન હર્ષ થી ભરપૂર છે.યોગ,વાર,તિથી બધું અનુકૂળ છે.
બપોર નો વખત છે,બહુ તાપ નથી કે બહુ ટાઢ નથી,મંદ શીતલ સુગંધી પવન વાય છે.
અયોધ્યા ના આકાશમાં બ્રહ્માદિ દેવો ની ભીડ જામી છે,ગંધર્વો ગીતો ગાય છે,દુંદુભિ ગડગડે છે.
ઋષિ-મુનિઓ,દેવો સ્તુતિ કરે છે.પૃથ્વી પરનાં બધાં તીર્થો આજે અયોધ્યામાં ભેગાં થયાં છે.
રામજી નાં દર્શન કરી ને તીર્થો પણ પાવન થવા આવ્યાં છે.
જેહિ દિન રામ જનમ શ્રુતિ ગાવાહિં.તીરથ સકળ તહાં ચલિ આવાહિ.

ભગવાન શંકર પણ કૈલાસધામ છોડી ને અયોધ્યામાં આવ્યા છે.એમને વૃદ્ધ બ્રાહ્મણ નું રૂપ ધર્યું છે.
ને માથે ટીપણું ખોસી ને જોષી બન્યા છે."સદાશિવ જોષી" એવું નામ ધારણ કર્યું છે.અને
અયોધ્યા ની ગલીઓ માં –રામરામ-જપતા ફરે છે.વણપૂછી આગાહીઓ કરતા ફરે છે-કે-
આજે મારા આરાધ્ય-દેવ રામજી નો જન્મ થવાનો છે,હું તેમના દર્શન કરીશ અને તેમને રમાડીશ.

પવિત્ર સમય આવી પહોંચ્યો છે.ચૈત્ર માસ,શુક્લ પક્ષ,નવમી તિથી,પુનર્વસુ નક્ષત્ર,અને મધ્યાહ્ન કાળ,
ભગવાન નારાયણ શંખ,ચક્ર,ગદા,પદ્મધારી,ચતુર્ભુજરૂપે કૌશલ્યા ની સન્મુખ પ્રગટ થયા.
સિયાવર રામચંદ્ર કી જય !!!!

ભયે પ્રગટ કૃપાલા,દીનદયાલા,કૌશલ્યા હિતકારી,
હરષિંત મહતારી મુનિમન,અદભૂત રૂપ બિચારી,
લોચન અભિરામા,તનુ ઘનશ્યામા,નિજ આયુધ ભુજ ચારી,
ભૂષણ બનમાલા,નયન બિસાલા,શોભા સિંધુ ખરારી.

કૌશલ્યા-હિતકારી,દીનદયાળ કૃપાળુ પ્રભુ પ્રગટ થયા.મુનિઓ નાં મન હરનારા,તેવા તેમના અદભૂત રૂપ નો
વિચાર કરી માતા ના હર્ષ નો પાર ના રહ્યો.નેત્રો ને આનંદ આપનારા,મેઘ સમાન શ્યામ શરીર વાળા,
ચારે ભુજાઓમાં આયુધો ધારણ કરેલાં છે,વિશાળ આંખો વાળા,અને આભૂષણો થી સજ્જ,
એવા ભગવાન નાં દર્શન કરી,કૌશલ્યાજી બે હાથ જોડી પ્રાર્થના કરવા લાગ્યાં.

હે અનંત,હું કયા પ્રકારે તમારી સ્તુતિ કરું?વેદ-પુરાણ કહે છે કે તમે માયાથી પર છો,ગુણાતીત છો,જ્ઞાનાતીત
છો,માયાતીત છો.શ્રુતિઓ અને સંતો તમને કરુણા સાગર,સુખના સાગર અને સર્વ સદગુણો ના ભંડાર કહે છે.
હે પ્રભુ,મારા પર તમારો કેવો પ્રેમ કે તમે મારી ખાતર પ્રગટ થયા!!!!

ભગવાને શતરૂપા રાણી ને વરદાન આપેલું-કે-હું પુત્રરૂપે તમારે ત્યાં આવીશ,અને મારું ઈશ્વર-રૂપ તમે જોઈ
શકશો. એ વચન સત્ય કરવા ભગવાન ચતુર્ભુજ રૂપે પ્રગટ થયા છે.

ચતુર્ભુજ એટલે ચારે બાજુ થી રક્ષણ કરવા વાળા,ચારે પુરુષાર્થ ના માલિક.
ભગવાનના એક હાથમાં શંખ છે –શંખ એટલે શબ્દ.શબ્દ માંથી સૃષ્ટિ પેદા થઇ છે,તે નાદ-બ્રહ્મ નું પ્રતિક છે.
ચક્ર એ ભક્ત જનોની રક્ષા અને દુર્જનો ના નાશ નું પ્રતિક છે.
ગદા એ જે શક્તિ વિશ્વ ને ધારણ કરી રહી છે તેનું પ્રતિક છે. અને

પદ્મ એ આનંદનું-સુખ નું-સૌન્દર્યનું પ્રતિક છે.પ્રભુ આનંદ-રૂપ,સૌન્દર્ય-રૂપ છે તે બતાવે છે.

ચતુર્ભુજ નારાયણ ના દર્શન કરી કૌશલ્યાજી પ્રાર્થના કરે છે,પણ જો કૌશલ્યાજી નો આવો ભાવ કાયમ જ રહે તો બાળલીલા કેવી રીતે થાય? એટલે કૌશલ્યા ની બુદ્ધિ બદલાઈ.અને તે બોલ્યાં-કે-
“તજહુ તાત યહ રૂપા” હે તાત,આ રૂપ તજી દો ને બાળક બની જાઓ,મને મા-મા કહી ને બોલાવો.
મારે તો તમને બાળ-સ્વ-રૂપે જોવા છે.
અને નારાયણ નું ચતુર્ભુજ સ્વ-રૂપ અદશ્ય થયું,ને ભગવાન બે હાથવાળા બાળક બની ગયા.ને બીજાં બાળકો રડે છે તેમ રડવા લાગ્યા.

તુલસીદાસજી કહે છે ભગવાન ની કેવી લીલા છે!! “નિજ ઈચ્છા નિર્મિત તનુ” ભગવાન નું નિજ શરીર તેમની પોતાની ઈચ્છા થી જ બન્યું છે.કોઈ ભૌતિક પદાર્થ થી તે બન્યું નથી.
સમગ્ર સંસારના હિત માટે એમણે દેહ ધારણ કર્યો છે.

ભગવાન બાલ-સ્વ-રૂપ બની રડવા લાગ્યા અને તે રડવાનો અવાજ સાંભળી દાસીઓ દોડી આવી.
અને આવી ને જુએ તો કૌશલ્યા મા ના ગોદમાં સુંદર બાળક બિરાજે છે.
દાસીએ “લાલો ભયો-લાલો ભયો” વધાઈ સંભળાવી એટલે કૌશલ્યાજીએ પોતાના ગળામાંથી નવલખો હાર કાઢી ને દાસી ને આપ્યો.દાસી કહે છે કે-મા,આવડી મોતી ભેટ ન લેવાય.મને હારનો લોભ નથી,મને તો બીજો  જ કોઈ લોભ છે.કૌશલ્યા કહે છે કે-જે મનમાં હોય તે બોલી નાખ.

ત્યારે દાસી કહે છે કે-મા, મારે તો બીજું કશું જોઈતું નથી પણ મારા રામ ને મારી ગોદ માં બેસાડી રમાડવો છે.ત્યારે કૌશલ્યા એ રામજી ને દાસી ની ગોદમાં આપ્યો.દાસી નો રામની સાથે સંબંધ થયો.
દાસીનો બ્રહ્મ-સંબંધ થયો.એની ગાંઠો છૂટી ગઈ અને આઠે કોઠે આનંદ-આનંદ થઇ ગયો.

પછી થી તે દોડતી-દોડતી દશરથ રાજા પાસે ગઈ અને વધાઈ આપી-કે-મહારાજ લાલો ભયો હે.
દશરથ રાજા ના આનંદ નો પર રહ્યો નથી.સ્વપ્ન માં જોયું હતું કે પ્રભુ નું તેજ કૌશલ્યા માં પ્રવેશ થાય છે.
વળી ગુરૂદેવે પણ કહ્યું હતું કે-તમારે ત્યાં ચોવીસ કલાક માં પરમાત્મા પુત્ર રૂપે પધારશે.તે આગાહી સાચી પડી. રાજા ને હવે ખાતરી થઇ ગઈ કે –પ્રભુ જ મારે આંગણે પધાર્યા છે.અવતર્યા છે.

પુત્ર ની વધાઈ મળતાં છૂટે હાથે દાન ની ગંગા વહેવડાવી.અયોધ્યામાં કોઈ યાચક અસંતુષ્ટ ના રહ્યો.
વશિષ્ઠ જી ને બોલાવી તેમની પાસે ગણપતિ પૂજન કરાવ્યું,વશિષ્ઠ જી એ વેદ-મંત્રો બોલી ભગવાન નો અભિષેક કર્યો.અને રામજી ના દર્શન માટે દશરથ ની સાથે અંતઃપુર માં જવા નીકળ્યા.
શ્રીરામ ના દર્શન માં એટલી ભીડ થઇ છે કે-દશરથ અને વશિષ્ઠ ને પણ કોઈ માર્ગ આપતું નથી.
જેમ તેમ કરી ને અંતઃપુરમાં પ્રવેશ કર્યો અને લાલા નાં દર્શન થતાં જ ---પરમાનંદ થયો છે.

આકાશમાંથી દેવો-ગંધર્વો સ્તુતિ કરે છે.સૂર્યનારાયણ ના આનંદ નો પાર નથી.
તુલસીદાસજી કહે છે કે-સૂર્ય બરાબર મધ્યાહ્ને આવ્યો ને પ્રભુ નું પ્રાગટ્ય થયું છે.એના આનંદમાં સૂર્ય એવો તો મગ્ન થઇ ગયો છે કે-આકાશ માં ત્યાં જ મહિના સુધી સ્થિર થઇ ગયો.ત્યાંથી ખસવાનું તે નામ લેતો નથી.ચંદ્ર ને લાલાનાં દર્શન કરવાં છે,પણ સૂર્ય આથમે તો દર્શન કરી શકે ને?

એણે રામજી ને પ્રાર્થના કરી કે-ભગવાન,આ સૂર્ય ને આગળ જવાનું કહો,એ ક્યાર નો યે તમારી સામે તમારાં દર્શન કરતો ઉભો છે,ખસતો નથી,ને તમારાં દર્શન મને કરવા દેતો નથી.
આમ કહી ને તે રડી પડ્યો.ત્યારે આશ્વાસન આપતાં રામજી કહે છે કે-રડ મા,તારો યે વખત આવશે.
કૃષ્ણાવતાર માં હું મધરાતે જન્મ લઈશ.આજે તો બધી દુનિયા જાગે છે પણ તે વખતે તુ એકલો જ જાગતો

હોઈશ.બોલ, હવે તને સંતોષ થયો?
ત્યારે ચંદ્ર કહે છે કે-પ્રભુ તે તો બહુ દૂર ની વાત થઇ,પણ આજે તો મારી કોઈ કિંમત નથી,આજે તો તમે, મને તમારા થી દૂર રાખ્યો.
પ્રભુ કહે છે કે-તને હું દૂર નહિ રાખું,આજ થી હું મારા નામ ની સાથે,તારું નામ રાખીશ.
હું રામચંદ્ર નામ ધારણ કરીશ. પ્રભુ ની આ વાત સાંભળી ચંદ્ર પ્રસન્ન થયો.

દશરથજી એ શ્રીરામ નું બાલ-સ્વ-રૂપ જોયું અને આનંદ ની જાણે ભરતી ચડી.
દશરથ જી ને તે વખતે જે આનંદ થયો તેનું વર્ણન કરવાની જીભ માં શક્તિ નથી.
<u>તુલસીદાસજી કહે છે કે-જીભ વર્ણન કેમ કરી શકે? એ બોલી શકે છે પણ એણે રામજી ના દર્શન ક્યાં કર્યા છે? દર્શન તો નેત્રો એ કર્યા છે.અને તે નેત્રો ને વાચા નથી એટલે તે કેવી રીતે બોલી શકે ?</u>

રામજી અને દશરથ જી ની આંખો મળી,રામજી એ સ્મિત કર્યું.દશરથજી ને થયું કે-
નક્કી લાલો મને ઓળખે છે.
પછી દશરથજી રામજી ને મધ ચટાડવા લાગ્યા.તે વખતે તેમણે વશિષ્ઠ ને કહ્યું કે તમે વેદ મંત્રો તો બોલો.
પણ તે વખતે વશિષ્ઠ ની દશા પણ જોવા જેવી હતી.પરબ્રહ્મનાં દર્શન થતા જ તેમનું સ્વ-નું ભાન ભૂલાઈ ગયું હતું.તે કહે છે કે-
હું શું વેદમંત્રો બોલું?રામ ના દર્શન કરતાં હું તે ભૂલી ગયો છું, હું તો મારું નામ પણ ભૂલી ગયો છું.

દર્શન માં નામ-રૂપ ભુલાય ત્યારે દર્શન નો આનંદ આવે છે.ઈશ્વર દર્શન પછી વેદો પણ ભુલાય છે.
<u>વેદા અવેદા ભવન્તિ,અત્ર મર્ત્યો અમર્ત્યો ભવતિ,અત્ર બ્રહ્મ સમશ્નુતે.</u>
પ્રભુ વેદો થી પર છે,જ્ઞાન થી પણ પર છે,ઈશ્વર નો સાક્ષાત્કાર થયા પછી વેદો ની પણ જરૂર નથી.

રાજમહેલ નું આખું આંગણું સ્ત્રી-પુરુષો થી ભરાઈ ગયું હતું.લાલા નાં દર્શન કરવા લોકો પડાપડી કરતાં હતાં.
મહેલ માં કેટલાં આવી શકે?અને જે અંદર આવ્યું તે બહાર નીકળવાનું નામ દેતું નથી, અને બહાર ના અંદર આવવા ધસારો કરતા હતા. ત્યારે દશરથજી એ કૌશલ્યાજી ને કહ્યું કે –તમે જ લાલા ને લઇ બહાર આવો અને સૌ ને લાલા ના દર્શન કરાવો.
એટલે કૌશલ્યા લાલા ને લઇ બહાર આવે છે,અયોધ્યા ની પ્રજા ને રામનાં દર્શન થાય છે.પરમાનંદ થયો છે.

અયોધ્યા નગરીમાં ઘેર ઘેર રામ-જન્મનો ઉત્સવ થઇ રહ્યો.
નવ નો અંક એ સગુણ બ્રહ્મ નું સૂચક છે.૧ થી ૮ સુધીના અંક અષ્ટધા પ્રકૃતિ ના સૂચક છે.
આઠ સુધી પ્રકૃતિ (માયા) નો વિસ્તાર અને તે પછી,નવ ના રૂપે પૂર્ણ બ્રહ્મ નું પ્રાગટ્ય.
ઉત્ એટલે ઈશ્વર અને સવ એટલે પ્રાગટ્ય.ઈશ્વર નું પ્રાગટ્ય એ-ઉત્સવ.

જીવન માં રોજ પ્રભુ પ્રાગટ્ય નો ઉત્સવ કરવો જોઈએ.અંતરમાં પ્રભુ નું પ્રાગટ્ય કરવાનું.
ઉત્સવ બહાર નહિ પણ અંદર કરવાનો છે.હ્રદય માં ઈશ્વર નું પ્રાગટ્ય થાય ત્યારે માનવી, દેહમાં હોવાં છતાં દેહનું ભાન ભૂલી જાય છે.
શરીર અયોધ્યા બને,અને તે ભક્તિ (સરયુ) ને કાંઠે વસે,અને શ્રીરામ પ્રભુના પ્રાગટ્ય નો મહોત્સવ પુર બહારમાં થાય તો,તુલસીદાસજી ની જેમ જ તેને રામ-જન્મ ના આનંદ નો અનુભવ રોમે રોમ માં થાય.
અને તે મનુષ્ય પણ તુલસીદાસજી ની જેમ જ કહી શકે કે-
અયોધ્યામાં શ્રીરામ ના જન્મ ના મંગળગીતો ગાવામાં હું પણ હતો.

રામનવમી ને દિવસે ઘણા લોકો ઉપવાસ કરે છે.ઉપવાસ એટલે શું?
ઉપ એટલે નજીક અને વાસ એટલે રહેવું.

રામનવમી ના દિવસે ચોવીસે કલાક જે પ્રભુ ની સમીપ રહે તેનો ઉપવાસ સાચો.
સંત તુકારામ કહે છે-કે-જે માણસ કોળીયે કોળીયે રામનું નામ લે છે,તે ભોજન કરે તો પણ ઉપવાસી છે.
દુર્વાસા મુનિ ને ગોપીઓ થાળ આરોગાવે છે,તો યે તે પોતાને સદાના ઉપવાસી કહે છે.ને એવા એ સદાના ઉપવાસી દુર્વાસા ની આણ માની જમુનાજી માર્ગ પણ આપે છે.

બાકી મન ખાઉં ખાઉં કરતુ હોય ને સાબુદાણા ની ખીચડી અને રાજગરાનો શીરો આરોગવામાં આવતો હોય તો,તે ઉપવાસ ઉપવાસ નથી.પણ દૂર વાસ છે.
એકાદશી વ્રત નો જે નિયમ છે તે રામનવમી ના વ્રત ને પણ લાગુ પડે છે.
બધાં વ્રતો માં એકાદશી નું વ્રત શ્રેષ્ઠ છે.એકાદશી નું વ્રત ત્રણ દિવસનું છે.
દશમ ના દિવસે એકવાર અને બની શકે તો દૂધ-ભાત જેવો સાત્વિક આહાર કરવો.
એકાદશી બને તો નિર્જળા કરવી.એ અઘરું લાગે તો છેવટે દૂધ પર અને વધુ માં વધુ ફળ લેવું.
વ્રત કરવાનો મકકમ વિચાર હશે તો ભગવાન શક્તિ આપે છે.

પાંચ કર્મેન્દ્રિય, પાંચ જ્ઞાનેન્દ્રિય,અને અગિયારમું મન –આ અગિયાર ઇન્દ્રિયો ને પ્રભુમાં પરોવી રાખવી, એનું નામ એકાદશી.બાકી આજકાલ તો એકાદશીના દિવસે અગિયાર રસો ને કાઢવા ના બદલે સ્થાન આપે છે. દિવાળી આવી હોય એમ બજારમાં ફરાળ ના નામે કેટલીયે વાનગીઓ ફૂટી નીકળે છે.અને આવા અસંખ્ય રસો ને પેટમાં સ્થાન આપવાનું હોય તો તેવી એકાદશી નો કોઈ અર્થ નથી.
બારસ ના દિવસે પણ બ્રાહ્મણ કે ગરીબ નું સન્માન કરી ને માત્ર એકવાર પ્રસાદ ગ્રહણ કરવો.

આ રીતે વિધિ પૂર્વક એકાદશી ના થાય તો પણ પોતાની મર્યાદા અનુસાર મહિનામાં એક-બે દિવસ અન્ન નો ત્યાગ કરી ને દૂધ કે ફળ પર રહી શકાય.આરોગ્ય ની દૃષ્ટિ એ પણ આ વ્રત આવશ્યક છે.
આજકાલ લોકો ડોક્ટરો પર બહુ વિશ્વાસ કરે છે પણ વાલ્મીકિ જેવા ઋષિ-મુનિઓ પર વિશ્વાસ નથી કરતા.
ડોક્ટર કહે કે-ટાઈફોઈડ થયો છે ને એકવીસ દિવસ અનાજ ખાવાનું નથી તો એને લોકો માનશે.
પણ જો સંતો કહે કે-શરીરના,મન ના અને આંતરિક સ્વાસ્થ્ય માટે એકાદશી કરો તો કોઈ માનતું નથી.
અને આવી એકાદશીઓ ના કરનાર ને ભગવાન એકી સામટી ૨૧ એકાદશીઓ ઉપર મુજબ કરાવે છે

અયોધ્યામાં કૌશલ્યા માતાજી ની ગોદમાં રામચંદ્રજી નું પ્રાગટ્ય થયું,તે પછી કૈકેયી એ ભરત ને જન્મ આપ્યો અને સુમિત્રા એ લક્ષ્મણ અને શત્રુઘ્ન નો જન્મ આપ્યો.
પુત્રો ના જન્મ થયા ને અગિયાર દિવસ વીત્યા પછી બારમે દિવસે વશિષ્ઠજી એ ચારે પુત્રો નો નામ-સંસ્કરણ કર્યો.વશિષ્ઠ જી એ દિવ્ય દૃષ્ટિ થી ચારે ના ગુણ જોઈ ને ચારેના નામ પાડ્યાં.

યોગીઓ જેમાં રમે છે અને સર્વ ને જે રમાડે છે તે રામ,જેનામાં દિવ્ય લક્ષણો છે તે લક્ષ્મણ,
રામજી ના પ્રેમ થી જે જગત ને ભરી દે છે તે ભરત. અને શત્રુઓ નો નાશ કરે તે શત્રુઘ્ન.
જેના જેવા ગુણ તેવા તેના નામ. જો કે ભગવાન તો નિર્ગુણ છે,તેમને નામ શું?
પણ સગુણ થયા છે એટલે નામ તો જોઈએ.સગુણ ભગવાન ગુણો ના ભંડાર છે,તેમના કયા એક ગુણ પર થી નામ આપી શકાય? રામ એટલે ૐ .બ્રહ્મ નું પ્રતિક ૐ છે.એટલે રામ પણ બ્રહ્મ નું પ્રતિક છે.

આ પછી દશરથ રાજાએ પોતાના ચારે પુત્રો જેમ જેમ મોટા થતા ગયા,તેમતેમ યથા સમયે જાતકર્મસંસ્કાર થી ઉપનયન સંસ્કાર સુધી ના સર્વ સંસ્કારો વશિષ્ઠજી ની સલાહ ને સંમતિ થી કર્યા.

આજકાલ તો બધા સંસ્કારો ભૂલાઈ ગયા છે.એક લગ્ન સંસ્કાર બાકી રહ્યો છે.
અન્નપ્રાસન,નામકરણ,ઉપનયન..વગેરે સોળ સંસ્કારો છે.સંસ્કાર થી મન શુદ્ધ થાય છે,દોષ દૂર થાય છે.
પણ સંસ્કારો નો લોપ થતો જાય છે.ધાર્મિક વિધિ ને મહત્વ આપવામાં આવતું નથી.

કેવળ લૌકિક વિધિ ને જ મહત્વ અપાય છે.ગોર મહારાજ ને કહેવામાં આવે છે કે –મહારાજ વિધિ જરા જલ્દી પતાવાજો,અમારે વરઘોડો ત્રણ કલાક ગામમાં ફેરવવાનો છે.
વરઘોડા ના ત્રણ કલાક છે પણ વિધિનો સમય નથી.વિધિ માં પણ દેવી-દેવતા ના આશીર્વાદ લેવાનો પણ સમય નથી,વિધિમાં વચ્ચે મિનિસ્ટર કે કોઈ બડે-ખાં આવી જાય તો વર-કન્યા ચોરી માંથી ઉઠી તેમની જોડે ફોટો પડાવવા દોડે છે.આમ,બાકી રહેલા એક પરણવાના સંસ્કારમાં પણ કોઈ ને શાંતિ નથી.

રામ શ્યામ છે ને લક્ષ્મણ ગોરા છે.એમની જોડી એવી સુંદર છે કે માતાઓ ને બીક લાગે છે કે તેમણે કોઈની નજર લાગી ના જાય.તેમની નજર ઉતારી ને પારણામાં સુવડાવી દે છે.કે ગોદમાં લઈને હુલાવે છે.
કૌશલ્યા તો રામજી ને જોઈ ને ધરાતાં જ નથી.એમના લાલ ચરણકમળ ના નખ ની શોભા જોઈ એમનાં નેત્ર ત્યાં જ ઠરી રહે છે.જળભર્યા મેઘ જેવો એમના શરીર નો વાન જોઈ કૌશલ્યા બોલી ઉઠે છે કે-કેવો રૂપાળો છે!

કૌશલ્યાજી એ રામજી ને કેડે કંદોરો ને પગમાં ઝાંઝર પહેરાવ્યાં છે.ડોકમાં ને વિશાળ ભુજાઓ પર આભૂષણો પહેરાવ્યા છે,છાતી પર મણિ ની માળા છે.અને જોતાં જ મન લોભાય તેવો રામજી નો કંઠ ત્રણ રેખાઓ થી સુશોભિત છે.હડપચી પણ ઘણી જ સુંદર છે.રામજી ની દંતાવલી,લાલ હોઠ,નાસિકા અને તિલક નું તો કોણ વર્ણન કરી શકે?તેમની કાલીઘેલી બોલી સહુને પ્રિય લાગે છે.એમના વાંકડિયા પણ સુંવાળા વાળ માતા એ ગૂંથીને વ્યવસ્થિત કર્યા છે તેમ છતાં કપાળ પર વાળ  ની એક બે લટો રમે છે.
શરીર પર પીળું ઝભલું પહેરાવ્યું છે,અને રામજી ભાખોડિયાંભેર ચાલે છે ત્યારે સર્વ ને એ બહુ જ ગમે છે.
કૌશલ્યા તો રામજી ની આ બાળલીલા જોવામાં મગ્ન રહે છે,રાત-દિવસ નું એમને ભાન રહેતું નથી.

એકવાર કૌશલ્યા એ રામને નવડાવી,શણગારી અને પારણામાં સુવાડી દીધા.
તે પછી પોતે સ્નાન કરી અને ભગવાન ની પુજા કરી તેમને નૈવેદ્ય ધરાવ્યું અને પછી પોતે રસોડામાં રસોઈ કરવા ગયાં.કૌશલ્યા ઘરમાં અનેક દાસ-દાસીઓ હોવાં છતાં રસોઈ જાતેજ બનાવતાં.
રસોઈ બનાવી કૌશલ્યા બહાર આવે છે અને પૂજાના કમરામાં જોયું તો ત્યાં આગળ લાલો ઇષ્ટદેવ ને ધરાવેલું નૈવેદ્ય ખાતો હતો.કૌશલ્યા ને આશ્ચર્ય થયું,કે લાલા ને તો મેં પારણામાં સુવાડી દીધેલો તો પછી ત્યાંથી એણે જગાડી ને અહીં કોણ લાવ્યું?લાલા ની ઊંઘ કોને બગાડી? ભયભીત થઈને તેઓ આસપાસ જોવા લાગ્યા ને જ્યાં લાલા ના પારણામાં જોયું તો લાલો ત્યાં ઊંઘતો હતો.
ફરીથી તે દોડતાં પૂજા ઘરમાં આવ્યા તો ત્યાં લાલો હજુ નૈવેદ્ય ખાતો હતો.

કૌશલ્યા વિચારમાં પડી ગયા કે-પારણામાં સૂતેલો લાલો સાચો કે નૈવેદ્ય ખાય છે તે લાલો સાચો?
હું બે જગ્યાએ લાલા ને જોઉં છું તો શું મને મતિભ્રમ થયો છે?કે બીજું કોઈ કારણ હશે ?
માતા ને આમ મૂંઝાયેલા જોઈ લાલાએ ડોક ફેરવી અને માતાજી ની સામે જોયું અને હસી લીધું.
એ જ ભુવન-મોહન-મોહક સ્મિત કે જે સ્મિત ને જોવા ઋષિ-મુનિઓ હજારો વર્ષ ની તપસ્યા કરે છે,છતાં જોવા પામતા નથી,જ્ઞાનીઓ થોથાં ફેંદે છે,પણ એનો ભાસ સરખો થતો નથી.
એ જ સ્મિત જોઈ ને કૌશલ્યા સ્થળ-કાળ નું ભાન ભૂલી ગયા છે.

અતિ દુર્લભ એવા રામજી ના સ્મિતમાં કૌશલ્યા ને ભગવાન ના વિરાટ સ્વ-રૂપ નાં દર્શન થાય છે.
શ્રીરામ ના રોમ રોમ માં તેમને કરોડો બ્રહ્માંડો જોયાં.એ વિરાટ સ્વરૂપમાં અસંખ્ય સૂર્ય,ચંદ્ર,શિવ,બ્રહ્મા,પર્વતો નદીઓ,સમુદ્રો,પૃથ્વી,વન,કાળ,ગુણ, જ્ઞાન અને સ્વભાવો જોયાં.ભયભીત થઇ ને ભગવાન ની સામે હાથ જોડી ઉભેલી માયાને જોઈ.માયાના નચાવતા જીવો જોયા ને માયા ના પાશમાંથી છોડાવતી ભક્તિ ને પણ જોઈ.

એ જોઈ ને તેમને રોમાંચ થયો,એમના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શક્યો નહિ.એમની આંખો મીંચાઈ ગઈ,અને પ્રભુ ચરણમાં માથું નમાવ્યું.બીજી જ પળે પ્રભુ એ બાળ-સ્વરૂપ ધારણ કરી લીધું અને મા મા કરી ને

કૌશલ્યા મા ના ખોળામાં જઈ બેસી ગયા.
શ્રીરામ  હવે થોડા મોટા થયા છે,અને બંને પગ પર ઉભા થઇ ચાલે છે."ઠુમક ચલત રામચંદ્ર....."
ચારે ભાઈઓ દશરથ રાજાના આંગણા માં રમતા રમતા કિલ્લોલ કરી મૂકે છે.
ભોજન નો સમય થાય અને દશરથ રાજા  શ્રીરામ ને બોલાવે છે,તો પણ રમવામાં મગ્ન રામજી આવતા નથી.ત્યારે રાજા કૌશલ્યા ને કહે છે કે તમે જ જઈ ને બોલાવી લાવો.

કૌશલ્યા માં બોલાવવા જાય છે,ને રામજી ઠુમક..ઠુમક કરતા આગળ આગળ દોડે છે.ને નાસી જાય છે.
<u>કૌશલ્યા જબ બોલન જાઈ.ઠુમુક ઠુમક પ્રભુ ચલહિ પરાઈ.</u>
કૌશલ્યા રામને પકડવા દોડે છે અને દોડતાં દોડતાં થાકી જાય છે ને પડી જાય છે,ત્યારે રામજી તેમની સામે જુએ છે, અને સામે આવી ને પકડાઈ જાય છે.એમનું શરીર ધૂળવાળું છે,પણ મા વહાલ થી ગોદ માં લઇ લે છે ને રાજા ની પાસે લઇ જાય છે,ધૂળવાળા શરીરે જ રામજી હસતા હસતા પિતાના ખોળામાં બેસી જાય છે.
પિતાજી એમને કોળિયા કરી ખવડાવે છે,પણ એક બે કોળિયા ખાધા ન ખાધા ,ને દહીં ભાત થી ખરડાયેલા મુખે જ રામજી પાછા રમવા ભાગી જાય છે.શ્રી રામની આવી લીલા થી રાજા નું હૃદય પુલકિત થઇ જાય છે.

આ લીલા નું રહસ્ય એવું છે કે-શ્રીરામ રાજા ના બોલાવ્યા આવતા નથી,કારણકે રાજા એ વૈભવ,ઐશ્વર્ય નું સૂચક છે,કે જેને રાજસિક ભાવના પણ કહી શકાય.રાજસિક ભાવના ના બોલાવ્યા શ્રીરામ કદી ના આવે.
તેથી રાજા કૌશલ્યા (ભક્તિ-સ્વરૂપ) નો આશરો લે છે.ભક્તિ દ્વારા જ રામ આવે છે.
ભક્તિ યે પ્રભુ ની પાછળ દોડી ને થાકે છે,શ્રમિત થાય છે,ત્યારે પ્રભુ એની સામે જુએ છે.ને જાતે પકડાય છે.

ભક્તિ શ્રમિત થઇ પોતાની અસમર્થતા જાહેર ના કરે ત્યાં સુધી પ્રભુ કૃપા કરતા નથી.
ભક્ત કહે કે-પ્રભુ હું અસમર્થ છું,તુ દયા કર. ત્યારે પ્રભુ દયા કરે છે.
કૌશલ્યા રામજી નું શરીર ધૂળવાળું છે કે કેવું છે તે જોતાં નથી.જુએ તો પ્રભુ ને કેમ ગોદમાં લઇ શકે ?
બહિરંગ પદાર્થમાં આસક્તિ હોય ત્યાં સુધી પ્રભુ ને પ્રાપ્ત કરવાનો અધિકાર આવતો નથી.
કૌશલ્યા પ્રભુ ને પકડવા દોડ્યા તે સાધના નું પ્રતિક છે.ને શ્રમિત થયાં,પડી ગયાં એ દીનતા નું પ્રતિક છે.
જે દીન છે તેના પર પ્રભુ ની કૃપા થાય છે,ભક્તિ ની સાથે દીનતા જોઈએ.

ભગવાન સર્વ દોષ ની ક્ષમા કરે છે પણ અભિમાન ની ક્ષમા નથી કરતા.
અભિમાન કરવા જેવું આપણી પાસે છે પણ શું?આ જગતમાં રાય રંક  બને છે ને રંક રાય બને છે તેવા અસંખ્ય દાખલાઓ આપણે જોઈએ છીએ.લાખ ની રાખ થતાં વાર લાગતી નથી.પછી અભિમાન કેવું?

શ્રીકૃષ્ણ ની બાળલીલા અતિ સુંદર છે.શ્રીમદ ભાગવત નો દશમ સ્કંધ તે બાળલીલા નો ગ્રંથ  છે,અને સમગ્ર ભાગવત નું લક્ષ્ય દરેક  જીવને બાળલીલા અને રાસલીલા સુધી પહોંચાડી પરમાત્મા સાથે મિલન કરાવવાનું છે. શ્રીકૃષ્ણ ની લીલા અતિ મધુર છે.
પણ રામાયણમાં તેવું નથી.રામજી ની બાળલીલા બહુ નથી.પણ તેમનું "નામ" અતિ સુંદર-મધુર છે.

રામજી ની બાળલીલા માં પણ ઘણી મર્યાદા હતી.રમતમાં પણ શ્રીરામ નાના ભાઈ નું મન કદી દુભવતા નહિ.ઘણી વખતે તે નાના ભાઈઓ નું મન ના દુભાય એ બીકે રમતમાં તે નાના ભાઈઓ ને જીતાડતા અને પોતે જાણી જોઈ ને હારતા.અને ભાઈઓ ને ખૂબ માન આપતા.

રામજી નો લક્ષ્મણ પર એવો પ્રેમ હતો કે,તેઓ તેમનાથી કદી છૂટા પડતા નહિ.સુતી વખતે જમતી વખતે – દરેક વખતે બંને સાથે જ હોય.લક્ષ્મણજી જાણે તેમનો બીજો પ્રાણ હોય તેવો તેમનો પ્રેમ હતો.
લક્ષ્મણજી ને પણ રામ પર અપાર પ્રીતિ હતી.રામજી ઘોડેસવાર થઇ ને વનમાં મૃગયા રમવા જાય ત્યારે લક્ષ્મણજી ધનુષ્યબાણ લઇ ને એમની પાછળ પાછળ જતા.

રામ-લક્ષ્મણ ના પ્રેમ જેવો જ –ભરત-શત્રુઘ્ન નો પ્રેમ હતો.
ચારે ભાઈઓ ના આવા પ્રેમ ને જોઈ ને દશરથ રાજા અત્યંત પ્રસન્ન થતા હતા.

આજે અત્યારના જમાનામાં નાનાં-મોટાં ની કોઈ મર્યાદા રહી નથી,બાળકો મા-બાપ ને ગાંઠતા નથી.
અને મા-બાપ બાળકો માં સારા સંસ્કારો પડે એવું સ્નેહ-ભર્યું વર્તન કરતા નથી,માબાપો નું પોતાનું વર્તન
અને જીવન એવું હોય છે કે-બાળકો પર ધર્મ ના અને સારા સંસ્કાર ક્યાંથી પડે?

બાળક તો જેવું જુએ તેવું કરે,જેવું સાંભળે તેવું બોલે. બાળક જેવી રીતે માતૃભાષા શીખે છે,એવીજ રીતે
માતા-પિતા ના સંસ્કારો ગ્રહણ કરે છે.સંસ્કાર શીખાતા નથી પણ ગ્રહણ થાય છે.
ખબર ના પડે અને ચિત્તમાં જે સ્થાન મેળવે છે તે સંસ્કાર.
આજે ધર્મના શિક્ષણ નો શાળા-મહાશાળા માં થી લોપ થયો છે.ધર્મ એટલે શું એ પણ ઘણા જાણતા નથી અને
ધર્મ નું નામ આવે તો મોં બગાડે છે.
એમાં પણ કેટલાક બહુ બહાદુરો તો અમે ધર્મ-ઈશ્વર કે પાપ-પુણ્ય માં માનતા નથી એમ કહેવામાં જાણે
તીસમારખાંપણું અનુભવે છે.આવા મનુષ્યો પોતે પોતાના બાળક ને શું સંસ્કાર આપવાના?

શ્રીરામચંદ્ર પરમાત્મા છે,પણ મનુષ્ય અવતાર ધારણ કરીને મનુષ્ય-ધર્મ (સ્વ-ધર્મ) ની નાની-મોટી સર્વ
મર્યાદાઓ નું પાલન કરે છે.
રોજ સવારમાં વહેલા ઉઠી સ્નાન કરી માત-પિતા ને વંદન કરે છે.પછી જ વિનય-પૂર્વક બધાં કામ કરે છે.
મોટા રાજા ના કુંવર છે,યુવાન છે પણ વિનય-વિવેક કદી ચૂકતા નથી.
સ્નાન પછી સંધ્યા-ઉપાસના-પ્રાણાયામ કરે છે,સૂર્યદેવ ને અર્ઘ્ય આપે છે,
પોતે જ પૂર્ણ પુરુષોત્તમ છે,તો તેમને પૂજન-અર્ચન ની શી જરૂર છે?પણ જગત ને બોધ આપવા તેમનો
અવતાર થયો છે.ગીતાજી માં પણ કહે છે કે-મોટો જેવું કરે તેવું જ નાના કરવાના.
એટલે પણ મોટાએ શ્રેષ્ઠ દાખલો બેસાડવો જોઈએ.
માબાપ નું જોઈ બાળક શીખે,ગુરૂ ને જોઈ વિદ્યાર્થી શીખે અને રાજકર્તાઓ ને જોઈ રૈયત શીખે.
બાકી,આજકાલ તો છોકરાંઓને માતપિતાને વંદન કરતા પણ શરમ આવે છે.તો ભગવાન ની તો વાત
દૂર ની છે.ટી.વી. અને સિનેમા નું આ નવું કલ્ચર છે.

મનુષ્ય મનમાં અભિમાન ભરીને બીજા માટે જેવો ભાવ રાખે તેવો જ ભાવ તે તે બીજો તેના માટે રાખશે.
અભિમાન માત્ર મૂરખને જ ત્રાસ આપે તેવું છે તેમ નથી,જગત જેને માન આપે છે તેવા જ્ઞાની ને પણ
અભિમાન પજવે છે.વિષ્ણુ સહસ્ત્ર નામમાં ભગવાન ને અમાની,અને સહુ ને માન આપનારા કહ્યા છે.
ભરતજી કૈકેયી ને કહે છે કે-મા,મોટાભાઈ સમર્થ છે,પણ મને માન આપે છે.

રામજી ની બાળલીલા બહુ સરળ છે.મા પાસે પણ તે કંઈ માગતા નથી.કે માતા ને કદી પજવ્યા નથી.
કનૈયા એ વિચાર કર્યો કે રામાવતારમાં મેં મર્યાદાનું બહુ પાલન કર્યું પણ હવે કૃષ્ણાવતાર માં હું મર્યાદા નું
પાલન નહિ કરું.એટલે કનૈયો મા ને પજવે છે.મા ને કહે છે કે બધું કામ છોડી ને માત્ર મને રમાડ્યા કર.
શ્રીકૃષ્ણ પુષ્ટિ-પુરુષોત્તમ છે,તેમની લીલા માં પ્રેમ છે.રામજી ની લીલા માં મર્યાદા છે.
કૃષ્ણ ને તે જ સમજી શકે જે રામ ની મર્યાદા નું પાલન કરે.

ભારત દેશમાં ગુરૂ-શિષ્ય ની પરંપરા હતી.રાજા નો છોકરો પણ બીજા સામાન્ય છોકરાં ઓ ની પેઠે
રાજમહેલ છોડીને ગુરુના આશ્રમ માં ભણવા જતો.ગુરૂ ની સેવા ચાકરી કરે ને વિદ્યા પ્રાપ્ત કરે.
શ્રીકૃષ્ણ સાંદીપની ઋષિ ને ત્યાં અને રામચંદ્ર વશિષ્ઠ ને ત્યાં ભણવા ગયા હતા.

આજકાલ તો તે પરંપરા નષ્ટ થઇ ગઈ છે.આજે છોકરા નો બાપ શ્રીમંત હોય તો છોકરા ને ભણાવવા

ગુરૂ ને ઘેર બોલાવશે,અને પૈસાની લાલચે સ્વમાન ભૂલી, ગુરૂ તેના ઘેર ભણાવવા જાય છે,
શિષ્ય ને એમ છે કે પૈસા આપી ને માસ્તર ભણાવે છે તેમાં કોઈ ઉપકાર કરતા નથી.અને માસ્તર પણ
નિશાળ માં કંઈ ભણાવે નહિ અને ટ્યુશન કરાવે કે જેથી જે - બે ચાર કાવડિયા વધારે મળ્યા.
ધન નો લોભી ગુરૂ,ધન કમાવાની વિદ્યા જ જાણે ભણાવે છે,ધર્મ ની વિદ્યા વિદાય થઇ ગઈ છે.
“સા વિદ્યા યા વિમુક્તયે” એમ કહ્યું છે,પણ ધર્મ થી વિમુખ બનેલી વિદ્યા, વિમુક્ત ક્યાંથી કરી શકે?

સંત કબીર,મીરાંબાઈ અને એવા અસંખ્ય ભક્તો કોઈ નિશાળ માં ભણવા ગયા નહોતા.પણ તેમણે
મૂળ ને એટલે કે પરમાત્મા ને પકડ્યા હતા.ડાળ-પાંદડાં ને નહિ.જ્ઞાનનું-સત્ય નું મૂળ પરમાત્મા છે.
એ મૂળ ને જે પકડે તો જ્ઞાન એની મેળે આવે છે.પરમાત્મા કોઈ મંદિરોમાં કે પથ્થર ની મૂર્તિ માં
છુપાયા નથી.પરમાત્મા નું સ્વ-રૂપ આનંદમય-પ્રેમ મય છે,પણ એ પ્રેમ જ ક્યાં જોવા મળે છે?

કબીર કહે છે કે-પોથી પઢપઢ જગ મુઆ પંડિત હુઆ ના કોઈ,ઢાઈ અછર પ્રેમ કા પઢે સો પંડિત હોઈ.
જ્ઞાન બહાર થી ચોપડીઓ નું કદાચ બરોબર હશે,પણ અંદરનું જ્ઞાન પ્રાપ્ત કરવાનું છે.
ધર્મ એટલે કે સ્વ-ધર્મ નું પાલન કરવાની જરૂર છે.તો જ અજ્ઞાન નો અંધકાર દૂર થાય.અને
જગતમાં જ્ઞાન નો પ્રકાશ ફેલાઈ રહે.

તે જમાના માં ગુરૂ ની વ્યાખ્યા જુદી હતી.ગુરૂ શિષ્ય ની પાસેથી કશાની અપેક્ષા રાખતો નહોતો.પણ
પોતાનું સર્વસ્વ,પોતાની સર્વ વિદ્યા તે શિષ્ય ને અર્પણ કરતો.તેના કલ્યાણ નો બોજો પોતાની માથે લઇ
લેતો.ગુરૂ એક પથદર્શક હતો.આજે તો ઠેર ઠેર ગુરૂ ઓનો સુમાર નથી,આશ્રમોનો સુમાર નથી.
લોકો ગુરૂ ને એક છટકબારી તરીકે મેળવે છે.પોતાને કંઈક જરૂર છે,સંતાન નથી,જિંદગીમાં દુઃખ છે,
તો વળી કોઈ ની ભેંસ ને દુધ નથી આવતું –તો તેવા માટે ગુરૂ ની પાસે પહોંચી જાય છે.
જો કોઈ ગુરૂ તે દુઃખ માંથી મુક્તિ અપાવે,તો ઠીક છે નહિતર બીજા ગુરૂ ની શોધ ચાલુ થઇ જાય છે.

ગુરૂ અને સદગુરૂ માં ફેર છે.સાચો ગુરૂ તો શિષ્ય ની પરીક્ષા કર્યા વિના તેને શિષ્ય તરીકે સ્વીકારતો નથી.
કારણ કે- ગુરૂ થવાથી ચેલાના પાપની જવાબદારી તેના માથા પર આવે છે.
ચેલા ના પાપ નો ઇન્સાફ કરતી વખતે ગુરૂ ને બોલાવવામાં આવે છે અને પૂછે છે કે-ચેલા નું પાપ કેમ
છોડાવ્યું નહિ? તેને સત્ય ના રસ્તે કેમ વળ્યો નહિ?ચેલા ની જોડે ગુરુને પણ બે દંડા પડે છે.

આજકાલ તો લોકો પલંગ માં પડ્યા પડ્યા ચોપડીઓ વાંચી ને પંડિત કે જ્ઞાની બની જાય છે.અને
પોતાને પ્રખર (ખર થી યે આગળ તે પ્રખર?) પંડિત કે જ્ઞાની સમજે છે.
જ્ઞાન મેળવવું અઘરું નથી પણ જ્ઞાન નો અનુભવ કરવો અને જ્ઞાન માં સ્થિર રહેવું અઘરું છે.

શિષ્ય ને ગુરૂ, સત્ નું દર્શન કરાવે છે.સત્ એટલે પરમાત્મા. સર્વ કાલે અને સર્વ માં પરમાત્મા નું (સત્ નું)
દર્શન કરતો હોય તે સદ-ગુરૂ. પણ આવો સદગુરૂ મળવો મુશ્કેલ હોય છે,અને મળે તો જ શિષ્ય તરે.

રામચંદ્રજી ગુરૂ વશિષ્ઠ ઋષિ ના આશ્રમ માં વિધ્યાધ્યયન કરે છે.અને જ્ઞાન પ્રાપ્ત કરે છે.
તેઓ વેદ વિદ્યા ભણે છે ને ધનુર્વિદ્યા પણ ભણે છે.વિદ્યા થી વિનય મળે છે.ગુરૂ ના આશ્રમ માં રહેવાથી શીલ
મળે છે.ગુરૂ ને ઘેર ગરીબ ને શ્રીમંત ભેગા રહે છે,સાથે ભણે છે,સાથે કામ કરે છે અને સૌજન્ય નો વિદ્યા સાથે
સમન્વય થાય છે.

વિદ્યા પ્રાપ્ત કર્યા પછી રામચંદ્રજી તીર્થયાત્રા' માટે જાય છે.પ્રાચીન ભારતવાસી ના જીવનમાં તીર્થ યાત્રા નું
એક વિશિષ્ટ સ્થાન હતું.યાત્રા નો અર્થ છે “યાત્ર –ત્રાતિ”.
ઇન્દ્રિયો ને પ્રતિકૂળ વિષયો માંથી હટાવી દઈ અને અનુકૂળ વિષયમાં જોડી દેવી તેનું નામ યાત્રા.

જે તીર્થ જેવો પવિત્ર થઇ ને આવે છે તેની તીર્થયાત્રા સફળ થઇ છે એમ કહેવાય.
આજકાલ તો વિલાસી લોકો વેકેશન માણવા અને હવા ખાવા યાત્રાએ જાય છે.

મહાપ્રભુજીએ આ વિષે પોતાની વેદના ઠાલવી છે ને કહે છે કે-વિલાસી અને પાપી લોકો તીર્થ માં વસવા લાગ્યા અને તીર્થ માં જવા લાગ્યા એટલે તીર્થ નું તીર્થત્વ લુપ્ત થયું છે.
તીર્થ યાત્રા ના અનેક નિયમો છે.પણ આજકાલ તે રીતે કોઈ યાત્રા કરે તે શક્ય જ નથી લાગતું.

રામજી તીર્થયાત્રા કરી ને આવ્યા પછી ઉદાસ રહેવા લાગ્યા.પરમાત્મા શું ઉદાસ થાય ?
પણ જગત ને વૈરાગ્ય નો બોધ આપવા પ્રભુ આવી લીલા કરે છે.
રામજી ને રાજમહેલ નું જીવન ગમતું નથી.જગત એમને મિથ્યા,દુઃખરૂપ ભાસે છે.બધું છોડી દેવાનું તેમને મન થાય છે.રામજી ની આવી દશા જોઈ દશરથ રાજા ની ચિંતા નો પાર રહ્યો નથી.
હજી તો એમની ઉંમર માત્ર સોળ વર્ષ ની છે.રાજાએ ગુરૂ વશિષ્ઠ ને વાત કરી.

વશિષ્ઠ જી એ રામજી ને ઉપદેશ કર્યો.તે ઉપદેશ -સંવાદરૂપે યોગ વશિષ્ઠ રામાયણ માં સંગ્રહાયેલો છે.
યોગ વશિષ્ઠ નું પહેલું પ્રકરણ તે વૈરાગ્ય નું પ્રકરણ છે.તે દરેક મનુષ્યે વારંવાર વાંચવા જેવું છે.
છેવટે એક વખત તો વાંચવું જ જોઈએ. જેમ જાગતા માણસ ની આગળ દીવો બળતો હોય તો તે માણસ ની ઈચ્છા વગર પણ પ્રકાશ થાય છે,તેમ યોગ વશિષ્ઠ –ગ્રંથ નો અભ્યાસ કરનાર ને તેની ઈચ્છા ના હોય તો પણ મુક્તિ મળે છે.શરદ ઋતુ માં જેમ તળાવ નું પાણી શુદ્ધ થયા છે,તેમ યોગ વશિષ્ઠ ના અભ્યાસ થી,મન સ્વચ્છ થાય છે.અને બ્રહ્મત્વ માં સ્થિર થાય છે.

યોગ વશિષ્ઠ અને ગીતા એ બંને ઉત્તમ ગ્રંથો છે.ગીતાજી માં ભગવાન શ્રીકૃષ્ણ (નારાયણ)
અર્જુન ને (નર ને) ઉપદેશ આપે છે,જયારે યોગવશિષ્ઠ માં વશિષ્ઠજી (નર) એ રામજી (નારાયણ) ને ઉપદેશ આપે છે.આમ રામજી એ અહીં પણ ગુરૂ નો મહિમા વધાર્યો છે.

શ્રીરામ વશિષ્ઠજી ને કહે છે કે-મારું મન આ રાજવૈભવમાં થી ઉઠી ગયું છે.આ જીવન નો કોઈ ભરોસો નથી.
સંસાર અનિત્ય છે છતાં મનુષ્યને આ સંસારનો મોહ છે.આ શરીર જેવી નકામી કોઈ ચીજ નથી,છેવટે તો તે મોત નો કોળિયો બને છે.કાળ બહુ ક્રૂર છે,તે કોઈની પર દયા કરતો નથી.મને તો આ સંસારમાં ક્યાંય સુખ દેખાતું નથી.ક્યાં શાંતિ દેખાતી નથી.પિતા-પુત્ર,પતિ-પત્ની,બંધુ-સખા-વગેરે એવો જગતનો સંબંધ કેવળ કાલ્પનિક છે.સાચો સંબંધ ઈશ્વર સાથે છે.અનિત્ય જગને સાચું માની ને મનુષ્ય ફસાયો છે.પણ જીવન ક્ષણમાં ક્યારે પુરુ થઇ જશે તે કહી શકતું નથી.એટલે બાજી હાથમાંથી જાય તે પહેલા ચેતવાની જરૂર છે.
જેને લોકો વિષ કહે છે તે વિષ નથી પણ વિષયો જ વિષ જેવા છે.

વશિષ્ઠજી એ તે પછી રામ ને ઉપદેશ કર્યો કે-હે રામ, તમે રાજમહેલ છોડી જંગલ માં જશો તો ત્યાંય પણ ઝૂંપડી ની તો જરૂર પડશે.સારાં કપડાંનો ત્યાગ કરશો તોપણ લંગોટી ની જરૂર પડશે.
સારું ખાવાનું છોડી દેશો તેમ છતાં કંદમૂળ વગેરે તો શરીર ટકાવવા ખાવાં જ પડશે.
માટે રાજ્ય છોડવાની જરૂર નથી,ત્યાગ બહારથી કરવાનો નથી પણ અંદરથી કરવાનો છે.
વૈરાગ્ય અંદરનો હોવો જોઈએ.માટે, હે રામ,તમે અંદરથી સર્વ ને ત્યાગી ને બહારથી શરીરધારી થઇ ને રહો.
અંદર થી એક-રૂપે અને બહારથી અનેક રૂપે આ લોક માં વિહરો.
ઘર એ બાધક નથી પણ ઘર ની આસક્તિ એ બાધક છે.
સંસાર ત્યાગ કરી ને સાધુ થવાની જરૂર નથી પણ સરળ થવાની જરૂર છે.

સુખ-દુઃખ એ તો મનના ધર્મો છે,મન માને તો સુખ ને ના માને તો દુઃખ.
સુખ-દુઃખ ની પીડા મને ઉભી કરેલી છે.બાકી સુખ અને દુઃખ બંને ખોટું છે.બંને અનિત્ય છે,બંને અસત્ય છે.

આત્મા સુખ-દુઃખ થી પર છે,આનંદ-રૂપી છે.
તમે શરીર નથી,મન કે બુદ્ધિ પણ નથી.તમે શુદ્ધ ,બુદ્ધ છો ,સત્ય છો અને આનંદ છો.

મનુષ્યે જન્મ ધારણ કરી ને પ્રારબ્ધ ભોગવવાનું છે,ભગવદ-ઈચ્છા સમજી ને એ ભોગવવાનું,અને હર્ષ-શોક નહિ માનવાનો.સુખ-દુઃખ નહિ માનવાનું.એમ કરવાથી મન ની આસક્તિ છૂટી જશે,
માણસ બહારથી ત્યાગ કરે અને મન થી ભોગવતો રહે તો એ ત્યાગ એ ત્યાગ નથી.એ તો દેખાવ થયો.
અને તેમ કરવાથી તો તે વધારે ને વધારે બંધાતો જાય છે.
સંસાર નો ત્યાગ કરી સાધુ થવાથી સંસાર છૂટતો નથી,પણ સંસાર નો મનમાંથી ત્યાગ કરવાથી સંસાર છૂટે છે. વશિષ્ઠ જી ના આવા ઉપદેશ થી શ્રીરામ ના મનને ખૂબ શાંતિ થઇ.

હવે વિશ્વામિત્ર રાજર્ષિ માં થી બ્રહ્મર્ષિ કેવી રીતે થયા તેની કથા આવે છે.
કુરુ વંશમાં ગાધિ નમન એક રાજા થઇ ગયા .વિશ્વામિત્ર તેમના પુત્ર હતા.
એક વખત તે પોતાના લાવ લશ્કર સાથે રાજ્યનું અવલોકન કરવા અને રૈયત ના સુખ-દુઃખ નિહાળવા નીકળ્યા હતા.ત્યારે ફરતાં ફરતાં તે વશિષ્ઠ ના આશ્રમે આવ્યા.ત્યારે વશિષ્ઠે તેમનો સારી રીતે સત્કાર કર્યો.અને રાત રોકાઈ જવા નો આગ્રહ કર્યો.

મહારાજ ની એવડી મોટી સેનાને ઉત્તમ પ્રકારે ભોજન કરાવવાનો વશિષ્ઠે નિર્ણય કર્યો.તેમની પાસે એક શબલા નામે એક ગાય હતી.તે કામધેનું હતી.માલિક ની સઘળી ઈચ્છા પુરી કરે તે કામધેનું.
વશિષ્ઠે કામધેનું ને પ્રાર્થના કરી કે –હે ગૌમાતા મારા મહેમાનો ખુશ થઇ જાય તેવાં ભાવતાં ભીજનો પેદા કરો.અને જોત જોતામાં તો કામધેનું એ ભાતભાતનાં ભોજન ના થાળ ભરી દીધા.મહેમાનો તૃપ્ત થયા.

પરંતુ વિશ્વમિત્ર ને આશ્ચર્ય થયું કે આવા જંગલમાં આટલી બધી સગવડ કેવી રીતે થઇ ગઈ?
તપાસ કરતા તેમણે કામધેનું ની ખબર પડી.એટલે વિશ્વામિત્રે વશિષ્ઠ પાસે કામધેનું ની માગણી કરી.
વશિષ્ઠે તરત જ ના પાડી દીધી.ગર્વિષ્ઠ વિશ્વામિત્રે ખૂબ ધન ની લાલચ આપી પણ
વશિષ્ઠ એક ના બે ના થયા.
ત્યારે વિશ્વામિત્ર બળજબરી થી ગાય ને લઇ જવાનો પ્રયત્ન કર્યો.

ત્યારે કામધેનું એ અનેક યોદ્ધાઓ પેદા કરી ને વિશ્વામિત્ર ની સેનાનો નો સંહાર કર્યો.
વિશ્વમિત્ર ના સો પુત્રો એક સાથે વશિષ્ઠ પર ધસી આવ્યા ત્યારે વશિષ્ટે એક માત્ર હું કાર કરી ને વિશ્વામિત્ર ના એક પુત્ર સિવાય બધાય ને ય બાળી ને ભસ્મ કરી દીધા.
દુઃખી ને નિરાશ થઇ ને વિશ્વામિત્ર પોતાના નગરમાં પાછા આવ્યા.પણ રાજ કાજ માંથી તેમનું મન હવે ઉઠી ગયું.અને પોતાના એક માત્ર પુત્ર ને ગાદી આપી અને વનમાં તપ કરવા ગયા.

હિમાલય ની તળેટી માં વિશ્વામિત્રે એક ચિત્તે ભગવાન શંકર નું ધ્યાન કર્યું.શંકર પ્રસન્ન થયા ને વરદાન માગવા કહ્યું.વિશ્વામિત્ર ના મનમાં હજુ પણ વશિષ્ઠ પર “વેર” લેવાની ધૂન સવાર હતી.અને શસ્ત્રાસ્ત્ર થી જ તેમને (વશિષ્ઠ ને) જીતી શકાય તેવો તેમને ખ્યાલ હતો.તેથી તેમણે માગ્યું કે-
દેવો,દાનવો,યક્ષો,કિન્નરો,ઋષિઓ એ બધાય ની પાસે જે કંઇ અસ્ત્ર-શસ્ત્ર છે તે તમામ નું મને સંપૂર્ણ જ્ઞાન આપો. ત્યારે શંકરે કહ્યું-તથાસ્તુ.

વિશ્વામિત્ર મૂળે ગર્વિષ્ઠ તો હતા જ તેમાં વળી આવી રીતે સૃષ્ટિભરના શસ્ત્રો અને અસ્ત્રો નું જ્ઞાન થતાં તેમનો ગર્વ અનેકગણો વધી ગયો.અને વશિષ્ઠ પર વેર વાળવા તેમના આશ્રમ માં પોતાના આ નવા અસ્ત્રો ના બળ ની મદદ થી આગ લગાડી.વશિષ્ઠે પોતાનો બ્રહ્મ દંડ સામે ઉપાડ્યો.વિશ્વામિત્રે સામે પડકાર કરીને બ્રહ્માસ્ત્ર છોડયું જેને પણ વશિષ્ઠે પોતાની અંદર સમાવી દીધું અને પોતે હતા તેનાથી વધુ તેજસ્વી બની

ગયા.વિશ્વામિત્ર ત્યાંથી પાછા પડ્યા અને વિચારે છે કે –ક્ષત્રિય બળ કરતા પણ બ્રહ્મબળ વધુ તેજસ્વી છે. એમ વિચારી અને તે ફરીથી તપ કરવા ગયા.તપ થી પ્રસન્ન થઇ અને બ્રહ્માએ તેમને “રાજર્ષિ” કહી ને વધાવ્યા.પણ આ રાજર્ષિ પદ થી તેમને સંતોષ હતો નહિ.

સૂર્યવંશમાં ત્રિશંકુ નામે એક રાજા થઇ ગયો.તે સત્યવાદી અને જીતેન્દ્રિય હતો.તેને એક વખત મનુષ્ય દેહે જ સ્વર્ગ માં જવાની ઈચ્છા થઇ.વશિષ્ઠ જી તેમના કુળ ગુરૂ હતા તેથી તેમને એણે વાત કરી.
વશિષ્ઠ કોઈ વાત સાચી હોય તે કહેતાં ડરે તેમ નહોતા. તેમણે કહ્યું –તુ આ કેવી અક્કલ વગરની વાત કરે છે?સદેહે સ્વર્ગ માં જવાની ઈચ્છા વ્યાજબી નથી માટે તે વિચાર તુ છોડી દે.
પણ ત્રિશંકુ એ માન્યું નહિ અને તે વશિષ્ઠ ના પુત્રો પાસે ગાયો અને તેમને કહ્યું કે તમે યજ્ઞ કરવો.
ત્યારે પુત્રો એ પણ ના પાડી,ત્યારે ત્રિશંકુ ગુસ્સે થયો અને કહેવા લાગ્યો કે-મને તમારી કે તમારા પિતાની કંઈ પડી નથી,હું બીજો ગુરૂ ગોતી  લઈશ.

આ સાંભળી વશિષ્ઠ ના પુત્રો પણ ગુસ્સે થયા ને કહ્યું-ગુરૂ નું અપમાન કરારનાર તુ ચાંડાલ-પણા ને પામ. શાપથી ત્રિશંકુ,કાળો કુરૂપ બની ગયો.ફરતો ફરતો તે વિશ્વમિત્ર પાસે પહોંચ્યો-અને તેમના શરણે ગયો. વિશ્વામિત્રે તેને વચન આપ્યું કે તે તેને (ત્રિશંકુ ને) સદેહે સ્વર્ગમાં મોકલશે.અને તેમણે યજ્ઞ શરુ કર્યો. અને પોતાના તપોબળ થી ત્રિશંકુ ને તેને સદેહે સ્વર્ગ માં મોકલ્યો.પણ ઇન્દ્રે તેને સ્વર્ગમાં પ્રવેશ કરતો અટકાવી,ઉંધે માથે નીચે નાખ્યો.વિશ્વમિત્ર ના અહમ ને અહીં ઠેસ પહોંચી.એટલે પોતાના તપોબળ થી, વિશ્વામિત્રે તેને માટે બીજું સ્વર્ગ એટલે કે નવા સપ્તર્ષિ મંડળ અને નક્ષત્રો પેદા કર્યા,
અને તેમાં ત્રિશંકુ ને સ્થિર કર્યો.પોતાના અહમ ને લીધે આ નવું સ્વર્ગ રચવામાં વિશ્વામિત્ર નું બધું તપોબળ ખર્ચાઈ ગયું.તેમણે ફરીથી તપ આદર્યું.

દરમિયાન અંબરીષ નામે એક રાજા એ એક યજ્ઞ આદર્યો હતો તેનું યજ્ઞ-નર પશુ ગુમ થયું હતું. એટલે રાજા અંબરીશ, એક ઋષિ ના દીકરા શુનશેપને વેચાતો લઈને પોતાના ગામ તરફ પાછા ફરતા હતા ત્યાં વચ્ચે વિશ્વામિત્ર નો આશ્રમ આવ્યો.ત્યારે શુનશેપ વિશ્વમિત્ર ને શરણે ગયો.
વિશ્વામિત્રે પોતાના પુત્રો ને બોલાવી કહ્યું કે-આ બાળક મારે શરણે આવ્યો છે,એ જીવે તેના માટે તમારામાંથી કોઈ એક તેને બદલે જાઓ.વિશ્વમિત્ર ના પુત્રો ને આ વાત ગમી નહિ અને કહેવા લાગ્યા કે-
શું એ ભૂખડી બારસ ને માટે અમે મરવા જઈએ?તમે ય કેવાં બાપ છો?બીજા ના દીકરા ને બચાવવા પોતાના દીકરા ને મરવાનું કહો છો?કુતરાં ના માંસ થી જેમ ભોજન બગડે તેમ તમારી બુદ્ધિ બગડી ગઈ છે.

વિશ્વામિત્ર ને પોતાની આજ્ઞાના અનાદરથી અને ઉપરથી આવા વેણ સાંભળવા થી ક્રોધ આવ્યો અને તરત પુત્રો ને શાપ દઈ દીધો કે –તમે બધાં કુતરાનું માંસ ખાનાર ચાંડાલ થઇ ને પડો.
પછી તેમણે શુનશેપ ને પોતાના ખોળામાં લીધો અને તેના હાથે રક્ષા બંધી અને બલિદાન વખતે ગાવા માટે બે ગાથાઓ તેમણે શીખવાડી અને અભય વચન આપ્યું.
જે ગાથાઓ ના ગાન  થી શુનશેપ ને મુક્તિ મળી,દેવો પ્રસન્ન થયા અને તેને મુક્ત કર્યો.

પણ ક્રોધ કરી ને પુત્રો ને શાપ આપવાથી તેમણે ફરી થી તપ નું ફળ ગુમાવ્યું,એટલે તેમણે ફરીથી તપ આદર્યું.તેમના તપથી પ્રસન્ન થઇ અને બ્રહ્માએ તેમણે “ઋષિ પદ” આપ્યું –તેમ છતાં વિશ્વામિત્ર ને સંતોષ થયો નહિ અને તપ કરવાનું ચાલ્યું જ રાખ્યું.પણ તે તપ માં મેનકા નામની અપ્સરાએ તપો ભંગ કર્યો.
ફરી જયારે તે ભાનમાં આવ્યા ત્યારે મેનકા ને વિદાય કરી અને ફરીથી તપ આદર્યું.
ત્યારે બ્રહ્મા એ તેમને “મહર્ષિ પદ” આપ્યું પણ
તેનાથી હજુ વિશ્વામિત્ર ને સંતોષ થયો નહિ અને તપ ચાલુ રાખ્યું.

વિશ્વામિત્રે ઘોર તપશ્ચર્યા આદરી છે,તેમને “બ્રહ્મર્ષિ” પદ ની કામના છે.

આ વખતે તેમને ચળાવવા ઇન્દ્રે રંભા નામની અપ્સરા ને મોકલી,પણ વિશ્વામિત્ર તેનામાં ફસાયા નહિ,પણ ક્રોધમાં આવી રંભા ને શાપ આપી દીધો.એટલે ફરીથી આ શાપ માં પાછું તેમનું તપ રોળાઈ ગયું.
વિશ્વામિત્ર નો “વેર” અને “કામ” પર વિજય થયો પણ હજુ “ક્રોધ” પર વિજય મેળવાનો બાકી હતો.અને તેથી ક્રોધ પર વિજય મેળવવા નો આ વખતે તેમનો અડગ નિશ્ચય હતો.હાર કબૂલ કરવાનું તેમના સ્વભાવ માં નહોતું.અખંડ પુરુષાર્થની તે મૂર્તિ હતા. નાની સિદ્ધિ થી તેમને સંતોષ નહોતો.આ વખતે વિશ્વામિત્રે અડગ નિશ્ચય કર્યો હતો કે –હવે કદાપિ ક્રોધ નહિ કરું,કોઈની સાથે વાત પણ નહિ કરું.

અત્યાર સુધીનો તેમનો પુરુષાર્થ રજોગુણ (વેર,કામ,ક્રોધ,લોભ વગેરે) ને સંતોષવા માટે સત્વગુણથી (તપથી) મેળવવાનો હતો.પણ હવે તેમણે શુદ્ધ નિર્ભેળ સત્વગુણ જ મેળવવા ની સાધના આદરી.

શુદ્ધ ઘી શુદ્ધ પાત્રમાં જ રહે,તેમ શુદ્ધ સાધના નો શુદ્ધ હેતુ હોય તો જ તે ફળદાયી થાય.
આ વખતે તેમણે પ્રાણ ને પણ રોકી ને એવું આકરું તપ કર્યું કે છેવટે બ્રહ્માજી એ દર્શન દઈ ને તેમને “બ્રહ્મર્ષિ “ ના પદ થી નવાજ્યા. અને આમ વિશ્વામિત્ર નો પ્રબળ પુરુષાર્થ સિદ્ધ થયો.
જગત ને તેમણે ઉદાહરણ આપ્યું કે-ક્ષત્રિયકુળ માં જન્મ ધારણ કરી ને પણ પ્રબળ પુરુષાર્થ થી સાધના કરી ને બ્રહ્મર્ષિ નું પદ પ્રાપ્ત કરી શકાય છે.

છતાં હજી તેમના મન માં હજુ શંકા અને વસવસો હતો કે –બ્રહ્મર્ષિ વશિષ્ઠ જી મારો બ્રહ્મર્ષિ તરીકે સ્વીકાર કરશે ખરા?વશિષ્ઠજી ને તેમણે વેરભાવ અને ક્રોધ ના ભાવથી બહુ હેરાન કર્યા હતા,તેમના સો પુત્રો નો નાશ કર્યો હતો અને તેમનો આશ્રમ પણ બાળી મુક્યો હતો.

વિશ્વામિત્રે દેવો ને પ્રાર્થના કરી અને વશિષ્ઠ જી ને પૂછવા માટે કહ્યું કે તે (વશિષ્ઠજી) પોતાનો સ્વીકાર કરશે કે નહિ ? દેવો વશિષ્ઠજી પાસે ગયા.વશિષ્ઠજી ના હૃદયમાં વિશ્વામિત્ર તરફ જરાયે રોષ નહોતો.તેમના દિલમાં વેર કે શત્રુતા ને સ્થાન નહોતું.તેઓ તો ત્યાગ,તપસ્યા અને તિતિક્ષા ની મૂર્તિ હતા.
વશિષ્ઠજી એ તરત જ કહ્યું કે –ધન્ય છે બ્રહ્મર્ષિ વિશ્વામિત્ર ને.

વિશ્વામિત્ર નું હૃદય પણ હવે વેરભાવ થી મુક્ત થયું હતું,અને વશિષ્ઠના શબ્દો સાંભળી તેમનું હૃદય હવે શ્રદ્ધાભાવ થી દ્રવી ગયું.અને વશિષ્ઠ જી ના દર્શન કરી ને તેમના ચરણમાં પડ્યા.
વશિષ્ઠ જી એ પણ તેમનો સત્કાર કરતાં કહ્યું કે-પધારો,પધારો બ્રહ્મર્ષિ. અને વિશ્વામિત્ર ને ભાવ થી ભેટ્યા.

પછી વિશ્વામિત્ર સિદ્ધાશ્રમ નામના પ્રાચીન સ્થળે રહ્યા.ત્યાં રહી તેમણે અનેક યજ્ઞો કર્યા,પણ યજ્ઞ માં મારીચ અને સુબાહુ વગેરે રાક્ષસો તેમના યજ્ઞ માં વિઘ્ન કરતા હતા.
તે રાક્ષસો થી યજ્ઞો નું રક્ષણ કરવા માટે,તેમણે રામ-લક્ષ્મણ ને લઇ આવવાનો વિચાર કર્યો.
પોતાની દિવ્ય દૃષ્ટિ થી તેમને ખબર તો પડી જ ગઈ હતી કે શ્રી રામ એ પરમાત્મા નો અવતાર છે.
એટલે તેમને આશ્રમ માં લાવી સતત તેમનાં દર્શન કરવાની તેમની ઈચ્છા હતી.

કોઈ પણ સત્કર્મ માં પ્રભુ નું સ્મરણ ફળદાયી થાય છે.પ્રભુ નું સ્મરણ એ જ યજ્ઞ છે.અને આવા સ્મરણ-યજ્ઞ નું મનુષ્ય આયોજન કરે તો પ્રભુ તેનું જરૂર રક્ષણ કરે છે.
વિશ્વામિત્ર પરમ પુરુષાર્થી હતા,પણ તેમને છેવટે સમજાયું હતું કે ભગવાન ની કૃપા વગર યજ્ઞ પુરો નહિ થાય.યજ્ઞ કર્મ ના પુરુષાર્થ માં ઈશ્વર કૃપા ને જોડવાથી જ યજ્ઞ પૂર્ણ થાય છે.
નહિ તો તાડકા,મારીચ યજ્ઞ ભંગ કરવા આવવાના જ.

વિશ્વામિત્ર ત્યાર પછી રામજી ને યજ્ઞ ના રક્ષણ માટે આશ્રમ માં લઇ આવવા માટે અયોધ્યા પ્રતિ પ્રયાણ કર્યું. અયોધ્યા આવી ને સરયુ માં સ્નાન કરી ને તેમણે નગરમાં પ્રવેશ કર્યો.

ને છેવટે દશરથ રાજા ના દરબાર માં પધાર્યા.
રાજા દશરથ વશિષ્ઠજી ને સાથે લઇ ને સામે જઈ ને વિશ્વામિત્ર નું સ્વાગત કર્યું અને તેમને
ઉંચા આસન પર બેસાડી તેમનું સ્વાગત કર્યું.

તે પછી રાજા દશરથે વિશ્વામિત્ર ને કહ્યું કે-હે,બ્રહ્મન,આપનાં અહીં પગલાં થવાથી હું કૃતાર્થ થયો છું,
કહો આપની શી આજ્ઞા છે?હું નિશ્ચયપૂર્વક કહું છું કે આપનું કાર્ય હું કરીશ.જરાય વાર નહિ લગાડું.

ત્યારે વિશ્વામિત્રે કહ્યું કે-હે રાજન મારી ઈચ્છા પુરી કરવાની તમે પ્રતિજ્ઞા કરી છે એટલે મને ખાતરી છે કે મારું
કામ સિદ્ધ થશે.હે રાજા,મારીચ અને સુબાહુ નામના રાક્ષસો મારા યજ્ઞ માં આવી વિઘ્ન કરે છે.
ક્રોધ કરી શાપ આપી એમનો હું નાશ કરી શકું તેમ છું,પણ તેમ કરવાની મારી ઈચ્છા નથી.
તમારા પુત્ર શ્રીરામ સત્ય-પરાક્રમી અને શૂરવીર છે,તેમના સિવાય બીજો કોઈ આ રાક્ષસો ને હણી શકે તેમ
નથી,તેથી અત્યારે હું થોડા દિવસ માટે તમારા પાસે શ્રી રામ ની માગણી કરવા આવ્યો છું.
માટે હે રાજા,મને શ્રી રામ આપો.(દેહી મે રામમ).

આ વાક્ય સાંભળતાની સાથે જ દશરથ રાજા ને એવો આઘાત થયો કે વાલ્મીકિ જી લખે છે કે-
તેઓ બેભાન થઇ આસન પરથી પૃથ્વી પર પડી ગયા.બે ઘડી પછી તે જયારે ભાન માં આવ્યા,
ત્યારે તેમણે વિશ્વામિત્ર ને કહ્યું કે-હે,મહાત્મા,રામને હજુ સોળ વરસ પણ પૂરાં થયા નથી,રાક્ષસો મહા-ક્રૂર
હોય છે,તેમની સાથે લડવામાં એ સમર્થ હોય એવું મને લાગતું નથી,એણે બદલે મારી સમસ્ત સેના ને લઇ ને
હું જાતે તમારા યજ્ઞ નું રક્ષણ કરવા આવવા તૈયાર છું.એ રાક્ષસો કોણ છે તે કહો.

ત્યારે વિશ્વામિત્રે કહ્યું કે-દુષ્ટ રાવણ ના આ રાક્ષસો છે,એ પોતે તો આવતો નથી પણ મારીચ-સુબાહુ ને
તોફાન કરવા મોકલે છે.

દશરથ રાજા શૂરવીર હતા ઇન્દ્ર પણ એમની મદદ માગતો,પણ એ ઇન્દ્ર રાવણ ની કચેરી માં એની સામે બે
હાથ જોડી ને ઉભો રહેતો હતો.એટલે રાવણ નું નામ પડતાં જ દશરથ રાજા ભયભીત થયા.રાવણ કેવો
જોરાવર છે તે તેમને ખબર હતી.રાવણ સામે દેવ,દાનવો ને ગંધર્વો પણ ટકી શકતા નહોતા.
તે વિચારે છે કે-પોતે પણ રાવણ સામે યુદ્ધ માં ઉભા રહેવા સમર્થ નહોતા તો શ્રીરામ તો ક્યાંથી ઉભા રહી
શકે? એટલે કહે છે કે-હું રામને તો નહિ જ મોકલું.(રામ દેત નહિ બનઈ ગોસાઈ)
કહો તો મારા પ્રાણ કાઢી આપું પણ હું રામ ને નહિ આપી શકું.
<u>દેહ પ્રાન તે પ્રિય કછુ નાહીં,સોઉં મુનિ દેઉં નિમિષ એક માહીં</u>

આ સાંભળી વિશ્વામિત્રે કહ્યું કે-હે રાજન,પહેલાં તે પ્રતિજ્ઞા કરી હતી તેનો તુ હવે ભંગ કરે છે,શું આ
રઘુકુલરીતિ છે? ભલે તો તારી પ્રતિજ્ઞા મિથ્યા કરી તું સુખી થા.

વશિષ્ઠજી એ જોયું કે વાત વણસી રહી છે એટલે તેઓ વચમાં પડ્યા અને તેમણે રાજા ને સમજાવતાં કહ્યું
કે-પ્રતિજ્ઞા નું પાલન કરવું એ ધર્મ છે,રાજા થી એ ધર્મ ના છોડાય.
વિશ્વામિત્ર થી રક્ષાયેલા શ્રી રામ ને હરાવવા કોઈ સમર્થ નથી,માટે તેમને તમે નિઃશંક થઇ ને મોકલો.
શ્રી રામ-લક્ષ્મણ એ યજ્ઞના ફળ-રૂપે મળેલા છે,એટલે તે યજ્ઞ-પુત્રો છે.અને આજે
જયારે યજ્ઞ પર સંકટ છે,ત્યારે યજ્ઞ-પુત્રો જ યજ્ઞ નું રક્ષણ કરી શકશે.
યજ્ઞ ની રક્ષા માટે યજ્ઞ-પુત્રો ને આપવા માટે ના ન કહેવાય.વિશ્વામિત્ર ની શક્તિ ને હું જાણું છું.
તેઓ મહાસમર્થ છે.ભૂત કે ભવિષ્ય તેમના થી કોઈ અજાણ્યું નથી.એટલે તમારા પુત્ર ના હિત માટે જ આ
માગણી કરે છે તે વાત માં કોઈ શંકા નથી.

વશિષ્ટજી કુલગુરૂ હતા,બ્રહ્મનિષ્ઠ અને તપસ્વી હતા.રાજા ને તેમના પર સંપૂર્ણ વિશ્વાસ હતો,અને કોઈ પણ કાર્ય કરતાં પહેલાં દશરથ રાજા તેમની સલાહ લેતા હતા.ગુરૂ ની વાણી થી રાજા ને આશ્વાસન મળ્યું,તેમના મન નો ભય દૂર થયો.ખરી વાત તો એ હતી કે રામના પર એમને એવો આગાધ પ્રેમ હતો કે રામના વિયોગ ની બીકે  તેમને મૂર્છા આવી ગઈ હતી.રામ ના જ પ્રાણ એમનામાં વસ્યા હતા.

પછી રામ-લક્ષ્મણ ને ધનુષ્ય-બાણ થી સજ્જ કરી વિશ્વામિત્ર ને આપતાં કહ્યું કે-
આ બેઉ મને પ્રાણ-પ્રિય છે.પણ હવે તમે જ એમના પિતા છો. અને રામ-લક્ષ્મણ ને કહ્યું કે-
વિશ્વામિત્ર ઋષિ ની આજ્ઞા નું સદા પાલન કરજો.વશિષ્ઠજીએ પણ વેદ-મંત્રો થી આશીર્વાદ આપ્યા.

વિશ્વામિત્ર બંને કુમારો ને લઇ ને ચાલ્યા.આમ તો રાજકુમારો રથમાં બેસી ને જાય તે સ્વાભાવિક છે પણ વિશ્વામિત્ર ચાલતા જાય છે,એટલે શ્રીરામ-લક્ષ્મણ પણ તેમની પાછળ પાછળ ચાલતા જાય છે.
વિશ્વામિત્ર એટલે વિશ્વના મિત્ર.મનુષ્ય જો જગત નો મિત્ર થાય તો પરમાત્મા તેની પાછળ ચાલતા આવે છે.
જગત ના મિત્ર ના થવાય તો વાંધો નહિ પણ જગતમાં કોઈ ના દુશ્મન ના થવાય તો પણ ઘણું.

શ્રીરામ એ પરબ્રહ્મ છે અને લક્ષ્મણજી એ શબ્દબ્રહ્મ છે.શબ્દબ્રહ્મ અને પરબ્રહ્મ સાથે રહે છે,
શ્રીરામ ની સાથે હંમેશાં લક્ષ્મણજી હોય છે.શબ્દબ્રહ્મ વગર પરબ્રહ્મ પ્રગટ થાય નહિ.

વ્યક્તિગત આધ્યાત્મિક કલ્યાણની બાબતમાં વશિષ્ઠજી શ્રીરામ ના ગુરૂ બન્યા હતા અને આજે સામાજિક કલ્યાણ ની બાબતે વિશ્વામિત્ર ગુરૂ બન્યા છે.શ્રીરામ ને તે સમાજ સમક્ષ લઇ જાય છે.
અયોધ્યા થી ચાલતાં ચાલતાં છ કોશ દૂર રસ્તામાં ફરીથી સરયુ નદી આવે છે,ત્યાં વિશ્વામિત્રે બંને ભાઈઓ ને સરયુ ના જળમાંથી આચમન આપી અને તેમને “બલા-અને અતિબલા” નામની બે વિદ્યા આપી કહ્યું કે-
આ વિદ્યા ના પ્રતાપે તમને તરસ કે ભૂખ પીડશે નહિ,અને તમારી કીર્તિ દિગંત માં ફેલાશે.

શ્રીરામે આ વિદ્યાઓ ગ્રહણ કરી અને સાંજ થવા આવી હતી,એટલે ઘાસ ની પથારી કરી ત્રણેયે મુકામ કર્યો.
ક્યાં અયોધ્યા નો રાજમહેલ અને ક્યાં આ ઘાસની પથારી.!!!પણ શ્રી રામ ને મન બધું સરખું છે.
શ્રીરામના સ્વભાવનો આ પરિચય થતાં વિશ્વામિત્ર ને આનંદ થયો છે.બાળક માં આવા ઉત્તમ ગુણો માતાની પાસેથી મળેલા સંસ્કાર માંથી જ આવે છે,અને એટલે જ વિશ્વામિત્ર કહે છે કે-
હે રામ,તમારા જેવા ઉત્તમ સંતાન ની માતા કૌશલ્યા ને ધન્ય છે.

બીજા દિવસ ની રાત સરયુ અને ભાગીરથી ગંગા ના સંગમ પર આવેલા રુદ્રાશ્રમ માં ગાળી,અને સવારે ત્યાંથી ગંગા નદી ઓળંગી ને તેઓ આગળ ચાલ્યા,ત્યાં આગળ જતાં ભયાનક વન આવ્યું કે જેમાં ચાલવાની પગવાટ પણ નહોતી.એ જોઈ ને રામને નવાઈ લાગી અને તેમણે વિશ્વામિત્ર ને તેનું કારણ પૂછ્યું.
વિશ્વામિત્રે કહ્યું કે –પહેલાં આ પ્રદેશ ધન-ધાન્ય થી ભરપૂર હતો,પણ તાડકા નામની રાક્ષસી ને લીધે આવી દશા થઇ છે.તાડકા પૂર્વજન્મ માં યક્ષિણી હતી પણ તેનાં દુરાચરણના લીધે અગસ્ત્ય મુનિનો શાપ પામી ને એ રાક્ષસી બની.એ વિકરાળ રાક્ષસી તાડકા લોકો ને બહુ ત્રાસ આપે છે.

એવામાં જ તાડકા જ ત્યાં આવી પહોંચી.રાક્ષસી પણ સ્ત્રી છે અને સ્ત્રી અવધ્ય છે-એટલે રામજી મૂંઝાયા.
ત્યારે વિશ્વામિત્રે કહ્યું કે-પ્રજા નું રક્ષણ કરવું તે રાજપુત્ર નો પ્રથમ ધર્મ છે,માટે દયા નો ત્યાગ કરી,
આ દુષ્ટ રાક્ષસી ને હણો, તેવી મારી આજ્ઞા છે.
ત્યારે શ્રીરામે કહ્યું કે-આપની આજ્ઞા નો અનાદર નહિ કરવાની પિતાજી ની આજ્ઞા છે,એટલે આપની આજ્ઞા હું માથે ચડાવું છું.પહેલાં તો તેમણે વિચાર કર્યો કે-તાડકા નાં નાક-કાન છેડી ને તેને ભગાડી મુકીશ.
પણ તાડકા જેનું નામ!!તેને ત્રાસ ફેલાવા માંડ્યો.વાલ્મીકિ જીએ તેને હજારહાથી ના જોર વાળી અબળા કહી છે.છેવટે તેને હણ્યા વગર શ્રીરામ નો છૂટકો થયો નહિ.

જેમ શ્રીકૃષ્ણલીલા નો આરંભ પૂતના-વધ થી થાય છે તેમ રામ-લીલા નો આરંભ તાડકા-વધ થી થાય છે.
પૂતના હો કે તાડકા-રાક્ષસી એટલે વાસના.દહાડે નહિ એટલું તેનું જોર રાતે વધે.એટલે સંધ્યા-કાળ પહેલાં તેને હણવી પડે.
દિવસ નું અજવાળું છે,એટલે કે વિવેક જાગૃત છે ત્યાં સુધી વાસના-રાક્ષસી ને હાનિ કાઢવાની છે.
આ રાક્ષસી એવી છે કે જ્ર તેના આશ્રય આપનાર ને જ ભરખી જાય છે.માટે ઇન્દ્રિયો ના લાડ લડાવવામાં આવે તો એ વકરે છે અને પછી કાબુમાં રહી શકતી નથી. માટે જ રામજી ની પેઠે વિવેક-રૂપી ધનુષ્ય-બાણ સજ્જ રાખવાં જોઈએ.

રાક્ષસો કંઈ એક બે નથી.ગીતાજી ના સોળમાં અધ્યાય માં આસુરી અને દૈવી સંપત્તિ ના લક્ષણો બતાવ્યા છે.
એમાં આસુરી સંપત્તિ ના જે લક્ષણો છે તે રાક્ષસો ના લક્ષણો છે.
આસુરી સંપત્તિ વાળા મનુષ્યો,પ્રવૃત્તિ કે નિવૃત્તિ ને સમજતા નથી,શું કરવા જેવું છે કે શું કરવા જેવું નથી તેનો વિવેક તેમને હોતો નથી. તેમને પવિત્રતા,સદાચાર કે સત્ય નું ભાન નથી.અને વાસનાઓ ને તૃપ્ત કર્યા સિવાય જિંદગી નો બીજો કોઈ હેતુ નથી તેમ માને છે.દંભ,માન અને મદ થી ભરેલા તેઓ,આ જગતમાં કોઈ ઈશ્વર કે જગતનો કર્તા નથી તેવું સમજે છે.લોભ,કામ,ક્રોધ,મોહ,દર્પ અને અસૂયા થી ભરેલા આવા લોકો રાક્ષસો છે .એમ ગીતાજી કહે છે.

શ્રી રામ ને હાથે તાડકા નો વધ થયો અને તાડકા નો ઉદ્ધાર થયો.
પ્રભુ ની સામે થનાર નો પણ પ્રભુ ઉદ્ધાર કરે છે.ભલે દુષ્ટ હોય પણ વિરોધ-ભાવે પણ તે મનમાં રામજી નું ચિંતન કરતો હોય છે,એટલે પ્રભુ તેનો પણ ઉદ્ધાર કરે છે.

કોઈ પણ ઉપાયે મન પ્રભુ માં પરોવવાનું છે. ભક્તો ભક્તિ-ભાવે અને દુષ્ટો વેર-ભાવે, મન પ્રભુ માં પરોવે છે.પ્રભુ ના દરબારમાં સંતનું-ભક્તનું સ્થાન છે તેમ દુષ્ટ નું પણ સ્થાન છે.
સાધુઓ (ભક્તો) ના પરિત્રાણ (રક્ષણ) કાજે અને દુષ્ટો ના વિનાશ માટે પ્રભુ અવતાર ધરે છે.
એટલે એમના અવતાર-કાર્ય માટે દુષ્ટો ની યે આવશ્યકતા હોય છે.

દુષ્ટતા એ ઈશ્વર થી જુદું બળ (શક્તિ) નથી, કારણકે-
વિશ્વમાં,વિશ્વ નું પૂર્ણ બળ (શક્તિ) માત્ર પ્રભુ નું છે.(સર્વ સ્થળે માત્ર એક પ્રભુ નું અસ્તિત્વ છે-એ મુજબ)
અને પ્રભુ ની લીલા એવી છે કે-અસત્-શક્તિ ના ધક્કા વગર સત્-શક્તિ આગળ વધતી નથી.
એટલે કે એક શક્તિ બીજી શક્તિ ને આગળ ધકેલે છે.
પણ તેમ છતાં એ ધકેલનાર શક્તિ (આસુરી)જાણે બીજી શક્તિ (દૈવી) ને જાણે રોકતી હોય છે તેવું લાગે છે.
ઉદાહરણ થી આ વાત ને સમજવામાં આવે તો-
ગાડી નું પૈડું જો હવામાં જ ગોળ ગોળ ફર્યા કરે તો તે આગળ વધતું નથી.પણ
એ જો તે પૈડું જમીન ને અડી ને ફરે તો તે આગળ વધે છે.(કારણ જમીન ની જોડે ઘર્ષણ થાય છે)

અહીં જમીન એ વિરોધ (ઘર્ષણ-યુદ્ધ-આસુરી) છે પણ એ વિરોધ થી પ્રગતિ (આગળ જવાની) છે.
અને આમ વિરોધ એ જગત ને આગળ વધારનાર શક્તિ છે.
જગતને આગળ વધારવા ની યોજના (પ્લાનીંગ) નું ઈશ્વર નું આ પણ એક અંગ છે.
એટલે જ પ્રભુ વિરોધીઓ પર પોતાની કૃપા કરે છે તેમનો ઉદ્ધાર કરે છે.
પ્રભુ ની સામે લડી ને પણ રાવણ પ્રભુ નું જ કાર્ય કરે છે,એટલે પ્રભુ તેનો ઉદ્ધાર કરે છે.

તાડકા નો ઉદ્ધાર કર્યા પછી,તે રાત સર્વે એ તે વનમાં જ વિસામો કર્યો,બીજે દિવસે સવારે,
વિશ્વામિત્રે કહ્યું કે-હે રામ હું તમારા પર પ્રસન્ન થયો છું,એટલે આજે હું તમને સર્વ દિવ્ય અસ્ત્રો નું જ્ઞાન આપવા

માગું છું.આ દિવ્ય અસ્ત્રો તમારે કાયમ તમારે વશ રહેશે, અને જયારે તમે તેને બોલાવશો એટલે
તરત જ તમારી સેવામાં હાજર થશે.
આમ કહી વિશ્વામિત્રે દેવો ને ય દુર્લભ એવાં અસ્ત્રો ની વિદ્યા (જ્ઞાન) પ્રદાન કરી.
વિશ્વામિત્ર એક પછી એક મંત્ર નો જપ કરવા લાગ્યા,અને તે મંત્ર (અસ્ત્ર) ના દેવતા ઓ રામજી
સમક્ષ પ્રગટ થઇ પ્રણામ કરી કહેવા લાગ્યા કે-અમે તમારી સેવામાં છીએ.
રામજી એ પણ તે દિવ્ય અસ્ત્રો ને પોતાના હાથ વડે ગ્રહણ કરી ને કહ્યું કે-
હે દિવ્ય અસ્ત્રો,તમે હાલ મારા મનમાં સ્થિર થાઓ,જરૂર પડે હું તમને મદદે બોલાવીશ.

અસ્ત્ર-વિદ્યા અને અસ્ત્રો નું દાન કર્યા પછી,વિશ્વામિત્રે રામજી ને તે અસ્ત્રો જો છોડેલાં હોય અને તેને
વાળી લેવાં હોય તો તેને કેમ વાળી લેવાં? તે વિદ્યા શીખવી. અને છેવટે શત્રુ ના અસ્ત્રો નો નાશ
કેવી રીતે કરવો? તે વિદ્યા શીખવી.

આ કામ પુરુ થતા તે આગળ વધ્યા અને થોડા વખત માં સિદ્ધાશ્રમ પહોંચી ગયા,જ્યાં વિશ્વામિત્રજી રહેતા
હતા.રામ-લક્ષ્મણ ના દર્શન કરી ને ઋષિ-મુનિઓ ને અત્યંત આનંદ થયો.
બીજા જ દિવસથી વિશ્વામિત્રે યજ્ઞ ની તૈયારી કરવા માંડી,યજ્ઞ છ દિવસ ચાલવાનો હતો,ઋષિ એ છ દિવસ
નું મૌન ધારણ કર્યું.અને તેટલા વખત સુધી રાત-દિવસ સાવધાન રહી
યજ્ઞ નું રક્ષણ કરવાનું  કામ તેમણે રામ ને સોંપ્યું.
આજ્ઞા મુજબ રામ-લક્ષ્મણ નિંદ્રા નો ત્યાગ કરી ને યજ્ઞ ના રક્ષક બની ને યજ્ઞ-મંડપ ના દ્વારે ખડે પગે
હાથ માં ધનુષ્ય-બાણ લઈને ઉભા છે.

દ્વારિકામાં દ્વારકાનાથ,ડાકોરમાં રણછોડરાય,શ્રીનાથદ્વારા માં શ્રીનાથજી બાવા,પંઢરપુરમાં વિઠ્ઠલ નાથ,અને
તિરુપતિ માં બાલાજી મહારાજ પણ ઉભા છે.
પરમાત્મા કહે છે કે-હું મારા ભક્તો ને મળવા આતુર થઇ ને ઉભો છું.
પણ મનુષ્ય માં ક્યાં કોઈ ભગવાન ને મળવાની આતુરતા છે?!!!

ઈશ્વર તો અખંડ (સતત) જીવની સામે જોયાં કરે છે,પણ જીવ ઈશ્વર ની સામે જોતો નથી.
શ્રીરામ તો જીવ ને અપનાવવા તૈયાર છે,પણ અભાગિયો જીવ ક્યાં તૈયાર છે?(એને ફુરસદ નથી)

દેહના મિલન માં સુખ નથી.જો દેહના મિલન માં સુખ હોય તો મડદાને કોઈ કેમ ભેટતું નથી?
મડદા ને પણ હાથ,પગ,આંખ,કાન બધું છે!!પણ એમાં પ્રાણ નથી એટલે,એનું મિલન સુખદ નથી.
એટલે એમ પણ કહી શકાય કે-દેહના મિલન થી નહિ પણ પ્રાણ ના મિલન થી સુખ છે.
પ્રાણ ના મિલન નો આનંદ થાય છે તો પ્રાણ ના યે પ્રાણ (ઈશ્વર) ના મિલન નો આનંદ કેવો હશે?

શ્રીરામ આજાનબાહુ છે. આજાનબાહુ એટલે ઘુંટણ સુધી લાંબા હાથવાળા.
કોઈકે પૂછ્યું કે-પ્રભુ તમે આવા લાંબા હાથ કેમ રાખ્યા છે? તો પ્રભુ એ જવાબ આપ્યો કે-
મારા ભક્તો મને મળવા આવે છે તેમણે હું ભેટું છું.અનેક વિવિધ જાતના ભક્તો માં જો કોઈ રુષ્ટ-પુષ્ટ(જાડો)
ભક્ત આવે તો તેને પણ ભેટી શકાય એટલા માટે મેં મારા હાથ લાંબા રાખ્યા છે.
પ્રભુ તેના દરેક ભક્તો ની કેટલી ચિંતા કરે છે?

શ્રીધરસ્વામીએ રામ-વિજય લીલા ગ્રંથ માં કહ્યું છે કે-શ્રીરામ યજ્ઞ નું એવી રીતે રક્ષણ કરતા હતા કે-
રાક્ષસો યજ્ઞના જે દરવાજે જાય તે દરવાજે તેમનાં જ દર્શન થાય.

વિશ્વમિત્ર યજ્ઞ માં આહુતિ આપે છે પણ તેમની નજર રામચંદ્રજી પર છે.

ગમે તે સત્કર્મ એ યજ્ઞ જ છે,અને સત્કર્મ કરતી વખતે નજર પરમાત્મા પર રાખવી  જોઈએ.કે જેથી
અહંભાવ રહેતો નથી,અને અહંકાર છોડી નિષ્કામ ભાવે સત્કર્મ કરાય તો જ પ્રભુ પધારે.

શ્રુતિ કહે છે કે-અગ્નિ એ પરમાત્મા નું મુખ છે,અગ્નિ ની જવાળા એ પરમાત્મા ની જીભ છે.
અગ્નિ-મુખ થી પરમાત્મા આરોગે છે,બ્રાહ્મણો વેદ ના મંત્રો ભણી અગ્નિ માં આહુતિ આપે છે.
યજ્ઞ,સ્વાધ્યાય,તપ અને ધ્યાનનું ફળ છે મન-શુદ્ધિ.અને
મન-શુદ્ધિ નું ફળ છે પરમાત્મા ના દર્શન.
વિશ્વામિત્ર યજ્ઞ કરતા વિચારે છે કે-યજ્ઞ નું ફળ (ઈશ્વર) તો મારે દ્વારે ઉભું છે અને હું ધુમાડો ખાઉં છું!!

રાક્ષસો ને ખબર પડી,કે વિશ્વામિત્રે યજ્ઞ નો પ્રારંભ કર્યો છે,એટલે એ યજ્ઞ માં વિઘ્ન કરવા દોડી આવ્યા છે.
તેમનો આગેવાન છે તાડકા નો દીકરો મારીચ.મારીચ યજ્ઞના દરવાજે રામજી ને ઉભેલા જુએ છે,અને
તેમણે જોતાં જ તેનું મન ચકડોળે ચડી જાય છે.કદી જિંદગીમાં વિચારો આવ્યા નહોય તેવા વિચારો તેને
આવવા માંડ્યા,અને એના મન માં દયા–માયા સ્ફુરવા લાગી.રામજીને જોતાં,તેમનાં દર્શન કરતાં મારીચ નો
સ્વભાવ બદલાય છે.મારીચ રાક્ષસ હતો પણ રામનાં દર્શન કરવાથી તેની બુદ્ધિ સુધરી.

આજે તો મનુષ્ય દેવ-મંદિર માં દર્શન કરવા જાય છે,કથા સાંભળે છે,પણ કથામાં ને મંદિરમાં દેવદર્શન
કર્યા પછી પણ જો બુદ્ધિ ના સુધરે સમજવું કે “હું રાક્ષસ કરતાં પણ અધમ છું”

એકનાથ મહારાજે એક પ્રસંગ લખ્યો છે-રામ-રાવણ નું યુદ્ધ ચાલતું હતું ત્યારે કુંભકર્ણ સૂતેલો હતો,તેને
જગાડવા અને યુદ્ધ માં મદદ લેવા માટે રાવણ ગયો.  કુંભકર્ણ ને ઉઠાડી બધી વાત કરી.
ત્યારે કુંભકર્ણ કહે છે કે –તું રામનું માયાવી રૂપ ધારણ કરી સીતાજી પાસે જા,તો તને રામ સમજી સીતાજી
છેતરાઈ જશે. ત્યારે રાવણ કહે છે કે-જે તે રૂપ ધારણ કરવા તે રૂપ નું ચિંતન કરવું પડે છે,હું રામનું સ્વરૂપ
ધરવા જેવું રામ નું ચિંતન કરું છું કે મારું મન બદલવા માંડે છે.સીતાજી મને માતાજી સ્વરૂપે દેખાવા માંડે છે.
રામ માં કંઇક જાદુ હોય તેવું લાગે છે.

કુંભકર્ણ કહે છે કે જો રામના નકલી રૂપ નો જો આટલો પ્રભાવ છે તો રામના અસલી રૂપ નો કેટલો પ્રભાવ
હશે? તારી વાત સાંભળ્યા પછી મને લાગે છે રામ જરૂર પરમાત્મા છે.માટે ભલો થઇ તેમની સાથે વેર નાં
કર.નહિતર તારા દુઃખ નો પાર નહિ રહે,કુળ નું નિકંદન થઇ જશે.

વિશ્વામિત્ર ના યજ્ઞ નો ભંગ કરવા મારીચ આવ્યો છે,પણ એક દરવાજે ઉભેલા રામને જોઈ તેનું મન દ્રવ્યું
એટલે બીજે દરવાજે ગયો ત્યાં પણ તેને રામ દેખાયા. યજ્ઞ મંડપ ના ચારે દરવાજે ગયો પણ દરેક
દરવાજે રામ ના દર્શન થાય છે. એ વિચારમાં પડી ગયો કે-બધે એક જ જાતના બાળકો કેમ દેખાય છે?
એ એક જ છે કે જુદા જુદા છે? જુદા જુદા હોય તો એક જેવા કેમ દેખાય છે?

મનુષ્યે પણ યજ્ઞ કરવા બેસે ત્યારે પ્રત્યેક દ્વારે પરમાત્મા ને પધરાવવાના છે .
બીજા યજ્ઞો માં તો ખૂબ ધન અને સાધન સામગ્રી જોઈએ,અને બધા જ તેમ કરી શકે નહિ,
પણ જપ-યજ્ઞ બધા કરી શકે છે.ગીતામાં કહ્યું છે કે-યજ્ઞો માં હું જપ-યજ્ઞ છું.જપ-યજ્ઞ શ્રેષ્ઠ છે અને તે,
ગમે ત્યારે પણ કરી શકાય છે.હાલતાં,ચાલતાં,સૂતાં,ખાતાં,પીતાં પણ આ જપ સાચી રીતે કરવામાં આવે તો
સમાધિ લાગી જાય છે.એવો  ચમત્કારિક છે આ જપ-યજ્ઞ.

આ જપ-યજ્ઞ માં શ્રદ્ધા એ પત્ની છે,આત્મા એ યજમાન (પતિ) છે,શરીર તે યજ્ઞ-ભૂમિ છે.અને ફળ રૂપે
પરમાત્મા ને પ્રાપ્ત કરવાના છે.જીવાત્મા અને પરમાત્મા નું મિલન એ ફળ છે.
યજ્ઞ મંડપ ના દરવાજા એટલે ઇન્દ્રિયો ના દરવાજા.પર કામ,ક્રોધ,લોભ –વગેરે-રૂપી-મારીચ અને સુબાહુ

રાક્ષસો વિઘ્ન કરવા દોડી આવે છે,પણ જો ઇન્દ્રિયો ના દ્વાર પર રામજી ને બેસાડેલા હશે તો,
તેમનું કંઈ ચાલશે નહિ.

છ-દિવસ ને રાત નિંદ્રાનો ત્યાગ કરી ને રામ-લક્ષ્મણે  વિશ્વામિત્ર ના યજ્ઞ નું રક્ષણ કર્યું.
છઠ્ઠે દિવસે મરણિયા બની ને મારીચ અને સુબાહુ એ પોતાના દળ સાથે હુમલો કર્યો,ત્યારે રામજી એ,
એક ફણા વગરનું બાણ છોડયું,એ બાણ થી તે ઊંચકાઈ ને સો જોજન દૂર સમુદ્ર માં જઈ ને પડ્યો.
રામજી પરમ દયાળુ છે,મારીચ ને તેમણે જાણી જોઈ ને માર્યો નથી.સુબાહુ રામની શક્તિ ને સમજી શક્યો
નહિ,અને તે મરણ શરણ થયો. વિશ્વામિત્ર નો યજ્ઞ પૂર્ણ થયો.વિશ્વામિત્ર ના આનંદનો પાર નથી.
દેવો એ આકાશ માંથી પુષ્પ વૃષ્ટિ કરે છે.

વિશ્વામિત્રનો યજ્ઞ નિર્વિઘ્ને પૂર્ણ થયો.એવામાં જ જનકપુરી થી રાજા જનક ની કંકોતરી આવી કે-
જનકતયા સીતા નો સ્વયંવર છે.રાજા ધનુષ્ય યજ્ઞ કરે છે.મોટા રાજાઓ અને ઋષિ-મુનિઓ પધારવાના છે,
આપ પણ પધારો.
વિશ્વામિત્રે રામ-લક્ષ્મણ ને કહ્યું કે-જનકરાજા પાસે એક અદભૂત ધનુષ્ય છે તે જોવા જેવું છે.
ભગવાન શંકર નું એ ધનુષ્ય છે.અને જનકરાજાના ઘરમાં તેની નિત્ય પૂજા થાય છે.એ ધનુષ્ય એવું ભારે છે
કે-દેવો,ગંધર્વો,અસુરો,રાક્ષસો કે મનુષ્યો માંથી કોઈ એણે ઊંચકી પણ શકતું નથી.પછી તેની પણછ
ચડાવવાની તો વાત જ ક્યાંથી? આપણે પણ ત્યાં જઈએ.
રામજી કહે છે કે-ગુરુજી અમે તો આપની આજ્ઞા ને આધીન છીએ.

પછી રામ-લક્ષ્મણ સહિત વિશ્વામિત્ર ઋષિ જનકપુર જવા નીકળ્યા.રસ્તામાં ગંગા નદી આવી.
ગંગા ને ત્રિપથગા પણ કહે છે. ત્રિપથગા એટલે સ્વર્ગ,આકાશ અને પૃથ્વી એ ત્રણે લોક માં ગતિ કરનારી.
ગંગા ને ભાગીરથી પણ કહે છે.આ ગંગા કિનારે મુકામ કર્યો એટલે રામજી એ ઋષિ ને પ્રશ્ન કર્યો કે-
ગંગા ને ભાગીરથી અને ત્રિપથગા કેમ કહે છે તે મને કહો.
ત્યારે વિશ્વામિત્રે ગંગાજી ના અવતરણ ની કથા કહી.

પર્વતો ના રાજા હિમાલય ને બે પુત્રીઓ હતી.મોટી નું નામ ગંગા અને નાની નું નામ ઉમા.
દેવો ની માગણી થી હિમાલયે ગંગા દેવો ને અર્પણ કરી.
ગંગા પહેલાં આકાશમાર્ગ,પછી સ્વર્ગલોક માં અને પછી પૃથ્વી પર આવી.તેથી તેને ત્રિપથગા કહે છે.
ઉમા ઉગ્ર તપશ્ચર્યા કરી શિવજી ની અર્ધાંગના બની,સમગ્ર વિશ્વમાં પૂજનીય બની.

વિશ્વામિત્રે કહ્યું કે –હે રામ,ગંગાવતરણ ની કથા એ તમારા સૂર્યવંશ ની કથા છે.તપ ના માહાત્મ્ય ની કથા છે.
સૂર્યવંશ માં પૂર્વે સગર રાજા થઇ ગયા.તેમને બે રાણીઓ હતી.મોટી રાણીના દીકરાનું નામ હતું અસમંજસ.
અને નાની રાણી ને સાઠ હજાર પુત્રો હતા.પાટવીકુંવર અસમંજસ ક્રૂર નીવડ્યો હતો,તેથી રાજાએ તેને
દેશનિકાલ કરી દીધો હતો પણ અસમંજસ નો પુત્ર અંશુમાન દાદા ની જોડે રહેતો હતો.

એકવાર રાજા સાગરે અશ્વમેધ યજ્ઞ કર્યો,પણ યજ્ઞ ના અશ્વ ની એકાએક ચોરી થઇ ગઈ.
દ્વેષ-બુદ્ધિ થી ઇન્દ્રે એ ઘોડો ચોર્યો હતો અને તે કપિલમુનિ ના આશ્રમમાં બાંધી દીધો હતો.
સગરરાજા ના સાઠ હજાર પુત્રો ઘોડાની શોધમાં નીકળ્યા અને તેમણે ઘોડા ને જયારે કપિલ મુનિ ના આશ્રમ
માં જોયો,ત્યારે કપિલ મુનિ આશ્રમ માં ધ્યાન માં બેઠા હતા.સગર રાજા ના પુત્રો મુનિ ને ચોર સમજી
ગમે તેમ બોલવા માંડ્યા કે-દુષ્ટ ઘોડાચોર,ચોરી કરીને સાધુ હોવાનો ઢોંગ કરે છે.
ઘોંઘાટ થી કપિલ મુનિ ના ધ્યાન માં વિક્ષેપ પડ્યો.અને
તેમની આંખો ઉઘડતાં જ સગર રાજાના સાઠે હજાર પુત્રો બળી ને ભસ્મ થઇ ગયા.

<u>પામકજાનિ ધરૈ કાર પ્રાની,જરહિ ન કાહે તે અભિમાની,જાણી ગરલ સંગ્રહ કરહી,સુનહુ રામ તે કહે ન મરહી</u>
તુલસીદાસજી કહે છે કે-જે પ્રાણી જાણી જોઈ ને અગ્નિ હાથમાં લે તે અભિમાની બળે ના તો બીજું શું થાય?
જાણી જોઈ ને જે ઝેર ભેગું કરે છે તે મરે નહિ તો બીજું શું થાય?

ઘણા વખત સુધી કાકાઓ ના કોઈ સમાચાર ના આવ્યા એટલે અંશુમાન તેમની શોધ માં નીકળ્યો.
અને ફરતો ફરતો કપિલમુનિ ના આશ્રમમાં પહોંચ્યો.અને મુનિ વિષે કાકાઓ ની જેમ કશું અઘટિત ના વિચારતાં,કપિલ મુનિ ના ચરણ માં જઈ પડ્યો.મુનિ એ પ્રસન્ન થઇ તેને અશ્વ આપ્યો.અને તેના કાકાઓ ના મૃત્યુ ની વાત કરી,અંશુમાન ને શોક થયો,અશ્વ લઈને પાછો ફરતો હતો ત્યારે રસ્તામાં ગરુડજી મળ્યા,
તેમને સલાહ આપી કે-સ્વર્ગ માંથી ગંગા જો પૃથ્વી પર પધારે,અને સગરપુત્રો ની ભસ્મ પર થઇ ને વહે તો સગર-પુત્રો ની સદગતિ થાય.

ગંગા ને સ્વર્ગ માં થી લાવવા અંશુમાને તપ કર્યું,પણ ગંગાજી પ્રસન્ન ના થયા.તેમના પછી તેમનો પુત્ર દિલીપ પણ પિતાનું આદર્યું કાર્ય પૂર્ણ કરવાની ચિંતામાં રહેતો હતો અને ચિંતાગ્રસ્ત રાજા રોગ-ગ્રસ્ત થઇ મરણ પામ્યો. દિલીપના  પુત્ર ભગીરથે અનેક વર્ષો ની તપશ્ચર્યા કરી ને બ્રહ્મા ને પ્રસન્ન કર્યા.અને જયારે બ્રહ્મા જી એ વરદાન માગવાનું કહ્યું ત્યારે-ભગીરથે માગ્યું કે-ધરતી પર ગંગાજી પધારે એવું કરો.
બ્રહ્માજી એ કહ્યું કે-ગંગાજી તો પૃથ્વી પર પધારશે પણ એમને કોણ ઝીલી શકશે?જો કોઈ ઝીલનારું નહિ હોય તો એમનો પ્રવાહ સીધો રસાતાળ માં ઉતરી જશે.
માટે ગંગાજી ના પ્રવાહ ને ધારણ કરવા સમર્થ એવા મહાદેવ જી ને તુ પ્રસન્ન કર.

તે પછી ભગીરથે શિવજી ની આરાધના કરી.મહાદેવ તો પરમ દયાળુ છે અને માગતાંજ આપી દે તેવો એમનો સ્વભાવ,વળી આતો લાખો જીવો ના ઉદ્ધાર ની વાત,એટલે ભગીરથની પ્રાર્થના તેમણે સ્વીકારી.
પણ ગંગાજી ને હવે પોતાને માટે આટઆટલી તપસ્યાઓ અને પ્રાર્થના ઓ થઇ એટલે અભિમાન થયું.કે
"હું કેવી મહા પ્રબળ છું? હું ધારું તો મહાદેવજી ને પણ પાતાળમાં ચોંપી દઉં."
આવો વિચાર કરી તેમણે વેગ થી મહાદેવજી ના મસ્તક પર પડતું મૂક્યું.

મહાદેવજી તો સર્વજ્ઞ છે.તેઓ ગંગાજી નો ગર્વ સમજી ગયા,અને ગંગાજી ના હિત માટે તમનો ગર્વ ઉતારવાનો તેમણે નિશ્ચય કર્યો.જેવાં ગંગાજી એમના માથા પર પડ્યા કે તેમણે તેમની જટા માં જ સમાવી દીધાં.જટામાંથી બહાર નીકળવાનો રસ્તો જ એમને જડ્યો નહિ,અને એમાં જ ઘૂમતાં રહ્યાં.
ભગીરથે ફરીથી શિવજી ને પ્રાર્થના કરી કે ગંગાજી ને મુક્ત કરો.
ત્યારે શિવજી એ પ્રસન્ન થી ગંગાજી ને મુક્ત કર્યા,હવે ગંગાજી નો ગર્વ ઉતરી ગયો.

અને આમ ભગીરથ ના મહા (ભગીરથ) પ્રયત્ન થી ગંગાજી નું પૃથ્વી પર પ્રાગટ્ય થયું.

ભગીરથ રાજા ગંગા ને પ્રવાહ ને દોરતા આગળ ચાલ્યા.ગંગાજી નો વહેતો પ્રવાહ જહનુ મુનિ યજ્ઞ કરતા હતા ત્યાં આવ્યો,ધોધમાર વહેતા પ્રવાહમાં જહનુ મુનિ નો આશ્રમ ડૂબી ગયો, ક્રોધે ભરાયેલા મુનિ એ ગંગા ના આખા પ્રવાહ ને અંજલિ માં લઇ ગળે ઉતારી દીધો.વળી પાછા ભગીરથે તેમને પ્રાર્થના કરી એટલે જહનુ મુનિ એ પોતાના ડાબા કાનમાંથી ગંગા ને બહાર કાઢયાં.
આથી ગંગા ને જહનુ ની પુત્રી જાહ્નવી પણ કહે છે.ત્યાંથી પ્રવાહ આગળ ચાલ્યો અને સગરરાજા ના સાઠ હજાર પુત્રો ની ભસ્મ પર ફરી વળ્યો.અને સગર-પુત્રો ની આમ છેવટે સદગતિ થઇ.
એક સુપુત્ર સાત પેઢીઓને તારે છે તે કહ્યું છે –તે ખોટું કહ્યું નથી.

જગતમાં ત્રણ પ્રકારના મનુષ્યો કહ્યા છે.કનિષ્ઠ, મધ્યમ અને ઉત્તમ.
જે માનસ વિઘ્નો થી ડરી ને કામ નો પ્રારંભ ના કરે તે કનિષ્ઠ,જે કામ ચાલુ કરે પણ વિઘ્ન આવતાં તે કામ

પડતું મૂકી દે તે મધ્યમ અને વિઘ્ન ની સામે લડી ને પણ કામમાં મંડ્યો રહે તે ઉત્તમ.
ભગીરથે ચાર પેઢી નાં અધૂરાં કામ પૂરાં કર્યા.ને વડવાઓ ને તાર્યા.બ્રહ્મા વગેરે દેવો એ પૃથ્વી પર પધારી ને ભગીરથ ને ધન્યવાદ આપ્યા,અને આશીર્વાદ આપ્યા કે ગંગાજીને લોકો ભાગીરથી કહેશે.
ભાગીરથી નામ અસ કહહી,અઘ ઉલૂક દેખત રવિ ડરહી
ગંગા ભાગીરથી નામે ઓળખાશે અને પાપરૂપી ઘુવડ ગંગા-રૂપી સૂરજ ને જોતાં જ ભય પામશે.

શિવજી ગંગા ને મસ્તક પર ધારણ કરે છે,ગંગા એ જ્ઞાન નું સ્વરૂપ છે.
જીવ જો જ્ઞાન-રૂપી ગંગાને જો મસ્તક પર રાખે તો શિવ-સ્વરૂપ (આનંદ સ્વ-રૂપ) બની જાય.

રામ-લક્ષ્મણ ને લઇ વિશ્વામિત્રે ગંગા નદી ને ઓળંગી ને આગળ વધ્યા,ત્યાં એક નિર્જન આશ્રમ રામજી ની નજરે પડ્યો.તે જોઈ રામજી ને નવાઈ લાગી અને તેમણે વિશ્વામિત્ર ને તેનું કારણ પૂછ્યું.
વિશ્વામિત્ર કહે છે કે-આ ગૌતમ ઋષિ નો આશ્રમ છે.તેમના પત્ની અહલ્યાજી મહાસતી છે,પરંતુ એકવાર અજાણ થી તેમના થી મહા-અપરાધ થઇ ગયો.સ્વર્ગ નો રાજા ઇન્દ્ર ઋષિ ગૌતમનું રૂપ લઇ ને આશ્રમમાં આવ્યો,અને અહલ્યાએ એનો ઋષિ સમજી સત્કાર કર્યો.આથી ગુસ્સે થઇ અને ગૌતમ ઋષિ એ એમને શાપ દીધો.અને તે શાપ ને લીધે અહલ્યાજી અહીં શિલા (શલ્યા) રૂપે પડ્યાં છે.

એમ કહી વિશ્વામિત્રે રામજી ને એક શિલા દેખાડી અને તેને પગ અડાડવાનું કહ્યું.ત્યારે રામજી કહે છે કે-આપે કહ્યું તેમ તે શિલા નથી પણ અહલ્યા છે તો એણે પગ અડાડવાથી મને પાપ નહિ લાગે?
ત્યારે વિશ્વામિત્રે કહ્યું-
ગૌતમ નારી શાપ બસ,ઉપલ દેહ ધરી ધીર,ચરણ કમળ રજ ચાહતી કૃપા કરહુ રઘુબીર.
ગૌતમ ની સ્ત્રી અહલ્યા શાપ ને વશ થઇ અહીં પથ્થર રૂપે પડી છે અને આપની ચરણરજ ઝંખે છે,
તો,હે રઘુવીર તેના પર કૃપા કરો.

પણ હજુ રામજીના મનનું સમાધાન થતું નથી.તેમણે કહ્યું કે-તેઓ પરસ્ત્રી છે,ઋષિ-પત્ની છે,માતા-તુલ્ય છે,
તેમના ચરણ માં હું પ્રણામ કરું છું.-શ્રી રામ ની આ મર્યાદા છે,
શાસ્ત્ર માં સાધક ની એક મર્યાદા બતાવી છે કે-“ન સ્પૃહે દારવીમપિ” લાકડાની ઢીંગલી ને પણ સ્પર્શ ના કરવો. એમ જ રામજી અહીં કહે છે કે-હું તેમણે પ્રણામ કરું છું.પણ તેમણે પગ અડાડીને મારાથી સ્પર્શ કેવી રીતે થઇ શકે? રામજી હજુ વિચારમાં છે.

ત્યારે વિશ્વામિત્ર કહે છે કે એમ પ્રણામ કરવાથી કંઈ નહિ વળે.તે તમારા ચરણરજ ની રાહ જોઈ ને બેઠી છે.
પણ કહે છે કે-ગુરૂ ની આજ્ઞા નું પાલન કરતાં જ પહેલાં પ્રકૃતિ એ મદદ કરી અને -
તે સમયે પવન ને કારણે રામજી નાં ચરણ ની રજ ઉડીને પથ્થર પર પડી અને શલ્યાની અહલ્યા થઇ.
અહલ્યા નો ઉદ્ધાર થયો.

અહલ્યાજી હાથ જોડી રામજી ની સામે ઉભાં છે,આંખમાંથી અશ્રુધારા નીકળે છે અને સ્તુતિ કરે છે.
રાજીવ બિલોચન ભવભય મોચન,પાહિપાહિ સરન હિ આઈ.
હે,પ્રભુ,રાજીવલોચન,ભવભયમોચન,મારું રક્ષણ કરો,હું તમારે શરણે છું
પછી અહલ્યાજી કહે છે કે-મુનિ એ મને શાપ દીધો એ કેવું સારું કર્યું? એ શાપ ને લીધે હું તમારાં દર્શન કરવા ભાગ્યશાળી થઇ.જે શાપ થી પ્રભુ ના દર્શન થાય એને શાપ નહિ પણ અનુગ્રહ થયો એમ સમજુ છું.
છેલ્લે અહલ્યાજી કહે છે કે-
બિનતી પ્રભુ મોરી મેં મતિ ભોરી,નાથ ન માગઉ બર આના,
પદકમલ પરાગા રસ અનુરાગા,મમ મન મધુપ કરૈ પાના.
હે,પ્રભુ,મારે એટલો જ વર (વરદાન-કૃપા) જોઈએ છે કે,

મારો મન-ભમરો તમારા ચરણકમલ ની રજ નું સદાય પાન કરતો રહે.

તુલસીદાસજી કહે છે કે-પ્રભુ આવા દીનબંધુ છે,દયા કરવા માટે તેમને "કારણ" ની જરૂર પડતી નથી.
માટે હે,મન તારી શઠતા (કપટ) છોડ,અને પ્રભુ નું ભજન કર.

અહલ્યા ની કથાનું રહસ્ય એવું છે કે-
અહલ્યા એ બુદ્ધિ છે,જે બુદ્ધિ લૌકિક સુખ નો,કામસુખ નો વિચાર કરે,તે જડ-પથ્થર જેવી બને છે.
જેને રામ-નામ માં આનંદ મળતો નથી તેનું કારણ,જડ બુદ્ધિ છે.પ્રભુ ચરણરજ નો સ્પર્શ થાય તો,
જડતા જાય અને કોમળતા આવે અને બુદ્ધિ નિષ્કામ  બને છે.

અહલ્યા નો ઉદ્ધાર કર્યા પછી,શ્રીરામ,લક્ષ્મણ અને વિશ્વામિત્રજી ની સાથે જનકપુર પધાર્યા ને ગામ બહાર આંબાવાડીયા માં મુકામ કર્યો.વિશ્વામિત્ર ના આગમનના સમાચાર સાંભળી ને રાજા જનક,ગુરૂ શતાનંદ  તથા મંત્રીઓ સાથે તેમના દર્શન કરવા આવ્યા.સાથ માં રામ-લક્ષ્મણ ને જોઈ ને રાજા જનક ને હર્ષ થયો.

<u>મૂર્તિ મધુર મનોહર દેખી, ભયઉ બિદેહુ બિદેહુ બિસેષા</u>
રામ નું મધુર મનોહર રૂપ જોઈ ને વિદેહ જનક ખરેખર (સાચે જ) વિદેહ બની ગયા.દેહનું ભાન ભૂલી ગયા.

જનકરાજા ની નગરીનું નામ મિથિલાપુરી,અને તેને જનકપુરી પણ કહે છે.મિથિલા ના રાજાઓ જનક કહેવાતા.અત્યારના જનક કે સીતાજી ના પિતા હતા તે જનક વિદેહી કહેવાતા.
સંસારમાં રહેવા છતાં તે દેહથી સંસારમાં લોપાયા વગરના હતા,જીવનમુક્ત હતા.તેથી તે વિદેહી કહેવાતા.
જે જીવનમુક્ત છે તે સંસારમાં  રહેવા છતાં પણ સંસારમાં રહેતો નથી.જળ માં જેમ કમળ રહે છે પણ તે પાણીથી ભીંજાતું નથી,તેમ તે સંસારમાં આસક્ત થયા વિના રહે છે.

કર્મ કરવા છતાં તે કર્મ કરતો નથી,સંસારવ્યવહાર કરવા છતાં તે કંઈ કરતો નથી.તેને કર્મ નું બંધન નથી.
આવા જનકવિદેહી રામજી નાં દર્શન કરતાં જ દેહભાન ભૂલી ગયા."ઋષિ સાથેના આ બાળકો કોણ છે?"
<u>કહ હુ નાથ સુંદર દોઉ બાળક,મુનિકુલતિલક કી નૃપકુલપાલક ?</u>
વિશ્વામિત્ર ને પૂછે છે કે-આ બે સુંદર બાળકો ઋષિકુમાર છે કે રાજકુમાર છે?
ત્યારે વિશ્વામિત્ર જવાબ આપે છે કે-તમે જ તેનો નિર્ણય કરો,તમે તો મહાજ્ઞાની છો!!
જનકજી પરમ વૈરાગી શુકદેવજી ના ગુરૂ છે.
જનકરાજા ના વખાણ ગીતાજી માં પણ કર્યા છે.કર્મ દ્વારા પરમસિદ્ધિ ને પ્રાપ્ત કરનારાઓના નામ ગણાવતાં ભગવાન "જનક-વગેરે"કહે છે.જનક નું નામ દઈને અટકી જાય છે,બીજું નામ દીધું નથી.
માત્ર વગેરે કહીને પતાવ્યું છે,જનક ની હરોળમાં બેસે એવું નામ કોઈ જડયું નથી.

આવા જનક અંતરમાં ઊંડા ઉતરીને પોતાના અંતરની (મનની) પરીક્ષા કરે છે,
"હુ ઉઘાડી આંખે જગત જોઉં છું પણ કશાથી મારું મન આકર્ષાતું નથી,પણ આ કુમારો ને જોઈને મારું મન આકર્ષાય છે,માટે તે ભૌતિક સૃષ્ટિ ના માનવો હોઈ ના શકે! મારું મન ઈશ્વર સિવાય બીજું કોઈ આકર્ષી ના શકે! એટલે જરૂર આ પરમાત્મા છે.
<u>સહજ બિરાગ રૂપ મન મોરા,ચકિત હોત જિમિ ચંદ્ર-ચકોરા</u>
મારું મન "સહજ" વૈરાગી છે,પણ એવું સહજ "વૈરાગી" મન પણ આજે જેમ ચંદ્ર ને જોઈ ચકોર મુગ્ધ થાય તેમ આ કુમારો ને જોઈ ને મુગ્ધ થાય છે.
એટલે મને ખાતરી થાય છે કે-વેદ જેને "નેતિ નેતિ" કહી ને પોકારે છે,એ જ સાક્ષાત પરમાત્મા અહીં માનવ રૂપે પ્રગટ થયા છે.એંને જોતાં જ મારું મન અત્યંત પ્રેમથી પરવશ થઇ જાય છે.
જનક રાજા ને પોતાના મન પર કેવો અત્યંત દૃઢ  વિશ્વાસ છે.!!

દુષ્યંત-શકુંતલા નું પ્રથમ મિલન કણ્વ-ઋષિ ના આશ્રમ માં થાય છે.ત્યારે દુષ્યંત પૂછે છે કે-
"તમે કોણ છો?કોની કન્યા છો?" ત્યારે શકુંતલા કહે છે કે-હુ કણ્વ-ઋષિ ની કન્યા છું.
ત્યારે દુષ્યંત તે વાત માનવાની ના પાડે છે.એ કહે છે કે-તને જોયાં પછી મારું મન ચંચળ થાય છે,એટલે તુ ઋષિ-કન્યા નથી (જે સાચું છે-શકુંતલા કણ્વ ની પાલક પુત્રી હતી) મારૂં મન પવિત્ર છે,બ્રાહ્મણ ની કન્યા એ મારે મન માતા સમાન છે,એને જોઈ મારું મન ચંચળ થાય નહિ,તેથી તુ મારી જાતની (ક્ષત્રિય ની) કન્યા છે.
દુષ્યંત ની વાત સાચી હતી.કવિ કાલિદાસ કહે છે કે-અંતઃકરણ (મન) ખોટું બોલે નહિ,અંતઃકરણની પ્રવૃત્તિ એજ મન નું મોટામાં મોટું પ્રમાણ છે.

વિશ્વામિત્ર સમજી ગયા કે-જનકરાજાએ રામને ઓળખી લીધા છે,એટલે એમને બીક લાગી કે પરમાત્મા ના પ્રાગટ્ય ની વાત જો આમ જાહેર થઇ જાય તો,હજુ તેમણે જે લીલાઓ કરવાની છે તે બાકી રહી જાય.
એટલે તેમણે વાત બદલી નાંખી અને ઝટપટ બોલી નાખ્યું કે-તમારું કહેવું સાચું છે તે પરબ્રહ્મ છે.
પણ તરત જ વાતને દાબી દેવા કહ્યું કે-જગતમાં જેટલાં પ્રાણીઓ છે એ સહુના તેઓ પ્રિય છે,એટલે એ તમારા પણ પ્રિય હોય અને તમારું મન આકર્ષાય એમાં કોઈ નવાઈ નથી.

વિશ્વામિત્ર ની આવી માર્મિક વાણી જોઈ રામજી એમની સામે જોઈ ને મલકાયા.હસીને એમણે મુનિ ને ચેતવી દીધા,કે –રહસ્ય ખુલ્લું કરશો નહિ.મારે જાહેર થવું નથી.
પ્રભુ ગુપ્ત રહેવાનું પસંદ કરે છે (જયારે મનુષ્ય ને જાહેર થવું ગમે છે)
ઈશ્વરે દુનિયામાં કેટલી બધી ચીજો જેમકે-ફળ,ફુલ ઝાડ –વગેરે બનાવ્યું છે પણ ક્યાંય કોઈ ચીજ પર પોતાનું નામ લખ્યું નથી.

શ્રીકૃષ્ણ પાંડવો ની સાથે રહે છે પણ પણ પાંડવો પ્રભુ ને ઓળખી શક્યા નથી. ધર્મરાજા ના યજ્ઞમાં એંઠા પતરાવળા ઉપડે છે ત્યારે ધર્મરાજા સમજે છે કે-ફોઈના દીકરા છે,વહાલા સગા છે એટલે મારું સઘળું કામ કરે છે તેમાં શું નવાઈ? પ્રભુ તો કહે છે કે-હું તો માખણ ચોર છું જેના મન ની ચોરી કરું,એ જ મને ઓળખી શકે.
ધર્મરાજા ની સભામાં નારદજી શ્રીકૃષ્ણ ની ઓળખાણ આપવાનો પ્રયત્ન કરે છે,
અને કહે છે કે- "અયમ બ્રહ્મ" આ રહ્યા બ્રહ્મ.
પણ પ્રભુ ને તે પસંદ નથી એટલે નારદ ને તે રોકે છે.તે જ રીતે આજે વિશ્વામિત્રજી ને રામ રોકે છે.
"મારી ઓળખ આપશો નહિ" મનુષ્ય નો અવતાર ધારણ કર્યા પછી પ્રભુ માનવી ની મર્યાદા નો સ્વીકાર કરે છે,સૃષ્ટિના ભલા માટે નરાવાતાર ધારણ કર્યો છે,પોતાની બડાશ કરવા માટે નહિ.

પછી વિશ્વામિત્રે જનકરાજા ને કહ્યું કે-તેઓ દશરથ રાજાના પુત્રો છે,મારા યજ્ઞ ની રક્ષા માટે તેમને હું અયોધ્યાથી લઇ આવ્યો હતો,અને યજ્ઞ ની રક્ષા તેમણે ખૂબ સુંદર રીતે કરી.
વિશ્વામિત્રે આમ સાચો પરિચય આપ્યો,તેમ છતાં જનક રાજા ને એક શ્યામ અને એક ગૌર –એવા બે ભાઈઓને જોતાં એમનું મન ધરાતું નહોતું.એમને હવે બીજા કોઈ પ્રમાણ ની જરૂર હવે નહોતી.
<u>સુંદર શ્યામ ગૌર દોઊ ભ્રાતા,આનંદ હૂ કે આનંદ દાતા.</u>
એક ગોરો અને એક શ્યામ એવા આ સુંદર ભાઈઓ,એક વાતે બંને એક છે-અને તે એ કે-
બંને આનંદ ને આપનાર છે.
જનકરાજા કહે છે કે-વિશ્વામિત્રજી,તમે ભલે કહો,કે દશરથ રાજા ના પુત્ર છે,પણ મારું મન સાક્ષી પૂરે છે કે-એ કોઈના પુત્ર નથી પણ પોતે જ પરમ પિતા-સ્વ-રૂપ પરમાત્મા છે.મારું મન કહે છે કે નિરાકાર બ્રહ્મ નું બહુ ચિંતન કર્યું પણ હવે સગુણ બ્રહ્મનું ચિંતન કરે.એટલે કહું છું કે રામ એ ઈશ્વર છે,પરમ બ્રહ્મ છે.

વિશ્વમિત્ર કહે છે –કે-રાજા આ તમારી દૃષ્ટિ નો સરસ ગુણ છે.જ્ઞાનીઓ અભેદ-ભાવ થી ચિંતન કરે છે,
તમે જ્ઞાન સ્વરૂપ છો,તમારી વૃત્તિ બ્રહ્માકાર છે,એટલે તમને રામ બ્રહ્મ સ્વરૂપ લાગે છે,

બાકી આ તો દશરથ કુમાર છે.
અંતે રામજી ના દર્શન કરી ને જનકરાજાએ વિદાઈ લીધી.

ભોજન બાદ થોડી વિશ્રાંતિ કરી,મુનિની રજા લઈને રામ-લક્ષ્મણ નગર ની શોભા જોવા નીકળ્યા.
બંને ભાઈઓ એ પીળાં વસ્ત્રો ધારણ કર્યા છે,બેઉ ની ડોક સિંહ-સમાન છે,ડોકમાં માળા છે,બાહુ વિશાળ છે,
નેત્રો કમળ સરખાં છે,મુખ ચંદ્રમા સમાન છે,કાનમાં કુંડળ છે ને માથે વાંકડિયા પણ સુંવાળા વાળ છે.
તુલસીદાસજી એ શ્રીરામને "રૂપ,શીલ,બલધામ" કહ્યા છે.રૂપ પ્રગટ્યું જનકપુરમાં,શીલ અયોધ્યામાં અને
બળ લંકામાં.
જેમ દરિદ્રો ખજાનો લુંટવા દોડે,તેમ લોકો તેમને જોવા ઘરબાર,કામ-ધંધો છોડીને દોડી આવે છે.
જે જુએ છે તેમની નજર એ બે બાળકો (રામ-લક્ષ્મણ) પર જ ચોંટી રહે છે.અને કહે છે કે-
<u>નિરખી સહજ સુંદર દોઊ ભાઈ,હોહિ સુખી લોચન ફળ પાઈ.</u>
હાશ,આજે અમે આંખો નું ફળ પામ્યા,પ્રભુએ આપેલી આંખો આજે સાર્થક થઇ.

સ્ત્રીઓનું હૃદય સરળ,કોમળ અને ભાવુક હોય છે,એટલે પુરુષ કરતાં સ્ત્રી પ્રભુની વધારે નજીક છે.
જનકપુર ની સ્ત્રીઓ કહે છે કે-
<u>બય કિશોર સુષમાવદન,શ્યામ ગૌર સુજ ધામ,અનાગ અંગ પર વારિઆહં કોટિ કોટિ સતકામ.</u>
કરોડો કરોડો કામદેવો આવરી નાખીએ એવા આ બે બાળકો કેટલા સુંદર છે?તેમને કોટિ પ્રણામ,

રામજી જ્યાં જ્યાં જતા ત્યાં આમ આનંદ પ્રવર્તી જતો.બંને ભાઈઓને નગર જોવામાં ઘણું મોડું થઈ ગયું
રામજી વિચારે છે અને તેમના મન માં બીક લાગે છે કે-મોડું કરવા બદલ ગુરુદેવ ઠપકો તો નહિ આપે ને?
તુલસીદાસજી કહે છે કે-જેના ભય થી, ભય ને પણ ભય લાગે છે,તેવા પ્રભુ કેવી લીલા કરે છે?
શ્રીરામ ની મર્યાદા નું આ એક દૃષ્ટાંત છે.સ્નેહ,નમ્રતા,સંકોચ-વગેરે ગુણો,અહીં પ્રગટ કર્યા છે.
ગુરુજન નજીક,તેમની સાથે રહ્યા હોય તો કેવી રીતે વર્તવું? એ અહીં બતાવે છે.

મુકામે પાછા આવી રામ-લક્ષ્મણે સંધ્યા વંદન કર્યું.
રામાયણ માં વારંવાર રામજી સંધ્યા વંદન કરે છે તેવો ઉલ્લેખ આવે છે.
આજકાલ તો સર્વે (બ્રાહ્મણો પણ) સંધ્યા વંદન થી દૂર ભાગે છે,એટલે જ્ઞાન પણ તેમનાથી દૂર ભાગે છે.
સંધ્યા વંદન-થી અંતરમાં જ્ઞાન નો પ્રકાશ થાય છે.સંધ્યા કરનાર મૂર્ખ કે દરિદ્ર રહેતો નથી,તેના પાપ નષ્ટ
થાય છે. પણ આજકાલ તો લોકો કહે છે કે અમે તો પાપ-પુણ્ય માં માનતા નથી.તો પછી,તેમને પાપ નષ્ટ
કરવામાં ક્યાંથી રસ હોય? પાપ ની બીક નથી,એટલે તેમને પાપ ભેગું કરવામાં રસ છે,
વ્યક્તિગત (જાતને) સુધરવામાં જ રસ નથી,પરિણામે દેશની ય દુર્દશા નો પાર ક્યાંથી આવે?

સંધ્યા-વંદન પછી,વિશ્વામિત્રે,રામ-લક્ષ્મણ ને પાસે બેસાડી ઇતિહાસ-પુરાણો ની વાતો કહી.
પછી મુનિએ શયન કર્યું,એટલે બંને ભાઈઓ તેમના પગ દાબવા બેઠા.
બંને રાજકુમારો છે પણ સદ-ગુરૂ-કૃપા માટે સદ-ગુરૂ-સેવા કરે છે, સદ-ગુરૂ-સેવાનું તેઓ,ઉદાહરણ બતાવે છે.
વિશ્વામિત્રે ફરી ફરી કહ્યું-કે હવે સૂઈ જાઓ.ત્યારે રામે ચરણ સેવા છોડી અને શયન કર્યું,ત્યારે લક્ષ્મણ
રામજી ની ચરણ સેવા કરે છે.વડીલો ની સેવા નું લક્ષ્મણ અહીં ઉદાહરણ આપે છે.

લક્ષ્મણ સુએ છે સહુ છેલ્લે અને સવારે સહુથી વહેલા ઉઠે છે.વડીલો અને ગુરુજનો થી વહેલા જાગવું
એવો ધર્મ અહીં બતાવ્યો છે.રામજી પણ ગુરૂ પહેલા ઉઠી ગયા છે.
સવારે સ્નાન-સંધ્યા આદિ થી પરવારી ગુરૂ ના દર્શન કરી ને હાથ જોડી ને ઉભા,ત્યારે ગુરુએ કહ્યું કે-
બગીચામાં જઈ પૂજા માટે ફુલ-તુલસી કઈ આવો.એટલે રામ-લક્ષ્મણ બગીચામાં ગયા.
અને ત્યાં આગળ કામ કરતા માળી ને માનપૂર્વક –કાકા- કહી ને બોલાવી ને પૂજા માટે ફુલ તોડવાની રજા

માગી.માળી ગદગદિત થઇ કહે છે કે-હું તો રાજા ના ઘરનો એક અધમ નોકર છું.
ત્યારે રામજી કહે છે કે-તમે રાજાના નોકર ભલે હો,પણ ઉંમરમાં મોટા છો,તેથી વડીલ છો.
રામજી નો વિનય જોઈ ને માળી રામજી ને વારંવાર વંદન કરે છે.

જનકરાજા ના બાગની શોભા જોઈ રામ-લક્ષ્મણ અતિ પ્રસન્ન થયા.
બાગમાં એક સરોવર હતું,અને તેના કિનારે શંકર-પાર્વતી નું મંદિર હતું.
બંને ભાઈઓ બગીચામાં ફુલ વીણે છે.
એટલામાં બગીચા માં સીતાજી તેમના રોજ ના નિયમ મુજબ સખીઓની સાથે પાર્વતીજી નાં દર્શન કરવા આવ્યા.માતાજી ની પૂજા કરી ને પોતાને યોગ્ય વર ની માગણી કરી.

ત્યાં સીતાજી ની એક સખી અતિ આનંદ માં દોડતી આવી,સીતાજી  એ તેના હર્ષનું કારણ પૂછ્યું.
ત્યારે સખી કહે છે કે- <u>શ્યામ ગૌર કિમી કહૌ બખાની, ગિરા અનયન નાયનું બિનુ બાની.</u>
બે કિશોરો બાગ માં આવ્યા છે,એક શ્યામ છે ને બીજો ગૌર છે,એમનાં દર્શન થી મારું રોમ રોમ પુલકિત થઇ ગયું છે,તેમની સુંદરતાના વખાણ કરવાની મારી વાણીમાં શક્તિ નથી,કારણકે વાણીએ તેમને જોયા નથી, એટલે વાણી લાચાર છે,નેત્રોએ તેમને જોયા છે,પણ તેમને વાણી ના હોવાથી તે લાચાર છે.

આ સાંભળતા ની સાથે જ સીતા ની પૂર્વ ની પ્રીતિ જાગૃત થઇ,પિતાએ પણ કહેલું કે વિશ્વામિત્ર જોડે બે રાજકુમાર આવ્યા છે તે આ જ હોવા જોઈએ.તેમના મનમાં પણ શ્રીરામ ના દર્શન કરવાની ઉત્કંઠા જાગી.
સખીઓ ની સાથે તે મંદિરમાંથી બહાર આવ્યા અને હરિણી ની પેઠે વ્યાકુળ બની આસપાસ જોવા લાગ્યાં.
સીતાજી નાં ઝાંઝર નો અવાજ સાંભળી રામજી એ ચમકી ને તે બાજુ જોયું અને તેમની દૃષ્ટિ સીતાજી ના મુખચંદ્ર પર સ્થિર થઇ ગઈ.
તુલસીદાસજી કહે છે કે એમના આંખના "પલકારા" બંધ થઇ ગયા.

આંખ ના "પલકાર"  ને "નિમિ" કહે છે.નિમિ કરી ને એક રાજા થઇ ગયા કે જે રાજા જનક ના પૂર્વજ  હતા.
કોઈ ઋષિ ના શાપ થી તે નિમિ રાજા નો દરેક ના "આંખના પલકાર" માં વાસ છે.
તેઓ જ દરેક ના આંખના પલકારા ચલાવે છે.

શ્રીરામે જયારે સીતાજી ને જોયાં,ત્યારે તે "નિમિ રાજા" એટલે કે "આંખના પલકારે" એટલે કે રામજીના આંખના "પલકારે"  પલકાર છોડી દીધો.કારણકે સીતાજી તેમના કુળ ની હતી.અને પોતાના કુળ ની દીકરી-કન્યા ની સાથે રામચંદ્ર ની પ્રીતિ થતી જોઈ તે દૂર ખસી ગયા !!!!!

આમ પલકારો પણ ના ચાલવાથી,શ્રીરામના નેત્રો ખુલ્લા જ રહી ગયાં અને નિષ્પલક નેત્રે તે સીતાજી ને જોઈ રહ્યા.તારા-મૈત્રક રચાયું છે.પૂર્વે ની પ્રીત જાગી ઉઠી છે.
રામજી લક્ષ્મણ ને કહે છે કે-ભાઈ,મારું મન પવિત્ર છે,એ ક્યાંય કુમાર્ગે પગ મુકતું નથી,સ્વપ્ન માં પણ મેં પરસ્ત્રી ને જોઈ નથી,પરંતુ આજે મારા મન માં ક્ષોભ થાય છે,મારું જમણું અંગ ફરકે છે.એનું કારણ શું હશે?

તુલસીદાસજી આ અદભૂત પ્રસંગ નું સુંદર વર્ણન કરતાં કહે છે કે-
જાણે પોતાનો કોઈ ખોવાયેલો ખજાનો જડ્યો હોય એવો રામચંદ્રજી નાં દર્શન થી સીતાજી ને હર્ષ થયો.
અને આ ખજાનો ફરીથી ખોવાઈ ના જાય એટલા માટે એણે સુરક્ષિત રાખવાનો ચતુર સીતાજીએ તત્કાળ બંદોબસ્ત પણ કરી દીધો.- <u>લોચન મગુ રામ હિ ઉર આની,દીન્હેં પલક કપાટ સયાની.</u>
નેત્રો દ્વારા શ્રીરામને અનાતારમાં ઉતારી દઈ સીતાજી એ એકદમ પોતાની પાંપણો રૂપી કમાડ બંધ કરી દીધાં. અને સીતાજી આમ આંખો બંધ કરી શ્રીરામના ધ્યાન માં ડૂબી ગયાં.

ત્યારે એક સખીએ તેમને ભાનમાં આણ્યાં.એટલે સીતાજી વળી પાછાં મંદિરમાં ગયાં,અને પાર્વતીજી ને પગે લાગી પ્રાર્થના કરવા લાગ્યાં.પ્રાર્થના થી માતાજી પ્રસન્ન થયાં,ને તેમની ડોક ની માળા સરકી ને સીતાજી ના હાથમાં પડી,જાણે માતાજી એ આશીર્વાદ આપ્યા કે-તારી મનોકામના પૂર્ણ થશે.
સીતાજીએ માતાજી ની આ માળા પ્રસાદી સમજી પોતાના મસ્તક પર ધારણ કરી.રાજી થઇ ને ઘેર ગયાં.

રામ-લક્ષ્મણ ફુલ-તુલસી લઈને વિશ્વામિત્રજી પાસે પાછા આવ્યા.ત્યારે રામજીએ વિશ્વામિત્રને કહ્યું કે-
જેનો સ્વયંવર થવાનો છે તે રાજ-કન્યા પણ બગીચામાં આવી હતી.-<u>સરલ સ્વભાવ,છુઅત છલ નહિ.</u>
રામજી નો સ્વભાવ અતિ સરળ છે તેમનામાં લેશમાત્ર કપટ નથી,
શ્રીરામની વાત સાંભળી મુનિ મલકાયા અને તેમણે કહ્યું-કે-
હું બધું જાણું છું,કે સીતા ત્યાં રોજ આવે છે,એટલે જ મેં તમને ત્યાં મોકલ્યા હતા કે જેથી એ મારા રામને નિહાળે. પછી તેમણે શ્રીરામ ને આશીર્વાદ આપ્યા કે-તમારા મનોરથો સફળ થાઓ.

સીતાજી ને પાર્વતી જી ના અને રામજી ને સદ-ગુરૂ ના આશીર્વાદ મળ્યા.
દેવ-દેવી-કે સદ-ગુરૂના આશીર્વાદ વગર કોઈ સત્કર્મ જલ્દી સિદ્ધ થતું નથી.આજે સંસારમાં ધનની ખોટ નથી પણ આશીર્વાદની ખોટ છે.ધન દઈને આશીર્વાદ માગે કે ધન લઈ ને આશીર્વાદ આપે તેનું કોઈ મુલ્ય નથી.
આશીર્વાદ લેવાના નથી હોતા,આશીર્વાદ ને ઝીલવાના હોય,
આશીર્વાદ દેવાના નથી હોતા,વરસાવવાના હોય છે.
આ લેવડ-દેવડ નો પ્રસંગ નથી,કે કોઈ સોદાનો પ્રસંગ નથી.
એક માં સમર્પણ-ભાવ વરસે છે,બીજામાં આશિષ-ભાવ વરસે છે.

સીતાજી ના પ્રાગટ્ય ની કથા એવી છે કે-
ખેતી ની મોસમ માં પહેલા જનકરાજા હળ ચલાવતા તે પછી જ બીજા ખેડ શરુ કરતાં.
એકવાર જનકરાજા હળ ચલાવી ભૂમિ ખેડતા હતા,ત્યારે ભૂમિ (પૃથ્વી) માંથી સીતાજી મળી આવ્યા હતાં.
હળ ના ચાસ ને "સીતા" કહે છે.એટલે જનકરાજાએ તેમનું નામ સીતા રાખ્યું હતું.અને સીતાજી ને પોતાની પુત્રી જ માની હતી. આમ જનક રાજા એ સીતાજી ના પાલક પિતા હતા.

જનકરાજા ના ઘરમાં શિવજી એ આપેલું એક ધનુષ્ય હતું કે જેની રાજા રોજ પૂજા કરતા.તે ધનુષ્ય એટલું ભારે હતું કે પાંચ હજાર માણસો ભેગા થાય તો જ તે ઊંચકી શકાય.
એક વાર જનક રાજા એ કૌતુક જોયું કે સીતાજી તે ધનુષ્ય ને ડાબા હાથ થી ઉઠાવી ને રમત રમતાં હતાં.
આ જોઈ ને જનકરાજા સમજી ગયા કે સીતા મહાશક્તિ નો અવતાર છે.
તેથી તેમણે પ્રતિજ્ઞા કરેલી કે –જે કોઈ એ શિવ-ધનુષ્ય ને ઉપાડી તેની પણછ ચડાવશે –તેની સાથે જ હું સીતાજી ને પરણાવીશ.

અને તે સ્વયંવર નો દિવસ આવી પહોચ્યો.સીતાજી ને વરવા ની ઈચ્છા થી દેશ દેશ ના રાજાઓ આ સ્વયંવર માં આવ્યા હતા.ને અક્કડ બની ને વિરાજ્યા હતા.મનમાં વિચારતા હતા કે –
નાનકડી છોકરી જો ધનુષ્ય ને હાથમાં લઇ ને રમતી હતી તો શું અમે તેની પણછ નહિ ચઢાવી શકીએ?
તે જ વખતે શ્રીરામ ને લઇ ને વિશ્વામિત્ર સભા-મંડપ માં આવે છે.

તુલસીદાસજી કહે છે કે-<u>જાકી રહી ભાવના જૈસી,પ્રભુ મૂરતિ તિન્હ દેખી તૈસી.</u>
જેના મન માં જેવી ભાવના હતી તેને તેવા જ રામ દેખાયા.
પ્રભુ તો એક જ છે પણ સહુ સહુ ને પોતપોતાની મનોભાવના પ્રમાણે શ્રીરામનાં દર્શન થાય છે.
વીર રાજા ને શ્રીરામ વીરતાની મૂર્તિ દેખાય છે,કુટિલ રાજાઓ ને ભીષણ સ્વરૂપે દેખાય છે,
વિદ્વાનો ને વિરાટ રૂપે,યોગીઓ ને પરમ તત્વ-રૂપે,ભક્તો ને ઇષ્ટદેવ-રૂપે,અને જનકરાજા તથા તેમની

રાણીઓ ને તે પોતાના બાળક-રૂપે દેખાયા.બધા ને લાગ્યું કે શ્રીરામ જ ધનુષ્ય ને ઉઠાવી શકાશે.
તે પછી સખીઓ મંગળ ગીતો ગાતીગાતી સીતાજી ને સભામાં લઇ આવી.સીતાજી ને જોતાં જ સભા સ્તબ્ધ થઇ ગઈ. તુલસીદાસજી કહે છે કે-સીતાજી ની જોડે સરખાવું તેવી સ્ત્રી જગતમાં ક્યાં છે?
જો હું તેમણે સરસ્વતી જોડે સરખાવું તો –સરસ્વતી વાચાળ છે,પાર્વતી જોડે સરખાવું તો પાર્વતી અર્ધનારીશ્વર છે.લક્ષ્મીજી જોડે સરખાવું તો લક્ષ્મીજી વિષ અને વારુણી ની બહેન છે.
બધામાં કોઈ ને કોઈ દોષ દેખાય છે,જયારે સીતાજી સંપૂર્ણ-પણે દોષ રહિત છે.

જનકરાજા ના મંત્રીએ રાજાની આજ્ઞા થી ઉભા થઇ જાહેર કર્યું કે-
ભગવાન શંકર નું આ ધનુષ્ય છે,જે એણે ઉઠાવી,તેની પણછ ચડાવશે તેને સીતાજી વરમાળા પહેરાવશે.

સ્વયંવરની શરત સાંભળી ને સભામાં સન્નાટો છવાઈ ગયો.કોણ પહેલ કરે?
તે જ વખતે રાવણ આકાશમાર્ગે જતો હતો તે મોટો મંડપ જોઈ ને નીચે ઉતરી આવ્યો.રાવણ ને જોતાં જ સભામાં ખળભળાટ મચી ગયો.જનકરાજા વિનયી હતા.વણનોતર્યો પણ અતિથી છે એટલે તેને આસન આપ્યું.રાવણે પ્રસંગ નું પ્રયોજન પૂછ્યું.ને જવાબ મળતાં ગુસ્સો કરી પૂછ્યું કે-મને આમંત્રણ કેમ નહિ આપેલું? જનક રાજા વિચારે છે કે –આ પાપ ને ઠારવું પડશે.એટલે તેમણે કહી દીધું કે –મેં મંત્રી ને સર્વ રાજાઓ ને આમંત્રણ આપવા નું કહ્યું હતું પણ મંત્રીજી કદાચ ભૂલી ગયા હશે.

મંત્રીજી ને બોલાવ્યા તો મંત્રી કહે છે કે મેં સિપાહી મારફતે મોકલ્યું હતું,સિપાહી ને બોલાવ્યો-તો તે કહે છે કે-હું નિમત્રણ પત્રિકા પહોંચાડવા દરિયા કિનારે આવેલો,ને આપ ક્યાં મળશો તેમ બધાને પૂછેલું,તો બધા કહે કે-આપ એવા મોટા રાજા છો કે દેવો પણ આપની પગચંપી કરે છે,ને આ દરિયો પણ એમનો હુકમ ઉઠાવે છે,દરિયો પણ તેમનો સેવક છે.એટલે મને થયું કે દરિયા ને જ આપી દઉં એટલે મેં પત્રિકા દરિયામાં પધરાવી દીધી.એટલે હવે આપ દરિયા ને પકડો. રાવણ કહે છે કે –હું એને જોઈ લઈશ.

રાવણ આસને બેઠો પોતાની મૂછો આમળે છે,"હું કોણ? કૈલાશ ને ઉપાડનાર.આ ધનુષ્ય ની શી વિસાત?
પાર્વતીજી રાવણ નો આ ઘમંડ સહન થયો નહિ,વળી પોતે સીતાજી ને વરદાન આપ્યું હતું કે તેની મનોકામના પૂર્ણ થશે,એટલે તેમણે શિવ-ગણો ને હુકમ કર્યો કે જાવ રાવણ ની ફજેતી થાય તેવું કંઈક કરો, રાવણ ધનુષ્ય ઉપાડી જ ના શકે તેવું કરો.

ત્રણસો શિવ-ગણો એક સાથે છૂટ્યા અને અદ્રશ્ય રીતે ધનુષ્ય પર ચડી બેઠા.
રાવણ ધનુષ્ય નજીક આવ્યો એક હાથ,બે હાથ એમ કરી ને વીસ હાથે જોર કરી ને એણે ધનુષ્ય તો ઉઠાવ્યું, પણ શિવ-ગણોએ ભગવાન શિવજી નું સ્મરણ કરી એવું જોર લગાવ્યું કે રાવણનું સમતોલન ગયું અને તે જમીન પર પડ્યો,ધનુષ્ય તેના પર પડ્યું,રાવણ થી ચીસ પડાઈ ગઈ-કે બચાવો-બચાવો.
જનકરાજા એ તેમના તૈયાર રાખેલા પાંચ હજાર માણસો ને હુકમ કર્યો કે –આને બહાર કાઢો.
માણસો દોડી આવ્યા અને ધનુષ્ય ને ખસેડી તેની મૂળ જગ્યાએ મૂકી રાવણ ને બેઠો કર્યો.
રાવણ પોતાની વધુ ફજેતી થાય તે પહેલાં ત્યાંથી વિદાય થયો.

રાવણ ની આવી દશા જોઈ કોઈ ઉઠતું નથી.એ જોઈ રાજા જનક ને બહુ દુઃખ થયું.
હવે સમય બરાબર પાક્યો છે એમ જાણી ને વિશ્વામિત્રે રામજી ને આજ્ઞા કરી કે-
ઉઠહુ રામ ભંજહુ ભાવ ચાપા,મીટહુ તાત જનક પરિતાપા.
ઉઠો,રામ,શિવ ધનુષ્ય તોડો,અને જનક ની ચિંતા ને ટાળો.

ગુરુની આગમાં થતા રામચંદ્રજી ઉભા થયા,ગુરૂ ચરણમાં મસ્તક નમાવી તેમને પ્રણામ કર્યા.
તેમના મોં પર સંપૂર્ણ સ્વસ્થતા છે.નથી હર્ષ કે નથી વિષાદ.

હર્ષ કે વિષાદ કર્તાપણા (હુ કરું છું) માં હોય છે.પણ શ્રીરામ અકર્તા બની ને ધનુષ્યભંગ કરવા જાય છે.
જનકરાજા નાં રાણી રામચંદ્ર ની સુકુમાર આકૃતિ જોઈ વિમાસણ માં છે,કે રાવણ જેવો જેને ના ઉપાડી શક્યો
તેને શું આ બાળક ઉપાડી શકશે?

સીતાજી અંતરથી પ્રાર્થના કરતાં હતાં કે-હે પ્રભુ મારી સેવા સફળ કરો ને બાણ ને હલ્કુ ફુલ કરો.
તેમના મન ની વ્યાકુળતા વધતી જતી હતી,પરંતુ અંતરમાં દૃઢ વિશ્વાસ હતો,કે રામજી ધનુષ્ય
ઉપાડશે જ.એ વિશ્વાસ થી બોલે છે-કે-જે હિ કે જેહિ સત્ય સનેહું,સો તેઈ મિલઈ ન કછુ સંદેહું
જેના જેના પર સાચો સ્નેહ હોય છે તે તેં મળે જ છે,એ વિષે કોઈ સંદેહ નથી.
એક પળ રામજી એ સીતાજી ભણી નજર કરી લીધી.તેમની અપાર વ્યાકુળતા જોઈને તેને દૂર કરવાનો
તરત નિર્ણય લઇ લીધો.કે-હવે એક પળ પણ મોડું કરવું પાલવે નહિ.

રામચંદ્રે ધનુષ્ય ને ,ગુરુને,જનકરાજાને પ્રણામ કર્યા,અને પલકમાં ધનુષ્ય ઉઠાવ્યું,પણછ ચઢાવી,ને ખેંચી,
વીજળી ના ઝબકારા ની જેમ ધનુષ્ય ચમક્યું,લોકો ની આંખો અંજાઈ ગઈ,અને આકાશ તૂટી પડ્યું હોય તેવા
અવાજ સાથે ધનશ્ય ના બે ટુકડા થઇ ગયા.આ ઘટના એટલી ત્વરા થી બની કે લોકો ભાનમાં આવ્યા ત્યારે
તેમના કંઠ માંથી ગગનભેદી ઘોષ નીકળ્યો-રઘુપતિ રામચંદ્ર કી જય. પરમાનંદ થયો છે.

સીતાજી એ સૃષ્ટિ નિ ઉત્પત્તિ,પાલન અને સંહાર કરનારી મહાશક્તિ છે.
પ્રભુ જે ધનુષ્ય બે હાથે ઉઠાવે છે તે મહાશક્તિ એક ડાબા હાથે ઉઠાવી ને ખેલે છે.
શક્તિ થી મોટો કોઈ કર્તા નથી.અને બ્રહ્મ થી મોટો કોઈ અકર્તા નથી.
એટલે જ જનકરાજા એ પ્રતિજ્ઞા કરી હતી કે-જે ધનુષ્ય ને તોડશે તે સીતાજી ને વરશે.
શંકર નું ધનુષ્ય કર્તૃત્વ રહિત કર્મ નું પ્રતિક છે,રાવણ કર્તાપણા ના અહંકાર વાળો છે,તેથી તેનું કશું ચાલી
શકે નહિ,જયારે શ્રીરામ માં કર્તૃત્વ-પણું નથી,અહંકાર નથી,અને તેથી જ તે કર્મ -"શક્તિ" ને પ્રસન્ન કરે છે.

ચારેકોર રામચંદ્રજી નો જય બોલાય છે,મંગળ શંખ વાગે છે,ઢોલ ઢબૂકે છે,શરણાઈ ના સુર વાતાવરણને ભરી
દે છે.રાજા જનક અને મહારાણી ના આનંદ નો પાર નથી.
ગુરૂ શતાનંદ જી દોરે છે,સીતાજી હળવે પગલે આગળ વધે છે.બાલ હંસના જેવી તેમની મનોહરચાલ છે.
તેમના કર-કમળ માં જય-માળા છે,શરીરમાં સંકોચ છે,પણ મનમાં પ્રબળ ઉત્સાહ છે.
જાનકીજી,શ્રીરામને હાર પહેરાવવા પ્રયત્ન કરે છે,જાનકીજી થોડા ઠીંગણા છે ને રામજી ઉંચા છે,
રામજી ડોક નમાવતા નથી,તેઓ વિચારમાં પડી ગયા છે કે-ક્ષત્રિય-વટ ને પડકાર થયો એટલે ધનુષ્ય ભલે
તોડ્યું પણ માતા-પિતા નિ આજ્ઞા વગર વરમાળા કેમ સ્વીકારાય?

વિશ્વામિત્ર આ વાત સમજી જાય છે,તેઓ આવી શ્રીરામ ના કાનમાં કહે છે કે-
"તમારાં માત-પિતાની આજ્ઞા છે તે હું જાણું છું,હું જયારે તમને યજ્ઞ-રક્ષા અર્થે લેવા આવ્યો ત્યારે મારે
દશરથ-કૌશલ્યા સાથે આ અંગે વાતચીત થયેલી."
આ જાણી રામજી પ્રસન્ન થયા ને ગુરૂ-આજ્ઞા માથે ચડાવી તેમણે ડોક નમાવી.
સીતાજી ના હાથ હજી વરમાળા પહેરાવવા ઉંચા જ છે,ત્યારે તેમના હાથમાં પહેરેલાં રત્ન-જડિત કંકણો માં
એકસામટાં રામજી ના અનેક પ્રતિબિંબો પડ્યા,સીતાજી તે જોઈ રહ્યા,અને તેમાં તલ્લીન થઇ ગયાં.

રામજી ડોક નમાવી ને હજુ ઉભા છે,ગુરૂ શતાનંદે હસી ને સીતાજી ને હાર પહેરાવવા નું યાદ કરાવ્યું.
અને સીતાજી એ રામજી ની ડોક માં વરમાળા પહેરાવી.......પરમાનંદ થયો છે.
દેવો એ પુષ્પ-વૃષ્ટિ કરી,ગંધર્વો એ ગીતો ગાયાં અને બ્રાહ્મણો એ વેદ-ઘોષ કર્યો.
સખીઓ કહે છે કે-સ્વામી નો ચરણ સ્પર્શ કરો.
ત્યારે સીતાજી બીએ છે,ચરણ સ્પર્શ કરવાની ના કહે છે અને ઈશારાથી સખીઓ ને સમજાવે છે કે-

અહલ્યા જેવું થાય તો?રામજી ના ચરણ-સ્પર્શ થી અહલ્યા સ્વર્ગ માં ચાલી ગઈ હતી,તેમ મારું થાય તો?
સીતાજી નિ આવી અલૌકિક પ્રીતિ જોઈ રામચંદ્ર જી મલકાય છે.

તે પછી વિશ્વામિત્ર ની રજા લઇ ને રાજા જનકે રામ-સીતા ના લગ્ન ની તૈયારી આદરી.
સુવર્ણાક્ષરે કંકોતરીઓ લખવામાં આવી અને જનકરાજાએ પોતાના મંત્રીઓ ને અયોધ્યા દશરથ રાજા ને
કંકોતરી આપવા મોકલવાનું સૂચન કર્યું.મંત્રીઓ એ દૂતો ને કંકોતરી આપવા વિદાય કર્યા.

દૂતો એ અયોધ્યા પહોંચી રાજા દશરથના હાથમાં કંકોતરી મૂકી. હકીકત જાણી ને રાજા દશરથ ના આનંદનો
પાર રહ્યો નથી.તેમણે એકદમ ગળામાંથી નવસેરો હાર કાઢી દૂત ને આપવા માંડ્યો.
ત્યારે દૂતે કહ્યું કે-મહારાજ અમારાથી એ લેવાય નહિ,અમે ભલે રાજ્ય ના નોકર રહ્યા પણ સીતાજી અમને
નોકર માનતી નથી અને ખૂબ જ માનથી તે અમને રાખે છે,સીતાજી અમારી દીકરી છે,અને દીકરી ના ઘરનું
લેવાય નહિ.વળી અમે કન્યા પક્ષ ના છીએ એટલે પણ અમારાથી કશું લેવાય નહિ.
દૂત ની આવી વિવેકભરી વાણી અને સીતાજી ના વખાણ સાંભળી દશરથ રાજા અતિ ખુશ થયા.
વસિષ્ઠજી તે વખતે સભામાં જ વિરાજેલા હતા.તે પણ સમાચાર સાંભળી અતિ પ્રસન્ન થયા.અને કહ્યું-કે
ખૂબ ધામધૂમ થી જાન ની તૈયારી કરો. રાજાએ ત્રણે રાણીઓ ને પણ ખુશ-ખબર સંભળાવી.

અયોધ્યા નગરી માં સર્વ ને રામજીના લગ્ન ના સમાચાર મળ્યા અને સર્વ રાજી થયા છે.
આખી નગરી આનંદ માં આવી જઈ ઘેર ઘેર આનંદ-ઉત્સવ થઇ રહ્યો.

બીજે જ દિવસે વસિષ્ઠ વગેરે ઋષિ સાથે દશરથ રાજાએ જાન લઇ ને જનકપુર તરફ પ્રયાણ કર્યું.
પાંચમે દિવસે જાને જનકપુરમાં પ્રવેશ કર્યો ત્યારે ભારે ધામધૂમથી જનકરાજાએ જાન નું સામૈયું કર્યું.
પછી વિશ્વામિત્ર ની સલાહ લઇ ને જનકરાજા એ પોતાની બીજી પુત્રી ઉર્મિલા નું લગ્ન લક્ષ્મણ સાથે
અને પોતાના નાના ભાઈ કુશધ્વજ ની બે કન્યાઓ માંડવી અને શ્રુતકીર્તિ નાં લગ્ન ભરત અને શત્રુઘ્ન
સાથે કરવાનું જાહેર કર્યું.

ચારે ભાઈઓ નાં લગ્ન માગસર-સુદ-પાંચમે,એક જ સમયે અને એક જ મુહુર્તે કરવાનું નક્કી થયું.
જાન ધનતેરસે આવી હતી,લગ્ન માગસર માસમાં થાય છે અને જાન ની વિદાઈ વસંત-પંચમી પછી થાય છે.
આવી શ્રી રઘુનાથજી ની જાન છે,આવો રઘુવંશ અને જનકવંશ વચ્ચે સંબંધ છે.
આજકાલ ટપ આવ્યો અને ટપ પરણીને ચાલ્યો ગયો,એવું અહીં નથી.

તુલસીદાસે રામજીનાં લગ્ન મંડપ નું,માંડવાનું,અને લગ્ન સમારંભ નું ખૂબ સુંદર વર્ણન કર્યું છે.
જેમ ભાગવત માં શુકદેવજી કથા કરે છે ત્યારે પ્રત્યક્ષ નિહાળી ને વર્ણન કરે છે તેવું જ તુલસીદાસ નું છે.
તુલસીદાસનું વર્ણન વાંચતા આપણે પણ એ બધું જાણે નજર આગળ બનતું હોય તેમ નિહાળી શકીએ છીએ.
અને જાણે સશરીરે એ લગ્ન માં ભાગ લેતા હોઈએ તેવો અનુભવ પણ કરી શકાય છે.
મહાકવિ તુલસીદાસ ની આ શક્તિ છે.તુલસીદાસ મહાકવિ છે અને મહા-ભક્ત પણ છે.
વાલ્મીકિજી મહાકવિ છે,યોગી છે,જ્ઞાની છે,સર્વજ્ઞ છે.તુલસીદાસ વાલ્મીકિ નો જ અવતાર હોઈ એમનામાં
વાલ્મીકિ ના ગુણો ઉપરાંત ભક્તિભાવ વિશેષ છે.અને કદાચ એટલે જ “વાલ્મીકિ રામાયણ” કરતાં
“રામચરિત માનસ” નો પ્રચાર ભારતમાં વિશેષ છે.

જનકપુરવાસીઓ ના આનંદ નો પાર નથી,તેઓ બધાં મનથી પોતે જ પોતાને ધન્યવાદ આપે છે,ને કહે છે
કે-અમે પણ પુણ્ય નો ભંડાર છીએ નહિતર અમારો જન્મ જનકપુર માં ક્યાંથી થયો હોય? અમે પરમ
ભાગ્યશાળી છીએ કે શ્રીરામ અમારા નેત્રો ના અતિથી બન્યા છે.

લગ્ન નો દિવસ આવી પહોંચ્યો.રાજા જનકે જાન લઇ લગ્ન મંડપ માં પધારવાનું નિમંત્રણ આપ્યું.
દશરથ રાજા ચારે ય વરરાજાઓ ને લઇ ને નીકળ્યા છે.તે વખતે જનકપુરની શોભા જોઈ ને દેવો ને ય થયું કે શોભા ની આગળ અમારો દેવલોક પણ તુચ્છ છે.
શંકર-પાર્વતી પણ લગ્ન માં હાજરી આપવા આવી પહોંચ્યા હતા.દેવો પણ વિચારમાં પડી ગયા કે –
આ પ્રસંગ ને આટલી બધી મહત્તા કેમ ?ત્યારે શંકરજી એ દેવોને કહ્યું કે-જેનું નામ લેતાં જગતનાં સર્વ અમંગળ નાશ પામે છે,અને ચારે ય પુરુષાર્થો (ધર્મ,અર્થ,કામ,મોક્ષ) મુઠ્ઠીમાં આવે છે તે જ આ સીતા-રામ છે.તે જ જગતનાં આદિ માતા-પિતા છે.

વરરાજા ના વેશમાં રામજી નો એવો સુંદર શૃંગાર હતો કે એ જોઈ ને વિતરાગી શિવજી એ પણ રોમાંચ અનુભવ્યો,ને તેમની આંખ માંથી હર્ષ નાં આંસુ આવી ગયા.શ્રીરામનું રૂપ જોતાં તે આજે ધરાતા નથી.

તુલસીદાસજી કહે છે કે-નિષ્કામ રામજી ની સેવા કરવા લગ્ન માં કામદેવ ઘોડો બની ને આવ્યો હતો.
સાધારણ મનુષ્ય પરણવા જાય છે ત્યારે કામ તેની પર સવાર થાય છે જયારે આજે નિષ્કામ રામજી કામ પર (કામ-રૂપી ઘોડા પર) સવાર થઇ ને પરણવા જાય છે.નિષ્કામ ની આગળ કામ,તેનો દાસ બને છે.

સ્ત્રીઓ રામચંદ્ર ની આરતી ઉતારવા આવી,ત્યારે એ લહાવો લેવા દેવીઓ,દેવાંગનાઓ,પણ તેમાં ભળી ગઈ છે.કોણ કોને ઓળખે ? આરતી બાદ શ્રીરામચંદ્રે મંડપ માં પગ મુક્યો.બે વેવાઈઓ હર્ષ થી ભેટ્યા.
રાજા જનકે ખૂબ દમામ,દાન,માન અને વિનય થી આખી જાન નો સત્કાર કર્યો,દેવો પણ બ્રાહ્મણ નો વેશ લઇ જાનમાં આવ્યા હતા.તેમનો પણ સાથે સાથે સત્કાર થઇ ગયો.

ત્યાર બાદ સીતાજી ની લગ્ન-મંડપ માં પધરામણી થઇ. તુલસીદાસજી કહે છે કે-સીતાજી ની સુંદરતા વર્ણવી જાય તેમ નથી.કારણ કે બુદ્ધિ નાની છે ને સુંદરતા મોટી છે.
બ્રાહ્મણો એ શાંતિપાઠ ભણ્યો,ગણપતિ પૂજન થયું.સીતાજી સુંદર સિંહાસન પર વિરાજમાન થયાં.
જનકરાજા અને તેમના રાણી અત્યંત પ્રેમમગ્ન બની ને રામચંદ્રનાં પવિત્ર ચરણ ધોવા લાગ્યાં.
જે ચરણ-કમળ શિવજી ના હૃદય-સરોવરમાં વિરાજે છે તેનો સ્પર્શ થતા,રાજારાણી અપૂર્વ આનંદ અને સુખ અનુભવી રહ્યાં. તે પછી કુળગુરૂ એ વર-કન્યા નો હસ્તમેળાપ કર્યો.

વશિષ્ઠજી મંગલાષ્ટક ગાવા લાગ્યા.
વિધિપૂર્વક ચારે ભાઈઓનાં લગ્ન થયાં.જનકરાજા એ કન્યાદાન આપ્યું.
રાજા કહે છે કે-પ્રતિગુહ્યતામ-હું કન્યાદાન કરું છું,આ કન્યા નો તમે સ્વીકાર કરો.
રામજી એ કહ્યું-કે-પ્રતિ ગૃહણામિ-હું સ્વીકાર કરું છું.
વશિષ્ઠ ની આજ્ઞા થી રામ-સીતા એક આસને બેઠાં,હોમ હવન થયા,મંગળફેરા થયા
ચારે ય કન્યાઓ ચાર વરરાજા જોડે એક જ મંડપ માં શોભી રહી.

સીતા-રામનાં લગ્ન કાંઇ સાધારણ માનવ નર-નારી નાં લગ્ન નથી.પણ
વિશ્વનિયંતા પરમાત્મા અને પરમાત્મા ની આદ્યશક્તિ જગદંબા નાં લગ્ન છે.કે જેમાં આખું ભૂમંડળ અને નભોમંડળ ભાગ લે છે!! પુરુષ-પ્રકૃતિ નાં લગ્નનો વિધિ ત્રણે કાળ (ભૂત-ભવિષ્ય-વર્તમાન) ચાલ્યા કરે છે!!
અનંત બ્રહ્માંડ ના નાથ ની આ અકળ લીલા મનોહર છે,અને જીવ આ સમજી શકે તો ભાગ્યશાળી !!
જીવ ની આંખો આગળ જ સદાકાળ આ લગ્ન નો મહોત્સવ ઉજવાઈ રહ્યો છે,જીવ પોતે આ લગ્ન નો જાનૈયો છે.તેમ છતાં જીવ ને ક્યાં કુરસદ છે આજુબાજુ કે અંતરમાં ચાલતા એ લગ્ન ને જોવાની???

લગ્ન ની અંતે જનકરાજા એ અતિશય વિનયપૂર્વક દશરથરાજા સામે હાથ જોડી કહ્યું કે-
હે રાજન,આપની સાથે સંબંધ થવાથી અમે સર્વે પ્રકારે મોટા થયા છીએ.અમે આપના સેવક છીએ.

દશરથ રાજાએ પણ સામો એવો જ વિનય કર્યો.

જમણવાર થયો,અને વરકન્યા જાનીવાસે જાય છે.લગ્ન પછી એકી-બેકી ની રમત રમાય છે.
પતિ પત્ની તત્વ થી એક છે.બંને નો સ્વભાવ એક ના થાય ત્યાં સુધી લગ્ન સફળ થતું નથી.
તન બે પણ મન એક.ગૃહસ્થાશ્રમ એ અદ્વૈત સિદ્ધ કરવાનું પહેલું પગથિયું છે.
સીતા-રામ એ બંને જુદા નથી,બંને એક જ છે,અભિન્ન છે.

દશરથ રાજા રોજ અયોધ્યા પાછા જવા માટે જનકરાજાની સંમતિ માગે છે,અને જનક રાજા "આજે નહિ કાલે"
એમ કહે જાય છે.છેવટે શતાનંદે રાજા ને સમજાવ્યા અને રાજાએ પ્રસ્તાવ નો સ્વીકાર કર્યો.
જાન જાય છે એવું સાંભળી જનકપુરી ના લોકો ઉદાસ થઇ ગયા.જાનૈયાઓ ને અસંખ્ય ભેટો આપી.
વિદાય વખતે રાણી સીતાને આશીર્વાદ આપી ને શિખામણ આપે છે કે-સાસુ-સસરા ને પતિ ની સેવા કરજે
અને પતિ ની આજ્ઞા માં રહેજે.

જનકરાજા મહાજ્ઞાની હતા પણ વિદાય વેળા તેમનું ધૈર્ય પહેલી વખત ખૂટી ગયું છે.
સીતાજી તો સાક્ષાત ભગવતી છે,તેથી તેઓ ભલે જ્ઞાની હોય પણ તેમની ધીરજ કેમ કરી રહી શકે?
બધા એ તેમને સમજાવ્યા ત્યારે દિલ કાઠું કરી ને કન્યાઓ ને પાલખી માં ચડાવી.
દશરથ રાજા અને સમસ્ત મુનિ મંડળી ને મસ્તક નમાવી પ્રણામ કર્યા.જમાઈઓ ને ભેટ્યા અને પછી
ધીરે થી રામજી ને તેમણે કહ્યું કે-
બાર બાર માગઊં કર જોરે,મનુ પરિહરૈ ચરણ જનિ ભોરેં
હું હાથ જોડી એટલું જ માગું કે-ભૂલે ચુકે પણ મારું મન તમારાં ચરણ નો આશ્રય ના છોડે.

નિશાન ડંકા વગડાવી જાન અયોધ્યા તરફ પાછી જવા નીકળી.

અયોધ્યા જાન લઇ ને પાછા ફરતાં દશરથજી ને શુભ અને અશુભ બંને પ્રકારના શુકન એકી સાથે થયા.
જેથી તેમનું મન ખિન્ન થયું,અને તેમણે ગુરૂ વશિષ્ઠ ને તે બાબતે પૂછ્યું.
વસિષ્ઠ કહે છે કે-રાજન ગભરાવાનું કોઈ કારણ નથી,થોડા વખત માં આપત્તિ ઉતરશે પણ સાથે સાથે
મૃગો જમણી બાજુ ઉતરે છે તે શુભ શુકન છે,તે બતાવે છે કે આપત્તિ ટળી પણ જશે.

આમ વાતચીત ચાલે છે તેવામાં તો ભયંકર વાવાઝોડું શરુ થયું,મોટા મોટા વૃક્ષો નીચે પડવા લાગ્યા,
ધૂળ થી સૂરજ ઢંકાઈ ગયો,બધા દિશા-મૂઢ થઇ ને આ પરિસ્થિતિ ને જોઈ રહ્યા.
એટલા માં તો ભયાનક આકૃતિ વાળા,જમદગ્નિ-પુત્ર પરશુરામ ત્યાં બધા ની સામે આવી ઉભા.
વસિષ્ઠ ઋષિએ આગળ આવી તેમનો સત્કાર કર્યો,પણ પરશુરામે તેમની સામે પણ જોયા વિના પડકાર કર્યો.
"ક્યાં છે રામ? શિવ-ધનુષ્ય તોડી ને તેણે મારી શત્રુતા વહોરી છે."

દશરથ જી ભયભીત થઇ ને આગળ આવ્યા અને કહેવા લાગ્યા-કે-હે,પ્રભુ દયા કરો,હવે તો ક્ષત્રિયો પર
તમારો કોપ શાંત થયો છે એવું અમે સાંભળ્યું છે,વળી "હવે ફરી શસ્ત્ર ગ્રહણ નહિ કરું" એવી પ્રતિજ્ઞા લઇ ને
તમે જીતેલી પૃથ્વી કશ્યપમુનિ ને દાન માં આપી ને ચાલ્યા ગયા હતા,એવું પણ સાંભળ્યું છે.

આમ છતાં પરશુરામ નો ક્રોધ ઓછો થતો નથી એટલે રામજી આગળ આવી ને કહે છે કે-
શિવજી નું ધનુષ્ય તોડનાર આ આપનો સેવક છે,બોલો શી આજ્ઞા છે.?
લક્ષ્મણજી વચ્ચે પડ્યા એટલે પરશુરામ વધુ ને વધુ ઉશ્કેરાયા,ત્યારે વિશ્વામિત્ર વચ્ચે પડ્યા.અને ક્ષમા
પ્રાર્થના કરી. પણ વાત નો અંત થતો નહોતો.

છેવટે રામજી એ કહ્યું કે-ધનુષ્ય જુનું હતું અને તેને હાથ અડકતાં તે તૂટી ગયું,તેને તોડવાનો મારો કોઈ ઈરાદો નહોતો,કે તે તૂટી જવા થી મને કોઈ અહંકાર પણ નથી થયો.મેં ધનુષ્ય તોડ્યું હોય તો મને અહંકાર થાય ને?
બાકી એટલું જાણી લેજો કે-રઘુવંશી રણમાં કાળથી પણ ગભરાતા નથી,
ડરી ને નહિ પણ પૂજ્ય-ભાવથી એ બ્રાહ્મણ ને નમે છે,એટલે આપને હું નમસ્કાર કરું છું.

હવે પરશુરામ રામની આવી નમ્રતાભરી વાણી સાંભળી ને નરમ પડ્યા અને રામને કહે છે કે-
તેં શિવજી નું ધનુષ્ય તોડ્યું,પણ આ મારી પાસે વિષ્ણુ ધનુષ્ય છે લે,તેની પણછ ચડાવી આપ તો હું જોઉં.

પરશુરામ હજુ તો “લે, આ ધનુષ્ય” એમ કહે છે ને એ કહેતાં ની સાથે જ એમના હાથમાંથી એ ધનુષ્ય આપોઆપ સરકી ને રામજી ના હાથ માં ચાલી ગયું.
સાથે સાથે પરશુરામ નું તેજ પણ જાણે ચાલી ગયું,અને પરશુરામ એ ક્ષણે જ સમજી ગયા કે,
રામ એ જ વિષ્ણુ છે,અને એટલેજ એમનું જ (માલિક નું) ધનુષ્ય એમની પાસે (માલિક) પાસે ચાલી ગયું.
એ ધનુષ્ય માલિક ને ઓળખી ગયું,ને મેં હૈયાફૂટા એ તેમને ઓળખ્યા નહિ,ધિક્કાર છે મને.
એક ધનુષ્ય (શિવજી નું) શ્રીરામ ને અડકતા તૂટી ગયું,એ સાંભળી ને આ બીજું (વિષ્ણુ નું) ધનુષ્ય,
ડાહ્યું બની સમજી ગયું કે-હું પણ અક્કડ રહીશ તો મારે પણ તૂટવું પડશે.એટલે તે આપમેળે જ
પ્રભુ ને સમર્પિત થઇ ગયું.

પરશુરામ ને પાર વગરનો પસ્તાવો થયો.અને રામના પ્રભાવ નું ભાન થવાથી તેમને અપૂર્વ હર્ષ પણ થયો.
તે હવે સમજી ગયા કે-“શ્રીરામના કર્તૃત્વ માં અહંકાર નથી.કર્તૃત્વ વગર કર્મ ના થાય એવું જે મેં માન્યું હતું તે મારી ભૂલ હતી.

પરશુરામ ને પોતાની ઉણપ નું ભાન થાય છે,અને હવે બે હાથ જોડી ને રામ ની સ્તુતિ અને પ્રાર્થના કરે છે.
શ્રીરામચન્દ્રજી ને વંદન કરી ને ત્યાંથી તે વનમાં તપ કરવા ચાલ્યા જાય છે.
જે ભયાનક આપત્તિ નો દશરથ રાજા ને ભય થયો હતો તે આપત્તિ આવી અને ટળી ગઈ.

અને નિર્વિઘ્ને રામજી ની જાન પાછી અયોધ્યા આવી પહોંચી.
અયોધ્યાના લોકો એ એક એક ઘર,ગલી,બજાર,ચૌટું,ચોક અને દરવાજા શણગાર્યા છે.
રસ્તાઓ પર કેસર-ચંદન નો છંટકાવ થયો છે.
ઠેર ઠેર સુંદર સાથિયા,રંગોળી ને મંગળ કળશ ના શણગાર થયા છે.

માતાઓ હેત ના હિલોળે ચડી છે,મંગળ દ્રવ્યો ને આરતી થી ચારે ય રાજકુમારો ને નવવધૂઓનો સત્કાર કર્યો.કૌશલ્યા આદિ સર્વ માતાઓ એવી પ્રેમ વશ બની છે કે-શરીર નું ભાન પણ ભૂલી ગઈ છે.
રાજભવન ના દ્વારે આમ વરકન્યા ને પોંખી ને મહેલ માં લઇ જવામાં આવ્યા.

દશરથ રાજાએ વિશ્વામિત્ર નું ખૂબ સન્માન કર્યું અને મહેલ માં આવ્યા પછી નવી વહુઓ ની હાજરીમાં જ રાણીઓ આગળ જનકરાજા ના બહુ વખાણ કર્યા.
નવી વહુ ની હાજરી માં તેના માત-પિતાના વખાણ થાય તો કન્યા રાજી થાય અને જો એના પર પ્રેમ કરવામાં આવે તો તે પિયર ને છોડી ને આવ્યા નું દુઃખ ભૂલી જાય છે,વર-વધુ નો સંસાર સુખી થાય છે.

સીતાજી સાંભળે છે.અને દશરથ રાજા રાણીઓ ને કહે છે કે-
બધૂ લરિકીનીં ઘર પર આઈં,રાખેહું નયન પલક કી નાઈં
વહુઓ હજી બાળક છે,પિતાનું ઘર છોડી,પારકે ઘેર આવી છે, માટે તેમણે આંખો ને જેમ પાંપણો રાખે છે તેમ રાખજો.(પાંપણો જેમ આંખો નું રક્ષણ કરે છે-તેમ તેમનું રક્ષણ કરજો.)

વિશ્વામિત્ર જયરે રામ લક્ષ્મણ ને યજ્ઞના રક્ષણ માટે લઇ ગયા,તે પછી ના દિવસો માં
રામ-લક્ષ્મણ ના પરાક્રમો ની વાતો કૌશલ્યા અને બધી માતાઓ ના સાંભળવામાં આવી હતી કે-
તેમનું હૈયું ગર્વથી ફૂલતું હતું.સાથે સાથે તેમણે નવાઈ પણ લગતી હતી કે-રામ-લક્ષ્મણ તો સુકુમાર છે,ને
રાક્ષસો તો મહાકઠોર અને ભયંકર હોય છે,તો એ રાક્ષસો ની સામે તેઓ કેવી રીતે લડ્યા હશે?

પોતાના મનનું કુતુહલ સમાવવા,રામને મનભરી નીરખવા અને તેમની મધુર વાણી સાંભળવા,
ત્રણે માતાઓ-કૌશલ્યા,સુમિત્રા ને કૈકેયી-રામજી ને ઘેરી ને બેઠી.
અને તેમના કોમળ શરીર પર હાથ ફેરવતાં ફેરવતાં રામજી ને પૂછે છે –કે-
હે,તાત,આવા કોમળ શરીરે તમે વિકરાળ તાડકા ને કેવી રીતે મારી?મારીચ અને સુબાહુ જેવા ભયંકર
રાક્ષસો ને કેવી રીતે માર્યા?તમારી ચરણ-રજ થી અહલ્યા કેવી રીતે જીવતી થઇ? અને
વજ્ર કરતાં યે કઠોર એવું શિવજી નું ધનુષ્ય તમે કેવી રીતે તોડ્યું?

શ્રીરામ મંદ હાસ્ય કરી ને સર્વ પ્રશ્નો ના ઉત્તર આપે છે.અને માતાઓ સાથે મધરાત સુધી વાતો કરી ને
જયારે શ્રીરામ છૂટા પડે છે ત્યારે માતાઓ કહે છે કે-
"હે,તાત,આવા પરાક્રમી પુત્ર ની મા બની ને અમારો જન્મ સફળ થયો"
જે માતા પોતાના સંતાનો ને જોઈ ને આમ બોલી શકે છે ,,,તેને કોટિ કોટિ ધન્યવાદ....

બાલકાંડ પુરુ કરતાં તુલસીદાસજી કહે છે કે-
"નિજ ગીર પાવનિ કરન,રામ જસુ તુલસી કહ્યો"
મારી વાણી ને પવિત્ર કરવા માટે મેં શ્રીરામનો યશ ગાયો છે,
રામજી નો યશ,રામજી નું નામ.મંગલાયતન છે,મંગળ નું ધામ છે.
આ કલિકાલ માં જે હરિ નું સ્મરણ કરે,હરિનું નામ લે તે જ સર્વશ્રેષ્ઠ અને ડાહ્યો છે.

**બાલકાંડ-સમાપ્ત**.

<u>અયોધ્યા કાંડ</u>

દશરથ રાજાના સર્વે કુંવરો ના લગ્ન થઇ ગયા.અને કુંવરો હવે રાજકાજ માં મદદ કરે છે.
રાજાના સુખ નો કોઈ પર નથી.શ્રીરામ પ્રજા ને સર્વ રીતે સંતુષ્ટ રાખે છે.
શાસ્ત્રમાં લખ્યું છે કે પિતાએ સહુ આગળ જીતવાની ઈચ્છા રાખવી પણ પુત્ર આગળ હારવાની ઈચ્છા કરવી.
કહેવા એમ માગે છે કે બાપ કરતા બેટો સવાયો થાય,દોઢો થાય.(દોઢ ડાહ્યો નહિ)તેવી ઈચ્છા રાખવી.
બાપ કર્તા દીકરો ધર્મ-કાર્ય,શુભ-કાર્યો માં આગળ વધે,સારા કર્મોમાં પોતાના કરતાં ચડિયાતી કીર્તિ પ્રાપ્ત કરે એવી બાપે ઈચ્છા રાખવી.અને એવી રીતે દીકરા ને ઘડવો.તે જવાબદારી માં-બાપ ની છે

ઘડ્યા વગર ઘાટ ની ઈચ્છા રાખવી તે મૂર્ખતા છે.સોનાની લગડી તે કોઈ ઘાટ નથી,
લગડી પહેરી ને કોઈ ફરે નહિ.લગડી નો ઘાટ ઘડવો પડે છે.
દીકરો ભલે સોનાની લગડી જેવો હોય.કે સોના જેવો વહાલો હોય,પણ મા-બાપ તેને ઘડી ને ઘાટ ના કરે તો,
એ સોનાની લગડી ઘરમાં હોય તો યે શું ને નાં હોય તો યે શું?
“છે” એમ સમજી ને મન રાખવાનું પણ તેનો (તેવા સંતાન નો) કશો ઉપયોગ નથી.(તે કશા કામનો નથી)

દશરથરાજાએ પુત્રો ને ઘડ્યા હતા,તેમણે વસિષ્ઠ અને વિશ્વામિત્ર જેવા ગુરુઓ પાસે શિક્ષણ અપાવ્યું હતું.
અને એથી જ આજે તેમના સુખ નો પાર નથી.
રામચંદ્રજી વેદવિદ્યા,ધનુર્વિદ્યા અને રાજવિદ્યા ભણ્યા હતા.રામચંદ્રજી ના ગુણો નું વર્ણન કરતાં વાલ્મિકીજી થાકતા નથી.તેઓ કહે છે કે રામચંદ્રજી સર્વ ગુણો ના ભંડાર છે,તેમણે કોની સાથે સરખાવવા?
તેમના જેવા જગતમાં કોઈ નથી તો પછી તેમનાથી અધિક તો કેવી રીતે હોઈ શકે?
એટલે જ કહે છે કે-રામચંદ્રજી જેવા તો રામચંદ્રજી જ છે.

રામચંદ્રજી બધામાં ગુણ જ જુએ છે,કોઈનામાં તેમને દોષ કે દુર્ગુણ દેખાતો જ નથી.
કોઈ કઠોર વચન કહે તો પણ સામે તે કઠોર વચન કહેતાં નથી.
બીજા એ કરેલા કરોડો અપ-કારો ને ભૂલી જઈ ને તેઓ તેના (બીજાએ કરેલા)
એક નાના ઉપકાર થી પોતાને ઋણી સમજે છે.
પોતાના થી ઉંમરમાં મોટા અને શીલ-જ્ઞાન થી ભરપૂર વયોવૃદ્ધ પાસે થી જ્ઞાન મેળવવા હંમેશા તત્પર રહે છે.પોતે મહાન પરાક્રમી છે છતાં પરાક્રમ નો તેમણે ગર્વ નથી.દયાળુ છે,ધર્મજ્ઞ છે,વિપત્તિ માં પણ સત્ય બોલનારા છે,ધર્મ.અર્થ,કામ અને મોક્ષ ને જાણનારા છે,વ્યવહારનીતિ સમજવાવાળા છે,
હર્ષ અને ક્રોધ ને કાબુમાં રાખનારા છે,સ્થિર બુદ્ધિ વાળા ને અસદ વસ્તુ ને નહિ ગ્રહણ કરનાર છે,માતા-પિતા અને ગુરુમાં દૃઢ પ્રીતિ વાળા છે,સદા સાવધાન,બીજા ને ઉદ્વેગ ના થાય તેવું બોલવાવાળા છે.કર્તવ્ય માં આળસરહિત છે,ન્યાય-નીતિ માં નિષ્પક્ષ છે,દેશ-કાળ ને જાણનારા છે,નિગ્રહ-અનુગ્રહ કરવામાં વિચક્ષણ છે,
પ્રજા ને હાનિ ના થાય તેમ કર લેવામાં ચતુર છે,રમત-ગમત,ગીત-વાજિંત્ર,ચિત્ર-શિલ્પ આદિ ના જાણકાર છે,હાથી,અશ્વ,રથ વગેરે ની સવારી કરવાની કળાના જાણનાર છે,યુદ્ધ ના વ્યૂહો માં નિપુણ છે,
આવા શ્રીરામના પ્રત્યેક ગુણો તેમના વ્યવહારમાં પ્રગટ થયા હતા.

તેથી પ્રજા એવી ખુશ હતી કે ક્યારે શ્રીરામ રાજા થાય?એની રાહ જ જોતી હતી.
જો કે દશરથ રાજાના રાજ્ય કારભારમાં પ્રજા સર્વ રીતે સુખી જ હતી,કોઈ વાતે દુઃખ નહોતું,
તેમ છતાં રામને રાજા તરીકે જોવાની પ્રજા ને હોંશ હતી.

દશરથ રાજા સુખ ની ટોચે હતા,પણ તે ટોચ પર કોઈ કાયમ રહી શકતું નથી.
સુખ-દુઃખ નું ચક્કર સંસાર માં ફર્યા જ કરે છે.સંસાર છે ત્યાં લગી દુઃખ તો છે જ.

સરે-તે –સંસાર. છે-છે-અને નથી એ સંસાર. હાથમાં આવી ને સરકી જાય તે સંસાર.
મોહ પમાડી ને પાછળ દોડાવે અને પકડવા જતાં સરી જાય તે સંસાર.
આ સંસારની ગાદી પર કોઈ ચીટકી ને બેસી શકતું નથી. સુખ નું બીજું પાસુ દુઃખ છે.સુખમાં જ દુઃખ છે.
તત્વ થી જોવા જાઓ તો સુખ એ જ દુઃખ છે.કારણકે તે અંત વાળું છે.તેનો નાશ નક્કી છે.
અને જેનો નાશ થાય તે શાશ્વત (સત્ય) હોઈ શકે જ નહિ.બિલકુલ સાદો હિસાબ છે,પણ સમજવો છે કોને?

મનુષ્ય સંસારમાં સુખ ની પાછળ દોટ મૂકે છે,પણ જેમ મુઠ્ઠી માં પાણી રહી શકે નહિ,તેમ સંસાર નું સુખ હાથમાં રહી શકે નહિ.દશરથ રાજા જેવા સુખ ને સતત રાખી શક્યા નહિ તો સાધારણ માણસ નું શું ગજું?

શાસ્ત્રો કહે છે કે-સંસારમાં સુખ-દુઃખ દેખાય છે તે અજ્ઞાન નું પરિણામ છે.સુખ સાચું નથી તેમ દુઃખ પણ સાચું નથી.બેય સરખાં છે,બેય એક છે,અને બેય ખોટાં છે.
સુખ –દુઃખ એ કેવળ મન ની કલ્પના છે,આત્મા ને એ સ્પર્શ કરી શકતાં નથી.આત્મા નિર્લેપ છે,પર છે.
એ આત્મા ને કોઈ આકાર નથી,,તે અમૂર્ત (નિરાકાર) અને પૂર્ણ છે.દ્રષ્ટા છે.
પણ જીવ પોતાનું સ્વ-રૂપ ભૂલ્યો છે,એની જ બધી રામાયણ છે.

મન સુખ-દુઃખ ઉભાં કરે છે,મન ને એના વગર ચેન પડતું નથી.સંકલ્પ-વિકલ્પ કર્યા વગર તે રહી શકતું નથી.મન જો સંકલ્પ-વિકલ્પ છોડે તો સુખ-દુઃખ હટી જાય. ને સમતા પ્રાપ્ત થાય.
જ્યાં સુધી સમતા પ્રાપ્ત થઇ નથી ત્યાં સુધી આનંદ-શાંતિ એ તો દૂરની વાત છે.
મનમાં સંસાર છે,સંસાર ના વિષયો છે ત્યાં સુધી મન જીવે છે.ત્યાં સુધી મન ની માયા પણ જીવતી છે.
જેમ દીવામાં તેલ હોય ત્યાં સુધી દીવો બળતો રહેવાનો,પણ તેલ ખૂટી જાય ત્યારે દીવો હોલવાઈ જાય છે,
તેમ મન એ વિષયો ના તેલ પર જીવે છે,અને જેવું તે વિષયોનું તેલ પૂરવાનું બંધ થાય એટલે
મન હોલવાઈ જાય છે,શાંત થઇ જાય છે.

આ વસ્તુ,કોઈ આજે સમજે કે કોઈ કાલે સમજે.પણ સમજવું તો પડે જ છે કે-સુખ-દુઃખ સાચાં નથી.
કોઈ થપ્પડ વાગે એટલે શીખે કે કોઈ સમજી ને શીખે,પણ શીખવું તો પડશે જ.માનવ જીવન તેના માટે જ છે,
અને જો આ જન્મ માં નહિ શીખે તો ફરીફરી આ દુનિયામાં આવવાનું નક્કી જ છે,
ફરી ફરી એ જ સુખ-દુઃખ નાં ચકકર માં પડયે જ જવું પડે છે.

આ સંસાર એક પાઠશાળા (સ્કુલ) છે,અને સત્ય ના આ પાઠ શીખવા માટે જ મનુષ્ય જન્મ છે.
આ સંસાર એ નાટક નો મંચ છે.આપણે બધા તેમાં જુદા જુદા પાઠ (રોલ) ભજવીએ છીએ.
કોઈ રાજા નો,કોઈ નોકરનો,કોઈ પિતા નો કોઈ પુત્રનો પાઠ-એવા અનેક પ્રકાર ના પાઠ (રોલ) કરી ને
કોઈ હસે,કોઈ રુવે,કોઈ કમાય તો કોઈ ખોવે-આવા વિધવિધ પાત્રો પાસે વિધવિધ ચેષ્ટાઓ,
ઉપરવાળો સૂત્રધાર,પોતાનું ધાર્યું કરીને કરાવડાવે છે.
મહાત્માઓ કહે છે કે-પાત્રો એ સૂત્રધાર ને વશ રહેવાનું,એ કહે તે પાઠ ભજવવાનો. પણ તે પાઠ માં મમતા નહિ રાખવાની.પાત્ર નો વેશ એ માત્ર વેશ જ છે.સાચાં સ્વ-રૂપ નું (આત્માનું) જ્ઞાન થાય તો તે
વેશ ઉતરી જાય છે. વેશ માંથી મનને કાઢી નાખે તે જ સાચો નટ.

સંસારમાં પોતાને મળેલા પાત્રને નિષ્ઠાથી ભજવે પણ સાથે સાથે એ પણ સમજે કે આ મારું સાચું સ્વ-રૂપ નથી, “હું” પાત્રથી જુદો (ભિન્ન) એક દ્રષ્ટા માત્ર છું,તે પાત્ર ભજવશે પણ પાત્ર માં લેપાશે નહિ.
જે આ સાચી રીતે સમજી જાય છે તે સંસારની માયા માં રહેવા છતાં અલિપ્ત રહે છે.મુક્ત રહે છે.

પ્રભુ એ સંસાર ની રચના, માયા ની મદદથી એવી કરી છેકે-મનુષ્ય એમાં ફસાયેલો જ રહે છે,
મનુષ્ય વિષયોમાં ડૂબેલો રહે તો તે ભગવાન પાસે જાય નહિ,ભગવાન ની આ ચાલાકી છે,રમત છે.

પણ સંતો એ તેમની આ ચાલાકી પકડી પાડી છે.

બાકી પ્રભુ ની આ માયા એવી પ્રબળ છે કે-ભલભલા જ્ઞાનીઓ પણ ભુલા પડ્યા છે.વિશ્વામિત્ર જેવા પ્રબળ પુરુષાર્થી પણ ગોથાં ખાઈ ગયા છે.કોઈ વાર કામ માં ,ક્રોધમાં તો કોઈ વાર લોભ માં સંસાર સુંદર લાગે છે,
સંસાર સુંદર નથી પણ સંસાર ને બનાવનાર તે સંસારથી કેટલો યે સુંદર છે.
સંસાર ના ચિંતન થી સંસાર સુંદર લાગે છે.મન ને વહાલું લાગ્યું,તે તે મન ને સુંદર લાગે છે.
ભુંડ ને વિષ્ટામા રહેવાનું સુંદર લાગે છે.તેને તેની ભુંડણી સુંદર લાગે છે.
એટલે સૌન્દર્ય ની કલ્પના એ પોતપોતાના મનની પેદાશ છે.
મન જો ચાળે ચડ્યું હોય તો તેને મિષ્ટાન્ન ની કામના જાગે ને સુકો રોટલો એણે સુંદર ના દેખાય.
પણ જો શરીર ભૂખ થી પીડતું હોય ને સુકો રોટલો સામે આવે તો તે સુકો રોટલો સુંદર બની જાય છે.

આમ સુખ-સૌન્દર્ય એ મન ની કલ્પના છે,કેવળ મન નો વિલાસ છે.
મન ને વિષયો ગમે છે,તે ઇન્દ્રિયો ની તૃપ્તિ માં સુખ શોધે છે,પણ ઇન્દ્રિયો તૃપ્ત થતી નથી,તેને સુખ ની પ્રાપ્તિ થતી નથી.પ્રાપ્તિ થાય છે માત્ર તૃષ્ણા ની .અને તે તૃષ્ણા નો અંત આવતો નથી.
મારીચ-રૂપી માયા મૃગે રામજી ને ફસાવ્યા,તેમ આ તૃષ્ણા નો માયા-મૃગ આપણને પણ ફસાવે છે.
રામજી તો સમર્થ હતા,જીતી ગયા પણ આપણે માયા નો માર ખાધા કરીએ છીએ.

એક દિવસ દશરથરાજા સભામાં જવા માટે તૈયાર થતા હતા ,તે વખતે નોકરો એ નિયમ મુજબ દર્પણ લાવી રાજાની સામે ધર્યું.રાજાએ દર્પણ માં જોયું,મુગટ જરા વાંકો  હતો તે સરખો કર્યો,
પણ આજે એક નવી વાત બની.રાજાની નજર કાન ના એક સફેદ વાળ તરફ પડી.
અને તેમને એકાએક પોતાની ઉંમર નું ભાન થયું ને વિચારવા માંડ્યા કે-
આ ધોળો વાળ મને કહે છે કે-હવે તમે વૃદ્ધ થયા,ક્યાં સુધી ગાદી પર ચીટકી રહેશો?
હવે તમે ત્યાં શોભતા નથી, માટે ઉઠો, ને રામને ત્યાં રાજગાદીએ બેસાડો.

કહે છે કે કાન નો વાળ ધોળો થાય ત્યારે માનવું કે વૃદ્ધાવસ્થા આવી છે.આકાશ માં અરૂંધતિનો તારો નરી આંખે ના દેખાય તો માનવું કે હવે દુરની યાત્રા કરવાની તૈયારી નો સમય આવી ગયો છે.
સ્વપ્ન માં કાદવ માં શરીર ડૂબતું દેખાય કે સ્વપ્ન માં કુંભાર ના હાથી (ગધેડા) પર સવારી કરવાનું મળે તો માનવું કે હવે થોડા સમયમાં જ ડેરા-તંબુ ઉઠાવવા પડશે.
મૃત્યુ આવવાના ના આવા લક્ષણો ભય પ્રેરાવવા માટે નહિ પણ સાવધાન થવા માટે કહેલા છે.

મનુષ્ય વિચારે છે કે ઘડપણ માં ગોવિંદ ગાશું.ઘડપણ માં લક્ષ્મી પતિ ને યાદ કરીશું,અત્યારે તો લક્ષ્મીજી ને ભજી લઈએ.પણ એ ભૂલી જાય છે કે-લક્ષ્મીજી જયારે આવે છે ત્યારે પીઠ પર લાત મારે છે અને જાય છે ત્યારે છાતી પર લાત મારીને જાય છે.
પીઠ પર લાત પડે એટલે-કે મનુષ્ય ટટ્ટાર થઇ ને અક્કડ થઇ જાય છે ને ઘમંડ માં માથું ઊંચું કરી ને ફરે છે,
અને ઘમંડી બનેલા મનુષ્ય ને જોઈ લક્ષ્મીજી વિચારે છે કે હવે છાતી પર લાત મરવાનો સમય થયો છે,
છાતી પર લાત મરે એટલે હાર્ટએટેક આવે છે ને ધૂળ ભેગો થઇ જાય છે. લક્ષ્મીજી ની આ રીત છે,કારણ કે-
જો સામાન્ય મનુષ્ય નું અપમાન કરવામાં આવે તો પણ તે અપમાન નો સામો જવાબ આપ્યા વગર રહેતો નથી,તે આ તો લક્ષ્મીજી છે,લક્ષ્મી-પતિ ને ટીકો દેખાડી લક્ષ્મીજી ને તિજોરી માં કેદ કરવાનું અપમાન જો મનુષ્ય કરે તો લક્ષ્મીજી કંઈ મનુષ્ય ની બાંદી નથી,એ તો જગદંબા છે,અધિશ્વરી દેવી છે.

ઘડપણ માં ગોવિંદ ગાવા ની વાત માં કંઈ દમ નથી.
જગત માં મોટી ઉંમરે (ઘડપણ) માં કોઈ સંત થયો હોય તેવું બન્યું નથી.
ચડતી જવાની માં જે કરવા ની હિંમત ના ચાલી તે ઘડપણ માં કે જયારે મન નબળું પડી જાય છે,શરીર કહ્યું

ના કરતુ હોય ત્યારે કેવી રીતે હિંમત ચાલવાની છે??માટે આમ માનવું તે ભૂલ છે,આત્મવંચના છે.
કોઈ એમ કહેતું નથી કે ઘરડો થઈશ ત્યારે ખાઈશ,કે-ઘરડો થઈશ એટલે કમાઈશ.
મનુષ્ય ને કમાવું આજે છે,ખાવું આજે છે,તો પછી તેની જેમ જ ભગવાન ને ભજવાનું આજે કેમ નહિ?

એક ભાઈ દરિયા કિનારે સ્નાન કરવા જાય છે પણ કિનારે બેસી રહ્યા છે,બીજા કોઈએ આવી ને પૂછ્યું કે-
કેમ ભાઈ શું વિચારમાં છો? ત્યારે પેલા ભાઈએ કહ્યું કે-સમુદ્રમાં નહાવા ઉતરવું છે પણ મોજાં બંધ થાય
ત્યારે ઉતરું ને? સમુદ્રમાં મોજા કદી બંધ થવાના નથી.અને નહાવાનું બનવાનું નથી.
તેમ સંસાર સમુદ્રમાં વિઘ્નો રૂપી મોજાં આવ્યા જ કરવાનાં,વિઘ્નો વગરનું જીવન શક્ય નથી.
એટલે કોઈ કહે કે અનુકુળતા ત્યારે ભગવાન નું ભજન કરીશું –તો તેવી અનુકૂળતા કદી આવતી જ નથી.
જેમ પેલા ભાઈ નાહ્યા વગર રહી ગયા તેમ મનુષ્ય પણ ભજન વગર નો રહી જાય છે.

સાચું એ છે કે-અડચણો આવે તો યે લક્ષ્ય ને ભૂલવું જોઈએ નહિ,લોભી જેમ ધન નું લક્ષ્ય રાખે છે,
તેમ પરમાત્મા નું લક્ષ્ય રાખવું અત્યંત જરૂરી બને છે.
ભગવાન ગીતામાં કહે છે કે- અંતકાળ માં જે મારું સ્મરણ કરતાં દેહ છોડે છે તે મને પામે છે.
અંત ક્યારે આવે તેની કોઈ ને ય ખબર નથી,અંત કોઈ પણ ક્ષણે આવી શકે છે,એટલે જિંદગી ની પ્રત્યેક ક્ષણ
તે અંતકાળ છે એમ સમજી ને જે જીવ પ્રભુ નું ચિંતન કરે- તો ક્ષણ સુધરે છે,ઘડપણ સુધરે છે.

દશરથ રાજાએ યૌવન ગુમાવ્યું હતું પણ શાન ગુમાવી નહોતી.
તેમને કાન પર નો ધોળો વાળ જોયો ને તે પાકા વાળ માં થી કોઈ બોધ સ્ફૂર્યો.
“કાન કાચા ખોટા ને કાન ના વાળ પાકા ખોટા.”
રાજાએ ત્વરિત નિર્ણય લીધો કે- હવે બસ બહુ થયું,હવે હું સીતા-રામ નો રાજ્યાભિષેક કરીશ.ને તેમને
રાજગાદીએ બેસાડીશ.

દશરથ રાજાને રામ પર અપાર પ્રેમ હતો.તેમના પ્રાણ –રામમય હતા.રામનું નામ લેતા તેમના ચિત્તમાં
આનંદ ની લહરીઓ ઉઠતી. અત્યારે રાજાને ઈચ્છા થઇ છે કે-મારો રામ રાજા થાય ને તેમનો રાજ્યાભિષેક
મારી આંખોની સમક્ષ થાય એવી મારી ઈચ્છા પ્રભુ જરૂર પુરી કરશે.અત્યાર સુધી માં પ્રભુએ મારી બધી
ઇચ્છાઓ પુરી કરી છે તો આ પણ જરૂર પુરી થશે.

ધોળા વાળ ના દર્શનથી રાજા ને આ ઈચ્છા પેદા થઇ અને પેદા થતા જ તે એવી જોરદાર બની ગઈ કે-
જો તે ઈચ્છા જો તાત્કાલિક પુરી ના થાય તો પોતાનો એક મહાન મનોરથ સિદ્ધ થયા વિનાનો રહી જશે –
એવું દશરથ રાજા ને લાગવા માંડ્યું.

ઈચ્છા નો સ્વભાવ જ એવો છે કે-એક માંથી બીજી ને બીજી માંથી ત્રીજી ઈચ્છા પેદા થાય છે ને ઉત્તરોત્તર
પ્રબળ બને છે.અને મનુષ્ય ના મન નો કબજો લઇ લે છે.ઈચ્છા ને સુખ-દુઃખ સાથે સંકળાવું બહુ ગમે છે.
તે એવો ભ્રમ પેદા કરે છે કે “હું (ઈચ્છા) તુષ્ટ થાઉં તેમાં જ બધું સુખ છે.”
એટલે પછી મનુષ્ય તે ઈચ્છા તૃપ્ત કરવા પાછળ પડે છે.

વાલ્મીકિજી લખે છે કે-રામચંદ્ર ને ગાદીએ બેસાડવાની ઈચ્છા થઇ એટલે તરત જ તેમણે પોતાના મંત્રીઓ ને
બોલાવ્યા અને તેમની આગળ પોતાની આ ઈચ્છા મૂકી.મંત્રીઓ એ પણ તરત સંમતિ આપી,
એટલે રાજાએ રાજસભા બોલાવી જેમાં મુખ્ય અધિકારીઓ આગેવાનો વગેરે હાજર હતા.
રાજાએ ભાષણ કર્યું “આજ સુધી યથા શક્તિ મેં પ્રજા નું પાલન કર્યું,પણ હવે સઘળો ભાર રામચંદ્ર ને આપી
હું નિવૃત્ત થવા ચાહું છું,હે,સભાજનો મારો આ નિર્ણય જો સર્વે ને યોગ્ય લાગતો હોય તો મને સંમતિ આપો.
તમને મારો વિચાર જો યોગ્ય ના લાગતો હોય તો મારે શું કરવું તે કહો.

કશાય રાગ-દ્વેષ વગર બંને બાજુ નો વિચાર કરી ને તમે આનો નિર્ણય કરી ને મને કહો.

સૌએ વિચાર કરીને નિર્ણય આપ્યો કે-રામનો રાજ્યાભિષેક કરવો એ જ ઉત્તમ માર્ગ છે.
રાજા દશરથ આ સાંભળી પ્રસન્ન થયા.તેમણે હવે વશિષ્ઠ ને કહ્યું કે –વહેલી તકે મુહૂર્ત કાઢો.
વશિષ્ઠ જાણતા હતા કે ગમે તે મુહૂર્ત આપું પણ તે સમયે તો રામજી ગાદી પર બેસવાના જ નથી,એટલે તેમણે કોઈ દિવસ આપ્યો નથી,અને કહ્યું કે-રામજી જે દિવસે ગાદી પર બેસે તે શ્રેષ્ઠ મુહૂર્ત.

વશિષ્ઠ ની ગૂઢાર્થ ભરી વાણી રાજા સમજી શક્યા નહિ,એટલે તેમણે કહ્યું કે તો આવતીકાલે જ રામનો રાજ્યાભિષેક કરીએ.બધા ની સંમતિ મળી ગઈ છે પછી વિલંબ શાનો?
રાજાએ તરત જ મંત્રીઓ ને આવતીકાલે રામના રાજ્યાભિષેક ની તૈયારી કરવાનો હુકમ આપી દીધો.
તે પછી રાજસભા વિખેરાઈ,સહુ સહુ ને ઘેર ગયા,મંત્રીઓ તૈયારી ના કામે લાગ્યા.

પછી દશરથજી એ આ શુભ સમાચાર રામને આપવાનું કામ વશિષ્ઠ ને સોંપ્યું.
"આપ કુલગુરુ છે,આપ જ રામ ને આ શુભ સમાચાર કહો તે શોભે"
એટલે વશિષ્ઠ રામજી ના મહેલ માં પધાર્યા.તેમણે આવતા જોઈ રામ દોડી ને તેમની સામે ગયા,અને વંદન તથા આદર સત્કાર કરી ને કહ્યું કે આપે મને કહેવડાવ્યું હોત તો હું ખુદ આપની સેવામાં હાજર થાત,પણ આજે આપે મારે ત્યાં પધારવાની કૃપા કરી મને પાવન કર્યો છે.
વશિષ્ઠ રામનો આવો વિવેક જોઈ અતિ પ્રસન્ન થયા ને તેમણે આશીર્વાદ આપ્યા પછી શુભ સમાચાર કહ્યા.
જે સમાચાર થી બધા ખુશ થાય તેવા સમાચાર સાંભળી ને પણ રામજી ના ચહેરા પર હર્ષના જોઈ ચિહ્ન દેખાતા નથી,હર્ષ કે શોકમાં શ્રીરામ સંપૂર્ણ સ્વસ્થ છે.

શ્રીરામ કહે છે કે-અમારા ચારે ભાઈઓનો રાજ્યાભિષેક કરો.અમે ચારે એક સાથે જન્મ્યા,મોટા થયા,લગ્ન થયા,તો સાથે રાજગાદી કેમ નહિ?અમારા નિર્મળ સૂર્ય વંશમાં ખામી છે,
સૂર્ય તો નાના મોટા નો કોઈ ભેદ રાખતો નથી તો અમે કેમ તેમ કરીએ છીએ ?
વશિષ્ઠ કહે છે કે કુળ-પરંપરા એવી છે કે જયેષ્ઠ પુત્ર નો જ રાજયાભિષેક થાય.
વશિષ્ઠ તો કુલગુરૂ છે,એટલે તેમની વાત તો માનવી જ પડે.
પછી વશિષ્ઠે રામજી ને આજ્ઞા કરી કે તમે અને સીતા આજે ભૂમિ પર દર્ભની પથારી પર સુજો અને આજે અપવાસ કરજો. ત્યાર બાદ તેમણે રામજી પાસે અપવાસ નો સંકલ્પ કરાવ્યો.

વશિષ્ઠ ના ગયા બાદ શ્રીરામ સીતાજી ને આ રાજ્યાભિષેક ની વાત કહેવા ચાલ્યા,સીતાજી તે વખતે માતા કૌશલ્યા ના ભવન માં ગયા હતા.શ્રીરામ પણ કૌશલ્યના ભવન માં આવ્યા.
માતાજી તે વખતે દેવમંદિરમાં હતા અને પ્રભુના ધ્યાન માં લીન હતાં.
સુમિત્રા માતા,સીતાજી અને લક્ષ્મણ માતાજી ની સેવામાં ઉભા હતા.
રામચંદ્રે દેવમંદિર માં પ્રવેશ કરી માતાજી ને પ્રણામ કર્યા.કૌશલ્યાજી હજુ પ્રાર્થના કરી રહ્યા હતાં.
"પ્રભુ મારા પુત્ર રામને રાજ્યશ્રી પ્રાપ્ત થાઓ." તેમના મુખમાંથી નીકળેલા શબ્દો સહુ ને સંભળાયા.

માતાજી એ આંખો ખોલી અને જોડે રામજી ને ઉભેલા જોઈ પોતાની નજીક બોલાવ્યા.
રામજી એ કહ્યું કે-માતાજી,આવતીકાલે પિતાજી મારો રાજ્યાભિષેક કરવાના છે,ને ગુરુજીએ મને અને સીતા ને દર્ભ ની સાદડી પર સુવાનું ને ઉપવાસ કરવાનું કહ્યું છે.
આ સાંભળતાં જ કૌશલ્યા ના આંખોમાં હર્ષનાં આંસુ આવી ગયાં.
પછી રામચંદ્રજીએ લક્ષ્મણ ની સામે જોઈ કહ્યું કે-હે, લક્ષ્મણ પિતાજી મને ગાદીએ બેસાડે છે,એટલે તુ એવું ના સમજતો કે હું રાજા ને તુ કાંઇ નહિ.આ રાજ્યશ્રી તને પ્રાપ્ત થી છે તેમ સમજજે.તુ મને અત્યંત પ્રિય છે,
મારા પ્રાણ અને આ રાજ્ય હું તારા માટેજ ઈચ્છું છું,તુ તો મારો બીજો અંતરાત્મા છે.

લક્ષ્મણ ને આમ કહી,બંને માતાઓ ને પ્રણામ કર્યા.
હવે સાંજ પાડવા આવી હતી,એટલે રામચંદ્રજી અને સીતાએ સ્નાન કરી સંધ્યા કરી,હોમકુંડમાં અગ્નિ પ્રજ્વલિત કરી હુત દ્રવ્ય ની આહુતિ આપી અને રાત્રે દર્ભ ની સાદડી પર શયન કર્યું.

રાજ્યાભિષેક ના ખબર શહેર ના ખૂણે ખૂણે ફરી વળ્યા હતા.લોકો ના આનંદ નો કોઈ પાર નહોતો.
કૌશલ્યા જી પણ આનંદમય બની ને દેવગૃહ ની બહાર આવતા જ “વધાઈ-વધાઈ” ની બૂમો પાડતી દાસી સામે મળી.કૌશલ્યા એ તરત જ પોતાના ગળા માંથી મોતીનો હાર કાઢી ને એને આપ્યો.

મહાત્માઓ કહે છે કે-કોઈ સર્વ રીતે સુખી થાય તે કાળને ગમતું નથી,દશરથ રાજા ના સુખ ને પણ કાળ ની નજર લાગી.દેવો કહે-રામચંદ્ર રાજા થશે તો પછી રાવણ ને કોણ મારશે? રાક્ષસો ના ત્રાસ ને કોણ નિવારશે? માટે રાજ્યાભિષેક માં વિઘ્ન આવે તેવું કંઈક કરવું જોઈએ.
તેમણે વિઘ્ન ની દેવી વિઘ્નેશ્વરી ને પ્રાર્થના કરી.
દેવો એ કહ્યું કે-મા, રામજી ના રાજ્યાભિષેક માં વિઘ્ન કરો. અને વિઘ્નેશ્વરી દેવી ચમક્યાં.
તે કહે છે કે-રામના રાજ્યાભિષેકમાં? રામ તો મારા માલિક છે.

દેવોએ કહ્યું કે-રામ અમારા યે માલિક છે,વિઘ્ન પણ તેમની ઈચ્છા થી જ કરવાનું છે,એથી રામજી ને કંઈ સુખ-દુઃખ થવાનું નથી.તેઓ તો આનંદ-સ્વ-રૂપ છે.દશરથજી ને દુઃખ થશે,પણ તેમણે સદગતિ મળવાની છે. દેવો ના હિત માટે તમારે આ કામ કરવાનું છે.
તો યે વિઘ્નેશ્વરી નું મન માનતું નથી,અંતે તે તૈયાર થયા.અને “ભલે,જાઉં” કહી ને ઉપડયાં.

પણ જવું ક્યાં?ઝાડ કાપવા કુહાડી જોઈએ પણ હાથા વગરની કુહાડી ના ચાલે,હાથો તો જોઈ એ જ.
વિઘ્નેશ્વરી એ વિઘ્ન ઉભું કરવા એવો હાથો શોધવા માંડ્યો.
શોધતાં શોધતાં તેમની નજર કૈકેયી ની દાસી મંથરા પર પડી.
મંથરા કૈકેયી ની વહાલી દાસી હતી,ને પિયરથી તે પોતાની સાથે તે લાવેલી.કૈકેયી તેનું ખૂબ માન રાખતી.
વિઘ્નેશ્વરી દેવીએ મંથરાને હાથો બનાવવાનું નક્કી કર્યું.

મંથરા કૈકેયી ના મહેલ ની અગાસી પર લટાર મારવા નીકળી છે,અને તેં જોયું તો નગર શણગારાતું હતું, ત્યાં તેને સામેના કૌશલ્યા ના મહેલની અગાસી પર તેમની દાસીને જોઈ,એટલે તેને શહેર કેમ શણગારાય છે? તેનું કારણ પૂછ્યું. આ પ્રશ્ન સાંભળી કૌશલ્યા ની દાસી હસી પડી અને કહે છે –કે-
તને ખબર નથી?કાલે રામચંદ્રજી નો રાજ્યાભિષેક થવાનો છે,દેખ મને કૌશલ્યા માં એ મોતી ની માળા વધાઈમાં આપી.આમ કહી “તને કંઈ નહિ” કહી એણે ડીંગો દેખાડ્યો.

કૌશલ્યા ની આ દાસીએ મંથરા ના મન માં સુતી પડેલી ઈર્ષ્યા ની આગ ને પ્રજ્વલિત કરી મૂકી.
અને એ નાનકડી ચિનગારી આખા ગામને બાળી મુકવા તૈયાર થઇ ગઈ.

મનુષ્ય ને પ્રભુ એ જીભ આપી છે મીઠું બોલવાને માટે.પણ કોણ જાણે કેમ પણ મનુષ્ય ને કડવું બોલવું જ વધારે ગમે છે, અને એમાં એને જાણે મજા પણ આવે છે.
કાગડાની વાણી કર્કશ લાગે છે,પણ તે વાણી થી તેને કોઈ લાભ નથી,તે જ રીતે
કોયલ ની વાણી મીઠી લાગે છે,પણ તે વાણી થી તેને કોઈ ખોટ પણ જતી નથી.
જો લાભ નથી કે ખોટ પણ નથી તો મીઠી વાણી જ શા માટે ના બોલવી? શા માટે મીઠું ના બોલવું?
પણ જે સમજવું સહેલું લાગે છે તે મનુષ્ય ને કરવું અઘરું લાગે છે.
જે કરવા જેવું નથી તે કરે છે અને જે કરવા જેવું છે નથી કરતો,ને પછી તે મનુષ્ય ઠેબાં ખાય છે.

દુનિયામાં જીભે જેટલા કજિયા કરાવ્યા છે,તેટલા બીજા કશાએ કરાવ્યા નથી.
મહાભારત ના યુદ્ધ નું કારણ? તો દ્રૌપદી ની જીભ.....
રામના વનવાસ નું કારણ? તો કૈકેયી ની જીભ....
જીભ ઘડીકમાં એવું બોલી ને કલંક ના એવા ડાઘા પાડે છે કે લાખ મણ સાબુ થી પણ ના ધોવાય.

મહાત્માઓ કહે છે કે-કૌશલ્યા ની થોડી ભૂલ થઇ હતી,તેમણે પોતાની દાસી ને ભેટ આપી તો ભલે આપી,
પણ જો શોક્ય ની દાસી ને પણ જો ભેટ આપી હોત તો આ રામાયણ થાત નહિ.

વ્યવહાર પણ વિચારી ને કરવો પડે છે,વ્યવહારમાં ભૂલ થાય તો જગત ના માનવીઓ તેની સજા કરે છે.
અહીં કોઈ ક્ષમા આપવા તૈયાર નથી.સજા કરવા તૈયાર છે.
પરમાર્થ માં કદાચ મોટી પણ ભૂલ થઇ જાય તો પ્રભુ તેને માફ કરે છે. ક્ષમા આપે છે.
વ્યવહાર કર્યા વગર છૂટકો નથી એટલે સમજીને વિવેક થી વ્યવહાર કરવો જોઈએ.
વ્યવહાર કરવાની ના નથી પણ વ્યવહારમાં ભળી જવાની ના છે.
વ્યવહાર જ જીવન નું સર્વસ્વ છે એમ માની લેવાની જરૂર નથી.

જેમ ગૃહસ્થાશ્રમી ઓ ને વ્યવહાર કરવો પડે છે તેવો સાધુ-મહાત્મા ને પણ કરવો પડે છે.
શરીર છે ત્યાં સુધી આ વ્યવહાર ની ઝંઝટ જલ્દી છૂટે એવી નથી.
યોગવાશિષ્ઠ માં વશિષ્ઠ જી રામને કહે છે કે-મહેલ છોડી વન માં જશો તો ત્યાં પણ ઝુંપડી તો જોઈશે જ.
મિષ્ટાન્ન છોડી દેશો તો પણ સુકો રોટલો પણ પેટમાં નાખવા જોઈશે જ.

એટલે વ્યવહાર માં મળી ગયા વગર,અને
સતત આત્મ-સ્વ-રૂપ નું અનુસંધાન રાખી ને વ્યવહાર કરવામાં આવે તો કોઈ વાંધો નથી.
મન ના સ્થૂળ અને સૂક્ષ્મ –એવા બે ભાગ છે.
મન નો સ્થૂળ ભાગ ભલે વ્યવહારમાં હોય પણ મન નો સૂક્ષ્મ ભાગ પરમાત્મા માં પરોવી રાખવાનો છે.
જેમ પનિહારી કૂવેથી પાણી નું બેડું ભરી ને બેડું માથે મુકીને જતી હોય ત્યારે તેની કેડમાં છોકરાને
એક હાથ થી પકડે અને બીજો હાથ છુટો હોય વળી જોડે નું પનિહારી સાથે વાત પણ કરતી હોય,
તેણે ભલે હાથ થી માથે મુકેલા બેડાને પકડ્યું નથી પણ તે ઘડો નથી નીચે પડતો કે નથી તેમાંથી પાણી
છલકાતું,કારણકે,તેનું સ્થૂળ મન ભલે વાતોમાં કે બાળક ની સંભાળ રાખવામાં હોય પણ તેનું સૂક્ષ્મ મન
ઘડાની તરફ છે અને ઘડાની બરોબર ધ્યાન રાખે છે.તેમ સૂક્ષ્મ મનને ઈશ્વરમાં રાખવાનું છે.

પરમાર્થ સરળ છે પણ વ્યવહાર કઠણ છે.રાગ-દ્વેષ વગરનો વ્યવહાર મનુષ્ય ને મુક્તિ અપાવે છે.
વ્યવહાર એવી રીતે કરવો જોઈએ કે-પુનર્જન્મ નું બીજા રોપણ ના થાય.
વ્યવહાર કરવો તે પાપ નથી,પણ વ્યવહાર કરતાં ભગવાન ને ભૂલી જવા તે પાપ છે.
પરમાત્મા એ લક્ષ્ય છે,લક્ષ્ય ને ભૂલવાનું નથી-જેમ પનિહારી ઘડાને ભૂલતી નથી તેમ.

આ જગતમાં કોઈ ધન માટે,કોઈ સ્ત્રી કે પુત્ર માટે તો કોઈ જશ માટે જીવે છે,પણ પરમાત્મા ને માટે કોઈ
જીવતું નથી.પરમાત્મા ને માટે જે જીવે તેનો વ્યવહાર શુદ્ધ થાય અને શુદ્ધ વ્યવહાર થાય તો ભક્તિ પ્રગટે.
ઈશ્વરે મનુષ્ય ને બુદ્ધિ આપી છે તેનો ઉપયોગ ઈશ્વર ને ઓળખાવા માટે કરવાનો છે.
પણ મનુષ્ય બુદ્ધિનો ઉપયોગ કરે છે પૈસા કમાવામાં. વ્યવહાર ચલાવવા પૈસા કમાવાની જરૂર છે,પણ
માત્ર પૈસા જ કમાવવા એ જિંદગી નો હેતુ નથી.એટલે બુદ્ધિ નો ઉપયોગ ઈશ્વર ની ઉપાસના કરવો જોઈએ.

વ્યવહાર ની વાત આવી છે.વ્યવહાર ની પાછળ પડવું નહિ,પણ વ્યવહાર ને પોતાની પાછળ રાખવો,
આગળ રાખવાના પરમાત્મા ને.તે જ એકલા સાચા માર્ગદર્શક અને સમર્થ છે.

કૌશલ્યા મા ની વ્યવહારમાં જરીક ભૂલ થઇ એનું પરિણામ ભયંકર આવ્યું.
મંથરાની ઈર્ષ્યા છંછેડાયેલા સાપની જેમ જાગી ઉઠી.અને તેનું મન અને બુદ્ધિ "રાજ્યાભિષેક ને કેમ કરી ને રોળી નાખું "તેમાં લાગી ગઈ. તે ઉદાસ થઇ ને ઝેરી નાગણ જેવી થઇ કૈકેયી ની પાસે ગઈ.

મંથરા કૈકેયી પાસે આવી જોરથી રડવા લાગી અને નાટક કર્યું છે. કંઈ બોલતી નથી અને નિસાસા નાખે છે.
એણે રડતી જોઈ કૈકેયી એ પૂછ્યું-કેમ રડે છે? શું કોઈએ ધોલ-ધપાટ કરી છે કે શું?
તોયે મંથરા કશું બોલતી નથી.નાગણ બોલે ખરી? એ તો ડંશ જ દે ને?

શાસ્ત્ર માં એવું લખ્યું છે-કે-પતિવ્રતા સ્ત્રીને –પુત્ર કરતાં સો ગણો વધારે પ્રેમ પતિમાં હોવો જોઈએ.
પતિનું કુશળ પહેલા પૂછવું જોઈએ –પણ અહીં -
કૈકેયીને રામના ઉપર પતિ કરતાં પણ અધિક પ્રેમ છે,એટલે પૂછે છે-તું કેમ રડે છે ? રામ તો કુશળ છે ને ?
કૈકેયી આવી ભલી અને ઉદાર ચિત્ત છે,પણ મંથરાની ઝેરી ફૂંક થી એનું ચિત્ત પણ છેવટે કેવું વિષમય બની જાય છે?

રામની કુશળતાના સમાચાર જયારે કૈકેયી એ પૂછ્યા,ત્યારે મંથરા રાડ પાડી બોલી ઉઠી-
રામને વળી શું થવાનું છે? રામ તો આનંદ માં જ હોય ને ? એતો લહેર કરે છે,
એમને કંઈ ઘા પડ્યા નથી.ઘા તો તને પડ્યા છે.
કૈકેયી કહે છે કે-રામ આનંદ માં છે તે જાણી મને સુખ થયું,પણ આ મને શા ઘા પડ્યા ની વાત કરે છે?
હું તો સાવ સાજી તાજી છું.
મંથરા કહે છે- શું ધૂળ સાજીતાજી છે?તારે માથે મોટો ભય ઝૂલી રહ્યો છે,એનું તને ક્યાં ભાન છે?
આખું ગામ જાણે છે પણ તુ કંઈ જાણે છે? કૈકેયી કહે –કે શું જાણવાનું છે તે તુ જ કહે ને.....

મંથરા કહે છે કે-કહું ? જો,રામનો તેમના પિતા આવતી કાલે રાજ્યાભિષેક કરે છે.
રામ ના સમાચાર સાંભળી કૈકેયી પોતાનો ચંદ્રહાર ઉતારી મંથરા ને આપ્યો. કૈકેયી અતિ ભોળી છે.
પણ મંથરા એ તે હારને ગળામાંથી કાઢી ને ફેંકી દીધો.
કૈકેયી ને આશ્ચર્ય થયું-તે પૂછે છે-મારા રામનો રાજ્યાભિષેક થાય,તેથી મને અતિ આનંદ થાય છે,પણ તને આટલું દુઃખ કેમ થાય છે ?સૂર્યવંશની રીત છે-કે-મોટો પુત્ર ગાદી પર બેસે.

મંથરા એ હવે જાળ ફેલાવવાનું ચાલુ કર્યું.કહે છે કે-
વાત એમ છે કે-રાજા તારા પ્રત્યે પ્રેમનો માત્ર દેખાવ કરે છે,પણ એમને હૈયે કૌશલ્યાનું જ હિત છે,અને કૌશલ્યા પણ અંદરથી તારા માટે ખાર રાખે છે,ભરત અત્યારે મામા ના ત્યાં છે,એટલે એનો રામ રાતોરાત રાજા થાય તેવું તેને ગોઠવ્યું છે.રામ રાજા થયા પછી તે લક્ષ્મણ નું તો કંઈ અનિષ્ટ નહિ કરે પણ ભરતનો જ નાશ કરશે અને ભરતની દશા અનાથ જેવી થઇ જશે.
પછી તારી દશા કેવી થશે એ તો તને ક્યાં ખબર છે?કૌશલ્યા થશે રાજમાતા અને તુ થશે કૌશલ્યા ની દાસી.

મંથરા એ ધરતી પર પડતું મુક્યું,ખોટી રીતે મૂર્છા માં પડી છે, નવી રીતે નવું નાટક ચાલુ કર્યું.
મંથરા હવે કહે છે-કે-રામ રાજા થાય કે ભરત રાજા થાય મને શું મળવાનું છે ? હું તો દાસી જ રહેવાની છું.
મારો સ્વાર્થ નથી પણ તારું બગડે છે –તે સુધારવા આવી છું, પણ હું જ ખરાબ છું, હવે હું નહિ બોલું.

કૈકેયી વિચારે છે-કે-આ બોલે છે તે કંઈ ખોટું લાગતું નથી,રામ રાજા થાય કે ભરત રાજા થાય તેમાં તેનો શું સ્વાર્થ ? લાગે છે કે તેના મન માં કંઈક છે તે-તે કહેવા આવી લાગે છે.
કૈકેયી મંથરા પાસે આવી અને મંથરાની પીઠ પર હાથ ફેરવવા લાગી.
જેવો મંથરાને સ્પર્શ કર્યો-કે તેની બુદ્ધિ બગડી છે.મંથરામાંના કલિ એ કૈકેયીમાં પ્રવેશ કર્યો છે.

સ્પર્શ કર્યો નહોતો ત્યાં સુધી તેની બુદ્ધિ બગડી નહોતી.પણ હવે મંથરા ના મનમાં રહેલો કલિ એ કમાલ બતાવી.કૈકેયી કહે છે –તને શું દુઃખ થાય છે તે મને કહે.
મંથરા કહે છે-તારું એંઠું મેં ખાધું,તારાં કપડાં પહેર્યાં,મને તો બોલતાં પણ બીક લાગે છે,મારે કંઈ નથી કહેવું.
પણ તારૂં બગડે તે મારાથી જોવાતું નથી,
હવે તેને જોયું કે કૈકેયી નો વિશ્વાસ સંપાદિત થયો છે એટલે તે માન માગવા લાગી.

કૈકેયી હવે કહે છે-કે-“તું જે કહે તે હું કરવા તૈયાર છું.” મંથરા કૈકેયી ને ખુબ વહાલી હતી.
મંથરા ને જયારે ખાતરી થઇ કે કૈકેયી હવે તેને આધીન થઇ છે-એટલે તે કહે છે-કે-
“તેં મને કહ્યું હતું કે રાજા દશરથ ના બે વરદાન તારી પાસે છે-તે માગી લે.
એક તો ભરત ને ગાદી અને રામ ને ૧૪ વર્ષ નો વનવાસ.
પણ જો જે પહેલું વનવાસનું માગતી નહિ,નહી તો રાજા નો રામ પરના પ્રેમ ને લીધે બેભાન થઇ જશે તો ભરતના રાજ્યાભિષેક ની વાત રહી જશે.ખૂબ જ અક્કલ ને હોશિયારી થી કામ કરવાનું છે,જરાયે ઉતાવળ કરવાની નથી.અત્યાર સુધી “મારો રામ” કરી ને વેવલાઈ બતાવી છે તે હવે કરવાની નથી,અને કાળજું કાઠું કરી ને કામ કરવું પડશે.

કૈકેયી કહે છે કે –હું કંઈ સમજતી નથી, મને કંઈ સમજાતું નથી,તુ મને સમજાવી ને કહે.
મંથરા કહે છે કે-જુઓ,રાજા ના પધારવાનો સમય થાય તે પહેલાં તુ ક્રોધભવન માં ચાલી જા,ત્યાં અલંકારો ચારે તરફ વેરી મૂકજે અને જુનાં કપડાં પહેરી જમીન પર પડી રહેજે.
રાજા મન ના મેલા ને મોઢે મીઠા છે.એમને તારા પર ખૂબ વહાલ છે તેમ તે બતાવશે.પણ કશાથી ભોળવાતી નહિ,રાજા કામુક છે,તે છેવટે પોતાના હાથથી તને ઉઠાડી ને વરદાન માગવાનું કહે,ત્યારે વરદાન માગતા પહેલાં એમને વચન થી બરાબર બાંધી લેજે.રામના સોગંધ ખાઈ ને તને માગવાનું કહે ત્યારે જ મેં કહ્યું તેમ બે વરદાન માગી લેજે.
અને કૈકેયી એ ક્રોધ ભવન પ્રતિ પ્રયાણ કર્યું.મંથરા મનમાં મલકી કે જાળ બરોબર બિછાઈ ગઈ છે.

કૈકેયી ભોળી છે-પણ કુસંગ થી કૈકેયી નુ જીવન બગડ્યું.
કુસંગ થી મનુષ્ય દુઃખી થાય છે-સત્સંગ થી મનુષ્ય સુખી થાય છે.
કૈકેયીએ મંથરાની શિખામણ મુજબ અલંકારો ને પુષ્પ માળા ઉતારી આમતેમ ફેંકી,જુનાં વસ્ત્રો પહેરી ક્રોધભવન પર જમીન પર પડી રાજા ની રાહ જોવા લાગી.

રોજ ના નિયમ પ્રમાણે રાજા દશરથ કૈકેયી ના મહેલ માં આવે છે-રાજા કૈકેયી ને આધીન છે,
શાસ્ત્ર માં લખ્યું છે-કે જે પુરુષ સ્ત્રી ને અતિ આધીન રહે છે-તે દુઃખી થાય છે.
દશરથ રાજા ના દુઃખ ની શરૂઆત થઇ છે. યેનકેન-પ્રકારેણ કૈકેયીએ તેના બે વરદાન માગ્યા છે.
દશરથ રાજાની છાતી પર જાણે પહાડ ઝીંકાયો,અને જમીન પર ફસડાઈ પડ્યા, મૂર્છા આવી છે.
થોડી થોડી વારે બબડાટ કરે છે,વિલાપ કરે છે,ને થોડી થોડી વારે જરા ભાન માં આવે ત્યારે કૈકેયીને કરગરે છે,”દયા કર,દયા કર,જોઈએ તો મારું માથું માગી લે,પણ મારા રામને વન માં ન કાઢ, કદાચ માછલું પાણી વિના જીવશે,પણ રામ વિના મારા પ્રાણ ટકી નહિ શકે.

કદી પણ જમીન પર નહિ સૂતેલા મહારાજા આજે ખુલ્લી ભોંય પર તરફડે છે.ને આંખમાંથી ચોધાર આંસુ નીકળે છે,પણ રાજાના આ વિલાપ અને વિનવણી ઓ થી કૈકેયી નું રૂવાડું યે ફરકતું નથી.
તેના ચિત્તમાં મંથરા રૂપી નાગણ નું વિષ વ્યાપેલું છે.

કુસંગ નું કેવું ભયાનક પરિણામ આવે છે તેનું મંથરા ને કૈકેયી એક ઉદાહરણ છે.
સત્સંગ મહાપુણ્યે મળે છે,પણ કુસંગ થી બચવું તે મનુષ્ય ના હાથમાં છે.

વાલ્મીકિજી લખે છે કે-અધર્મ-યુક્ત દેશમાં વસવાથી અને અધર્મી મનુષ્ય નો સંગ કરવાથી દૂષિત થવાય છે.

જગતમાં સત્સંગ ની ઘણી તકો છે,પણ તેને છોડી ને જે કુસંગ માં પડે છે તે આંબો કાપી ને એની જગ્યાએ લીમડો રોપે છે,ને પછી કેરી ની આશા રાખે છે.
લીમડા ના મૂળ માં દૂધ સિંચવામાં આવે તો પણ તે મીઠો થવાનો નથી.
એક વાર જીવ કુસંગ માં ફસાયો પછી એ લીમડા જેવો કડવો બની જાય છે.

બાળક જન્મે છે ત્યારે આમ્રવૃક્ષ (આંબા) જેવો હોય છે.એને પહેલો સંગ માતાનો અને પછી પિતાનો થાય છે.
માતા બાળક ને ઉછેરે છે ત્યારે તે જગત-જનની જગદંબા સ્વરૂપ હોય છે.
પણ બાળક જયારે માતાનો ખોળો છોડી ને શેરીમાં મિત્રો સાથે રમવા જાય ત્યારે,પિતા અને ગુરુજનો ની જવાબદારી વધે છે.તેમણે બાળક કોના અને કેવાં સંગમાં ફરે છે તે ધ્યાન રાખવાનું હોય છે.
બાળક ના નિર્મળ સંસ્કારો ના આંબા ની જગ્યાએ કુસંગ નો લીમડો તો રોપાતો નથી ને?તે જોવાનું છે.

કૈકેયી મૂળે તો સ્વભાવની શાણી અને ઉદાર છે.તે રામ અને ભરતમાં કોઈ ભેદ જોતી નહોતી.કે નહોતો એણે કૌશલ્યા તરફ કોઈ દ્વેષ. એ પોતે જ કહેતી કે-રામ મને કૌશલ્યા કરતાં પણ વધારે ચાહે છે.અને મારી સેવા કરે છે.રામ ને રાજા બનાવવાનું પણ એ પોતે જ વારેવારે રાજાને કહેતી હતી.
પણ થોડી વારના મંથરા ના દુષ્ટ સંસર્ગ થી તેની બુદ્ધિ બગડી અને મહા અનર્થ ઉભો થયો છે.

ભગવાન કૃપા કરે ત્યારે સંપત્તિ આપતા નથી પણ સત્સંગ આપે છે.
સાચા સંત નો સત્સંગ ઈશ્વર-કૃપા થી મળે છે,પણ કુસંગ થી દૂર રહેવાની વાત આપણા હાથમાં છે.
કુસંગ એટલે નાસ્તિક નો સંગ,કામ,ક્રોધ,લોભ-વગેરે વાસનાઓમાં ચકચૂર રહેનારાઓ નો સંગ.
સંગ નો રંગ તો લાગે જ છે.માટે મહાત્માઓ કહે છે-કે-પાપીઓ ના સંગ થી દૂર રહેવું.

ભગવાને દૂર્યોધનના ઘરના મેવા આરોગવાની ના પાડી છે ને વિદૂર ના ઘરની ભાજી ખાવા જાય છે.
દૂર્યોધન એ દુર્વાસના નું પ્રતિક છે,અને જ્યાં દુર્વાસના હોય તેની નજીક પણ ભગવાન જતા નથી.
ભગવાન તેનાથી આઘા રહે છે.ભગવાન પણ જેનો સંગ કરતાં નથી તેનો સંગ જો મનુષ્ય કરે તો તેની શું દશા થાય? સંગ નો રંગ મનુષ્ય ને લાગે જ છે.
માણસ કંઈ જન્મ થી બગડેલો નથી હોતો,જન્મ થી તે શુદ્ધ જ હોય છે,પણ જેમ જેમ એ મોટો થતો જાય અને જેના સંગ માં આવે છે તેના જેવો તે બને છે.કુસંગ થી જીવન બગડે છે,સત્સંગ થી જીવન સુધરે છે.

સંતો કહે છે કે-બીજું બધું બગડે તો બગડવા દેજો,પણ મન અને બુદ્ધિ ને બગડવા ન દેશો.
કૈકેયી એ મંથરા ને મન આપ્યું ને પરિણામ કેવું ભયંકર આવ્યું?કૈકેયી ના નિર્મળ ચરિત્ર ને જે ડાઘો પાડ્યો તે આજે ય ભૂસાયો નથી.બીજા ડાઘ ધોવાશે પણ ચારિત્ર્ય ના ડાઘ ધોવાશે નહિ.

વિદુરજી ધૃતરાષ્ટ્ર ણી સભામાં બેસે છે,પણ ત્યાંના રંગઢંગ જોઈ તેમણે લાગ્યું કે,ધૃતરાષ્ટ્ર ના સંગ માં રહીશ તો મારું જીવન બગડશે.તેથી તેઓ ઘરનો ત્યાગ કરી ગંગા કિનારે ભગવાનની ભક્તિ કરવા ચાલી ગયા.
સંગ નો રંગ મન ને લાગે જ છે,કાજળ ની કોટડીમાં રહીએ તો કાજળનો ડાઘ લાગ્યા વગર રહે નહિ.
સંસારમાં રહીએ તો સંસારનો ડાઘ લાગ્યા વગર રહે નહિ.અને મહાપુરુષ ના આશ્રમ માં રહીએ તો તેમના સત્સંગ નો રંગ પણ લાગ્યા વગર રહે નહિ.

મહાત્માઓ કહે છે કે-પ્રભુ ને રોજ એવી પ્રાર્થના કરો કે-મને શંકરાચાર્ય જેવું જ્ઞાન,મહાપ્રભુજી જેવી ભક્તિ,.શુકદેવજી જેવો વૈરાગ્ય અને હનુમાનજી જેવી સ્વામી-નિષ્ઠા મળે.

તુલસીદાસજી કહે છે કે-કૈકેયી મંથરાના સ્વભાવને ઓળખતી હતી.સાચું-જુઠું કરવું,પારકા ની બદબોઈ કરવી,
કોઈની પીઠ પાછળ વાંકુ બોલવાની મંથરા ને આદત હતી.એટલે તેનું નામ તેણે "ઘરફોડી" રાખ્યું હતું.
આવું જાણવા છતાં કૈકેયીએ,તે મંથરા ને પોતાના ઘરમાં થી રવાના ના કરતાં ઘરમાં રહેવા દીધી,અને
એ "ઘરફોડી" એ તેનું જ ઘર ફોડ્યું.અને કૈકેયી ને દુનિયામાં પારાવાર અપજશ મળ્યો.
કૈકેયી સાધારણ સ્ત્રી નહોતી.દશરથ તેના રૂપ પર જ મુગ્ધ હતા તેવું નહોતું,યુદ્ધવિદ્યા માં તે પ્રવીણ હતી.
પતિની સાથે યુદ્ધ-મોરચે પણ તે જતી. એની બુદ્ધિ તીક્ષ્ણ હતી.
પણ કુસંગ કોનું નામ? પાણીમાં આગ લગાડે તે કુસંગ.

<u>એક ઘડી આધી ઘડી,આધી સે ભી આધ,તુલસી સંગત સંત કી કટે કોટિ અપરાધ.</u>
એક નહિ,અડધી યે પુરી નહિ,અરે ફક્ત પા ઘડી નો સત્સંગ કોટિ અપરાધ નાશ કરવા ને સમર્થ છે.

હનુમાનજી ના બે પળના સત્સંગ થી લંકિની જેવી રાક્ષસી પણ હરિભક્ત બની ગઈ હતી.
ગૃહસ્થ સંસારમાં રહે છે,એટલે પતિએ પત્ની પર ને અને પત્નીએ પતિ પર પ્રેમ ના રાખવો જોઈએ,
એવું કહેવાનો કોઈ આશય નથી,પણ કહેવા એ માગે છે એ કે કોઈ એક બીજા ને અતિ આધીન ના બનો.
સંતો વારંવાર કહે છે-સંસાર ને છોડવાનો નથી,પણ મન માંથી સંસાર ને કાઢી નાખવાનો છે.
મન આપવા લાયક એક પરમાત્મા છે.પણ અહીં દશરથે મન કૈકેયી ને દઈ દીધું, અને તે એવું દઈ દીધું કે,
પછી તેમનું કંઈ રહ્યું નહિ,અને લમણે હાથ દઈ રડવાનો વારો આવ્યો.

ગૃહસ્થાશ્રમ એ કિલ્લો છે.અને કિલ્લા માં રહીને લડવું,સહેલું છે.
કામ,ક્રોધ,લોભ,મદ,મત્સર –વગેરે શત્રુઓ છે.આ શત્રુઓને જેણે જીત્યા એ ગૃહસ્થાશ્રમ માં રહે તો પણ
વનમાં રહ્યા જેવું જ છે.વનમાં જવાથી જ આ શત્રુઓ જીતાઈ જાય એવું નથી,આ શત્રુઓ એવા કંઈ ભોળા
નથી,ઉપરથી વનમાં તો તે શત્રુઓ સામે હાથો હાથ ની લડાઈ કરવી પડે છે.એકલે હાથે લડવું પડે છે.
ગૃહસ્થાશ્રમ ના કિલ્લામાં રહી લડવામાં જીતવાની વિશેષ તક છે,અને જે તેમ કરે તે વીર છે.

ગૃહસ્થાશ્રમી ઓ ને મહાત્માઓએ આજ્ઞા કરી છે કે-તે બહુ કડક ન થાય અને બહુ સરળ પણ ના થાય,
પતિ-પત્ની વચ્ચે પ્રેમ હોય પણ બંને એ એકબીજા પર અતિશય મમતા ના રાખવી.આધીન ના થવું.
અહીં દશરથ રાજા કૈકેયીની પર અતિશય મમતા ને કારણે તેને આધીન થયા,અને દુઃખમાં પડ્યા.

તુલસીદાસજી કહે છે કે-
<u>સુરનર મુનિ સબકી યહ રીતિ,સ્વારથ લાગિ કરિહી સબ પ્રીતિ.</u>
બધાં સ્વાર્થનાં સગા છે.પત્ની સુખ આપે ત્યાં સુધી પતિ પ્રેમ કરે છે,પત્ની ત્રાસ આપે કે માંદી-સાજી રહ્યા કરે,
તો પતિ કહેશે કે-આને કાંઇક થઇ જાય તો સારું (મરી જાય તો સારું!!) નવી લઇ આવું!!
અને પતિ દુઃખ આપે તો પત્ની કહેશે કે-આ ક્યાં માથે પડ્યો!!
પતિ, પતિ છે, એટલે પત્ની એને ચાહતી નથી,તેમ,પત્ની,પત્ની છે,એટલે માટેજ પતિ એને ચાહતો નથી.
જગતમાં સ્વાર્થ અને કપટ સિવાય કશું નથી.

આ વિષે મૈત્રેયી અને ઋષિ યાજ્ઞવલ્કય વચ્ચે સુંદર સંવાદ થયેલો.
યાજ્ઞવલ્કય ઋષિએ સંન્યાસ ગ્રહણ કરવા નિશ્ચય કર્યો.તેમણે પોતાની બંને પત્નીઓ મૈત્રેયી અને કાત્યાયની
ને બોલાવી ને કહ્યું કે- હવે મારે સંન્યાસ ગ્રહણ કરવો છે,પણ મારા ગયા પછી તમારા બંને વચ્ચે ઝગડો ના
થાય તે માટે સર્વ સંપત્તિ હું તમારી બને વચ્ચે વહેંચી આપું છું.
કાત્યાયની કંઈ બોલી નહિ પણ મૈત્રેયી બ્રહ્મવાદિની હતી,
તે બોલી-આ ધન થી મને મોક્ષ મળી શકશે? હું અમર થઇ શકીશ?

ત્યારે યાજ્ઞવલ્કય ઋષિએ કહ્યું કે-ના,ધનથી મોક્ષ નહિ મળે,અમરત્વ નહિ મળે,પણ તમે સુખ-સગવડ થી
આનંદ થી જીવી શકશો. મૈત્રેયી કહે છે-જે ધન થી મોક્ષ ના મળે તે ધન ને લઇ હું શું કરું?
પછી યાજ્ઞવલ્કયે મૈત્રેયી ને જિજ્ઞાસુ જાણી,તેને બ્રહ્મવિદ્યા નો ઉપદેશ આપ્યો.મોક્ષનાં સાધનો કહ્યાં.

યાજ્ઞવલ્કય નો મૈત્રેયી ને આપેલો એ ઉપદેશ અમર થઇ ગયો.
ઋષિ કહે છે કે-હે મૈત્રેયી,પત્ની ને પતિ પર પ્રેમ અધિક હોય તે પતિની કામના પૂર્ણ કરવા માટે નહિ,પણ
પોતાની કામના જ પૂર્ણ કરવા માટે છે.એ જ રીતે
પતિને સ્ત્રી અધિક પ્રિય લાગે છે તે પત્ની ની કામના પૂર્ણ કરવા માટે નહિ,પણ પોતાની જ કામનાઓ પૂર્ણ
કરવા માટે તે તેને પ્રિય લાગે છે.
માતપિતાનો પુત્ર પર અધિક પ્રેમ હોય છે તે પણ પુત્ર માટે નહિ,પણ પોતાને માટે જ હોય છે.
પુત્રો મોટા થઈને પોતાનું ભરણ-પોષણ કરશે ને સેવા કરશે,એ આશાએ તે પુત્રો ને ચાહે છે,
નહિ કે તે પુત્રો છે એટલે ચાહે છે.

પત્ની પતિ ને ચાહે છે,કેમકે તે પતિ પોતાનું નું ભરણ-પોષણ કરે છે,નહિ કે એ પોતાનો પતિ છે એટલા માટે.
પતિ પત્ની ને ચાહે છે કારણકે તે પત્ની પોતાની ઈચ્છાઓ પુરી કરે છે,નહિ કે તે પોતાની પત્ની છે –માટે.
મનુષ્ય મનુષ્ય સાથે પ્રેમ કરતો નથી પણ સ્વાર્થ માટે પ્રેમ કરે છે.

દશરથ રાજા કૈકેયી ના મોહમાં ભાન ભૂલી વચનથી બંધાઈ જાય છે અને પછી ભાન માં આવે છે ત્યારે તેમના
વલોપાત નો પાર નથી.પાણી વહી ગયા પછી પાળ બાંધવાની વાત છે.તેમની વેદના જોઈ ન જાય તેવી
છે.રાજા અસ્ત-વ્યસ્ત દશામાં ખુલ્લી જમીન પર પડ્યા છે,ને ઘડીએ ઘડીએ માથું કુટી કહે છે કે-
સવાર પડતાં પહેલાં જ હું મારી જાઉં તો સારું,જેથી આનું પરિણામ મારે જોવું ના પડે.

રાજા પોતાને જ વિષયાત્મા અને અતિ મૂર્ખ કહે છે.
વિષય-લોલુપતા માનસ ને કેટલે હદ સુધી અંધ અને મૂઢ બનાવી દે છે તેનું આ દ્રષ્ટાંત છે.
આખી રાત રાજા આમ તરફડતા રહ્યા.કૈકેયી ને કેટલી યે આજીજી ઓ કરી,તો યે તેણે માન્યું નહિ.
ત્યારે રાજા હતાશ થઇ ને કહે છે કે-કૈકેયી તારો દોષ નથી પણ મારો કાળ જ મને પિશાચ ની જેમ વળગ્યો
છે.તે જ તારી પાસે બધું બોલાવે છે,આ બધું મારા પાપ નું જ પરિણામ છે.
મને લાગે છે કે ભરત કદી ગાદીએ બેસશે નહિ,ચૌદ વરસ પછી રામ જ ગાદીએ બેસશે.
પણ આજે વિધાતા પ્રતિકૂળ છે,મારા રામનો રાજ્યાભિષેક જોવા હું જીવીશ નહિ.

આમ ને આમ સવાર થઇ,રોજ સવારે બ્રહ્મ-મુહૂર્ત માં ઉઠી નિત્યકર્મ માં લાગી જવાનો રાજા નો નિયમ હતો,
પણ આજે રાજમહેલ માં અંધારું હતું,વશિષ્ઠ ઋષિ આવી પહીંચી ને રાજ્યાભિષેક ની તમામ તૈયારીઓ પૂર્ણ
કરી છે,અને રાજાની રાહ જુએ છે.છેવટે વશિષ્ઠે મંત્રી સુમંત્ર ને તપાસ કરવા મોકલ્યા.
મંત્રી સુમંતે રાજાને ક્રોધ ભવન માં જમીન પર પડેલા જોયા,મંત્રી હાથ જોડી ને ઉભો છે પણ રાજા કંઈ
બોલતાં નથી,ત્યારે કૈકેયી એ કહ્યું કે-તુ રામ ને જ બોલાવી લાવ.

સુમંત્ર સમજી ગયા કે કૈકેયી એ કંઈ કપટ કર્યું લાગે છે,તેમના મનમાં ફફડાટ પેસી ગયો,
અને રામને બોલાવી લાવવા દોડ્યા.સુમંત્ર ને આવતા જોઈ રામ સામે દોડ્યા.
સુમંત્ર કહે છે કે-આપના પિતાજી આપને યાદ કરે છે.રામજી તરત જ તેમની સાથે ગયા,
બારણા આગળ લક્ષ્મણ ઉભા હતા તે પણ સાથે ગયા.

રામજી એ આવી ને જોયું તો-રાજા ની હાલત દયાજનક હતી.રાજા બોલી શકતા નથી.
એમણે કૈકેયી ને પૂછ્યું કે-હે,માતા મારાથી શું મારા પિતાનો કોઈ અપરાધ થયો છે?તેમણે આજે અસુખ કેમ

છે?આજે તે મારી સાથે બોલતાં કેમ નથી?મારા પિતા ને પ્રસન્ન કરવા એ હું મારો ધર્મ સમજુ છું.

કૈકેયી ની નિષ્ઠુરતા ની હદ થઇ છે.તુલસીદાસજી એ તેને સાક્ષાત નિષ્ઠુરતા કહી છે.
તે રામને કહે છે કે-હે,રામ તેં કોઈ અપરાધ કર્યો નથી,કે તેમણે કોઈ વાતનું અસુખ નથી,પરંતુ તેમના દુઃખ નું કારણ તું છે. એમ કહી આખી વાત કહી સંભળાવી.

રામજી કૈકેયી ને વંદન કરી ને કહે છે-મા- મારો ભરત રાજા થાય તે સાંભળી મને આનંદ થાય છે.
તમારો મારા પર ભરત કરતાં પણ અધિક પ્રેમ છે. મને ઋષિ-મુનિઓ નો સત્સંગ થાય-અને મારું કલ્યાણ થાય –તે માટે તમે વનમાં મોકલો છો-તેનાથી વધુ સારું શું ? મા,મને વનવાસ આપવામાં પણ તમે મારા સુખ નો જ વિચાર કર્યો છે,વળી આ તો પિતાજી ની આજ્ઞા છે તે આજ્ઞા પાળવામાં મારું સર્વ પ્રકારે કલ્યાણ થશે.અને વળી મારો પ્રાણપ્રિય ભરત રાજા થશે,
આટલા બધા સર્વ લાભ થતા હોય તો છતાં જો હું વનમાં ના જાઉં તો મારા જેવો મહા-મૂર્ખ કોણ?
<u>જો ન જાઉં ઐસે હું કાજા,પ્રથમ ગનીબ મોહી મૂઢ સમાજા !!</u>

પિતાજી તો ધીરજ ના સાગર છે, આવી નાની વાત પર તેઓ આટલું દુઃખ કરે નહિ,
પરંતુ મને એવું લાગે છે કે,મારાથી બીજો કોઈ અપરાધ થઇ ગયો છે, તેથી જ તેઓ મારી સાથે બોલતા નથી,માટે હે માતા,બીજું જે કંઈક પણ હોય તો મને તમે કહો,તેમની આજ્ઞા મુજબ હું વનમાં તો જઈશ જ.

રામચંદ્રજી ના વનમાં જવાના નિર્ણય ને જાણી કૈકેયી ખુશખુશ થઇ ગઈ.
મન માં ને મનમાં તે રામના વખાણ કરે છે,અને વિચારે છે કે-કેટલાં પુણ્યે આવો દીકરો મળે!!
તે બોલી-બીજું કોઈ કારણ નથી,રામ,તારો કોઈ દોષ નથી.
કૈકેયી નું કાળજું પણ કહે છે કે રામ નો કોઈ દોષ નથી!!!!

એટલામાં દશરથ રાજા ને કંઈક કળ વળી ને થોડા ભાનમાં આવ્યા,
રામ આગળ આવી પિતાને વંદન કરવા લાગ્યા.
મંત્રીએ દશરથ રાજાને થોડા બેઠા કરી ને કહે છે-તમારો રામ તમને વંદન કરે છે.
રામ શબ્દ સાંભળતા જ –દશરથે આંખો ખોલી,બે હાથ લંબાવી રામને છાતી સરસો ચાંપે છે-
“રામ મને છોડી ને જઈશ નહિ” તે વધુ કંઈ બોલી શક્યા નહિ.
આંખમાંથી અશ્રુઓ નો ધોધ વહી ચાલ્યો છે,રામજી ને છાતી થી અલગ કરવાનું રાજા ને મન થતું નથી,
મન માં ને મન માં ઈશ્વર ને પ્રાર્થના કરે છે કે,
હે પ્રભુ,મારો રામ મારાથી અળગો ના થાય,વચનભંગ થવાથી ભલે હું પાપમાં પડું,ભલે જગતમાં મારો અપજશ થાય,ભલે હું નરક માં પડું,પણ મારો રામ મારી આંખો થી દૂર ન થાઓ.

રામજી પિતાને સમજાવે છે-આપ તો ધર્મધુરંધર છો,આપને કોણ સમજાવી શકે ? મહાપુરુષો પ્રાણ ના ભોગે ધર્મ નુ પાલન કરે છે.ચૌદ વર્ષ નો સમય જલ્દી પુરો થઇ જશે,અને આપનાં દર્શન કરવા આવીશ.
તમારાં આશીર્વાદથી વન માં પણ મારું કલ્યાણ થશે.પ્રસન્ન થઇ મને આશીર્વાદ આપો.

રામચંદ્રજી એ આશ્વાસન આપ્યું છે,
રાજા,દશરથ અત્યંત ખેદ-શોક ને લીધે કંઈ બોલી શકતા નથી,પણ રામના અડગ નિર્ણય ને જોઈ ને પોક મૂકી ને રડી પડ્યા છે,અને ફરીથી બેભાન થયા છે,
અભાન અવસ્થામાં માત્ર રામ-રામ એટલું બોલે છે-અને આંખમાંથી આંસુ નીકળે છે

દશરથ અને કૈકેયી ને વંદન કરી રામજી કૌશલ્યા મા ને વંદન કરવા જાય છે.

સાથે લક્ષ્મણજી છે,લક્ષ્મણજી નું મન વ્યાકુળ છે,ચહેરા પર ઉગ્રતા છે,પણ મોટાભાઈ ની આમાન્યા માં કશું બોલતા નથી.રામજી ના મુખ પર જરા સરખું પણ દુઃખનું ચિહ્ન દેખાતું નથી,તેમની સમતા અદભૂત છે.

સમતા એ સંતો નો ગુણ છે.તેથી તો રામચરિતમાનસ ની શરૂઆત કરતાં તુલસીદાસ કહે છે કે-
<u>બંદઊ સંત અસંતન ચરના !!</u> (સંત-અસંત સહુના ચરણમાં વંદન કરું છું)
માનવી જો આવી સમતા પ્રાપ્ત કરી શકે તો તેણે બીજું કશું પ્રાપ્ત કરવાનું બાકી રહે નહિ.
કારણ કે સમતા ની “પ્રાપ્તિ” થાય છે ત્યારે “કામના” જ ચાલી ગઈ જાય છે.

અત્રે તુલસીદાસ કહે છે કે-અયોધ્યા નું રાજ્ય ત્યજી વનમાં જવા તૈયાર થયેલા રામજી ના મનમાં દુઃખ નું તો નામો નિશાન નહોતું,પણ ચાર ગણો હર્ષ હતો.
ચાર ગણો હર્ષ એ કે-પિતાજી ની આજ્ઞા મળી,માતા ની સંમતિ મળી,વહાલાં ભાઈ ને ગાદી મળી,ને પોતાને ઋષિ-મુનિઓ ના દર્શન ની તક મળી.

રસ્તામાં ઉભેલા લોકો નું રામજી સ્મિત કરી કરી ને સ્વાગત કરે છે અને જાણે કશું જ બન્યું નથી,તેમ માતા કૌશલ્યા ના ભવન માં પ્રવેશ કરે છે.
રામને જોઈ ને કૌશલ્યા મા બહુ રાજી થયાં,શ્રીરામે તેમના ચરણ માં મસ્તક નમાવ્યું,
માતાએ તેમણે હૃદય સરસા લગાવી કહ્યું કે-હે રામ,તારો આજે રાજ્યાભિષેક છે,આજે મંગળ દિવસ છે,
તુ કાલ નો ઉપવાસી છે,આસન ગ્રહણ કર.અને થોડી મીઠાઈ ખાઈ લે.

રામજી આસન ને માત્ર સ્પર્શ કરી ને માતા સમક્ષ હાથ જોડી ને ધીર-ગંભીર સ્વરે મા ને કહે છે કે-
હે માતા,હવે આવા રત્નજડિત આસન નું મારે શું કામ?હવે તો દર્ભાસન પર બેસવાનું છે,મીઠાઈ નહિ પણ કંદમૂળ નો આહાર કરવાનો છે.મા,પિતાજીએ સંજોગો ને વશ થઇ ને ભરતને ગાદી અને મને ચૌદ વર્ષના વનવાસની આજ્ઞા આપી છે,માટે હે,માતા આપ પણ મને પ્રસન્ન થઇને રજા આપો.

કેળ પર જાણે કુહાડી પડી ! કૌશલ્યા મા આ વાત સાંભળતાં જ જમીન પર પડી ગયાં,તેમનું શરીર થરથર કાંપવા લાગ્યું.રામચંદ્રજી એ તરત જ તેમણે બેઠાં કરી ને આસન આપ્યું.અને વિગતે વાત કહી સંભળાવી.
તે સાંભળી કૌશલ્યા માં બોલી ઉઠયા કે-અરે રે ચંદ્રમા ચીતરવા જતાં રાહુ ચિતરાઈ ગયો!!
<u>લિખત સુધાકર ગા લિખી રાહુ!!</u>

પણ હવે લક્ષ્મણજી નો ક્રોધ દાબ્યો રહ્યો નહિ.તે બોલી ઉઠયા કે-
વગર વાંકે કોઈ ને સજા થઇ શકે નહિ તે -ન્યાય-નિયમ છે.નિર્દોષ રામનો ત્યાગ કરનાર પિતાને ધર્મજ્ઞ કેવી રીતે કહી શકાય ? સ્ત્રી ની ભંભેરણીથી તેમની બુદ્ધિ ભ્રષ્ટ થઇ છે,કરવા યોગ્ય અને ન કરવા યોગ્ય કાર્ય નો વિવેક તેમણે ગુમાવ્યો છે. એવો અવળે માર્ગે ચડી ગયેલ પુરુષ ભલે પિતા હોય કે ગુરૂ હોય,તો પણ તેને શિક્ષા કરવાનું શાસ્ત્ર માં કહેલું છે.એટલે હું મારા મોટાભાઈ ને કહું છું કે,આ રાજ્ય તમારું જ છે,અને આજે જ તમારો રાજ્યાભિષેક થશે,અને જે કોઈ તેમાં વિઘ્ન કરવા આવશે તેનો હું વધ કરીશ.

આ સાંભળી રામચંદ્ર ની ધર્મ નિષ્ઠા અને હૃદય ની કોમળતા જરા પણ ઓછી કે શિથિલ થતી નથી,
તેમણે હસી ને નાના ભાઈ ને પડખામાં લીધો,ને તેના આંસુ લુછી ને તેં ક્રોધ ને શાંત કરવા કહ્યું-
હે,લક્ષ્મણ,આ લોક માં ધર્મ એ જ સર્વોત્તમ છે.ધર્મ માં જ સત્ય રહેલું છે.

લક્ષ્મણ નો રોષ હજુ શાંત થયો નથી,કહે છે કે-
હું એ જ કહું છું કે,શત્રુઓનો નાશ કરવો તે ક્ષત્રિય નો ધર્મ છે.
શ્રીરામ હસી ને કહે છે કે-એ ક્ષત્રિય નો ધર્મ ખરો,પણ માત-પિતાની આજ્ઞા પાળવી તે પુત્ર નો ધર્મ ખરો કે

નહિ?પેલો ક્ષત્રિય ધર્મ છે અને આ સત્ય-ધર્મ છે.એવા સત્ય-ધર્મ ને શ્રેષ્ઠ માનનારો હું,પિતાની આજ્ઞા નું ઉલ્લંઘન કરવા માટે અસમર્થ છું.! સત્પુરુષોએ સેવેલો માર્ગ આ જ છે.
લક્ષ્મણ કહે છે કે-પણ પિતા એ ક્યાં તમને સ્વ-મુખે આજ્ઞા આપી છે?
શ્રીરામ કહે છે કે-પિતાની વતી જ માતા એ આજ્ઞા કરી છે.

પછી શ્રીરામે માતાજી ના ચરણો માં પ્રણામ કરી કહ્યું કે-હે માતા,તમે પ્રસન્ન થઇ ને મને વનમાં જવાની આજ્ઞા આપો,તમને મારા પ્રાણ ના સમ છે.મને આશીર્વાદ આપો.

કૌશલ્યા ના મન માં ભારે ધર્મ-સંકટ પેદા થયું છે,
પુત્ર ને વનમાં જવાનું કહેવા નો તેમનો જીવ ચાલતો નથી,અને જો તેમ ના કહે તો ધર્મ નું પાલન થતું નથી,અને ભાઈઓ માં કલહ થવાની શક્યતા છે. છેવટે અત્યંત  ધીરજ ધારણ કરી ને બોલ્યાં-
બેટા ભરત રાજા બને અને તું વનમાં જાય તેમાં કોઈ વાંધો નથી, કૈકેયી ના મનમાં ભલે વિષમતા હોય-
પણ મારા મનમાં કોઈ વિષમતા નથી, મને ચિંતા અને દુઃખ એક જ છે-કે
તારા વિના તારા પિતાનું શું થશે ? ભરત નું અને અયોધ્યા નું શું થશે ? તારો વિયોગ તારા પિતા થી કે ભરત થી સહન થશે નહિ.
હે પુત્ર,તારા વનમાં જવાથી વન ભાગ્યશાળી બનશે,અને અયોધ્યા અભાગી બનશે.
<u>બડભાગી બનુ અવધ અભાગી!!</u>

બેટા, તારી સાથે વનમાં આવવાનું મન મને પણ થાય છે,પણ જો હું તેમ કહીશ તો તને થશે કે માતા, એ બહાને મને રોકવા ચાહે છે,એટલે એવી હું માગણી કરતી નથી, હું તારી સાથે આવું,પણ પતિવ્રતા નો ધર્મ મને ના પાડે છે.હું ચોખ્ખું જોઉં છું કે આજે સર્વ પુણ્ય પરવાળી ગયા છે,કરાલ કાળ વિપરીત થઇ ગયો છે.
<u>સબ કર આજુ સુકૃત ફળ બીતા,ભયઉ કરાલ કાળ બિપરીતા.</u>
આજે દૈવ (પ્રારબ્ધ) જ પ્રબળ થયું છે,અને દૈવે જ કૈકેયી ને કુબુદ્ધિ સુઝાડી છે.

પછી કૌશલ્યા એ પુત્ર વિયોગ નું દુઃખ મનમાં જ ભંડારી ને,પવિત્ર જળ વડે,આચમન કરી ને ,
રામચંદ્ર જી ની મંગલ-રક્ષા કરી. “વનદેવ અને વનદેવી તારું રક્ષણ કરશે.”

કૌશલ્યા માતાનાં ચરણમાં પ્રણામ કરી ને ત્યાંથી શ્રીરામ ત્યાંથી નીકળવાની તૈયારી કરે છે,
તે જ વખતે સીતાજી ત્યાં આવ્યા છે-સર્વ ને વંદન કરી ધરતી પર નજર રાખી ને ઉભાં છે.

રામચંદ્રે સીતાજી ને કહ્યું કે-હે જાનકી,પિતાની આજ્ઞા થી હું ચૌદ વર્ષ વનમાં જાઉં છું,તમે તમારું અને મારું ભલું ચાહતા હો તો,મારું વચન માની ઘેર રહો,જેથી મારાથી પિતાજી ની આજ્ઞા પળાશે અને ઘેર તમારાથી સાસુ-સસરાની સેવા થશે ,વળી તમે ઘેર રહેશો તો તેમને પણ ઘણો આધાર રહેશે.

કૌશલ્યા મા કહે છે-કે-બેટા, તારે વન માં જવું હોય તો જા,પણ મારી સીતા મારી પાસે રહેશે,મારો દીકરો દુઃખી થાય તો વાંધો નહિ પણ મારા ઘરે પારકી દીકરી આવી છે તે કોઈ રીતે દુઃખી ન થવી જોઈએ,
તેનું તો મારે પલકો જેમ આંખ નું રક્ષણ કરે છે-તેમ રક્ષણ કરવાનું છે.તારા પિતાની એવી આજ્ઞા છે.
વળી તે ઘરમાં હશે-તો અમને તેનો આધાર રહેશે.

સીતા મનમાં વિચારવા લાગ્યા-કે –
પ્રાણનાથ ની સાથે શરીર અને પ્રાણ બંને જશે ? કે કેવળ એકલા પ્રાણ જશે?
સીતાજી ધીરજ ધારણ કરી બોલ્યાં.”આપે સુંદર ઉપદેશ આપ્યો,પણ સ્ત્રીનો આધાર કેવળ એક તેના પતિ છે.
સ્ત્રીના માટે પતિ પરમાત્મા છે.મારા પતિ વિના સ્વર્ગ પણ નરક સમાન છે,તમે જ્યાં જશે ત્યાં હું આવીશ.

તમે વન માં દુઃખ સહન કરો અને હું રાજમહેલ માં સુખ ભોગવું-તે મારો ધર્મ નથી.મારો ત્યાગ ન કરો.
તમને એવી ખાતરી હોય કે તમારાં વિયોગમાં સીતા ચૌદ વર્ષ જીવશે –તો મને ઘરમાં રહેવા આજ્ઞા આપજો.
વધારે શું કહું ?નાથ તમે તો અંતર્યામી છો."

રામચંદ્રે ત્યારે વનવાસના દુઃખો નો ખ્યાલ આપ્યો અને કહે છે કે-વનવાસમાં અત્યંત વિકરાળ પ્રાણીઓ,રાક્ષસો,ઝેરી જીવ-જંતુઓ –વગેરે નો ભય છે.રસ્તાઓ કાંટા-કાંકરાવાળા,નદી-નાળાં,વગેરે થી ભરપૂર છે.જમીન પર સૂવાનું,વલ્કલ પહેરવાનાં,કંદમૂળ અને ફળ ખાવાના,કદી ભોજન ના પણ મળે, પીવાના પાણીનાં પણ સાંસા પડે,માટે હે સીતે તમે વન ને યોગ્ય નથી.વળી તમને સાથે લઇ જઈશ તો લોકો મને અપજશ દેશે.મારી ખાતર તમે વન નો વિચાર છોડી દો.

ત્યારે સીતાજી કહે છે કે-તમે જો મારી સાથે હશો તો,કંદમૂળ નોનો આહાર મને અમૃત સમાન છે,ઘાસની ઝૂંપડી ,સ્વર્ગ સમાન છે,અને વનના પહાડ અયોધ્યા સમાન છે.
મને તમે સુકુમાર કહી ને વન ને માટે અયોગ્ય કહો છો,તો શું તમે વન ને યોગ્ય છો?
આપને જ શું તપ યોગ્ય છે ? ને શું મને ભોગ યોગ્ય છે?
મૈ સુકુમારી નાથ બન જોગું,તુમ્હહિ ઉચિત તપ મોં કહું મોં કહું ભોગું!
મને મૂકી ને જો તમે વનમાં જશો તો જાણજો કે મારા પ્રાણ ગયા.
આટલું બોલતાં બોલતાં સીતાજી નું આખું શરીર જાણે કંપી ગયું.

રામચંદ્રજી એ વિચાર્યું-કે વધારે આગ્રહ કરીશ તો સીતાજી પ્રાણ-ત્યાગ કરશે. એટલે કહ્યું-
દેવી,હું તમને વન માં સાથે લઇ જઈશ.હે જાનકી,તુ મારી સાથે વનવાસ ભોગવવા જન્મી છે.
રામજી ના આ શબ્દો માં રામ-સીતાનું અદ્વૈત સિદ્ધ થાય છે.તેઓ જાણતા હતા કે આમ જ થશે.
કૌશલ્યા કહે છે-બેટા,એક ક્ષણ પણ સીતા ને અળગી મુકીશ નહિ,તમારી જોડી ને હું હવે કયારે જોઇશ ?
મા કૌશલ્યાએ બંને ને આશીર્વાદ આપ્યા છે.

લક્ષ્મણજી જોડે જ ઉભા છે અને વિચારે છે કે-રામજી એ સીતાજી ને સાથે જવાની રાજા આપી તો મને કેમ નહિ? રામ વગર મારું જીવન પણ અસંભવિત છે.
લક્ષ્મણ કહે છે-મારે મન તો તમે જ મારા માતપિતા છો.આપ મારો ત્યાગ કરશો તો હું કોને શરણે જઈશ ?
મારો ત્યાગ ન કરો,હું સીતારામ સિવાય જીવી શકીશ નહિ.હું તમારી સાથે વન માં આવીશ.
તમને એકલા હું વનમાં જવા દઈશ નહિ.

અત્યાર સુધી ચૂપથઈને ઉભેલા લક્ષ્મણજી ની આંખો માંથી અશ્રુધારા વહી રહી છે,એકદમ એમનું શરીર કંપવા લાગ્યું અને શ્રીરામના ચરણમાં ઢગલો થઇ પડ્યા.
શ્રીરામે વહાલથી લક્ષ્મણજી ને ઉભા કર્યા,અને હેતથી તેમને વળગીને ઉભા,રામજી તેમના મન ની વાત જાણી ગયા છે,તેમ છતાં કહે છે કે-હે ભાઈ,ભરત-શત્રુઘ્ન ઘેર નથી,પિતાજી વૃદ્ધ અને અસ્વસ્થ છે.અહીં હવે બધો આધાર હાલ એક તમારા પર છે,તમે અહીં રહો,માત-પિતાની સેવા કરો ને સર્વ ને સંતોષ આપો.

લક્ષ્મણજી એ તરત જ કહ્યું કે-હું અહીં નહિ રહી શકું.હું દાસ છું ને તમે સ્વામી છો.મારે મન સર્વ તમે છો.
રામજી જાણતા હતા કે લક્ષ્મણ રામસીતા વગર જીવી શકે નહિ.એટલે લક્ષ્મણ ને કહ્યું-કે-
તમે મા સુમિત્રા રજા આપે તો તેમની આજ્ઞા લઇ આવો.

લક્ષ્મણજી મા સુમિત્રા પાસે આવ્યા છે.માતાજી ને સંક્ષેપ માં કથા કહી સંભળાવી અને કહે છે-કે-
મા મને રામજી સાથે વનમાં જવાની આજ્ઞા આપો.

સુમિત્રા કહે છે-કે-બેટા તને જ્યાં સુખ લાગે ત્યાં તું જઈ શકે છે,તારું સુખ રામજી ના ચરણ માં છે.
રામ-સીતા જ તારાં માતા-પિતા છે. અનન્ય ભાવે રામસીતાજી ની સેવા કરજે.
રામ નાં ચરણ માં તારી ભક્તિ જોઈ હું,મને ખૂબ ભાગ્યશાળી સમજુ છું,જેનો પુત્ર રઘુપતિ રામમાં ભક્તિ વાળો છે તે માતા જ સાચે પુત્રવતી છે.
<u>પુત્રવતી જુબતી જગ સોઈ,રઘુપતિ ભમતુ જાસુ સુતુ હોઈ !</u>

ઉર્મિલા (લક્ષ્મણ ના પત્ની) તે વખતે ત્યાં આવ્યા છે,તે એક શબ્દ મનથી બોલી શક્યાં નહિ,
પતિદેવ ના ચરણો માં વંદન કર્યા છે. (રામાયણ માં ઉર્મિલાનું પાત્ર અજોડ છે તેમના વિષે પાછળ થી ઘણા કવિઓ એ ઘણું બધું લખ્યું છે.)

લક્ષ્મણજી માતાજી સુમિત્રા ની રજા લઇ ને પરત થયા પછી
શ્રીરામ,સીતા અને લક્ષ્મણ,સાથે કૈકેયી ભવન માં ગયાં.
એક ને બદલે ત્રણ ને વનમાં જવાને તૈયાર થયેલા જોઈ રાજાની વ્યાકુળતાનો પાર રહ્યો નથી.
રામચંદ્રે પ્રણામ કરી પ્રાર્થના કરી –હે પિતાજી,અમને આશિષ અને આજ્ઞા આપો.

ત્યારે દશરથરાજા કહે છે કે-હે રામ,શાસ્ત્ર માં કહ્યું છે કે,જે કર્મ કરે તે જ ફળ પામે છે.
તો અહીં આમ ઉલટું કેમ છે?અપરાધ મેં કર્યો છે ને સજા તને કેમ થાય છે?
હે રામ,ક્ષત્રિય ધર્મ ને અનુસરી ને મને બાંધી ને કેદ કર અને તુ અયોધ્યાનો રાજા થા.

ત્યારે રામજી એ બે હાથ જોડી કહ્યું કે-પિતાજી મારા સત્ય (સ્વ) ધર્મ નો ત્યાગ કરી ને હું રાજ્ય ની ઈચ્છા રાખતો નથી."હું આજે જ વનમાં જઈશ" એવા વચન થી માતાની આગળ હું બંધાયેલો છું.એટલે બીજો કોઈ ઉપાય નથી.

આ સાંભળી રાજા એકદમ અત્યંત વિહ્વળ બની પોક મૂકી ને રડવા લાગ્યા,ને ફરીથી મૂર્છિત થયા.
સુમંત્ર મંત્રી અને હાજર રહેલા સર્વે માં હાહાકાર વ્યાપી ગયો,મંત્રી એ કૈકેયી ને સમજાવવાનો પ્રયત્ન કર્યો, પણ કૈકેયી નું રુવાંડુ એ ફરકતું નથી.
થોડી વારે જયારે રાજા ને થોડી કળ વળી ને સ્વસ્થ થયા એટલે એમને મંત્રી સુમંત્ર ને કહ્યું કે-
આપની ચતુરંગીણી સેના અને ધન-ધાન્ય ના ભંડારો પણ રામની સાથે વનમાં મોકલો,જેથી રામ ત્યાં ઋષિમુનિઓ ના સમાગમમાં સુખ-પૂર્વક રહી શકે અને છૂટે હાથે દાન-દક્ષિણા પણ આપી શકે.

આ સાંભળી વળી કૈકેયી ના પેટમાં ફાળ પડી,અને મનમાં પસ્તાવા લાગી કે-
અરે રે,બધું છોડી ને રામ વનમાં જાય એવું કેમ મેં ના માગ્યું?
ત્યાં તો રામચંદ્રજી તરત જ બોલ્યા કે-પિતાજી મેં સર્વ પ્રકાર ની આસક્તિ ત્યાજી છે,તો પછી એ સેના અને ધનધાન્ય નું મારે શું કામ છે? હું એ બધું ભરત ને આપું છું.હવે તો મને વનમાં પહેરવાનાં વલ્કલ જ આપો.

કૈકેયી ત્યાંથી ઉઠી ને મંથરા પાસે મંગાવી રાખેલાં વલ્કલ લાવી ને રામની સામે મૂક્યાં.અને કહ્યું કે –
"લે આ પહેર." જોનારા કૈકેયી પર ફિટકાર વર્ષાવી રહ્યા છે-"આ કેવી નીચ છે?નિર્દયતા ની પણ હદ હોય!"
રામ-લક્ષ્મણે પોતાના અંગ પરનાં વસ્ત્રો ઉતારી,વલ્કલ ધારણ કર્યા.

પણ સીતાજી ના હાથમાં વલ્કલ જોઈ ને વશિષ્ઠ જી થી રહેવાયું નહિ,તેમની આંખમાંથી આંસુ આવી ગયાં.
કૈકેયી ની સામે જોઈ ને તેમણે કહ્યું કે-સીતાજી ને વલ્કલ અપાય જ નહિ,તેં વનવાસ રામને આપ્યો

છે,સીતાને નહિ.સીતા એ તો રાજ-લક્ષ્મી છે.રામચંદ્ર વનમાંથી પાછા નહિ આવે ત્યાં સુધી રામચંદ્ર ની વતી એ રાજ્યાસન પર બિરાજશે ને રાજ્ય નું પાલન કરશે.
સ્ત્રી એ પુરુષના આત્મા-રૂપ છે એવું શાસ્ત્ર વચન છે.એટલે પુરુષનો જેટલો અધિકાર છે તેટલો સ્ત્રી નો પણ છે.

કૈકેયી ના પેટમાં ફરીથી જાણે તેલ રેડાયું.પણ સીતાજીએ વશિષ્ઠજીનાં વચન સાંભળવા છતાં, હાથમાં રહેલું વલ્કલ છોડયું નહિ.અને સૌ વડીલો ને વિનમ્ર ભાવે વંદન કરીને કહ્યું કે-
જેમ તાર વગર વીણા વગાડી શકાતી નથી,અને પૈડાં વગરનો રથ ચલાવી શકાતો નથી, તેમ પતિ વિનાની સ્ત્રી,ભલે સો પુત્રો વાળી હોય તો પણ સુખી થઇ શકતી નથી.

પછી રામચંદ્રજી એ સહુની સામે હાથ જોડીને કહ્યું કે-મને હવે વનમાં જવાની રજા આપો.
આખું ભવન દુઃખ અને વિલાપો થી ભરાઈ ગયું.
દશરથ રાજા ચિત્કાર કરી ઉઠયા,"અરેરે મારા કઠોર પ્રાણ હજુ સુધી કેમ જતા નથી?
" અજહું ના નિકસે પ્રાન કઠોર" રાજા ને ફરીથી મૂર્છા આવી છે.

વનવાસ માટે નીકળતા અગાઉ પોતાની જે કોઈ અંગત મિલકત હતી તે બધી બ્રાહ્મણો ને દાસ-દાસીઓ માં વહેંચી દીધેલી,હવે સાથમાં કશું લેવાનું નહોતું,એટલે નગરજનો ને પ્રણામ કરી ને તેઓ ચાલી નીકળ્યા.
આખી અયોધ્યા નગરી ના દરેક પ્રજાજનો તેમની પાછળ જવા ચાલી નીકળ્યા છે.
લોકો કહે છે કે રામ વગર અયોધ્યા અમને ખાવા ધાય છે.રામ આગળ ચાલે છે અને અયોધ્યાનગરી પાછળ ચાલે છે.રામ બધાને રોકાઈ જવા સમજાવે છે પણ કોઈ રુકવાને માટે તૈયાર નથી.

બીજી તરફ રાજા દશરથ મૂર્છામાંથી જાગ્યા,અને જોયું કે રામ વનવાસ માં ચાલી ગયા છે એટલે તેમણે મંત્રી સુમંત્ર ને બોલાવી ને કહ્યું કે-તુ રથ લઈને રામની પાસે જા,અને એમને રથમાં બેસાડી ને વનમાં લઇ જા,અને ચાર દિવસ વનમાં ફેરવી ને તેમને પાછાં લઇ આવજે. રામ-લક્ષ્મણ ના આવે તો છેવટે સીતા ને તો લાવજે જ.હાથ જોડી ને કહેજે કે –દીકરી,તમારા સસરાએ કહેવડાવ્યું છે કે-તમે પાછાં ફરો.
જો સીતા પાછાં ફરશે તો મારા જીવ ને આધાર રહેશે.

સુમંત્ર ઝડપથી રથ તૈયાર કરીને ચાલ્યો.રામચંદ્રજીએ હજુ નગરની હદ વટાવી નહોતી.
મંત્રી એ રાજાની આજ્ઞા કહી સંભળાવી અને રામ,સીતા અને લક્ષ્મણને રથમાં બેસાડ્યા.
અયોધ્યાના લોકો વ્યાકુળ બની ને રથની પાછળ પાછળ દોડે છે.રામચંદ્ર ઘણું સમજાવે છે,પણ કોઈ પાછા ફરવા તૈયાર નથી.
અયોધ્યાના પશુ-પંખીઓ પણ વ્યાકુળ બની ને કોઈ ચિત્રમાં ચિતરેલાં હોય તેમ રામજી તરફ ડોક કરીને ઉભાં હતાં.કૈકેયી એ જાણે આખી અયોધ્યા નગરી સળગાવી મૂકી હોય તેવો ભાસ થતો હતો.અને એ આગ જોઈ ને સર્વ લોકો ભાગતાં હોય તેવું દૃશ્ય હતું.

કૌશલ્યા મા પણ ચીસો અને હાયકારો નાખતાં રથની પાછળ દોડે છે,લથડે છે અને ફરી ઉભાં થઇ ને દોડે છે.
રામજી ને માતાનું દુઃખ નહિ જોઈ શકાતું નહોતું,તેમણે મંત્રી ને કહ્યું કે –રથ દોડાવ.
છેવટે વશિષ્ઠજી કૌશલ્યા મા ની નજીક જઈ કહે છે કે-જેને ક્ષેમ-કુશળ પાછો આવેલો જોવા ઇચ્છતા હોઈએ તેની પાછળ બહુ દૂર સુધી જવું નહિ. ત્યારે કૌશલ્યા મા પાછાં ફર્યા.

રામજી પોતાના ગુણો થી સૌને એવા પ્રિય થયા હતા અને રામજી નો દૈવી પ્રભાવ એવો હતો કે-
વાલ્મીકિ જી કહે છે કે-શ્રીરામ તો લોકો ના બહાર વિચરતા પ્રાણ-સમ હતા.(બહિશ્વર: ઇવ પ્રાણા:)

પહેલી રાતે તમસા નદીને કિનારે મુકામ કર્યો.ફરી શ્રીરામે લોકોને સમજાવ્યા કે –અયોધ્યા પાછા ફરો.

પણ કોઈ માનવા તૈયાર નથી.રામજી વિચારમાં પડી ગયા છે કે હવે શું કરવું?
મધ્યરાત્રિ નો સમય થયો છે અને અયોધ્યાની પ્રજા સુતેલી છે,ત્યારે રામજી એ સુમંત્ર ને જગાડ્યા અને કહ્યું કે-અત્યારે જ નીકળી જવું છે,રથ એવી રીતે ચલાવો કે કોઈ જાગે નહીં ને કાલે કોઈ ચીલો શોધી શકે નહિ.

સવારે અયોધ્યાના પ્રજાજનો જાગીને જુએ તો રામજી ના મળે.સર્વે ને હાયકારો થયો,અને ચારે બાજુ દોડાદોડી કરી મૂકી.પણ રામજી ના કોઈ સગડ ના મળ્યા.તેમના પસ્તાવા નો પાર રહ્યો નહિ.
"અરેરે અમે ઊંઘ્યા કેમ?અમારી ઊંઘે અમને રામ ખોવડાવ્યા.અમે રામ વગર જીવી ને કરીશું શું?

અયોધ્યાના લોકો પ્રભુ વગર કલ્પાંત કરે છે.તેમને નગરમાં પાછા જતાં બીક લાગે છે.
દાવાનળ માં સપડાયેલું પંખી જેમ ફફડે છે,તેમ લોકો પણ ફફડે છે.
મહા કષ્ટ અનુભવતા અયોધ્યાના લોકો જયારે પોતાના ઘેર પાછા આવ્યા ત્યારે માથાં કુટીને કહે છે કે-
શ્રી રામ વગર આ ઘરમાં,આ નગરમાં કોણ રહે? આ અયોધ્યામાં રામ વગર કેવી રીતે રહેવાશે?

બીજી તરફ,રામચંદ્રજી નો રથ શૃંગવેરપુર તરફ પહોંચ્યો.ત્યાં ગંગાજી વહેતાં હતાં.
રામજી એ રથમાંથી નીચે ઉતરી ગંગાજી ને દંડવત પ્રણામ કર્યા.
ભારત ની સંસ્કૃતિ કહે છે કે નદી માત્ર એ માતા છે.ભારત ની સંસ્કૃતિ નદી તટે જન્મી અને વિકસી છે.
એમાં વળી ગંગાજી તો ત્રિપથગા છે,ત્રણે ભુવન ને પવિત્ર કરનારી છે.ગંગાજીમાં સ્નાન કરતાં પહેલાં તેમને વંદન કરવા જોઈએ,તેમના આશીર્વાદ ની પ્રાર્થના કરવી જોઈએ અને આચમન લેવું જોઈએ.
રામજી એ લક્ષ્મણજી આગળ ગંગાજી નો મહિમા વર્ણવ્યો છે.

શૃંગવેરપુરમાં નિષાદ જાતિ નો ગુહ નામનો રાજા રાજ્ય કરતો હતો.
મહારાજા દશરથ નો એ માંડલિક હતો અને રામચંદ્રજી સાથે એણે ગાઢ મૈત્રી પણ હતી,
રામચંદ્રજી ને આવેલા જાણી ને તે દોડતો આવ્યો.રામજીના વલ્કલ પહેરેલા તપસ્વી વેશ જોઈને ગુહની આંખમાં આંસુ આવી ગયાં.રામજી નું સ્વાગત કરતાં તેણે કહ્યું કે-
આજે આપ અહીં પધાર્યા તેથી મારી ગણતરી ભાગ્યશાળીઓમાં થઇ.તમે અમારા સ્વામી છો ને અમે તમારા સેવક છીએ.આ નગર આપનું જ છે આપ નગરમાં પધારો અને અમારા આતિથ્ય નો સ્વીકાર કરો.

રામજી એ ગુહ નો ભાવ જોઈ ને ગદગદ થઇ કહ્યું કે-પિતાજી ની આજ્ઞા થી હું ચૌદ વર્ષ નો વનવાસ ભોગવવા નીકળ્યો છું,એટલે હું ગામ માં આવી શકું તેમ નથી,અને આહારમાં પણ હું કંદ-મૂળ સિવાય કશું લઇ શકું તેમ નથી.

રામજી ના દર્શન કરવા ગામનાં સ્ત્રી-પુરુષો નું ટોળું જમા થઇ ગયું.રામ,સીતા ને લક્ષ્મણ ને જોઈ ને સ્ત્રીઓ વાતો કરવા લાગી કે-એ માત-પિતા કેવાં હશે જેમણે આવાં કુમળાં બાળકો ને વનમાં કાઢ્યાં?
<u>તે પિતુ માતુ કહહુ સખી કૈસે,જીન્હ પઠએ બન બાલક ઐસે.</u>

રાત પડી,અને એક ઝાડ નીચે ગુહે ઘાસ-પાંદડાં ની પથારી કરી,પડિયામાં પાણી અને પાંદડામાં કંદમૂળ મૂક્યાં.રાતે રામજી સૂઈ ગયા ત્યારે લક્ષ્મણજી ધનુષ્ય-બાણ થી સજ્જ થઇ,એમની ચોકી પર ખડા થઇ ગયા.
ગુહ પણ હથિયાર સજ્જ થઇ ને લક્ષ્મણજી ની પાસે આવી ને ઉભો.

રામજી ને ભોંય પર સૂતેલા જોઈ તેનો જીવ કપાઈ જતો હતો.તેણે લક્ષ્મણ જી ને કહ્યું કે-
હું મારા સત્યના સોગંદપૂર્વક કહું છે કે-આ પૃથ્વીમાં મને રામચંદ્રજી સિવાય બીજું કંઇ પણ અધિક પ્રિય નથી.
પણ તેમની આ હાલત જોઈ ને મારા દુઃખ નો પાર નથી.ક્યાં અયોધ્યા નો વૈભવ અને ક્યાં આ ઘાસ-પાંદડાં ની પથારી? અરે,રામજી જેવા સમર્થ જેના પતિ છે તે સીતા-માતા પણ જમીન પર સૂતા છે!!

આ જોઈ મને વિચાર આવે છે કે-ભાગ્ય આગળ કોઈનું કશું ચાલતું નથી.કર્મ ના લેખ કોઈ ટાળી શકતું નથી.
કર્મ એ જ દુઃખ છે એમ લોકો કહે છે તે ખોટું નથી.

લક્ષ્મણજી એ ગુહ ને તેની ભાવ-ભક્તિ માટે ધન્યવાદ આપ્યા,ને પછી ખૂબ સુંદર ઉપદેશ આપ્યો.
કે જે "લક્ષ્મણ-ગીતા "તરીકે પ્રસિદ્ધ છે. લક્ષ્મણજી ગુહ ને કહે છે કે-

મનુષ્ય ને સુખ-દુઃખ આપનાર તેનું કર્મ છે.કર્મ ને આધારે આ સૃષ્ટિ છે.
સુખ-દુઃખ કોઈ વ્યક્તિથી કે કોઈ-કોઈ ને આપી શકતું નથી કે કોઈનું સુખ-દુઃખ લઇ શકાતું નથી.
કોઈ જો એમ કહે કે –મેં આને સુખ કે દુઃખ આપ્યું –તો તે બુદ્ધિની ભ્રમણા છે.તેનું અભિમાન છે.
માટે જ્ઞાની મહાત્માઓ સુખ-દુઃખ માટે કોઈ ને દોષ આપતા નથી.

લક્ષ્મણજી આગળ કહે છે કે-મનુષ્ય-જન્મ ની અંદર જે કંઇ ધર્મ,અર્થ અને કામ પ્રાપ્ત થાય છે તે,પણ
પૂર્વજન્મ માં કરેલાં ધર્મ-કર્મ નું જ ફળ છે.તે જ પ્રારબ્ધ (દૈવ) છે.અને તે ભોગવ્યા વિના કોઈ પણ ઉપાયે
તેનો નાશ થઇ શકતો નથી.ભોગવાઈ જાય એટલે આપોઆપ આ પ્રારબ્ધ (દૈવ) પુરુ થાય છે.

એકવાર રામજી આગળ હું પુરુષાર્થ ની બડાઈ કરતો હતો ત્યારે તેમણે જ મને કહ્યું હતું કે-
જેને પુરુષાર્થ કહે છે તે –કાગ-તાડીય ન્યાય જેવું છે.
જેમ,કાગડા નું બેસવું અને તાડ ના ઝાડ ના ફળ નું પડવું,-એ બે ક્રિયાઓ કોઈ વાર એક સાથે થઇ જાય છે,
તેમ,પુરુષાર્થ થી  ફળ મળી જાય છે,પરંતુ તેમ છતાં પ્રારબ્ધ જ સર્વ વાતે બળવાન છે.અને
પ્રાણી માત્ર ને સુખ,દુઃખ,ભય,લાભ,હાનિ,ક્રોધ,લોભ,બંધન અને મોક્ષ –એ બધામાંથી જે કંઈ પ્રાપ્ત થાય છે,
એ પ્રારબ્ધ (દૈવ) નું જ કાર્ય છે.
ઘણીવાર મોટા આરંભેલા કાર્ય નો પણ એકાએક વિઘ્ન આવતા નાશ થઇ જાય છે.

હે ભાઈ,આ સંસાર માં કોઈ કોઈ ને સુખી કે દુઃખી કરી શકતું નથી,
પરંતુ,સૌ પોતપોતાનાં કરેલાં કર્મોનું ફળ ભોગવે છે.
<u>કાહુ ન કોઉં સુખ કર દુઃખ દાતા,નિજ કૃત કરમ ભોગ સબુ ભ્રાતા.</u>

સુખ-દુઃખ નું કારણ અંદર શોધે તે સંત, અને બહાર શોધે તે પામર.
પામર એટલા માટે કે-એને બહાર કશું જડવાનું નથી,કેવળ ભ્રમ પ્રાપ્ત થવાનો છે.
કોઈ બીજો સુખ-દુઃખ આપે છે એવી કલ્પના માત્ર થી તે વ્યક્તિ પ્રત્યે વેરભાવ પેદા થાય છે.
માટે સર્વદા મન ને સમજાવવું કે –સુખ-દુઃખ તેં જ પેદા કરેલું છે.

મનમાં જ્યાં સુધી સુખ-દુઃખ છે ત્યાં સુધી તે સુખ-દુઃખ છે,બાકી તે (સુખ-દુઃખ) ખરેખર તો છે જ નહિ.
સંયોગ-વિયોગ,શત્રુ-મિત્ર,જન્મ-મૃત્યુ,સંપત્તિ –વિપત્તિ—એ સર્વ નું મૂળ મોહ છે, અજ્ઞાન છે.
જમીન,ઘર, ધન,નગર,પરિવાર,સ્વર્ગ,નરક—એ બધું યે અજ્ઞાન નું જ ફળ છે.ખરી રીતે તે બધાં છે જ નહિ.
જેમ સ્વપ્ન માં રાજા ભિખારી થઇ જાય કે ભિખારી રાજા થઇ જાય,પણ જાગ્યા પછી જુએ તો નથી કોઈ
ભિખારી થયો કે નથી કોઈ રાજા થયો,તેમ આ બધી સ્વપ્ન ની દુનિયા છે.

આપણે બધાં મોહ ની રાત્રિ માં સૂતાં છીએ અને સૂતાં સૂતાં સ્વપ્નાં જોઈએ છીએ.
અહીં જે જાગે છે તે જોગી છે,અને જે નથી જાગતો તે ભોગી છે.
જ્યાં સુધી ભોગ છે,વિષય-વિલાસ છે,ત્યાં સુધી આ સ્વપ્ન ના જેવી દુનિયા સાચી છે એવું લાગે છે,
પણ જેવો ભોગ છૂટ્યો,અને વૈરાગ્ય આવ્યો,ત્યારે સ્વપ્નમાંથી જાગૃતિ માં પ્રવેશ થયો સમજવો.
એટલા માટે ગીતામાં કહ્યું છે કે-ભોગીઓ જયારે ઊંઘે છે ત્યારે જોગીઓ જાગે છે અને જોગીઓ જયારે

ઊંઘતા હોય છે ત્યારે ભોગીઓ ની આંખ ઉઘાડી હોય છે.

શ્રીરામ પરમાનંદ-બ્રહ્મ-સ્વ-રૂપ છે.મનથી ન જણાય તેવા,સૂક્ષ્મ દ્રષ્ટિથી યે ન દેખાય એવા,એ,
અનાદિ,અનુપમ,અવિકારી અને ભેદ-રહિત છે.
એમને કર્મ નું કોઈ બંધન નથી,તેઓ તો કર્માતીત છે,અને તેઓ પોતાની ઇચ્છાથી પ્રગટ થાય છે.
“શ્રીરામ સત્ય-પર-બ્રહ્મ છે,અને રામ (બ્રહ્મ) વિના આ જગતમાં બીજું કંઈ છે જ નહિ”
અરે,રામજી (રામ-નામ) નું જે સ્મરણ કરે,તેણે કદી દુઃખ થતું નથી તો રામજી ને શું દુઃખ થવાનું?

રામજી ને તો તળાઈ (રૂ ની પથારી) કે પરાળ (ઘાસ ની પથારી) સરખાં છે,
મેવા-મીઠાઈ ને કંદમૂળ સરખાં છે, રાજપાટ અને વનવાસ પણ સરખાં છે.
કૈકેયી એ એમને વનવાસ દીધો પણ એમના મનમાં ક્ષણ માટે પણ રોષ પ્રગટ્યો નથી.
એમના મન માં દ્વિધા ને સ્થાન નથી,સંશય ને સ્થાન નથી,રાગ-દ્વેષ ને સ્થાન નથી.

જીવને પોતાનાં કર્મ પ્રમાણે જન્મ મળે છે,તે કર્મ થી બંધાયેલ છે,પણ ઈશ્વર (બ્રહ્મ) તો સ્વેચ્છા એ પ્રગટ થાય છે. તેઓ તો કર્મ થી પર છે.તેમ છતાં પરમાત્મા જયારે લીલા કરવા પૃથ્વી પર પધારે છે ત્યારે,
તેઓ કર્મ ની મર્યાદા રહે છે, અને જગતને એવો આદર્શ બતાવે છે કે-
“હું ઈશ્વર છું,છતાં પણ કર્મ ની મર્યાદા પાળું છું,કર્મ ના બંધન માં છું” આ ભગવાન ની લીલા છે.
પૃથ્વી પરના જીવો ને આશ્વાસન આપવા માટે પ્રભુ આમ કરે છે.

કૈકેયી એ જયારે રામજી ને વનવાસ આપ્યો ત્યારે કૌશલ્યામા ને અપાર દુઃખ થયું હતું,
તે વખતે તેમને આશ્વાસન આપતાં રામજી કહે છે કે-“આ બધું મારા કર્મો નું ફળ છે,”

શ્રીરામ તો પરમાત્મા-બ્રહ્મ-સ્વરૂપ છે,તો તેમને વળી કર્મ શું અને કર્મફળ શું?ભોગવવાનું કે છૂટવાનું શું?
તેમ છતાં રામજી, કૌશલ્યામા ને સમજાવે છે કે-
પરશુરામ અવતારમાં મેં જે કર્યું તે રામાવતાર માં ભોગવવાનો વખત આવ્યો.
પૂર્વ જન્મ માં કૈકેયી,એ રેણુકા હતી,કે જે રેણુકા જમદગ્નિ ઋષિ ની પત્ની અને પરશુરામની માતા હતી.
એકવાર ગંધર્વો અને અપ્સરાઓની ક્રીડા જોઈ ને રેણુકા ના મનમાં ચંચળતા થઇ,જેથી ઘરના નિયત
કામમાં અને ઋષિ ની સેવામાં વિલંબ થયો,એટલે
જમદગ્નિ ગુસ્સે થયા ને પુત્ર પરશુરામ ને આજ્ઞા કરી કે –તારી માતાનું મસ્તક છેદી નાખ !
અને પિતાની આજ્ઞા માથે ચડાવી પરશુરામે માતાનું મસ્તક ફરસીથી છેદી નાખ્યું.
શ્રીરામ કહે છે કે-પૂર્વજન્મ માં મેં મા ને દુઃખ આપ્યું તેથી આ જન્મ માં કૈકેયી મને દુઃખ આપે છે.
આમ પરમાત્માને અવતાર લઈને પણ કર્મ નું ફળ ભોગવવું પડે છે.

આખી રાત લક્ષ્મણજી અને ગુહ વચ્ચે વાર્તાલાપ ચાલ્યો.અને આખી રાત આંખ નું એક મટકું પણ માર્યા વગર ઉભા ઉભા જ બંને એ રાત વિતાવી દીધી.

સવારે રામજી ઉઠયા અને રામ-લક્ષ્મણે સ્નાન-સંધ્યા આદિ નિત્ય-કર્મ પતાવી ને,
વડ નું દૂધ આણ્યું,અને તે દૂધ લગાડી,માથા પર જટા ધારણ કરી.
તે પછી મંત્રી સુમંત્ર ને રામજીએ કહ્યું કે-હવે અમે ગંગા પાર કરી ને અરણ્ય(વન) માં જશું.ને પગે ચાલીને જ જશું.માટે તમે અહીંથી રથ લઈને પાછા ફરો.
આ સાંભળતાં જ સુમંત્ર બાળકની પેટે રડી પડ્યો.તેણે રડતાં રડતાં જ કહ્યું કે-
મહારાજ ની આજ્ઞા છે કે-મારે તમને ચાર દિવસ વનમાં ફેરવી ને પાછા અયોધ્યા લઇ જવા.

ત્યારે રામજી કહે છે કે-સત્ય સમાન બીજો કોઈ ધર્મ નથી એવા સત્ય ધર્મનો ત્યાગ કરી જો હું પાછો અયોધ્યા આવું તો,મારી અને મારા પિતાજી ની ત્રણે લોક માં અપકીર્તિ થાય,કરોડો મૃત્યુ નું દુઃખ ખમાય પણ, તે અપકીર્તિ નું દુઃખ ખમાય તેવું નથી હોતું.માટે પિતાજીના ચરણો માં વંદન કરી ને તેમને કહેજો કે- મારી ચિંતા છોડો.હે,સુમંત્ર જી તમે પણ મારા પિતાતુલ્ય છો,પિતાજી ને દુઃખ ના થાય તેમ તમે કરજો.

સુમંત્ર જુએ છે કે રામનો નિશ્ચય કોઈ રીતે ડગવાનો નથી.તેથી તેમણે મહારાજા નો બીજો સંદેશો કહ્યો-કે- મહારાજે આજ્ઞા કરી છે કે-સીતાજી વનનું દુઃખ સહન કરી શકશે નહિ,માટે તેઓ પાછાં ફરે તેમ કરવું.
પિતાજી ની આજ્ઞા સમજી રામજી એ સીતાજી ને પાછાં ફરવા સમજાવ્યાં.
ત્યારે સીતાજીએ પોતાનો,રામજી થી છૂટા નહિ પડવાનો અડગ નિર્ણય જાહેર કર્યો.અને કહ્યું કે- મહેલ ના વૈભવ કરતાં પણ રઘુનાથજી ની ચરણ-રજ મને વધુ સુખદાયી છે.મને સ્વભાવથી જ વન ગમે છે અને વનમાં હું સુખી છું.માટે ભૂલ થી પણ મારા માટે શોક કરશો નહિ.

સુમંત્રજી સીતાજી ની આવી વાણી સાંભળી એવા દિગ્મૂઢ થયા છે કે,તે પોતે કઈ રીતે સીતાજી ને સમજાવે ? ભારે હૈયે તેમણે ત્યાંથી વિદાઈ લીધી.

રામજી ને હવે ગંગા પાર કરી ને સામે કિનારે જવાનું હતું.ગંગાજી ની અંદર નૌકા વાળો ક્યારનો ય રામજી ની તરફ નજર માંડી ને બેઠો હતો,અને રામ-રામ નો જપ કરતો હતો.એ નૌકાવાળો હતો કેવટ.
લક્ષ્મણજી એ તેની પાસે જઈ ને કહ્યું કે –ભાઈ તુ અમને સામે પાર લઇ જઈ શકીશ?

કેવટ કહે છે કે-હું તમારો મર્મ જાણું છું. લક્ષ્મણજી કહે છે કે-તું શું મર્મ જાણે છે?
ત્યારે કેવટ કહે છે કે-મેં એવું સાંભળ્યું છે કે-રામજી ની ચરણકમળ ની રજ નો એવો જાદુ છે કે-તેના સ્પર્શ થી પથ્થર ની સ્ત્રી થઇ જાય છે (અહલ્યા ઉદ્ધાર),તો પછી મારી નાવ તો લાકડાની છે,તે નાવ ની સ્ત્રી બની જતાં તો ક્યાં વાર લાગે? અને મારી નાવડી જો એમ સ્ત્રી થઇ જાય તો નાવડી વગર હું મારા કુટુંબ નું ભરણ પોષણ કેવી રીતે કરું? વળી ઘરમાં એક બૈરી છે તે એક નું માંડ પુરુ કરી શકું છું તો આ બીજી બૈરી થાય તો, બે બે બૈરીઓ નું પેટ કેવી રીતે ભરું?

લક્ષ્મણજી કહે છે કે તેવું થશે નહિ તેની હું ખાતરી આપું છું.ત્યારે કેવટ કહે છે કે-
એમ ખાલી ખાતરી થી કંઈ ચાલે નહિ,
લક્ષ્મણજી સહેજ અકળાઈ ને કહે છે કે-તો પછી તારી મરજી શું છે તે જલ્દી બોલી કાઢ.
કેવટ બોલ્યો કે-હું મારે હાથે રામજી ના ચરણ પખાળું, અને તેમની ચરણ રજ ધોઈ નાખું પછી એમને મારી નાવડી માં પગ મુકવા દઉં.
લક્ષ્મણજી વિચારે છે કે-આ માણસ સાવ જ ઉદ્ધત લાગે છે.તેમની આંખો ના ભવાં અદ્ધર થયા.
પણ રામજી આ વાત સંભાળે છે,મરક મરક હસે છે,અને તેમણે કેવટ ને કહ્યું-તારી મરજી મુજબ તું કર.

પણ કેવટ ને આટલે થી સંતોષ નથી,ત્રણે ભુવનના  નાથ સામે આવ્યા છે,તેના અંતરમાં આનંદ નો પાર નથી, એ તો રામજી પાસે સ્પષ્ટ બોલાવવા માગે છે કે-
"મારાં ચરણ પખાળ" (<u>મોહી પદ પદુમ પખારન કહહૂ</u>)
રામની સામે એ અવિરત નજરે રામની આજ્ઞા માટે હાથ જોડી ને ઉભો છે.આંખમાં આંસુ છે.
અને જાણે આંખ થી જ કહી રહ્યો છે કે-મને તમે જાતે ચરણ પખાળવાનું કહો.હું સાચું કહું છું,આજની ઘડી રળિયામણી છે,જન્મો થી તેની હું રાહ જોતો હતો,પણ જ્યાં લગી આપ આપના સ્વ-મુખે મને પગ ધોવાનું નહિ કહો,અને જ્યાં લગી હું તમારો પગ નહિ ધોઉં,ત્યાં સુધી હું તમને મારી નાવડીમાં પગ મુકવા નહિ દઉં.
પછી,ભલે લક્ષ્મણજી ગુસ્સો કરી ને મારી પર બાણ ચલાવે,હું તે બાણ ખાઈ લઈશ.
<u>બરૂ તીર મારહું લખનુ પૈં જબ લગિ ના પાય પખારીહો,</u>

<u>તબ લગિન તુલસીદાસ નાથ,કૃપાલ પાર ઉતારીહો</u>

કેવટ પૂર્વ-જન્મ માં સમુદ્રમાં કાચબા રૂપે રહેતો હતો,તેને નારાયણ ની ચરણ સેવા કરવી હતી.
પણ લક્ષ્મીજી અને શેષજી,ચરણસેવા ની રજા આપતા નહોતા.
આજે કેવટ જાણે છે કે નારાયણ સામે ઉભા છે,અને લક્ષ્મીજી એ સીતાજી અને શેષજી એ લક્ષ્મણજી બની ને સાથે છે,અને પરિસ્થિતિ એવી છે કે-આજે તેમની રજા લેવી પડે જ,તેવું નહોતું.તેમનું કશું ચાલે તેમ પણ નહોતું. અને એટલે જ બહાનું કાઢ્યું છે કે-રામજી ના ચરણ નો જાદુ (મર્મ) હું જાણું છું,
રામજી ની ચરણસેવા કરવા માટે આજે તે ચરણ ધોવા ની વાત પર ચોંટી રહ્યો છે.

લક્ષ્મણજી ને હવે કેવટ નો મર્મ સમજાય છે,એક અભણ ગરીબ માણસની,નારાયણ ની ચરણસેવા કરવા માટે નો મર્મ કેટલો ઉંચો છે?!! તેને આજે લક્ષ્મણજી (શેષજી) ના ગુસ્સાની કે બાણ ની પણ પરવા નથી.
કે આજે તેણે લક્ષ્મીજી જી આજ્ઞા ની રાહ જોવાની કે કરગરવાની પણ પરવા નથી.

ભક્ત ની અનન્ય ભક્તિ જોઈ પ્રભુ હંમેશાં પ્રસન્ન થાય છે,જીવ નિર્મળ ચિત્તે પ્રભુ ને ચરણે જવા તૈયાર થાય તો પ્રભુ,પ્રસન્ન થવા માટે તૈયાર થઇ ને જ બેઠા છે.

છેવટે રામજી એ કહ્યું કે-ભલે,ભાઈ,ભલે,તારે મારા પગ ધોવા જ હોય તો ભલે મારા પગ ધોઈ લે
અને કેવટ જાણે આ આજ્ઞા ની જ રાહ જોઈ ને ઉભો હતો કે ક્યારે પ્રભુ સ્વ-મુખે મને કહે કે -મારા ચરણ ધો..
કેવટ દોડતો,લાકડાની કથરોટ લઇ આવ્યો છે,રામજી એ બંને પગ કથરોટ માં મુક્યા છે,અને કેવટ,
ગંગાજળ નાંખી અને જોરથી પ્રભુ નાં ચરણ ઘસી ઘસીને જેટલો બને તેટલો વધુ સમય લઇ ને પ્રભુ નાં ચરણ ને પખાળે છે.ચરણ ની સેવા કરે છે. વિચારે છે કે –આ ચરણ આજે હાથ લાગ્યાં,ફરી લાગે કે ના લાગે.

સ્વર્ગ ના દેવો પણ આકાશમાં થી જોઈ રહ્યા છે કે-આ કેવટ કેવો ભાગ્ય શાળી!!!
સીતાજી (લક્ષ્મીજી) અને લક્ષ્મણજી (શેષજી) આજે લાચાર બની ને જોડે ઉભાં છે,અને કેવટ સેવા કરે છે.
કેવટ મનમાં ને મનમાં તેમને જાણે કહે છે કે-આજે તમે ઉભાં છો,અને તમારી સામે જ હું સેવા કરું છું.

રામજી મનમાં વિચાર કરે છે કે-બે ચરણ ના બે માલિક જોડે ઉભા છે અને આ વળી ત્રીજો જાગ્યો.
રામજી ના લગ્ન પહેલાં લક્ષ્મણજી રામજી ની ચરણ-સેવા કરતા હતા.લગ્ન પછી સીતાજીએ,એ સેવા નો અધિકાર પોતાનો છે એવો દાવો કર્યો.
લક્ષ્મણજી કહે છે-કે-હું આ અધિકાર નહિ છોડું,મોટાભાઈ પરણ્યા એટલે કંઈ મારા મોટાભાઈ છે તે થોડા મટી જાય છે?એટલે મારો અધિકાર કાયમ રહે છે. સીતાજી કહે છે કે-પતિ પર પત્ની નો જ અધિકાર છે.
છેવટે બંનેની આ મીઠી તકરાર નો ફેંસલો કરવાનું વશિષ્ઠ જી ને સોંપ્યું.

વશિષ્ઠ જી એ ચુકાદો આપ્યો કે-સીતાજી જમણા ચરણ ની અને લક્ષ્મણજી ડાબા ચરણ ની સેવા કરે.
પણ આજે પ્રસંગ એવો થયો છે કે-આ ત્રીજો અનન્ય ભક્ત કેવટ બંને પગ નો અધિકાર લઇ ને બેસી ગયો છે,અને બંને ચરણ ની સેવા કરે છે, તે પણ સીતાજી અને લક્ષ્મણજી ની સામે જ કરે છે.અને બંને લાચાર છે.
ભક્તિ શું નથી કરી શકતી??!! અનન્ય ભક્તિ પ્રભુ ને ય પણ ભક્ત ને આધીન બનાવી દે છે.
ધન્ય,કેવટ ની ભક્તિ અને ધન્ય છે, કેવટ નુ ભાગ્ય.

ત્યાર પછી,શ્રીરામ,સીતા અને લક્ષ્મણ ને કેવટ હોડીમાં બેસાડી ગંગા પાર ઉતારે છે,અને પાર ઉતાર્યા પછી કેવટ,રામજી ને સાષ્ટાંગ પ્રણામ કરે છે.
રામજી ની ઈચ્છા થઇ છે કે નદી ની ઉતરાઈ (ભાડું-મજૂરી) માટે - કેવટ ને હું કંઈક આપું.
પણ કેવટ ને આજ હું શું આપું? ત્રણે ભુવન ના માલિક પાસે,આજે રામજીની પોતાની પાસે કશું પણ નથી.કે

જે કેવટ ને આપી શકે!!!!!માલિક ની નજર નીચી થઇ છે.!!!!!કેવટ ની સામે આજે નજર મિલાવી શકતા નથી!!!કેવટ ના આજના ઉપકાર સામે તે પ્રતિ-ઉપકાર કરી શકતા નથી!!!

(રામાયણ માં બે વાર રામજી,ભક્ત ના ઉપકાર બદલ,સામે કશું (પ્રતિ-ઉપકાર) આપી શકતા નથી,ને
ઉપકાર ના ભાર તળે માલિક ની નજર,ભક્ત સામે નજર મિલાવી શકતી નથી,નજર નીચી થઇ છે,
એક તો આજે અને બીજી વાર જયારે હનુમાનજી લંકા જઈ સીતાજી ની,ખબર લઇ ને આવે છે ત્યારે...
માલિક કહે છે-કે-પ્રતિઉપકાર કરું કા તોરા,સન્મુખ ન શકત હો મન મોરા)

સીતાજી જોડે ઉભાં છે અને રામજી ના મનની વાત સમજી ગયાં છે.
સીતાજી એ વશિષ્ઠજી ના કહેવાથી,પોતાના શરીર ના આભૂષણો ઉતાર્યા નહોતા.
તેમણે પોતાની આંગળીએથી પોતાની,વીંટી ઉતારી ને રામજી ના હાથમાં આપી.
રામજી એ તે વીંટી,કેવટ ને આપવા માંડી અને કહ્યું કે-મજૂરી તરીકે નહિ પણ સેવાની ભેટ આપું છું.

રોમાંચિત થયેલો કેવટ બે હાથ જોડી ને રામજી ની સામે ઉભો છે,આંખો માં હર્ષ ના આંસુ છે,
આજ પોતાના ગૌરવ માં મસ્ત બન્યો છે ને માથું ધુણાવે છે,અને મજૂરી (ઉતરાઈ) લેવાની ના પાડે છે.
કહે છે-આટલાં વર્ષ મેં નાવડી ચલાવી,પણ આજે જે મજૂરી (માલિક ની ચરણ સેવા ની) તેવી કદી મને મળી નથી, દુનિયા આખી ને દેવાવાળા માલિકે આજે મારી પાસે નાવ (ઉતરાઈ માટે) માગી,એ શું નાની-સૂની કે જેવી તેવી વાત છે? આજે તો મારા ધન્ય-ભાગ્ય છે,માલિક ના દર્શન થયા છે,આજે હું કશું નહિ લઉં.

ત્યારે રામજી કહે છે કે-પ્રસાદ તરીકે લે.
કેવટ કહે છે કે-પ્રસાદ લેવાનો આજ વખત નથી,ચૌદ વર્ષ નો વનવાસ પુરો થાય અને આપ ગાદીએ બેસો,
ત્યારે આ સેવક ને પ્રસાદી આપજો.
કેવટ,રામજી ની કોઈ પણ રીતે માનતો નથી,અને વીંટી લેતો નથી.

લક્ષ્મણજી કહે છે કે-ચૌદ વર્ષ પછી ની વાત,ત્યારે ચૌદ વર્ષ પછી,,પણ હાલ તો આ વીંટી લઇ લે.
તો કેવટ કહે છે કે-જાતભાઈ પાસે થી ઉતરાઈ ના લેવાય,
નાઈ,નાઈ પાસેથી કે ધોબી ધોબી પાસેથી મજૂરી લે નહિ.
ત્યારે લક્ષ્મણજી ગુસ્સે થઇ ને કહે છે કે-તુ શું બકે છે? શું તારી અને અમારી જાત એક છે?

કેવટ કહે છે કે-તમારી અને મારી જાત એક નહિ,પણ રામજી ની અને મારી જાત એક છે.
હું લોકો ને ગંગા પાર ઉતારું છેં અને રામજી લોકો ને ભવ-સિંધુ પાર ઉતારે છે.
માટે હે,માલિક,આજે તો મેં તમને માત્ર ગંગા પાર ઉતાર્યા છે,પણ કાલે,
જયારે હું ભવસાગર ના કિનારે આવું ત્યારે, તમે મને ભવસાગર પાર ઉતારજો.

કેવટ ના પ્રસંગ નું રહસ્ય એવું છે કે-
કેવટ એ નિઃસાધન છે,એટલે કે તેણે પરમાત્મા માટે કોઈ સાધન કર્યું નહોતું,પણ,
એનો પરમાત્મા પ્રત્યેનો પ્રેમ (સ્નેહ) એ,સંપૂર્ણ છે,એનું પ્રભુ પ્રત્યેનું સમર્પણ સંપૂર્ણ છે.
તેથી એ પ્રભુ ની કૃપા નો અધિકારી બન્યો છે.
માગ્યા વગર (અયાચિત) જ પ્રભુ નો અનુગ્રહ (કૃપા) પામનારો એ પુષ્ટિ-ભક્ત છે.અને
પ્રભુ નો અનુગ્રહ (કૃપા) તેણે ઉતરાઈ-રૂપે મળે છે.(બીજું કશું પ્રભુ પાસે તે વખતે નહોતું!!)

ગંગા પાર કર્યા પછી શ્રીરામે ગુહ-રાજા ને કહ્યું કે- હવે તમે પાછા ફરો.
આ સાંભળતાં જ ગુહ ને અત્યંત નિરાશા થઇ,તેને રામજી સાથે રહેવું હતું.તે હાથ જોડી બોલ્યો કે-

થોડા દિવસ સાથે રહેવા દો,પછી આપને માટે પર્ણકુટી બનાવી આપી ને હું વિદાઈ લઈશ.
ત્યારે રામજી એ ગુહ ને સાથે આવવાની મંજૂરી આપી.

આગળ વધી રામજી પ્રયાગરાજ નાં દર્શન કરે છે,
ગંગા,જમના ને સરસ્વતી નો ત્યાં સંગમ થાય છે.પ્રયાગરાજ તીર્થરાજ (તીર્થો નો રાજા) કહેવાય છે.
માઘ માસમાં સૂર્ય મકર રાશિમાં જાય છે,ત્યારે સઘળાં તીર્થ પ્રયાગમાં આવે છે.
તે વખતે સઘળા દેવો અને ઋષિ-મુનિઓ ત્યાં સ્નાન કરી અક્ષય-વટનાં દર્શન કરે છે.
અહીં ભરદ્વાજઋષિ નો આશ્રમ છે.રામજી ત્યાં પધાર્યા.

મનુષ્ય ભરદ્વાજ બને તો રામજી તેના ત્યાં પધારે.
દ્વાજ એટલે ગુરૂ નો બોધ.ગુરૂ નો બોધ જે કાનમાં ભરી રાખે છે તે ભરદ્વાજ.
એક કાનથી સાંભળી બીજા કાનથી બોધ કાઢી નાખે તે ભરદ્વાજ થઇ શકે નહિ અને ત્યાં રામજી પધારે નહિ.
આ જગત ની વાતો સાંભળવામાં કોઈ ફાયદો નથી,ઉલટું ભક્તિમાં વિક્ષેપ થાય છે.

ભરદ્વાજ બહુ બોલતા નથી.તેઓ રામ-ચરણ ના અનુરાગી હતા.રામ-કથા સાંભળતાં થાકતા નહિ.
રામજી ના દર્શન કરી ને તેમણે અતિ આનંદ થયો છે.રામજી ની પધરામણી ની ખબર સાંભળી આસપાસના બીજા ઋષિઓ પણ રામજી નાં દર્શને આવ્યા છે.
ભરદ્વાજ-ઋષિ કહે છે કે-
હે,શ્રીરામ,આપ તો તીર્થો માં પણ તીર્થ બનાવનારા સ્વયં તીર્થ-સ્વ-રૂપ છો,
હે પરમ-પુરુષ,હું આપના ચરણ-કમળ માં પ્રણામ કરું છું.
આપનાં દર્શન થયા એટલે મેં અત્યાર સુધી જે સાધન કર્યું તેનું ફળ મને મળી ગયું.

સર્વ “સાધન” નું ફળ છે “સાધ્ય” એવા ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન.કે જે દર્શન પરમાનંદ નું દાન કરે છે.
જીવ નું  જીવન સફળ થાય છે અને પ્રત્યક્ષ દર્શન થી જીવ ને અપાર શાંતિ-પરમાનંદ મળે છે.
પ્રભુ એ એક રાત્રિ ભરદ્વાજ-ઋષિ ના આશ્રમ માં મુકામ કર્યો,અને બીજે દિવસે સવારે ઋષિ ની વિદાઈ માગી.
રામચંદ્રજીએ ઋષિ ને પ્રણામ કર્યા અને એમના આશીર્વાદ માગ્યા.
ત્યારે સામેથી ઋષિએ કહ્યું કે-હું શું આશીર્વાદ આપું?આપનાં દર્શન થી મારું જીવન ધન્ય બન્યું છે,આપ કૃપા કરી મને એવું વરદાન આપો કે,આપનાં ચરણ-કમળ માં સદા પ્રીતિ રહે.

પછી ભરદ્વાજ-ઋષિએ વાલ્મિકીજી ના આશ્રમનો રસ્તો બતાવવા ચાર શિષ્યો ને તેમની સાથે મોકલ્યા.
વનની વિકટ વાટ છે,રસ્તામાં કાંટા-કાંકરા છે,સાંકડી પગ-દંડી છે.
રામજી આગળ ચાલે છે,તેમની પાછળ સીતાજી તેમનાં ચરણની (ચરણ ના છાપ ની) આમન્યા રાખી ચાલે છે, તેમની પાછળ લક્ષ્મણજી છે તે રામજી અને સીતાજી બંને ના ચરણ ની આમન્યા રાખી ને ચાલે છે.
તેથી સાંકડી પગદંડી માં તેમને પગ મુકવા જગા રહેતી નથી,અને કાંટાળી જમીન પર તે ચાલે છે.

રામજી ને આ વસ્તુ ની ખબર પડી,તેમનાથી આ જોવાણું નહિ,એટલે તેમણે ક્રમ ફેરવ્યો.
પહેલાં લક્ષ્મણ,પછી સીતાજી અને પછી પોતે.
જીવ (લક્ષ્મણ) અને બ્રહ્મ (રામ) ની વચ્ચે માયા (સીતાજી) શોભે છે તેમ સીતાજી શોભે છે.

જે ગામ કે નગરની પાસેથી રામજી પસાર થાય છે,તે ગામ કે નગરના લોકોના ભાગ્ય ની દેવોયે પ્રંશસા કરે છે.રામજીને જોવા,રામજીના દર્શન કરવા, સીમમાં લોકો નાં ટોળે-ટોળાં ઉભરાય છે.
જે જુએ છે તે જોતાં જ રહે છે,જાણે મોટો ખજાનો મળ્યો હોય તેવો તેમને હરખ ચડે છે,
વડના ઝાડ ની નીચે છાયા માં પાંદડાં નું આસન બનાવી ને રામજી ને બે ઘડી બેસી થાક ખાવાની લોકો

પ્રાર્થના કરે છે અને રામજી તે પ્રાર્થનાને સ્વીકારે પણ છે.
કપાળ પરથી પરસેવાનાં બિંદુ ટપકે છે,એવા રામ,સીતા અને લક્ષ્મણ આરામ કરવા બેસે છે,ત્યારે લોકો ધારી ધારી ને તેમને જોયા કરે છે.એ મનોહર રૂપ નું વર્ણન કરવું અશક્ય છે.
તુલસીદાસજી કહે છે કે-શોભા ઘણી છે,ને મારી બુદ્ધિ થોડી છે, <u>"શોભા બહુત થોરી મતિ મોરી"</u>

વટ-વૃક્ષ તળે આરામ કર્યા પછી રામજી એ લોકો ની રજા માગી
રસ્તામાં આગળ ચાલી,એક ઝાડ નીચે રાત ગાળી, બીજે દિવસે રામજી,વાલ્મિકીજી ના આશ્રમ માં આવ્યા.
સમાચાર સાંભળી વાલ્મિકીજી સામા આવ્યા છે.

રામચંદ્રજીએ વાલ્મીકિજી ને દંડવત પ્રણામ કર્યા છે,વાલ્મીકિ ને અતિ આનંદ થયો છે.
રામજીએ કહ્યું કે-વનવાસ ને હું મારા પુણ્ય નો ઉદય સમજુ છે,જેથી મને આપનાં દર્શનનો લાભ મળ્યો.
અને પછી પ્રાર્થના કરી ને કહ્યું કે-અમારે વનમાં વાસ કરવો છે,તેથી,અમને એવી કોઈ જગા બતાવો કે જ્યાં અમે પર્ણકુટી બાંધી ને રહી શકીએ.

અહીં તુલસીદાસજી એ,વાલ્મિકીજી ના મુખે,રામ એ જ પરમાત્મા છે,સગુણ અને નિર્ગુણ એક જ છે,
અને રામ તો સર્વત્ર વસે છે,સર્વ ભક્તો ના હૃદયમાં વસે છે તેનું સુંદર વર્ણન કર્યું છે.

વાલ્મિકીજી કહે છે કે-આપે મને પૂછ્યું કે હું ક્યાં રહું? પણ આપ ક્યાં નથી?આપ જ્યાં ના હોવ, તેવું કોઈ સ્થળ મને બતાવશો?પછી હું આપને રહેવાનું સ્થાન દેખાડું.
જો કે વાલ્મીકિ જી થી કશું અજાણ્યું નહોતું,તે પોતે રામજી ના અવતાર નું રહસ્ય જાણતા હતા.
એટલે તેમણે કહ્યું કે-ચિત્રકૂટ પર્વત પર આપ વિરાજો.

ભાગવત ની જેમ રામાયણ ની પણ સમાધિ ભાષા છે.
ચિત્ત એ ચિત્રકૂટ છે.અંતઃકરણ જયારે પરમાત્મા નું સતત ચિંતન–મનન કરે ત્યારે તેણે ચિત્ત કહે છે.
ચિંતન કરવું એ ચિત્ત નો ધર્મ છે.
ચિત્ત માં જો પરમાત્મા આવે તો,ચિત્ત ચિત્રકૂટ બની જાય.જીવ કૃત-કૃત્ય બની જાય.
ચિત્રકૂટ એ મહાપવિત્ર સ્થળ છે.આ ચિત્રકૂટ ના ઘાટ પર તુલસીદાસજી ને રામજી નાં દર્શન થયા હતાં.

ચિત્રકૂટ ના ઘાટ પર તુલસીદાસજી ચંદન ઘસતા હતા,અને રામજી આવી તિલક કરાવી ગયા,પણ તુલસીદાસે રામજી ને ઓળખ્યા નહિ.ત્યારે હનુમાનજી થી રહેવાયું નહિ.રામજી ફરી તિલક કરાવવા આવ્યા, ત્યારે હનુમાનજી એ તુલસીદાસ ને ચેતવી દીધા.
<u>ચિત્રકૂટ કે ઘાટ પર,ભઈ સંતનકી ભીર,તુલસીદાસ ચંદન ઘસે તિલક કરે રઘુવીર.</u>
હનુમાનજી પોપટ બની ને આ દુહો ત્રણ વાર બોલ્યા હતા એમ કહેવાય છે.

પાપનું મૂળ ચિત્ત માં છે અને પાપ થાય છે અજ્ઞાનથી.આ ચિત્તમાં થી અજ્ઞાન જાય અને વિશુદ્ધ બને તો ચિત્ત માં રઘુનાથજી વસે.
રામચંદ્રજી ચિત્રકૂટ માં આવ્યા છે,સાથે ગુહ છે તે બધી સેવા ઉઠાવે છે.
રામજી ના ચિત્રકૂટ ના આગમન ની આજુ બાજુ ખબર ફેલાતાં ભીલ,કિરાત વગેરે લોકો,રામજી ના દર્શન કરવા આવે છે.રામજી નાં દર્શન માત્ર થી પાપો છૂટી જાય છે,પાપ ના વિચારો નો નાશ થાય છે,વિચારો બદલાઈ જાય છે,અને સદવિચારો ઉભરાય છે.

રામજી નું ચિંતન કરતાં જ દુષ્ટ રાવણ પર એવી અસર થતી હતી તો,અહીં,ભોળા નિખાલસ વનવાસીઓ હતા કે જેમણે કુડ-કપટ નું ભાન નથી.તે તો કેવળ સંસ્કારો ના અભાવે ચોરી-લૂંટ કરવા લલચાતા હતા.

તુલસીદાસજી હકે છે કે-તે વનવાસીઓ પર રામજી ના દર્શન ની,રામ-નામ ની  એટલી બધી અસર થઇ હતી
કે, લોકો કંદમૂળ-ફળ વગેરે ને પડિયા ભરી ભરીને રામજી ના દર્શન કરવા ચાલ્યા આવતા હતા.
જાણે દરિદ્રો સોનું લુંટવા ચાલ્યા.રામ-દર્શન નું સોનું લુંટવા મળ્યું એટલે એમણે બીજી લૂંટ-ફાટ છોડી દીધી.

રામચંદ્રજી પણ આ વનવાસીઓ નો ખૂબ પ્રેમથી સત્કાર કરે છે,એમની સાથે હેત-પ્રીત થી વાતો કરે છે.
વનવાસીઓ ના સુખ નો-આનંદ નો પાર નથી.
વનવાસીઓ રામજી ને કહે છે-કે-રામજી,અમારાં ભાગ્યે જ તમને અહીં ખેંચી લાવ્યા છે.તમારાં પગલાં થી
અમારી ધરતી ધન્ય બની છે,તમે અહીં જ રહો,અમે રાત-દિવસ તમારી સેવા કરીશું.
અહીં ની કેડી-કેડી ના ભોમિયા થઇ અમે તમને બધું બતાવીશું.
નાના બાળક ની જેવા ભોળા વનવાસીઓ ની શ્રદ્ધા-ભરી વાણી ને રામજી સાંભળી રહે છે.

તુલસીદાસજી પણ મુગ્ધ થઇ ને રામજી ની આ લીલા નું વર્ણન કરે છે.તેઓ કહે છે કે-
રામનાં પગલાંથી આ વન ની શોભા એવી ફરી ગઈ કે ,કૈલાશ,સુમેરુ,હિમાલય જેવા દેવો ના નિવાસ વાળા
પર્વતો પણ ચિત્રકૂટ નો જશ ગાવા લાગ્યા.વિંધ્યાચલ ખુશ ખુશ હતો કારણકે વિના શ્રમે તેણે આવી મોટાઈ
મળી હતી.આ વન ની શોભા હું શું વર્ણવું? હું ખાબોચિયા નો કાચબો મંદરાચળ કેમ કરી ઉઠાવી શકું?

કોઈ વાર અયોધ્યા નું સ્મરણ થતા રામજી ની આંખો ભરાઈ આવતી.માતા-પિતા અને ભરત નો પ્રેમ તે ભૂલી
શકતા નહોતા.રામચંદ્રજી ને જોઈ લક્ષ્મણજી અને સીતાજી પણ વ્યાકુળ થઇ જતા.
ત્યારે રામજી સ્વસ્થ થઇ ને લક્ષ્મણ જી અને સીતાજી ને પવિત્ર કથા-વાર્તાઓ કહેતા.
ધીરે  ધીરે ચિત્રકૂટનું વન સૌન્દર્ય રામજી ને ગમી જાય છે,અને તે જોઈ ને હવે તે આનંદ પામે છે.
અયોધ્યા છોડ્યા નું અને સર્વ ની યાદો નું દુઃખ ધીરે ધીરે વિસારે પડે છે.

રામજી,સીતાજી ને કહે છે કે-આ રમણીય પર્વત જોઈ ને મારા સુખ નો પાર નથી,અહીં અનેક વર્ષ રહેવું પડે
તો પણ મને દુઃખ ન થાય.હવે તો મને અયોધ્યા કરતાં પણ ચિત્રકૂટ વધુ આનંદ આપે છે.
બાળપણ થી જ મને વનવાસ ની હોંશ હતી તે હવે પુરી થઇ.

પ્રકૃતિ-સૌન્દર્ય ની વચ્ચે રહી એકાંતમાં નિવૃત્ત જીવન ગાળવાનો આનંદ અનેરો છે.
એટલે તો ઋષિ-મુનિઓ લોકો થી દૂર એકાંત માં આશ્રમ બાંધી ને રહેતા હતા.
શાસ્ત્ર માં પણ વાનપ્રસ્થાશ્રમની આજ્ઞા કરેલી છે તે પણ આ કારણે જ .

બીજી તરફ,રામચંદ્રજી ને પર્ણકુટી બાંધી આપીને નિષાદરાજ ગુહ રામની આજ્ઞા થતાં શુંગવેરપુર પરત
આવે છે,અને આવીને જુએ છે તો,મંત્રી સુમંત્ર સુનમુન થઇ –હે રામ હે રામ –બોલતાં વિલાપ કરતા હતા.
રથના ઘોડા પણ રામચંદ્ર ગયા એ દિશા માં મોં કરી ને શૂન્ય નજરે જોઈ રહ્યા હતા.પગ આગળ તાજા લીલા
ઘાસનો ઢગલો  એમ ને એમ પાડ્યો હતો.ઘોડાઓ ઘાસ ખાતા નહોતા અને પાણી પણ પીતા નહોતા.
ગુહે આવીને સુમંત્ર ને રામજી ના ચિત્રકૂટ ના નિવાસના ખબર કહ્યા ને પછી તેમને સમજાવી ને અયોધ્યા
જવા અને રામજીના સમાચાર આપવા, રથમાં બેસાડ્યા,પણ સુમંત્ર તો રથમાં પણ જાણે ઢગલો થઇ ને નીચે
પડી ગયા.ગુહ ને થયું કે આવી હાલતમાં સુમંત્ર રથ હાંકી શકશે નહિ,એટલે તેણે પોતાના ચાર માણસોને
રથમાં ચડાવ્યા અને સુમંત્ર ની સંભાળ રાખવાનું કહ્યું.

ઘોડા પણ રામજી ને છોડીને અહીંથી જાણે પરત જવા તૈયાર ના હોય તેમ વારંવાર ઠોકરો ખાઈને પડી જતા
હતા. રામજી ની દિશા તરફથી જાણે તે પોતાનું મોં ફેરવવા માગતા નહોતા.ફરી ફરી ઉભા થઇ ને તે
શ્રી રામ ગયા હતા તે દિશા તરફ જોતાં હતા.નિષાદોએ તેમના કાનમાં રામ-સીતાનું નામ - બોલી ને તેમની

ચેતના ને ટકાવી રાખવાનો પ્રયત્ન કર્યો અને ધીરે ધીરે તેમને અયોધ્યા બાજુ લઇ જવા નો પ્રયત્ન કર્યો.

સુમંત્ર હજુ બેભાન જેવી અવસ્થામાં જ વિલાપ કરતા કરતા કહે છે કે-ઘોડા જેવું પ્રાણી પણ,પોતાના માલિક છોડી ને ગયા છે તો આવા વ્યાકુળ થાય છે, તો રામજી ના માત-પિતાની શું હાલત હશે? રામજી નો વિયોગ તેમને કેટલો સાલતો હશે?તેમને જઈ ને હું શું જવાબ દઈશ? ધિક્કાર છે મને.
કૈકેયી ના કહેવાથી હું રામજી ને ત્યાં ન લઇ ગયો હોત તો આજે આ દિવસ જોવા વેળા ન આવત.
હું જ અપજશ નું કારણ બન્યો.અરે,મારા પ્રાણ કેમ છૂટી જતા નથી?

મંત્રી સુમંત્ર પર શોક ની એટલી બધી અસર થઇ છે કે,તેમની દ્રષ્ટિ મંદ થઇ ગઈ,કાને સંભળાવાનું ઓછું થઇ ગયું,ને બુદ્ધિ જાણે બહેર મારી ગઈ,જીવતા છતાં જાણે મૂવા જેવા થઇ ગયા.
જાત સાથે જ વાતો કરતા હોય તેમ બબડે છે-અયોધ્યા ના લોકો પૂછશે તો તેમને હું શું જવાબ આપીશ?
કૌશલ્યા મા,વાછરડી ને મળવા ગાય દોડી આવે તેમ દોડી આવશે તો તેમણે હું શું જવાબ આપીશ?
મહારાજા ને હું કેવી રીતે આશ્વાસન આપીશ? રામજી વનમાં જ રહી ગયા તેવું હું કેવી રીતે બોલી શકીશ?

રથ તમસા નદી ને કિનારે આવ્યો.સુમંત્રે જીવ ને કાઠો કરી ને,સાથે આવેલા નિષાદો ને વિદાય કર્યા.
પણ હજુ તમને અયોધ્યામાં પ્રવેશ કરવાની હિંમત ચાલતી નથી.એટલે આખો દિવસ નગર ની બહાર બેસી રહ્યા અને સાંજ થઇ ને અંધારું થયું ત્યારે ગૂપચૂપ નગરમાં પેઠા ને રાજમહેલ બાજુ ગયા.

એવું બનેલું કે ,રામજી એ વનમાં પ્રયાણ કર્યું તે પછી દશરથજી એ કહ્યું કે-મારે કૈકેયી ના ભવન માં રહેવું નથી મને કૌશલ્ય ના ભવનમાં લઇ જાઓ.
એટલે તેમને કૌશલ્યાના ભવન માં રાખવામાં આવ્યા હતા.સુમંત્ર ને જોઈ ને દાસદાસીઓ ભેગાં થઇ ગયા અને તેમને ખબર આપી કે મહારાજા કૌશલ્યા ના ભવન માં છે. સુમંત્ર જાણે બેભાન અવસ્થામાં જ ચાલે છે.
તેમણે દશરથ રાજા ને “રામ-રામ-સીતા સીતા” એમ બોલતાં-વિલાપ કરતા જોયા.
સુમંત્ર ને જોતાં રાજા ના જીવમાં જીવ આવ્યો,એકદમ ઉભા થઇ ને સુમંત્રને ભેટી પડયા અને પૂછે છે કે-
સુમંત્ર મારો રામ ક્યાં? સુમંત્ર ની આંખોમાંથી પણ દડદડ આંસુ પડવા માંડયા.

રાજાનું હૈયું બેસી ગયું.તે બોલી ઉઠયા કે-સુમંત્ર મારા રામ-સીતા પાછા ના આવ્યા? અરે,સુમંત્ર,હું રામ જેવા દીકરાનો બાપ થવા માટે લાયક નથી..તુ મારું હિત ઈચ્છતો હોય તો,મને અત્યારે ને અત્યારે રામની પાસે લઇ જા.નહિ તો હું તને સત્ય કહું છું,મને જીવવાનું મન નથી,હું જીવી શકીશ નહિ.
સુમંત્ર રાજાને આશ્વાસન ના બોલ કહે છે-મહારાજા,આપ તો જ્ઞાની છો,તમે ધીર છો,વીર છો.તમે ક્યાં નથી જાણતા કે,જન્મ-મરણ,સુખ-દુઃખ,લાભ-હાનિ,મેળાપ અને વિયોગ એ બધું યે કાળ ને વશ છે,બધું,
રાત-દિવસ ની ઘટમાળ ની જેમ આવે છે ને જાય છે.પણ મહાપુરુષ એ ઘટમાળ થી લેપાતો નથી.

પછી સુમંત્રે રામજી ની યાત્રા નું વર્ણન કર્યું,નિષાદરાજ જી સેવાની વાત કરી.ને છેલ્લે તેમણે પોતે રાજાનો સંદેશો રામ-સીતા ને કહ્યો હતો તે પણ કહ્યું.અને તેના જવાબ માં રામજીએ કહ્યું હતું કે-
મારા પિતાજી ને મારા પ્રણામ કહેશો,અને કહેજો કે આપના પ્રતાપથી અમે સર્વ કુશળ છીએ.
સીતાજી એ સંદેશો આપ્યો હતો કે-હું અયોધ્યા નહિ આવી શકું,મારા પતિ વગર હું જીવી નહિ શકું.
મારા સાસુ અને સસરા ના ચરણ માં મારા પ્રણામ કહેજો.

બોલતાં બોલતાં સુમંત્ર ની વાણી અટકી ગઈ,અત્યંત શોક થી એ વિહ્વળ બની ગયા.
સુમંત્ર નાં વચન સાંભળતાં જ રાજા,હે,રામ-હે,રામ બોલતાં પૃથ્વી પર પડયા.અને જળની બહાર માછલું તરફડે તેમ તરફડવા લાગ્યા.આસપાસનાં બધાં પણ વિલાપ કરવા માંડયાં.
કૌશલ્યા મા પણ રડતાં હતાં પણ હૈયું કાઠું કરીને રાજા ને આશ્વાસન આપવાનો પ્રયાસ કરવા લાગ્યા.

“મહારાજ,રામ-વિરહ નો મોટો સાગર પાર કરવા નો છે,હિંમત રાખો,ધૈર્ય ધારણ કરો,નહિ તો બધું ડૂબી જશે. વનવાસ ની મુદત પુરી થતાં રામ જરૂર પાછા આવશે.

રાજાને જાણે છેલ્લું વાક્ય “રામ જરૂર પાછા આવશે” એટલું સંભળાણું.એમને આંખ ઉઘાડી ચારે-કોર જોયું, ને ફરીથી બોલવા માંડ્યું કે-સુમંત્ર,મને લઇ જા,મને રામની પાસે લઇ જા,રામ વગર મારું જીવવું નકામું છે. અને આટલું બોલતાં બોલતાં તો રાજા ફરીથી બેભાન થઇ ગયા.
મધરાતે તે એકાએક ભાનમાં આવ્યા,ને નિસાસો નાંખી કૌશલ્યા ને કહેવા લાગ્યા કે-માનવી જેવાં કર્મ કરે છે તેવાં જ ફળ તે આ જન્મ માં જ પામે છે.

કૌશલ્યાજી સાંભળી રહ્યાં,તેમણે થયું કે-આ રીતે પણ રાજા પોતાના મન ને આશ્વાસન આપે તે સારું છે. દશરથ રાજા કહે છે કે-હે,કૌશલ્યા,અત્યારે હું સ્પષ્ટ પણે જોઈ શકું છું કે-મારાં કર્મનું જ ફળ હું ભોગવી રહ્યો છું.મને અત્યારે યાદ આવે છે કે-અજાણે મારા થી એક ઘોર પાપ થઇ ગયું હતું,તે પાપનું ફળ અત્યારે હું ભોગવું છું. પાપ જાણી ને થાય કે અજાણે થાય તેનું ફળ ભોગવવું જ પડે છે,
મનુષ્ય અજાણ્યે પણ જો ઝેર ખાઈ જાય તો તે મરે જ છે.
કૌશલ્યાજી શાંતિ થી સાંભળી રહ્યાં છે ને દશરથ રાજા પોતાના પાપ નો પ્રસંગ કહી સંભળાવે છે.

વાત એ વખતની છે જયારે દશરથ રાજા યુવાની ને ઉંબરે પહોંચ્યા હતા.હજી તેમનાં લગ્ન થયા નહોતાં. ધનુર્વિદ્યામાં તે અતિ પારંગત હતા,આંખ મીંચી,માત્ર અવાજ પરથી તે ધાર્યું નિશાન વીંધતા હતા.
આ શબ્દ-વેધી બાણ- વિદ્યા નો તેમને બહુ ગર્વ પણ હતો.
ઘણીવાર કુમાર દશરથ એકલો,નદીના કિનારે કે ઉપવનમાં ફરવા નીકળી પડતો અને ક્યાંક સંતાઈ ને માત્ર અવાજ પરથી વન્ય-પશુ ના શિકાર કરતો.

એવી એક ચોમાસાની સાંજે કુમાર દશરથ હાથમાં ધનુષ્ય-બાણ લઇ ને મૃગયા રમવા,સરયુ નદીના કિનારે, એકલો નીકળી પડ્યો હતો.ફરતાં ફરતાં રાત પડી ગઈ,એટલે કુમાર દશરથ એક વૃક્ષ ની ઓથે છુપાઈને, નદીમાં પાણી પીવા આવતા કોઈ પશુ નો અવાજ સાંભળવા કાન માંડી ને બેઠો.
ચારે તરફ અંધારું હતું,અને કશું દેખાતું નહોતું.દશરથ કેટલોક વખત આમ સંતાઈ ને બેસી રહ્યો હતો,

એવામાં પાણીમાં તેણે બડબડ-બડબડ અવાજ સાંભળ્યો.તેણે ધાર્યું કે કોઈ જંગલી પશુ પાણી પીવા આવ્યું લાગે છે,તેથી તેનો વધ કરવા તેણે તરત જ ભાથામાંથી ઝેરી સર્પ જેવું બાણ કાઢ્યું,ને ધનુષ્ય પર ચડાવ્યું. પોતાની શબ્દ-વેધી બાણ-વિદ્યા પર તે એટલો મુસ્તાક હતો કે,તે લાંબો વિચાર કરવા રોકાયો નહીં, સનનન કરતુ બાણ છૂટ્યું ને બરોબર નિશાનમાં જઈ ને ચોંટ્યું.

ત્યાં જ કોઈ મનુષ્ય ના ગળા ની ચીસ સંભળાણી.એ સાંભળી ને દશરથ ને ફાળ પડી.
શું બન્યું છે? તેની તપાસ કરવા તે અવાજ ની દિશાએ આગળ વધ્યો,ત્યાં એણે મનુષ્ય નો વિલાપ સંભળાયો.
“અરેરે,મને કોને આ બાણ માર્યું?ઓચિંતા નું કોણ મારું વેરી જાગી પડ્યું?
મેં તો જીવન માં કોઈનું કંઈ પણ બગાડ્યું નથી તો અહીં ક્યાંથી મારું મોત ટપકી પડ્યું?
મારું તો ઠીક પણ મારા વૃદ્ધ માતા-પિતા નું શું થશે? મારા વગર તેઓ કેવી રીતે જીવશે?
અરેરે,મને હણનારે એક સાથે ત્રણ જીવ ની હત્યા કરી છે,

આ સાંભળી દશરથ નાં ગાત્ર ગળી ગયાં.તેનું શરીર થર થર ધ્રુજવા લાગ્યું.તમથી ધનુષ્ય-બાણ પડી ગયાં. તેણે બીક લાગી કે પોતાને હાથે નિર્દોષ નો વધ થઇ ગયો લાગે છે. તે દોડતો નદી કિનારે પહોંચ્યો અને જઈ ને જુએ છે તો એક જટા-વલ્કલ-ધારી કુમાર,જમીન પર પડ્યો છે ને બાણ તેની છાતી માં ખૂંપી ગયું હતું.દશરથે તેની પાસે જઈ અને પોતાના અપરાધ ની ક્ષમા માગી.

કિશોરે કહ્યું કે-મારું નામ શ્રવણ છે,મને મારૂં દુઃખ નથી,પણ મારાં માત-પિતાનું શું થશે તેનું મને દુઃખ છે.
તેઓ વૃદ્ધ અને અંધ છે,અને તરસ થી પીડાય છે,તુ જલ્દી એમની પાસે પહોંચી જઈ,તેમણે પાણી પાઈ ને
પ્રસન્ન કર.મોડું થશે અને મારા મરણ ની તેમણે શંકા થશે તો તે તને શાપ દેશે.અને વૃદ્ધ,અંધ,માત-પિતાની
કકળતી આંતરડી નો શાપ તને જંપી ને રહેવા નહીં દે.માટે વહેલો,જા, અને એમને શાંત કર.

દશરથ મૂઢ બની ગયો હતો,શ્રવણ ના બાણ ની વેદના, શાંત કરવા તેણે બાણ ખેંચી કાઢ્યું,
પણ શ્રવણ ના પ્રાણ બહુ ટકી શક્યા નહિ,અને તે મોત ને શરણ થયો.
પછી દશરથ નદીમાંથી કમંડળ માં પાણી ભરી ને શ્રવણના વૃદ્ધ માત-પિતા પાસે ગયો.
પગરવ નો અવાજ સાંભળી,શ્રવણ ની માતા એ કહ્યું-કે બેટા પાણી લાવ્યો?
દશરથ કંઈ પણ જવાબ આપતો નથી ને,કમંડળ ભરેલ પાણી તેમના હાથમાં આપ્યું.
શ્રવણ ના પિતા કહે છે કે-બેટા,તુ કેમ કંઈ બોલતો નથી? તુ નહિ બોલે તો અમે પાણી પીવાનાં નથી.તુ અમ
અંધ ની લાકડી છે,અમે તારો શો અપરાધ કર્યો છે કે તુ અમારી સાથે બોલતો નથી? તુ રોજ અમને વેદ-પાઠ
સાંભળવનારો આજે કંઈ બોલતો કેમ નથી?

દશરથ ની આંખોમાંથી હવે ટપ-ટપ આંસુ માંડ્યા.મા એ હાથ લાંબો કર્યો અને દશરથ ને  અડકતાં જ,
તેમણે ખબર પડી કે –આ એમનો દીકરો શ્રવણ નથી.એના શરીરે મૃગ-ચર્મ નથી,માથે જટા નથી.
ભયભીત થઇ દશરથે કહ્યું કે હું આપનો પુત્ર નથી,પણ હું દશરથ નામનો ક્ષત્રિય છું,રાતે મૃગયા રમવા
નીકળ્યો હતો,ત્યાં વનચર પ્રાણી સમજી ને અજાણથી શબ્દ-વેધી બાણ છોડ્યું,તે આપના પુત્રને વાગતાં તેનું
મરણ થયું છે,મારાથી અજાણ્યે અપરાધ થઇ ગયો છે,મને ક્ષમા કરો,હું આપનો પુત્ર બની ને જિંદગીભર
આપની સેવા કરીશ.

પણ પુત્ર ના મરણ ના સમાચાર સાંભળતાં જ શ્રવણ ના માતા-પિતા બેભાન થઇ ગયાં.થોડીવારે જયારે તે
ભાનમાં આવ્યા ત્યારે,તેમણે કહ્યું કે –અમને અમારા લાલ પાસે લઇ જા.
દશરથ બંને ને નદી-કિનારે દોરી લઇ ગયો.શ્રવણ ના મૃત શરીર ને હાથ લગાવી ને વૃદ્ધ-વૃદ્ધા કલ્પાંત કરે
છે.અને શ્રવણ ના ગુણો ને અને તેની સેવાને સંભાળી –સંભાળી ને તેમની આંખો અનરાધાર વહે છે.
દશરથે કરગરી ને કહ્યું કે –અજાણતાં થયેલો મારો અપરાધ ક્ષમા કરો.મારા પર દયા કરો.

ત્યારે વૃદ્ધે કહ્યું કે-તેં તારો અપરાધ કબૂલ કર્યો છે ને અમારી સેવા કરવા તત્પર થયો છે,તેથી તુ બચી ગયો
છે.પણ અજાણ્યે પણ ઝેર ખવાઈ જવાય તો તે ઝેર તો તેનું કામ કરે જ છે અને મૃત્યુ તો આવે જ છે.
તેથી હું તને કહું છું કે-પુત્ર વિયોગ માં આજે જેમ અમારું મરણ થાય છે તેમ તારું મરણ પણ પુત્ર વિયોગ માં
જ થશે.દશરથે માથું નમાવી ને શાપ માથે ચડાવ્યો.

પછી વૃદ્ધે,દશરથ ને ચિતા સળગાવવાનું કહ્યું અને ચિતા તૈયાર થતા,વૃદ્ધ-વૃદ્ધા એ પણ પુત્ર ની પાછળ
ચિતામાં પ્રવેશી ને પ્રાણ ત્યાગ કર્યો.

દશરથ રાજા કૌશલ્યા ને ભૂતકાળ ના પોતાના કરુણ પ્રસંગ ની કથા કહે છે,રાજા ની વ્યાકુળતા વધી છે,અને
ધીરે ધીરે “હે,રામ-હે,રામ” બોલતા જાય છે.સાથે સાથે તેમનો જીવ પણ ઊંડે ઉતરતો જતો હતો.
મધરાતે “રામ-રામ-રામ-રામ-રામ-રામ” એમ છ વખત રામનામ ઉચ્ચારી તેમણે દેહ છોડી દીધો.

દશરથજી નો રામજી પ્રત્યેનો પ્રેમ અને રામજી નો વિયોગ અપ્રતિમ છે.એમને રામ પાછા નહિ જ આવે તેવી
ખાતરી થતા રામજી ના વિયોગ માં પ્રાણ ત્યજી દીધા.તેમણે જીવી જાણ્યું ને મરી પણ જાણ્યું.

આ દુનિયામાં જીવવું યે મહત્વનું છે ને મરવું પણ મહત્વનું છે. આપણ ને તો નથી જીવતાં આવડતું કે નથી

મરતાં આવડતું.  શાસ્ત્રો માં તો કેમ મરવું તે પણ બતાવ્યું છે.
ભાગવત માં વ્યાસજી એ "મરવું એ પણ એક કળા છે" એમ કહ્યું છે.
ગીતાજી માં કહ્યું છે કે-"જે પુરુષ ૐ એવા એકાક્ષર બ્રહ્મ નું ઉચ્ચારણ કરતો અને મારું (પ્રભુનું) સ્મરણ કરતો,દેહ ત્યજી ને મરણ પામે છે ,તે પરમ ગતિ ને પામે છે."

રામ એ ૐ નું જ રૂપ છે.પણ અંતકાળે રામનું નામ જીભ પર આવે કેવી રીતે?
સામાન્ય માણસની બુદ્ધિ તો અંતકાળે બગડે છે.એ ભયભીત બની જાય છે.જિંદગીભર જે ભેગું કર્યું તેનું શું થશે? આ કર્યું ને તે કર્યું,આનું શું થશે ?અને પેલાનું શું થશે?તેના વિચારોમાં સારું કશું યાદ આવતું નથી, અને સારું સુઝતું નથી.આખી જિંદગી શરીરના અને ઇન્દ્રિયોના લાડ કર્યા હોય,તેને અંતકાળે રામ યાદ આવતા નથી.તેને એ કેવી રીતે સમજાય કે યાદ આવે કે-આત્મા ને શરીર સાથે કોઈ સંબંધ નથી,કે પત્ની-પુત્રાદિ જોડે પણ કોઈ સંબંધ નથી.દેહ ધારણ કરેલો હોય કે દેહ નો ત્યાગ  કરેલો હોય,આત્મા અલિપ્ત છે, તેને કોઈ ની સાથે સંબંધ નથી,આ વાત જ્યાં લાગી સમજાય નહિ ત્યાં સુધી મૃત્યુ માનવી ને ડરાવે છે.

મહાપુરુષો અને સંતપુરુષો ના જીવન ને જોવામાં આવે તો આ વાત સ્પષ્ટ દેખાય છે.
ધ્રુવજી આગળ મૃત્યુ માથું નમાવી ને ઉભું રહે છે,મૃત્યુ ના માથા પર પગ મૂકી ધ્રુવજી વૈકુંઠ માં જાય છે.
એવું ભાગવતમાં સ્પષ્ટ લખ્યું છે.
તુકારામ સૌને રામ-રામ કરી ને સ્વર્ગમાં ગયા છે.મીરાં સદેહે દ્વારકાનાથ માં સમાઈ ગયાં છે.
સંતો નું પૃથ્વી પર થી "પ્રયાણ" થાય છે,સામાન્ય માનવી "મરે" છે.પ્રયાણ અને મરવામાં ફરક છે.
છેક છેલ્લા શ્વાસ સુધી નિત્યકર્મ થાય-પ્રભુ નું સ્મરણ રહે,પ્રભુ નું નામ મુખ પર રહે તે પ્રયાણ,
અને હાય-હાય કરતાં કરતાં શરીર છોડવું પડે તે મરણ.

શ્રીમંત બળાપો કરે છે કે સેવા તો કરવી છે પણ શરીર સારું રહેતું નથી.શું કરું?
તો ગરીબ કહે છે કે-મારી પાસે ધન નથી તો હું શું કરું? મનુષ્ય પોતાની પાસે જે નથી તેનો બળાપો કરી જીવ બાળે છે પણ જે છે તેનો સેવામાં ઉપયોગ કરતો નથી.
મહાત્માઓ કહે છે કે-તન,મન અને ધન ત્રણે થી સેવા કરવી જોઈએ.જો પ્રભુ એ ત્રણે આપ્યાં હોય તો ત્રણે થી,બે આપ્યા હોય તો બે થી અને એક જ આપ્યું હોય તો એક થી ,પણ સેવા કરો.
અને એક માં યે ઓછું હોય તો જે અંગ થી સેવા થાય તે કરો.
દાખલા તરીકે તન આપ્યું હોય પણ જો અપંગ હોય તો બીજા કોઈ અંગ થી કે જેનાથી સેવા થાય તે કરો.

પ્રભુએ જે આપ્યું છે તેનો ઉપયોગ સત્ય-ધર્મ-કર્મ  માટે કરવાનો છે.
તેનો દુરુપયોગ કરવો એ ગુનો છે અને તેનો સદ્દુપયોગ ના કરવો તે પણ ગુનો છે.
દશરથ રાજા શિકાર કરવા ગયા ત્યારે માત્ર કાન નો જ ઉપયોગ કરે છે,આંખ નો ઉપયોગ કર્યો નહિ ને શબ્દ-વેધી બાણ થી શ્રવણ નો વધ કર્યો તો એમનું મૃત્યુ પણ પોતે આપેલા કૈકેયી ને શબ્દ ને લીધે જ થયું.

શ્રવણ નાં માત-પિતા,અંધ અને અપંગ હોઈ તેમની ત્રણે વચ્ચે નો વ્યવહાર પણ માત્ર કાન દ્વારા જ ચાલે છે.
માતા-પિતા શ્રવણ ને માત્ર કાન દ્વારા જ જાણે છે,અને દશરથ રાજા પણ માત્ર કાન નો ઉપયોગ કરે છે.
આ ચારે એકાંગી છે,માત્ર એક અંગ (કાન) નો ઉપયોગ કરે છે,
ઘરડાં અપંગ મા-બાપ પોતે પોતાનો બોજો ઊંચકી શકતાં નથી અને તે બોજો પુત્ર પર નાંખી યાત્રા કરવા જાય છે.અને તે ભૂલી જાય છે કે-જ્યાં સત્સંગ કે સત્સંગ થાય તે તીર્થ જ છે.એ એમને સમજાણું નહિ અને તે તીર્થ ને બહાર શોધે છે.અંધ શ્રદ્ધા નું તે સ્વરૂપ છે,ભાવ ને ભૂલી જાય છે ને શબ્દ ને વળગી રહે છે.
અને પરિણામે શ્રવણકુમાર નો અંત આવે છે.
મનુષ્ય એમ વિચારે છે કે-આખી જિંદગી કામ-ધંધો કરીશું,કાળાં-ધોળાં કરીશું અને અંત-કાળે ભગવાન નું નામ લઈશું તો પણ તરી જઈશું. પણ આ સમજ ખોટી છે.

એક તો અંતકાળ ક્યારે આવશે તેની કોઈને પણ ખબર નથી.એટલે તો સંતો કહે છે કે-
આ પળે જ મોત આવવાનું છે તેમ સમજી ને ચાલો,અને બીજું,અંતકાળ આવશે ત્યારે પ્રભુ નું નામ લઇ શકાશે જ,એની કોઈ ખાતરી નથી.જિંદગીભર જેનું ચિંતન કર્યું હશે તે જ અંતકાળે યાદ આવશે.

એટલે પ્રભુજી ગીતા માં પણ કહે છે કે-માટે,સર્વ કાળ મારું જ સ્મરણ-ચિંતન કરો.

પણ જીવ (મનુષ્ય) એવો ખેપાની છે કે-ભગવાન કહે તે ખોટું માને,ને પોતાનો કક્કો ઘૂંટ્યા કરે છે.
આખી જિંદગી કાળાં-ધોળાં કરે ને અંત-સમયે કાળ ધક્કો મારી ને કાઢે,ત્યારે “બાપરે-હાય રે”કરતો કરતો રોતાંરોતાં જાય (મરે).આખું જીવન જેની પાછળ જાય તે જ અંત-કાળે પણ યાદ આવવાનું.

એક ડોસો માંદો થઇ ને મરવા પડ્યો.તેની આખી જિંદગી કંજુસાઈ કરી આ,તે ને પેલું બધું ભેગું કરવામાં જ કાઢેલી. અંતકાળ નજીક આવ્યો ત્યારે દીકરાઓ કહે છે કે-બાપા ભગવાનનું નામ લો,વાસુદેવાય નમઃ બોલો.
પણ બાપ ના મુખમાંથી પ્રભુ નું નામ નીકળતું નથી.જીભ વળતી જ નથી.ટેવ હોય તો વળે ને?
દીકરાઓ ભગવાન ની છબીઓ લાવી બાપ ના મોઢા આગળ ધરે છે,ને કહે છે કે-
બાપા,ભગવાન ની ઝાંખી કરો,ભગવાન તારી દેશે. (છોકરા ઓ ને પણ ખબર છે કે બાપા ડૂબવાના છે)
પણ ડોસાની આંખ ભગવાન ના સ્વરૂપ ને જોતી નથી પણ એ આંખ તો આંગણામાં વાછરડો સાવરણી ચાવે છે તે જુએ છે.અને ડોસો મનથી હૈયું બાળે છે કે મેં ટાઢ-તડકો એક કરી ને કેવી રીતે આ બધુ મેળવ્યું છે તે આ લોકો ને ખબર નથી,મારા ગયા પછી આ લોકો કશું સાચવી શકશે નહિ.બધું ફના-ફાતિયા થઇ જશે,.ડોસાને બોલવું છે પણ જીભ ખેંચાતી નથી,બોલાતું નથી.
તેણે જોર કરી તૂટક-તૂટક શબ્દોમાં બોલાવા માંડ્યું.”વા…વા….સા..”

આડોશી-પાડોશી પાસે બેઠાં હતા તેમણે કહ્યું કે -બાપા, વાસુદેવાય બોલે છે.
પણ ડોસાના દીકરાઓ બાપ ને ઓળખાતા હતા,તે મન માં વિચારે છે કે બાપા,કંઈ વાસુદેવાય બોલે નહિ પણ કંઈક વારસા ની વાત બોલતા હોય તેમ લાગે છે,કદાચ વારસાની ખાનગી મિલકત ક્યાંક સંતાડી હશે.
એટલે તેમણે દાક્તર ને બોલાવ્યા ને તેમને કહ્યું કે-બાપા થોડી વાર બોલી શકે તેમ કરો.
દાક્તર કહે છે કે-એક હજાર રૂપિયા લાગશે. વારસાની લાલચમાં છોકરાઓએ હજાર આપી દીધા.
દાક્તરે ઇન્જેક્શન આપ્યું,બધા કાન માંડી ને ઉભા રહ્યા.

થોડીવારે દવાની અસરથી બાપા બોલ્યા-કે-આમ,મારી સામે શું જુઓ છો?પેલો વાછડો સાવરણી ખાય છે.
અને આમ ડોસાએ “વાછડો-સાવરણી” એમ બોલતાં બોલતાં જીવ છોડ્યો.
આ કથા હસવા માટે નથી,પણ સાવધાન થવા માટે છે,એકલાં લક્ષ્મીજી આવે તો રડાવી ને જાય છે પણ સાથે ઠાકોરજી આવે તો તે મનુષ્ય ને સુખી કરે છે.

ઘણા લોકો વિચારે છે કે કાળ આવવાનો છે તેની શી રીતે ખબર પડે?
પણ કાળ માનવી ને સાવધાન કરી ને પછી જ આવે છે.કાળ આવતાં પહેલાં કાગળ લખી ને આવે છે.
માથા નું ઉપરનું છાપરું ધોળું થવા માંડે,દાંત પડવા લાગે,એટલે સમજવાનું કે કાળ ની નોટીસ આવી.
પણ આજકાલ તો લોકો એ વાળ કાળ કરવાનું શોધી કાઢ્યું છે, દાંતના ચોકઠાં ચડાવવા માંડ્યાં છે,
કહે છે કે-ચોકઠું હોય તો પાપડ ખાવાની મજા પડે છે.પણ,ભાઈ,પાપડ ક્યાં લગી ખાશો?
શરીર એ ઓ રોગનું ઘર છે.રોગો થાય તે પછી મનુષ્ય,તે રોગ ની દવાઓ ખાવા પર ચડી જાય છે.

બેચેની લાગે છે? તો ખા ગોળી, થાક લાગ્યો છે? તો ખા ગોળી,ઊંઘ નથી આવતી? તો ખા ગોળી.ભૂખ નથી લાગતી? તો ખા ગોળી.ઊંઘ નથી આવતી? તો ખા ગોળી,યાદ રહેતું નથી? તો ખા ગોળી.
બધા રોગો પેદા કરવાના ને પછી તેની ગોળીઓ (દવાઓ) કરવાની મનુષ્ય ને આદત પડી છે અને

દવાઓ ખાઈખાઈ ને તે, હેરાન પણ થાય છે.
પણ બધા રોગો ની એક જ દવા છે-અને તે છે-કૃષ્ણ-રસાયણ (દવા)
પણ આ દવા (રસાયણ) પીવાનું કોઈને સુઝતું નથી. મનુષ્ય રામ-નામ ની દવા લે તો તેનો બેડો પાર છે.

વૃદ્ધાવસ્થામાં ખાધેલું પચતું નથી,છતાં ડોસાને વારંવાર સારું-સારું ખાવાની ઈચ્છા થાય છે.
વૃદ્ધાવસ્થામાં આ લૂલી (જીભ) બહુ પજવે છે.માટે હજી શરીર સારું છે ત્યાં સુધી બાજી આપણા હાથમાં છે,
ત્યાં સુધી માં પ્રભુ ને રાજી કરવામાં આવે તો બેડો પાર છે.
મરણ પથારીમાં પડ્યા પછી જેની પાછળ પૈસા નું પાણી કર્યું હશે તે જ લોકો,ડોસો ક્યારે મરે તેવી ઈચ્છા
રાખે છે.ભાગવતમાં સગાંઓને શિયાળ-કૂતરાં જેવાં કહ્યા છે.છેવટે ડોસો એકલો જ રડતો,રડતો જાય છે.

તે જાણે છે કે કોઈ સાથે નહિ આવે,એકલાએ જ જવું પડશે,છતાં વિવેક રહેતો નથી.
યમદૂતો ની ગતિ પગ થી આંખ સુધી હોય છે,પણ બ્રહ્મ-રંધ્ર માં જે પ્રાણ સ્થિર કરે છે તેને યમદૂતો કંઈ કરી
શકતા નથી. પ્રભુએ,મનુષ્ય ને જિંદગી પુણ્ય કરવા આપી છે પણ તે પુણ્ય ને બદલે પાપ કરે છે.

વૃંદાવન ના એક મહાત્માની વાત છે.
તેમણે એક ઉંદર ને બિલાડા થી બીતો જોયો,ઉંદર ની વિનંતી સ્વીકારી તેમણે ઉંદર ને બિલાડો બનાવી
દીધો.હવે બિલાડો કૂતરાથી બીતો હતો એટલે તેની વિનંતી થી તેને કૂતરો બનાવી દીધો.
કૂતરો હવે જંગલ ના વાઘથી બીતો હતો,એટલે તેણે ફરી મહાત્મા ને વિનંતી કરી,મહાત્માએ તેને
વાઘ બનાવી દીધો.પણ આ ઉંદરમાંથી બનેલો વાઘ, મહાત્મા ને જ ખાવા કૂદ્યો,એટલે,
તે મહાત્મા એ તેને ફરીથી ઉંદર બનાવી દીધો.

આ જીવ પણ એક વખત ઉંદર હતો,પણ હવે-અત્યારે તે માનવ થયો છે,અને
માનવ થયા પછી એ માનવ ને બનાવનાર ઈશ્વર ને ભૂલી જાય, અને ઈશ્વરનો જ છેદ ઉડાડવા જાય તો-
ઈશ્વર કહેશે કે-બચ્ચા,ચૂપ, હું ફરી થી તને ઉંદર બનાવી દઈશ.
અનેક જન્મો થી જીવ ભટકે છે,વારંવાર જન્મ-મરણ ના ચક્કર માં ફરે છે,પણ જીવન ને સુધારતો નથી,
જીવન ની પળ-પળ સુધારવામાં આવે તો અંત-કાળ સુધરે,મૃત્યુ સુધરે. સર્વ કથાઓ નો સાર આ જ છે.

રાજા દશરથે રામ-રામ કરતાં દેહ ત્યાગ કર્યો,અયોધ્યામાં હાહાકાર થઇ ગયો,ચાર દીકરામાંથી એક પણ
દીકરો હાજર નહોતો,તો અગ્નિ સંસ્કાર કોણ કરે?
રાજાના મૃતદેહ ને તેલની ભરેલી કોઠી માં સાચવવામાં આવ્યો અને મારતે ઘોડે દૂતો ભરત-શત્રુઘ્ન ને તેડી
લાવવા કૈકેય દેશ ની રાજધાની તરફ રવાના થયા.

આ બાજુ ભરત ને કેટલાક વખત થી પોતાના પિતા વિષેનાં અમંગળ સ્વપ્ન આવતાં હતાં.
અને સવારમાં તે શત્રુઘ્ન ને પોતાના સ્વપ્ન ની વાત કરતો હતો,એટલામાંજ અયોધ્યા થી આવેલો દૂત ત્યાં
આવ્યો.અને તેને કહ્યું કે-ગુરૂ વશિષ્ઠ જી એ આપને તરત જ અયોધ્યા તેડાવ્યા છે,આપની જરૂર પડી છે.
ભરતને ફાળ પડી અને તેણે પૂછ્યું કે- અયોધ્યામાં સર્વ કુશળ તો છે ને? દૂતે કહ્યું કે –હા.
તરત જ મામાની વિદાઈ અને આજ્ઞા લઇ,બંને અયોધ્યા તરફ જવા નીકળ્યા.

અયોધ્યા પહોચતાં જ અયોધ્યા નું નિસ્તેજ રૂપ જોઈ ભરત આભો બની ગયો,તેને અમંગળ વિચારો આવવા
લાગ્યા.સીધો તે માતા કૈકેયી ના ભવનમાં ગયો.કૈકેયી પુત્ર ને મળવા દોડી,
ભરતે માતા ને વંદન કરી પૂછ્યું કે-મારા પિતાજી ક્યાં છે?
તરત જ કૈકેયી એ જવાબ આપ્યો કે-તેઓ સદગતિ ને પામ્યા છે.

ભરતના મનનો ભય સાચો પડ્યો,તેને આવેલાં અમંગળ સ્વપ્ન સાચાં પડ્યાં.
કૈકેયી જેટલી સહેલાઈ થી આ કઠોર સમાચાર કહી શકી તેટલી સહેલાઈ થી ભરત તે સહી શક્યો નહિ.
કપાયેલી લતા ની જેમ એ એકદમ જમીન પર પડી ગયો,ને વ્યાકુળ બની શોક કરવા માંડ્યો.
"હાય,રે હું કેવો કમનસીબ! અંતકાળે પિતાનું મોં પણ હું જોવા પામી શક્યો નહિ,ધન્ય છે રામ-લક્ષ્મણ ને કે સ્વ-હસ્તે તેઓ પિતાનો અગ્નિ-સંસ્કાર કરી શક્યા."

ત્યારે કૈકેયી એ કહ્યું કે-ધન્ય,છે તને કે તારા હાથે,તારા પિતાનો અગ્નિ સંસ્કાર થશે.
નવાઈ પામી ભરતે પૂછ્યું કે-તુ આ શું કહે છે,મા?તો મારા રામ-લક્ષ્મણ ક્યાં છે?
હસવાનો પ્રયત્ન કરી,કૈકેયી એ કહ્યું કે-તારા પિતાએ અયોધ્યા નું રાજપાટ તને આપ્યું છે,અને રામને ચૌદ વર્ષ નો વનવાસ દીધો છે,લક્ષ્મણ અને સીતા તેમની સાથે ગયાં છે.

ઝેરી નાગ કરડ્યો હોય એવી વેદના ભરતને થઇ.એનો અવાજ ફાટી ગયો,ને તે બોલ્યો કે-
શાના કારણે મારા પિતાએ તેમને આવી સજા કરી? મારા રામે તો જિંદગીમાં કદી કોઈનું યે બુરું કર્યું નથી, તો તેમણે આવી સજા કેમ? તેનું કારણ તો મને કહે...
ત્યારે કૈકેયી એ હસી ને કહ્યું કે-તારા હિત માટે જ મારી પાસે રાજા નાં બે વચનો કે જે મારે માગવાનાં બાકી હતાં તે,મેં માગી લીધાં કે-તને રાજપાટ અને રામ ને વનવાસ.વચમાં બાજી બગડી હતી પણ મંથરાની મદદથી મેં એને સુધારી લીધી.

કૈકેયી ની વાત સાંભળી ભરતના કાળજે આગ લાગી,પિતાના મરણનો શોક પણ તે જાણે ભૂલી ગયા.
અને આ સર્વ અનર્થ નું કારણ પોતે છે,એ જાણી તેમના દુઃખ નો પાર રહ્યો નહિ.
મનમાં ભરાયેલા ગુસ્સા થી તે બોલી ઉઠયા કે-અરેરે,તેં તો કુળ નો નાશ કરી નાખ્યો,જો તારી આવી દુષ્ટ ઈચ્છા હતી તો મને જન્મતાં જ કેમ મારી ના નાખ્યો? તેં તો ઝાડને કાપીને પાંદડાં ને પાણી સીંચ્યું,
મને રામ-લક્ષ્મણ જેવા ભાઈ મળ્યા,પણ વિધિ ની વક્રતા છે, કે માતા તરીકે મને તુ મળી.
તને મા, કહેતાં પણ મારી જીભ અચકાય છે, અરે,આવું માગતાં તારી જીભ કેમ ના તૂટી પડી? તારા મોં મોં કીડા કેમ ના પડ્યા? તારા હૃદય ના કટકા કેમ ના થયા?

તુ મારી માતા છે,ને રામ પણ તને માતા કહે છે,એટલે રામની માતા નો હત્યારો હું બનવા માગતો નથી, નહિતર હાલ જ હું તારો વધ કરું,એવું મારા મન માં થાય છે.
પિતાજી ખૂબ ભોળા હતા કે તે તારા છળમાં આવી ગયા,પણ રામજી પાછળ જીવ આપીને એ તો ધન્ય થઇ ગયા.પત્ની થઇ ને પણ તેં પતિ નું હિત જોયું નહિ,તેં રામને વનમાં મોકલ્યા,મારા પિતાને મારી નાખ્યા, અને લોકો માં મારી અપકીર્તિ કરી. હવે તો,લોકો પણ એમ કહેશે કે ભરત પણ તેની મા જેવો પાક્યો.
બોલતાં બોલતાં ભરત મૂર્છા પામી ગયો.

એટલામાં જ હરખાતી હરખાતી મંથરા ત્યાં આવી.
એણે જોતાં જ શત્રુઘ્ન નો ક્રોધ ઉછળી આવ્યો,એણે તેને જોરથી લાત મારી,ને એનો ચોટલો પકડી ને તેને ઘસેડવા માંડી, આ ગરબડ માં ભરત ને થોડો હોશ આવ્યો,દયાળુ ભરતે તેને છોડાવી.
તે પછી ભરત કૌશલ્યાજી ને મળવા ચાલ્યો,અને મા ને મળતાંની સાથે તેમના ચરણ માં ઢગલો થઇ પડ્યો.
અને બોલ્યો-કે હે,માતા,રામજી વનમાં છે ને પિતાજી સ્વર્ગમાં છે,પણ હું જ આ અનર્થો નું કારણ બન્યો છું, હું જ વાંસના વનમાં અગ્નિ પાક્યો.મને ધિક્કાર છે.

કૌશલ્યા મા એ ઉઠીને ભરત ને છાતી સરસો લીધો,તેમની આંખોમાંથી પણ અશ્રુઓ નો પ્રવાહ ચાલ્યો.
પછી એક હાથે ભરતને અને બીજા હાથે શત્રુઘ્ન ને પડખામાં લીધા,
જાણે રામ-લક્ષ્મણ ફરી આવી મળ્યા ના હોય ! ભરતને પોતાના ખોળામાં બેસાડી તેમણે ભરત ના આંસુ

લૂછ્યાં,અને બોલ્યાં કે-ભાઈ,કોઈને દોષ જેવા જેવું નથી,વિધાતા ને ગમ્યું તે ખરું.રાજાએ જીવી જાણ્યું ને મરી યે જાણ્યું.એનું નામ બાપ કહેવાય,હું મા નથી પણ પથરો છું, આટલું દુઃખ પડવા છતાં હું હજી કેમ જીવું છું? અરે,રે,મારા રામે વસ્ત્રાભૂષણ ઉતારીને વલ્કલ
પહેર્યા ત્યારે હું ફાટી કેમ ના પડી? કૌશલ્યાએ કરુણ આક્રંદ કર્યું,સાથે ભરત,શત્રુઘ્ન પણ રડે છે.

થોડો આવેગ ઓછો થયો ત્યારે કૌશલ્યાએ કહ્યું –હે,પુત્ર,જેવો મારે રામ તેવો જ તુ,મારે મન તો બે ય સરખા છે.એને ગાદી મળે કે તને ગાદી મળે, મને તેમાં કંઈ ફરક લાગતો નથી.પણ રામને વનમાં મોકલવામાં, તારી માતા કૈકેયી ને શું વિશેષ લાભ દેખાયો હશે? તે મને સમજાતું નથી,પણ થયું તે થયું.
મારો રામ તો વનમાં ગયો ત્યારેય તેનું મન પ્રસન્ન હતું.હવે તું ગાદીપતિ થા,અને રાજ્ય ભોગવ.

કૌશલ્યા મા કંઈ ટોણો મારતાં હોય,એવો ભરત ને ભાસ થયો.એની વેદના નો પાર રહ્યો નથી.
એ હાથ,ઉંચો કરી બોલ્યો-હે,મા,સાંભળો,હું સત્ય ના સોગંદ ખાઈ ને પ્રતિજ્ઞા-પૂર્વક કહું છું,કે-
જો આ બધામાં મારો હાથ હોય,તો – મન,વચન અને કર્મ થી થનારાં જેટલાં પાપ છે તે ઉપરાંત
શાસ્ત્ર માં બીજાં જેટલાં પાપ કહ્યા છે તે મને લાગો.
<u>“તે પાતક મોહિ હોહું બિધાતા,જૌઊ યહુ હોઈ મોર મત માતા.”</u>

ત્યારે કૌશલ્યા એ ફરી ભરત ને ખોળામાં ખેંચી ને સ્નેહથી એના માથે હાથ ફેરવી કહ્યું,કે-
બેટા,હું જાણું છું કે શ્રી રામ તારા પ્રાણ ના પણ પ્રાણ છે,અને તુ પણ રામને પ્રાણથી યે પ્રિય છે.
ચંદ્રમાંથી કદી વિષ ઝરે, હિમ માંથી કદી આગ વરસે,પણ તુ કદી શ્રીરામની વિરુદ્ધ જાય તે બને જ નહીં.
જે કોઈ પણ આ કાર્ય માં તારી સંમતિ છે તેવું કહેશે તે કદી સ્વપ્ને પણ સુખી નહીં થાય.

દશરથરાજાએ મરતા પહેલાં કહ્યું હતું કે-
જો રામને વનમાં કાઢવામાં ભરત નો હાથ હોય તો તેને હાથે મારો અગ્નિ સંસ્કાર ન થાય.
પણ ભરત ના આવા શબ્દો થી સર્વે ને એની નિર્દોષતાની ખાતરી થઇ, તેથી બીજે જ દિવસે,
ભરતને હાથે જ રાજા નો વિધિ પૂર્વક અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યો.

દશરથ રાજા ના દેહ નો અગ્નિ સંસ્કાર અને ઉત્તરક્રિયા વગેરે પતી ગયા પછી,
વશિષ્ઠજી એ મંત્રીઓ,મહાજનો ને બોલાવી અને સભા બોલાવી,અને સભામાં ભરતને પોતાને પડખે
બેસાડ્યો. પછી,સભામાં વશિષ્ઠજીએ ઉભા થઇ ને કહ્યું કે-
લાભ-હાનિ,જીવન-મરણ,જશ-અપજશ-વગેરે આપણા હાથની વાત નથી,તો એણે માટે કોને દોષ દેવો અને કોના પર ક્રોધ કરવો? દશરથરાજા શોક કરવાને પાત્ર નથી,તેઓ તો શ્રીરામનું સ્મરણ કરતાં મંગલમય મૃત્યુ ને વર્યા છે.એમનો રામ-પ્રેમ સત્ય છે કે,રામના વનમાં ગયા પછી,તેમના વિયોગમાં તે જીવ્યા નહી.

હે,ભરતજી,સાંભળો,રાજાએ રાજ્ય તમને સોંપ્યું છે,પિતાનું વચન તમને ગમે ન ગમે તો યે તમારે તેણે સત્ય કરવું જોઈએ.રાજાને પ્રાણ કરતાં યે વચન પ્રિય હતું.માટે પિતાનું વચન તમે માથે ચડાવો તેમાં જ તમારું કલ્યાણ છે.શ્રીરામે જેમ પિતાની ઈચ્છા ને માન આપ્યું,તેમ તમે પણ તેમની ઈચ્છા ને માન આપો તો વનવાસમાં રહેલા શ્રીરામ ને પણ આનંદ થશે.ચૌદ વર્ષ પછી રામજી વનમાંથી આવે ત્યારે તમને ઠીક લાગે તેમ કરજો,પરંતુ આવતી કાલે અમે તમને ગાદી પર બેસાડીશું.અને અનાથ અયોધ્યા ને સનાથ કરીશું.

તે પછી મંત્રીઓએ ઉભા થઇ ને વસિષ્ઠજી વાત ને ટેકો આપ્યો.કૌશલ્યાજી બોલ્યા કે-ગુરુની આજ્ઞા પાળવી એ એ તારો ધર્મ છે,બેટા,તારા પિતા સ્વર્ગમાં છે,અને રામ વનમાં છે,એટલે જે અહીં રહ્યા છે તે સૌનો તુ આધાર છે,માટે તુ કાયર ના થા અને હિંમતથી રાજ્ય ની ધુરા ધારણ કર.

ભરતજી એ ઉભા થઇ,સૌની સામે હાથ જોડયા,ને બોલવાનું શરૂ કર્યું.
ભરતજી નું આ ચરિત્ર નું વર્ણન કરતાં તુલસીદાસજી ને સમાધિ લાગી છે.એમની એક એક ચોપાઈ અદભૂત અને માધુર્ય થી ભરપૂર છે.ભરતજી નો રામ પ્રત્યે નો પ્રેમ અતિ ઉત્કટ છે,જો કે એવો જ પ્રેમ લક્ષ્મણ માં પણ રામજી પ્રત્યે છે,પણ અહીં ભરતજી નો વિવેક અને ધર્મબુદ્ધિ,રામજી પ્રત્યે નો ઉત્કટ ભાતૃપ્રેમ બતાવે છે.

ભરતજી કહે છે કે-આપ સૌ વડીલ છો,પૂજ્ય છો,ગુરુજન છો.આપની આજ્ઞા માથે ચડાવવી એ મારો ધર્મ છે.
માતા-પિતા અને ગુરુજનો ની વાણી વિષે યોગ્ય-અયોગ્યતા નો વિચાર કરવો એ પાપ છે.
આપની સલાહ મારું કલ્યાણ કરનારી છે તે હું સમજુ છું,પણ તેમ છતાં મારા જીવ ને સંતોષ કે સુખ નથી.
તેથી આપ સૌની ક્ષમા માગી હું પુછું છું કે-શું હું ગાદીએ બેસું તેથી આપ ખુશ થશો?
કે પછી શું હું સુખી થાઉં એમ કરવાથી આપ સૌ સુખી થશો?
ખરેખર,તો શું હું રાજા થવાથી સુખી થઈશ? શું અયોધ્યાની પ્રજા સુખી થશે? એમ આપ સહુ સમજો છો?

સત્ય માં તો આ સર્વ અનર્થ નું કારણ હું છું,આ જગતમાં ભરતનો જન્મ ના થયો હોત તો આ પ્રસંગ બનત જ નહિ. આજે મારા પિતા સ્વર્ગે સિધાવ્યા તેનું મને જે દુઃખ છે તેના કરતાંયે અધિક,મારા રામ,વલ્કલ પહેરી ઉઘાડા પગે વનમાં ફરે છે,તેનું દુઃખ મારાથી અસહનીય છે.
શ્રીરામ વગર સઘળું વ્યર્થ છે,શ્રીરામ વિનાનું રાજ્ય મારા માટે શોકાગાર છે.
જેમ કપડાં વગર ઘરેણાં નો ભાર વ્યર્થ છે,વૈરાગ્ય વિના બ્રહ્મ-વિચાર વ્યર્થ છે.
તેમ શ્રીરામ વિના મારું સર્વ વ્યર્થ છે.

હવે અયોધ્યા ના સુખ ની વાત કરું.તો આ કૈકેયી નો પુત્ર કૈકેયી કરતાં પણ અધમ છે,જે ગાદી પર રાજા ભગીરથ વિરાજતા હતા તે ગાદી પર બેસવાને તે લાયક નથી.મારા જેવા અધમ ને ગાદી એ બેસાડી ને તમે કયા સુખ ની આશા રાખો છો? હું સત્ય જ કહું છું.રાજા તો ધર્મ-શીલ જ હોવો જોઈએ.તમે હઠ કરી ને મને રાજા બનાવશો તો પૃથ્વી રસાતળે જશે.મારે લીધે જ રામને વનવાસ મળ્યો ને મારા પિતાજી સ્વર્ગે સિધાવ્યા,તો એવા પાપ નું કારણ એવો હું ગાદીએ બેસી તમારું શું ભલું કરી શકવાનો?
આટલો જગતમાં હાંસીપાત્ર થવા છતાં હું જીવતો છું એ શું બતાવે છે? તે એજ બતાવે છે કે,
જેમ,કારણ કરતાં કાર્ય, એટલે કે હાડકાં કરતાં હાડકામાંથી બનાવેલું વજ્ર વધારે કઠોર હોય છે,
તેવી જ રીતે કૈકેયી કરતાં પણ આ ભરત વધારે કઠોર છે. એવા ભરત ને રાજતિલક કરી
તમે સર્વ શું સુખી થવાની આશા રાખો છો?

શ્રીરામ વિના મારા દિલમાં આજે આગ લાગી છે,અને શ્રીરામના દર્શન વિના એ આગ બુઝાવાની નથી,
એટલે મેં નિશ્ચય કરી લીધો છે કે-આવતીકાલે સવારે જ હું રામની પાસે જઈશ,મને વિશ્વાસ છે કે શ્રીરામ અત્યંત દયાળુ છે,અને તેઓ મારા તમામ અપરાધ ક્ષમા કરી મને શરણમાં લેશે.
શ્રીરામે તો કદી દુશ્મન નું યે બુરું ઈચ્છયું નથી.તેઓ મારા માલિક છે ને હું તેમનો સેવક છું.

લોકો ને હવે ખાતરી થઇ ગઈ કે,ભરતજી એ પ્રેમની મૂર્તિ છે, શ્રીરામ પ્રત્યે નો તેમનો પ્રેમ અજોડ છે.
બધા ભાવ-વિભોર બની ગયા.અને કહેવા લાગ્યા છે કે-ધન્ય છે ભરતજી ને,અને તેમના પ્રેમ ને.
બધા એકી સ્વરે બોલી ઉઠયા કે-ભરતજી,તમે પણ શ્રીરામને પ્રાણ સમાન પ્રિય છો,તમે વનમાં જશો તો તમારી સાથે અમે સર્વ પણ વનમાં આવીશું અને રામજી નાં દર્શન કરીશું.

અત્યાર સુધી સર્વ શોક-સમુદ્રમાં ડૂબેલા હતા,પણ ભરતજી ની વાણી સાંભળી.હવે સૌમાં નવા પ્રાણ આવ્યા,
સૌને જાણે નવી દિશા મળી,નવું આશ્વાસન મળ્યું.
દરબાર પુરો થયો,આખા નગરમાં ઉત્સાહ નું મોજું ફરી વળ્યું.લોકો ભરતજી સાથે નીકળવાની તૈયારી કરવા લાગ્યા.બધાને શ્રીરામ ના દર્શન ની તીવ્ર આતુરતા હતી.ક્યારે સવાર ક્યારે પડે?ને ક્યારે જઈશું?

કૌશલ્યા ને સુમિત્રા પણ તૈયાર થયાં ને સાથે સાથે કૈકેયી પણ તૈયાર થઇ !!
કૈકેયી ને હવે પોતાના કૃત્ય નો પારાવાર પસ્તાવો થતો હતો.

ભરતજી એ મંત્રીઓને કહ્યું કે-“રાજતિલક નો સમાન પણ સાથે જ લઇ કેજો.વશિષ્ઠજી વનમાં જ શ્રીરામનો રાજ્યાભિષેક કરી દેશે.” શ્રીરામ રાજા થશે એવું, જાણી ને સૌમાં એક અનેરો ઉત્સાહ આવી ગયો.
અને સર્વ “ધન્ય છે ભરતને !” એમ કહેવા લાગ્યા.

બીજે દિવસે વહેલી સવારે સંઘ તૈયાર થઇ ગયો.રાજ્યમાતાઓ બધી પાલખીમાં વિરાજી,
વશિષ્ઠઋષિ પણ અરૂંધતીદેવી સાથે રથમાં વિરાજ્યા.ભરત માટે સુવર્ણ રથ તૈયાર હતો,પણ તેમણે રથમાં બેસવાની ના પાડી,અને કહે છે કે-હું જાત્રાએ (રામજી ને મળવા) નીકળ્યો છું અને ચાલતો જ જઈશ.
અયોધ્યા ના લોકો કહે છે કે તો અમે પણ ચાલતા જ આવીશું.
ત્યારે કૌશલ્યાજીએ ભરતને સમજાવ્યા કે –બેટા,તુ રથમાં નહિ બેસે તો અયોધ્યા ની પ્રજા પણ રથમાં નહિ બેસે અને બધાને ભારે કષ્ટ થશે. ત્યારે મા ની આજ્ઞા માની ને ભરતજી રથમાં બેઠા.
પહેલી રાત સર્વે એ તમસા નદીને કિનારે વિતાવી,કોઈએ તે દિવસે ઉપવાસ તો કોઈએ એકટાણું કર્યા.

બીજે દિવસે અયોધ્યાની સર્વ પ્રજા ને લાવલશ્કર નો આખો સંઘ આગળ ચાલ્યો.
શૃંગવેરપુરમાં નિષાદરાજ ને ખબર પહોંચ્યા કે-ભરત લાવલશ્કર લઇ ને વનમાં જાય છે.
નિષાદરાજ વિચારે છે કે-ભરતને તો ગાદી મળી છે,તો એ લશ્કર લઈને વનમાં શું કરવા જાય છે? નક્કી એના મનમાં કુભાવ છે. પણ ખબરદાર,મારા રામજી ને પ્રત્યે કુભાવ રાખનાર ને હું જીવતો આગળ જવા નહિ દઉં,અત્યાર સુધી તો તેને માથે માત્ર કલંક જ ચડ્યું છે,પણ હવે તેને માથે મોત ચડશે.
જેવી મા તેવો જ દીકરો,વિષની વેલી ને અમૃત-ફળ કેમ કરી ને આવે??

નિષાદરાજ તરત જ સતર્ક થઇ ગયો,પોતાની સેનાને સજ્જ થવાનો હુકમ આપી દીધો ને નગરના પ્રજાજનો માં પણ ઢોલ પીટાવી ને સજ્જ થવાનો સંદેશો આપ્યો.સેનાને તેણે ગંગાના ઘાટ આગળ ગોઠવી દીધી.
નિષાદરાજે નિર્ણય કર્યો કે-ભલે ગમે તે થાય પણ ભરતને ગંગા-પાર કરવા નહિ દઉં.કાં એ નહિ કાં હું નહિ.
ભરત સામે લડતાં મારી જીત થશે તો મારા યશ નો પાર નહિ રહે,અને જો મૃત્યુ આવશે તો, રામજી ના માટે મરવાનું મારા નશીબ માં ક્યાં થી? મારે તો બેઉ હાથમાં લાડુ છે.”દુહુ હાથ મુદ મોદક મેરે”

પછી તેને વિચાર થયો કે-ભરતનો આ વનમાં જવાનો ખરેખર હેતુ શું છે તે મારે જાણવું જોઈએ.
એની આંખ પરથી જ હું તેની પરીક્ષા કરી લઉં !! વેર અને પ્રેમ કંઈ છુપાવ્યાં છૂપતાં નથી.
વળી તેને બીજો વિચાર આવ્યો કે-આહાર-વિહાર થી પણ માણસ ની પરીક્ષા થાય છે,એટલે જો ભરતની સામે સાત્વિક (કંદમૂળ),રાજસિક (મિષ્ટાન્ન) અને તામસિક (માંસ-મદિરા) લઇ જાવામાં આવે અને જેની તરફ ભરતની પહેલી નજર પડે,તેના ઉપરથી,તેનો કેવો “ભાવ” છે ? એ નક્કી થઇ જશે.

આવા વિચાર કરીને ,ત્રણે જાતના ભોજન ના થાળ ઉપડાવી,નિષાદરાજ ભરતની પરીક્ષા કરવા ચાલ્યો.
આગળ વશિષ્ઠજી નો રથ હતો,અને તેની પાછળ ભરતજી નો રથ હતો.
નિષાદરાજે વશિષ્ઠજી ને પ્રણામ કર્યા.ને પોતાનું નામ જણાવ્યું.વશિષ્ઠજી ગુહના મન ની વાત જાણી ગયા.
તેથી તરત જ તેમણે ભરત ને કહ્યું કે-ભરત,આ શ્રીરામનો મિત્ર છે,તમને મળવા આવ્યો છે.

“રામ નો મિત્ર છે” એવું જ્યાં ભરતજી એ સાંભળ્યું કે તે આનંદમાં આવી ગયા ને રથમાંથી કુદી પડી ને નિષાદરાજ ને મળવા દોડ્યા. નિષાદરાજે પ્રણામ કર્યા,ત્યારે ભરતે ખૂબ પ્રેમથી તેને છાતી-સરસો ચાંપ્યો.
ચારે તરફ “ધન્ય હો,ધન્ય હો” થઇ રહ્યું,ભોજન ના થાળ તો એમ ને એમ બાજુ પર રહી ગયા,ભરતજીએ તો

એ કશાની સામે નજર સરખી કરી નથી.ભરતજી ત્રણે ગુણો થી પર છે,નિર્ગુણ છે.
રામનું “નામ” લઇ ને કોઈ બગાસું ખાય તો,પાપ તેની નજીક જતાં પણ બીવે છે.
રામ ના “નામ” ની નજીક પણ જો પાપ ના આવી શકે તો,આ ગુહ ને તો રામજી જાતે ભેટ્યા હતા,
એટલે ગુહ જેવો પવિત્ર બીજો કોણ હોઈ શકે? ભરતજી ફરી ફરી એણે છાતી-સરસો દાબવા લાગ્યા.
શ્રીરામે,ગુહ ની આ કેવી મોટાઈ કરી છે!! શ્રીરામે કોને મોટાઈ આપી નથી? “કેહિ ન દીન્હ રઘુવીર બડાઈ”

ગુહે ઈશારો કરી પોતાના માણસો ને કહી દીધું કે-હવે લડવાનું નથી પણ સેવા ઉઠાવવાની છે.
ગુહ ની આખી સેના હવે ભરતજી ના સંઘ ની સેવામાં લાગી ગઈ.અને સૌના આતિથ્યની ગોઠવણ થઇ ગઈ.
ભરતજી એ ગુહ ને પૂછ્યું કે-શ્રીરામ રાતે ક્યાં રહ્યા હતા? એટલે ગુહ ભરતને લઇ ને રામજી જ્યાં રાતે રહ્યા
હતા તે જગા બતાવવા ચાલ્યો.ભરતજી નું શરીર નબળું થયું હતું,વારંવાર તે લથડિયાં ખાતા હતા,એટલે
તેમણે ગુહના ખભાનો સહારો લીધો,અને તેને ખભે હાથ દઈ ને ચાલવા લાગ્યા.

શ્રીરામે જે જગ્યાએ જે ઝાડ ની નીચે રાતવાસો કર્યો હતો તે જગ્યા ગુહે બરોબર સાચવી રાખી હતી.
દર્ભ ની સુંદર પથારી હજુ તેમની તેમ હતી.તેને જોઈ ને ભરતની આંખમાંથી દડદડ આંસુ નીકળવા લાગ્યાં.
ભરતજી એ તેની પ્રદિક્ષણા કરી ને શ્રીરામના ચરણ ની નિશાની વળી રજ માથે ચડાવી.
ભરતજી ગુહ ને કહે છે કે-ધૂળ ની કિંમત નથી,પણ શ્રીરામ જેને મોટાઈ આપે છે,તે મહાન બની જાય છે.
“જો બડ હોત સો રામ બડાઈ”

રામ-સીતાએ જે દર્ભ ની પથારી પર રાત કાઢી હતી તેને જોઈ ને ભરત કલ્પાંત કરે છે,કહે છે કે-
“આ બધું મારે લીધે જ થયું,અરેરે,જેને લીધે આ બધા ઉત્પાતો થયા છે તેવા મને ધિક્કાર છે,હું કુળકલંક
પાક્યો.” ત્યારે ગુહ તેમને સાંત્વનના બે બોલ કહે છે,”એમાં આપનો કે માતા કૈકેયી નો દોષ નથી પણ
વિધાતા એજ માતાજીની (કૈકેયી ની) બુદ્ધિ ફેરવી નાંખી. “બિધિ આપ કી કરની કઠિન”

પછી ગુહે નદીનો આર આગળની જગ્યા બતાવી કહ્યું કે-અહીં રામ-લક્ષ્મણે વાળનું દૂધ મંગાવીને જટા બાંધી
હતી.આ સાંભળતાં જ ભરત ને એવો આઘાત લાગ્યો કે તે બેભાન થઇ ગયા.
એકદમ માતા કૌશલ્યા ત્યાં દોડી આવ્યાં,અને તેમણે પાણી છાંટીને ભરત ને પાછો ભાનમાં લાવ્યાં.
ભરતજી એ ગંગાજી ને પ્રણામ કરી ને પ્રાર્થના કરી કે-મા,આપ તો કામધેનું છો,હું આજે માગવા આવ્યો છું,
મને એવું વરદાન આપો કે સીતારામ ના ચરણ માં મને સ્વાભાવિક (સહજ) પ્રીતિ થાય.
“જોરી પાનિ બર માગઉં એહૂ,સીયરામપદ સહજ સનેહૂ “

આખી રાત બધાએ ત્યાં આરામ કર્યો ને બીજે દિવસે સવારે સૌએ ગંગા નદી પાર કરી,
ભરતજી એ કહ્યું કે-ઘોડા,રથ, અને પાલખીઓ ને આગળ કરો,હું પાછળ ચાલતો આવીશ,શ્રીરામ અહીંથી
ચાલતા ગયા છે,એટલે હું પણ અહીંથી ચાલીશ.નિષાદરાજ અને શત્રુઘ્ન પણ ભરત જોડે ચાલે છે.
ભરત એ બંને ના ખભા નો ટેકો લઇ,રામરામ કરતા ચાલે છે.
ધન્ય છે ભરતને,કે જેને પિતાએ રાજ્ય સોંપ્યું તે લીધું નહિ અને મોટાભાઈ ને મનાવવા જાય છે.

ભરત ની દાસ્ય ભક્તિ છે,ભરત જેવો બડભાગી બીજો કોઈ નથી,કારણકે ભરતજી ને રામજી હંમેશાં યાદ કરે
છે, “જગ જપુ રામ,રામ જપુ જે હિ” જગત જે રામને જપે છે તે રામ ભરત ને જપે છે.!!!
ઈશ્વર જેનું સ્મરણ કરે તેની ભક્તિ સાચી.જીવ ઈશ્વરને યાદ કરે તે સ્વાભાવિક છે,સામાન્ય છે,પણ,
ઈશ્વર જે જીવ ને યાદ કરે તેવા ભક્ત ને ધન્ય છે.

ઉઘાડા પગે ચાલવાથી ભરતના પગમાં ફોલ્લા પડે છે,છતાં ભરત ની પ્રતિજ્ઞા હતી કે રથમાં બેસવું નથી.
જોડે જોડે સેવકો ઘોડાની લગામ પકડીને સવાર વગરના ઘોડાઓ દોરીને ચાલે છે

પણ ભરતજી તેની સામું પણ જોતા નથી.
સંઘ ધીરે ધીરે પ્રયાગરાજ પહોંચ્યો,ત્રિવેણી સંગમ માં બધાએ સ્નાન કર્યું,પ્રયાગરાજ તીર્થો નો રાજા છે.

ભરતજીએ પણ તીર્થરાજમાં સ્નાન કરી હાથ જોડી પ્રાર્થના કરી કે-હે તીર્થરાજ,હું દુઃખી છું,દુઃખી માણસ કયું કુકર્મ નથી કરતો? એમ આજે હું ક્ષત્રિયનો ન માગવાનો ધર્મ ચૂકી ને,આપની પાસે માગું છું કે,
મારે,ધર્મ,અર્થ,કામ કે મોક્ષ –એ કશું જોઈતું નથી.હું તો માત્ર એટલું જ માગું છું કે –જન્મોજન્મ મારો શ્રીરામ ચરણ માં પ્રેમ થાઓ. <u>“જનમ જનમ રતિ રામપદ, યહ બરદાનું ન આન “</u>

પછી ભરતજી ભરદ્વાજ ઋષિના આશ્રમ આગળ આવ્યા,ભરતજી આશ્રમ માં પગ મુકતાં ડરતા હતા.
તે વિચારે છે-કે-હું કુટિલ કૈકેયી નો પુત્ર આવા પવિત્ર આશ્રમમાં પગ કેવી રીતે મૂકી શકું? કૈકેયી,તેં મારું મોં કાળું કર્યું !! સંતો ની પાસે હું કેવી રીતે ને કયા મોઢે જાઉં?
ભરદ્વાજમુનિ સમજાવે છે કે-ભરતજી શોક ના કરો,આ તો ઈશ્વરની લીલા છે,તેમાં તમે કે કૈકેયી કોઈ કશું કરતાં નથી.ભરતજી,તમે તો મહા ભાગ્યશાળી છો,રામજી તમને રોજ યાદ કરે છે.તેઓ પ્રયાગમાં નહાતા હતા,ત્યારે જ મેં તેમનો આ મર્મ જાણ્યો હતો.આખી રાત તેમણે અહીં તમારાં વખાણ કર્યા હતાં.

શ્રીરામ પોતાને યાદ કરે છે,એ જાણી ભરતજી ને આનંદ થયો.
પછી ભરદ્વાજજીએ કહ્યું કે-મારો એવો મત છે કે-રામના સ્નેહે જ તમારો દેહ ધારણ કર્યો છે.
<u>“તુમ્હ તો ભરત મોર મત એહૂ,ધરે દેહ જનુ રામ સનેહૂ”</u>
બીજા ચંદ્ર ઉદય-અસ્ત પામશે પણ તમારો યશ-ચંદ્ર કદી અસ્ત નહિ થાય.માટે ગ્લાનિ છોડો,
પારસમણી ને પામ્યા પછી ડરવાનું કેવું?
સર્વ સાધના નુ ફળ છે-રામ દર્શન.અમે સાધના કરી અને અમને રામદર્શન થયાં,પછી અમે વિચારતાં હતા કે,રામનાં દર્શન નુ ફળ કયું? પણ આજે તમારાં દર્શન કર્યા પછી,મને ખાતરી થઇ છે કે-રામનાં દર્શન નુ ફળ એ ભરત નુ દર્શન છે,માટે,હે ભરતજી આપનાં દર્શન કરી ને અમે ધન્ય થયા છીએ.
<u>“સબ સાધન કર સુફલ સુહાવા,લખન,રામ,સીય દરસનું પાવા,તેહિ ફલ કર ફલુ દરસ તુમ્હારા”</u>

ભરતજી કહે છે કે-મુનિવર,મને માતા કૈકેયી એ જે કર્યું તેનું દુઃખ નથી,જગત મને નીચ માને તેનું મને દુઃખ નથી,પિતાજી સ્વર્ગે સિધાવ્યા તેનું યે મને દુઃખ નથી,પણ મને તો દુઃખ એ વાતનું છે કે-
મારા,રામ,સીતા ને લક્ષ્મણ ઉઘાડા પગે વનમાં ફરે છે !!એ દુઃખ થી મારી છાતી નિરંતર બળ્યા કરે છે,મને નથી ઊંઘ આવતી કે નથી ભૂખ લાગતી.મારા આ રોગ નિ દવા કોઈ જડતી નથી,એનું મને દુઃખ છે.

ભરદ્વાજમુનિએ ફરીથી આશ્વાસન આપતાં કહ્યું કે-પ્રભુ ની આ લીલા છે,માટે શોક ના કરો.
પછી ભરદ્વાજ મુનિ એ વિચાર કર્યો કે-
આંગણે મોટા અને અસંખ્ય અતિથીઓ પધાર્યા છે તો તેમનો પણ યોગ્ય સત્કાર થવો જોઈએ.
યોગી ને માટે કશું અશક્ય નથી.સિદ્ધિઓ જેની આગળ હાથ જોડી ઉભી રહે તેના માટે શું અશક્ય છે?
આજદિન લાગી તો મુનિને સિદ્ધિઓ ના ઉપયોગ ની જરૂર પડી નહોતી,પણ આજે મુનિ એ અણિમાદિક-રિદ્ધિ-સિદ્ધિઓ ને આજ્ઞા કરી કે-આંગણે આવેલા મહેમાનો ને શોભે,એમને જરા પણ તકલીફ ના પડે એવું એમનું આતિથ્ય કરો. અને સિદ્ધિઓ કામે લાગી ગઈ.

ભાતભાતની સાધન સામગ્રીઓ વાળા અસંખ્ય ઘરો ઉભા થઇ ગયા,જેને જે ઈચ્છયું તે પ્રમાણે તેણે મળ્યું.
ભરતજી ના નિવાસ-સ્થાનમાં તો મુનિ ના કહેવા થી એવી તો સુખ ની સામગ્રીઓ ભરી હતી કે-
જ્ઞાનીઓ ને વૈરાગી પણ તેમનો વૈરાગ્ય ભૂલી જાય,મુનિ ભરતજીના મનની પરીક્ષા કરવા માગતા હતા.
પણ ભરતજી એ તો એ સુખ સામગ્રીની સામે પણ જોયું નહિ,પકવાન ના થાળ એમ ને એમ રહ્યા,
અને બધી સાહ્યબીથી દૂર એક દર્ભાસન પર બિરાજી ને રામ-રામ જપ કરવા લાગ્યા.

ભરતજી એ જે કહેલું કે "મને ઊંઘ આવતી નથી,ભૂખ નથી લાગતી" તેની ભરદ્વાજ મુનિ પરીક્ષા કરે છે,
અને પહોરે પહોરે જઈ ને ભરતજી ની ખબર કાઢે છે કે –ભરતે કંઈ ખાધું?કે તે પોઢ્યા કે નહિ?
પણ દર વખત તે આવી ને જુએ છે-તો,ભરતજી એ જ દર્ભના આસન પર સ્થિર થઇ રામ-રામ જપે છે.
એમના રોમરોમ માંથી રામ-નામ નો ધ્વનિ ઉઠે છે,બિછાનું ને ભોજન ના થાળ એમ ને એમ પડ્યા છે.
જાણે એ કશું છે જ નહિ,ભરતને માટે તો રામ-નામ સિવાય બીજા કશું નુ અસ્તિત્વ જ નથી.

ભરદ્વાજ મુનિ કહે છે કે-અદભૂત,અલૌકિક,ભરત નો રામ-પ્રેમ કોણ વર્ણવી શકે?એ વાણી ની પહોંચ બહારની
વસ્તુ છે. ભરતની તપશ્ચર્યા જોઈ મુનિ નુ હૃદય ભરાઈ આવ્યું છે ને તે બોલી ઉઠયા કે-
ખરેખર,સર્વ સાધનાનું ફળ તે શ્રી રામના દર્શન અને શ્રીરામનાં દર્શનનું ફળ એ ભરત નાં દર્શન છે.

જેને ભક્તિનો રંગ લાગે છે,તેણે સંસારના ભોગ રોગ સમાન લાગે છે.સંસારની માયા જ્યાં સુધી મીઠી લાગે છે
ત્યાં સુધી,મનુષ્ય ને ભક્તિ નો રંગ લાગતો નથી.ભોગ અને ભક્તિ એક ઠેકાણે રહી શકતાં નથી.
લોકો એમ માને છે કે ભક્તિ કરવી સહેલી છે,પણ તે સાચું નથી.
"શિર સાટે નટવર ને વરીએ." **ભક્તિ એ કોઈ દેખાદેખી નો વિષય નથી**.
અહીં તો શિર આપવાની તૈયારી જોઈએ.સંસાર ના વિષય-સુખો નો મન થી પણ જો ત્યાગ થાય તો જ
ભક્તિ નો રંગ આવે છે.
કામ એટલે –"ક" અને "આમ"- "ક" એટલે "સુખ" અને "આમ" એટલે "કાચું".કામ એ કાચું સુખ છે.
કામ એ સાચું સુખ નથી.માટે સંતો કહે છે કે-કામ ને હૃદયમાંથી કાઢો ને ત્યાં ઠાકોરજી ને પધરાવો.

એક શેઠ હતા,તેમનો પુત્ર કુલ્ટાના સંગ માં ફસાયેલો.શેઠે પુત્રને કહ્યું કે-તુ આ કુસંગ છોડી દે તો તારું
વેવિશાળ સારા ઘરની કન્યા જોડે થાય.ત્યારે પુત્ર કહે છે કે-મને કોઈ સારી કન્યા બતાવો તો હું કુસંગ છોડું.
ત્યારે બાપ સમજાવે છે કે-તુ કુસંગ ના છોડે ત્યાં સુધી સારા ઘરની કન્યા તને મળે જ ક્યાંથી?

આ આપણા સર્વ ની કથા છે.મનુષ્ય ને વિષય-ભોગ છોડવો નથી, અને કહે છે કે મને ભક્તિમાં આનંદ
આવતો નથી.પણ આનંદ ક્યાંથી મળે? સંસાર કે ભોગ બાધક નથી પણ તેમની સાથે ની આસક્તિ બાધક
છે.ભોગ-વાસના માં ફસાયેલું મન ઈશ્વર થી દૂર જાય છે.

ભરતનો ત્યાગ અતિઉત્તમ છે.અષ્ટ-સિદ્ધિઓ દાસી થઈને ઉભી છે,પરંતુ ભરતજી કોઈની સામે જોતાં નથી.
ભક્તિમાં આવો વૈરાગ્ય આવશ્યક છે.વૈરાગ્ય વગર ભક્તિ રડે છે.વૈરાગ્ય વગરની ભક્તિ કોઈ કામની નથી.
ભરતને તો માત્ર એક જ ઈચ્છા છે અને તે રામના દર્શન ની. સર્વ ભોગ પદાર્થો ઉપસ્થિત હોવાં છતાં,
જેનું મન તેમાં જતું નથી,તે જ સાચો ભક્ત.જે ભક્તિરસ માં તળબોળ થયેલો છે તેને મુક્તિ નો આનંદ તુચ્છ
લાગે છે.વેદાંત કહે છે કે-આત્મા તો સદા મુક્ત છે તેને મુક્તિ શાની?
પરમાત્મા મુક્તિ આપે છે,પણ ભક્તિ જલ્દી આપતા નથી.
સાધુ સંતો ભરતના વખાણ કરતાં કહે છે કે-અમારા વૈરાગ્ય કરતાં પણ ભરતનો વૈરાગ્ય ચડિયાતો છે.

બીજે દિવસે સવારે સંઘ આગળ ચાલ્યો.અને યમુના કિનારે આવ્યો,
ત્યાં રાતવાસો કરી,સવારે નદી પાર કરી,અને કાફલો આગળ વધ્યો.
આસપાસના પ્રદેશમાં વાયુ-વેગે વાત ફેલાઈ ગઈ કે-ભરત સેના લઈને રામને મળવા જાય છે.
કેટલાક કહે છે કે રામને મનાવવા જાય છે,તો કેટલાક કહે છે કે-મનાવવા કોઈ લશ્કર લઈને જતું હશે?
એ તો રામને નમાવવા જાય છે.એણે રાજ્ય નિષ્કંટક કરવું છે,એ કૈકેયી નો દીકરો છે,તે ભૂલતા નહિ.
જે રસ્તામાં મળે છે તેને ભરતજી પૂછે કે-તમે રામ-સીતા-લક્ષ્મણને જોયાં?તેઓ ક્યાં છે?શું કરે છે?

છેવટે સંઘ ચિત્રકૂટ પર્વતની નજીક પહોંચ્યો,નિષાદરાજે બધાને તે પર્વત દુરથી દેખાડ્યો,અને કહ્યું કે-રામજી અહીં નિવાસ કરે છે. સૌએ "સિયાવર રામચંદ્ર કી જય" નો ગગનભેદી ચિત્કાર કરી ને પર્વત ને દંડવત પ્રણામ કર્યા. પર્વતે રામજી ને આશ્રય આપ્યો-એ કંઈ જેવી તેવી સેવા છે? અને એ સેવા ના અધિકાર થી તે પણ ભક્તો નો પૂજ્ય બની ગયો.

આ બાજુ આગલી રાતે સીતાજી ને સ્વપ્નું આવ્યું,અને તે સ્વપ્ન ની વાત તે રામજી આગળ કરે છે. "સ્વપ્ન માં મેં જોયું તો ભરતજી આપણ ને મળવા આવ્યા છે સાથે અયોધ્યાની પ્રજા છે,પણ મારાં સાસુજી નો વેશ અમંગલ હતો." રામજી કહે છે કે-આ સ્વપ્ન સારું નથી,કંઈક દુઃખ ની વાત સાંભળવી પડશે. અને આટલું બોલતાં તેમની આંખો ભરાઈ આવી.

એટલામાં જ કેટલાક વનવાસીઓ દોડતા આવ્યા અને તેમણે ખબર આપી કે-ભરતજી લશ્કર લઈને આવે છે. આ સાંભળી રામજી વિચારમાં પડ્યા કે-ભરત લશ્કર લઈને શું કામ આવે? શું તેના રાજ્યાભિષેક માં કોઈ વિઘ્ન આવ્યું હશે?શું પ્રજાએ વિરોધ કર્યો હશે?શું કૌશલ્યા માં એ વિરોધ કર્યો હશે?કે પછી બીજું જ કોઈ બહારનું વિઘ્ન આવ્યું હશે?

રામજી ને વિચારમાં પડેલા જોઈ ને લક્ષ્મણ ના મન માં કુભાવ આવ્યો,તે બોલી ઉઠયાકે-
હું સમજુ છું કે ભરત લશ્કર લઈને કેમ આવે છે !!તમે ભલા-ભોળા ને સરળ છે,એટલે તમે બધાને પણ તમારા જેવા ભલા,ભોળા ને સરળ સમજો છો.પણ ભરત એ તમારા જેવો નથી,ગાદી મળી એટલે તે ધર્મની મર્યાદા ભૂલી ગયો છે,તેણે સત્તાનો મદ ચડ્યો છે,એ તમને શત્રુ સમજે છે ને શત્રુ નો સમૂળગો નાશ કરવા અહીં લશ્કર લઈને આવે છે.

પણ,આજ લાગી તેની (ભરતની) છેડછાડ સહન કરી પણ હવે તે હું સહેવાનો નથી.
હું રામજી નો સેવક છું ને ધનુષ્ય મારા હાથમાં છે.હાથી ઝાડ ને તોડી નાખે તેમ હું એનો નાશ કરીશ.
કૈકેયી પરનો ક્રોધ આજ લગી મેં દબાવી રાખ્યો છે,પણ આજે એ ક્રોધાગ્નિ ને છૂટો મુકીશ,ભલે ને આજે વન લોહીથી રંગાઈ જાય.

બોલતાં બોલતાં લક્ષ્મણજી જુસ્સામાં આવી ગયા,એમણે જટા બાંધી,કમરે ભાથો બાંધ્યો,ધનુષ્ય સજ્જ કર્યું, ને હાથમાં બાણ લીધું.
ત્યારે રામજી એ લક્ષ્મણ ને હાથ પકડી નીચે બેસાડ્યા.ને ટાઢા પાડતાં કહ્યું કે-
લક્ષ્મણ,વિદ્વાનો કહે છે કે-કોઈ પણ કામ પુરો વિચાર કર્યા વિના ઉતાવળે કરવું જોઈએ નહિ,નહિતર પાછળથી પસ્તાવા નો વારો આવે છે.કોઈના પણ વિષે ઘસાતું માની લેવું એ નીતિ નથી.
તારી વાત સાચી છે કે-રાજમદ ભલભલાને અંધ બનાવી દે છે,પણ,લક્ષ્મણ, હું ખાતરીથી કહું છું કે-ભરતને મદોન્મત બનાવવાની રાજમદ માં તાકાત નથી.અરે,ભરતને બ્રહ્મલોક નું રાજ્ય મળે તો પણ એને મદ થાય તેમ નથી.

ભરત પર મને એટલો વિશ્વાસ છે કે-કદાચ,અંધારું સૂરજ ને ગળી જાય,કદાચ,વાદળાં આકાશ ને ભરખી ખાય,અને કદાચ,મચ્છરની ફૂંકે મેરુ (પર્વત) ઉડી જાય પણ ભરતને કદી રાજમદ થાય જ નહિ.
લક્ષ્મણ,હું તારા અને પિતાજી ના સોગંધ ખાઈને કહું છું કે-ભરત જેવો ભાઈ થયો નથી અને થશે નહિ.
"લખન તુમ્હાર સપથ પિતુ આના,સુચિસુબંધુ નહિ ભરત સમાના."

આ બાજુ ભરતજી ભૂખ,થાક ને ચિંતા થી કૃષ્ થઇ ગયા છે,પણ રામના સ્મરણ થી તેમનામાં બળ આવે છે, જાણે રામથી તે ખેંચાતા જાય છે. વશિષ્ઠજી ની રાજા લઇ તે સંઘ ને પાછળ રાખી આગળ થયા છે.
પણ હજુ ચાલતાં ચાલતાં વિચાર કરે છે કે-મારું કાળું મોં હું રામજી ને કેવી રીતે બતાવીશ?રામજી મને જોઈ

ને મોં ફેરવી લેશે તો? પણ તરત જ એનું દિલ કહે છે કે-રામજી એવું કદી કરે જ નહિ.એમને મારા પર અપાર પ્રેમ છે.તેઓ મને જરૂર અપનાવશે.

પણ પાછું સંકલ્પ-વિકલ્પ કરનારૂં મન કહે છે કે-પણ ભાભી રામજી ને મના કરશે તો?
અને તરતજ પાછું તે જ મન કહે છે કે-
ના,ના,ભાભી એવું કદી કરે જ નહિ,સીતાજી ના હૃદયમાં રામજી બિરાજ્યા છે,
બસ આમ વિચારો કરતાં ને "રામ રામ સીતારામ" બોલતાં ભરતજી આગળ વધે છે.
ભરતજી નો રામજી પ્રત્યે નો અનન્ય પ્રેમ જોઈ પશુ-પંખી,અરે,જડ એવાં વૃક્ષ-વેલ પણ પ્રેમ-નિમગ્ન બની જાય છે.સાથે ચાલતા નિષાદરાજ પણ ભરતની આ ભાવ-વિભોર દશા જોઈ તન નું ભાન ભૂલી ગયા છે.

દૂર વૃક્ષઘટા દેખાઈ,નિષાદરાજ કહેવા લાગ્યો,પેલું ઝાડો નું ઝુંડ દેખાય છે?પેલો વડલો દેખાય છે?
ત્યાં રામજી ની જે પર્ણકુટી દેખાય છે તે મેં રામજી માટે ઉભી કરી આપી હતી.
પર્ણકુટી આગળ તુલસી ની વાડી છે,તેમાં કેટલાક છોડ સીતાજી એ અને કેટલાક લક્ષ્મણજી એ રોપ્યા છે.
ને પેલા વડ ની છાયામાં સીતાજી એ સુંદર વેદિકા બનાવી છે.

પ્રભુ ની સેવા કરવાનો ભક્ત ને કેટલો આનંદ છે! નિષાદરાજ ની સેવાની વાત સાંભળી ને ભરતજી પણ હર્ષથી ઘેલા બની જાય છે ને નિષાદરાજ ને ભેટી પડે છે-કહે છે-તું મહા ભાગ્યશાળી છે.
ભરત-શત્રુધ્ન નિષાદરાજ ની પ્રેમથી ભરપૂર વાણી સાંભળે છે ને તેમના આંખો માં આંસુ આવે છે,
નિષાદરાજ પણ ભાવમાં ડૂબ્યા છે,ને પગદંડી ભૂલી ને બીજે રસ્તે ચડી જાય છે.

પ્રભુ ના પ્રેમમાં આમ,ચેતન જડ બની જાય છે ત્યારે જડ (પગદંડી) જાણે ચેતન બની જાય છે ને કહે છે કે-અહીં નહિ-અહીં નહિ. અને નિષાદરાજ પાછા ખરા રસ્તા પર આવી જાય છે.

પર્ણકુટીમાં રામજી ઉભા છે ને લક્ષ્મણ જોડે વાત કરે છે,તેમની પીઠ રસ્તા તરફ છે,જયારે લક્ષ્મણજી ની નજર પર્ણકુટી ની બહારના રસ્તા પર છે.
આ બાજુ, ભરતજી એ રામજી ને દુરથી જોયા ને રસ્તા પર જ દંડવત પ્રણામ કરતાં કહે છે કે-
હે પ્રભુ રક્ષા કરો-હે પ્રભુ રક્ષા કરો.

લક્ષ્મણજી ની નજર ભરત પર પડી અને તે બોલી ઉઠયા કે-અરે,અરે આ દંડવત પ્રણામ કરતો કરતો,
આવતો દેખાય તે તો ભરત.છે,એટલે તેમણે રામજી ને કહ્યું કે-ભરત તમને પ્રણામ કરતો કરતો આવે છે.
આ સાંભળતાં જ શ્રીરામ એવા અધીર બની ગયા કે –તે બોલી ઉઠયા કે "ક્યાં છે મારો ભરત?"
ને તરત જ તે ભરત સામે દોડ્યા.

"મને માફ કરો પ્રભુ" કહી ભરત,શ્રીરામના પગમાં આળોટી પડ્યો.શ્રીરામે તેને ઉઠાડી અને "મારો ભાઈ"
કહી ને તેને ભેટી પડ્યા.જીવ અને શિવ નું મિલન થયું છે,પરમાનંદ થયો છે.
તુલસીદાસજી કહે છે કે-આ રામ-ભરત ના મિલન નું વર્ણન કરવાની મારામાં શક્તિ નથી,
એ બે પ્રેમ નું મિલન,એ મન,બુદ્ધિ,ચિત્ત અને અહંકાર થી પર છે.મહાદેવ નું મન પણ ત્યાં પહોંચી શકતું નથી તો હું તેનું વર્ણન કેવી રીતે કરી શકું?

પરમાત્મા શ્રીરામ સાથે સંબંધ રાખવાથી જ તેમનું સ્મરણ થાય છે,અને જીવન મંગલમય બને છે.
શ્રીરામ ના ચરણ માં જ શાંતિ છે.પરમાત્મા થી વિખુટો પડેલો જીવ પરમાત્મા ના ચરણમાં જ શાંતિ પામે છે.
નારાયણ સિવાય બીજે કોઈ ઠેકાણે સુખ નથી.સંસારમાં સુખ અલ્પ (થોડું) છે ને દુઃખ વધારે છે.
જીવ ઈશ્વર નો અંશ છે પણ તે ઈશ્વર થી છુટો પડેલો છે,તેથી તેને સુખ-શાંતિ નથી,જીવ જયારે સંસારથી છૂટી

પ્રભુ ના ચરણમાં જાય ત્યારે જ તે કૃતાર્થ થાય છે.ત્યારે તેને કાળ ની ભીતિ દૂર થાય છે.

જગત નાશવંત છે,જગત સાથે નો સંબંધ સાચો નથી,જન્મથી જ કોઈ પતિ કે પત્ની નથી હોતાં.
પતિ-પત્ની નો સંબંધ પછી થી ઉભો થયેલો છે.ને તે જીવનના અંત સુધી જ હોય છે.
પતિ જીવતો હોય ત્યાં સુધી જ પત્ની એ પત્ની છે,પુત્ર હોય ત્યાં સુધી જ પિતા એ પિતા છે.
પુત્ર ના હોય ત્યારે કોઈ પિતા –રહેતો નથી.
માટે મહાત્મા ઓ કહે છે કે-સંસારી સંબંધો પ્રત્યે અનુસંધાન રાખવાને બદલે પ્રભુ માં જ અનુસંધાન રાખવું જોઈએ.તે એક જ સંબંધ એવો સાચો છે કે- જે જન્મ પહેલા,જન્મ માં અને જન્મ પછી પણ રહે છે.

તે પછી શ્રીરામ અને ભરત,શત્રુઘ્ન ને નિષાદરાજ ને ભેટ્યા.ભરત અને શત્રુઘ્ને,સીતાજી ને પ્રણામ કર્યા ને તેમની ચરણ રજ માથે ચડાવી. કોઈ કંઈ પૂછતું નથી કે કોઈ કંઈ કહેતું નથી,સૌ ભાવ વિભોર થયા છે.
પાછળ ગુરૂ વશિષ્ટ અને તેમની મંડળી આવે છે તે જાણી,શ્રીરામ સામે મળવા ગયા,
ગુરૂ વશિષ્ઠ અને ગુરૂ પત્નિને વંદન કર્યા,વશિષ્ઠજી તેમને ભેટી પડ્યા.
સહુથી પહેલા રામજી કૈકેયી ને મળ્યાને વંદન કરી ને કહે છે કે-તમે કોઈ વાતે રંજ કરશો નહિ,આમાં તમારો દોષ નથી,આ બધી વિધિ ની લીલા છે. પછી કૌશલ્યા અને સુમિત્રાને વંદન કરી ને તેમને સમજાવે છે કે- જગત ઈશ્વર ને આધીન છે,માટે કોઈ ને પણ દોષ ના દેવો.

ત્યાર બાદ રામજી સંઘ માં આવેલા સર્વે ને એક સાથે મળે છે,ને સૌનો પ્રેમથી સત્કાર કરે છે.
સીતાજી અને લક્ષ્મણ પણ આ જ પ્રમાણે સર્વે ને મળ્યા.
બધાએ આસન ગ્રહણ કર્યું,અને વશિષ્ઠજીએ દશરથરાજા ના સ્વર્ગવાસની ઘટના કહી સંભળાવી.
રામજી શોક થી વ્યાકુળ બની ગયા, “આહ.મારા પિતા નો મારા પર કેવો પ્રેમ હતો!”
એમનો શોક જોઈ ને બધા શોકમાં ડૂબી ગયા.હોય- જાણે આજે જ દશરથરાજા સ્વર્ગવાસી થયા ના હોય!

શ્રીરામે તે દિવસે નિર્જળ વ્રત કર્યું ને વગડાઉ ફળ થી પિતાજી નું પિંડદાન (શ્રાદ્ધ) કર્યું.
દશરથ રાજાની એવી ઈચ્છા હતી કે શ્રીરામ મારું પિંડદાન કરે,રામજી એ તેમની ઈચ્છા પુરી કરી.

શ્રાદ્ધ માં વસ્તુ ની નહિ પણ ભાવનાની જરૂર હોય છે.શ્રીરામે ચૌદ વર્ષ દરમ્યાન માત્ર કંદમૂળ અને ફળ નું જ સેવન કર્યું હતું,અનાજ અને ધાન્ય ના દાણા ને સ્પર્શ પણ કર્યો નહોતો,તેથી અત્યારે ફળ થી જ પિંડદાન કર્યું.
વિષ્ણુ પુરાણમાં કહ્યું છે કે-શ્રાદ્ધ માટે ધન-સંપત્તિ કે બીજી કોઈ પણ ચીજ નહિ હોય તો ચાલશે,માત્ર શ્રદ્ધા ભાવે હાથ ઉંચા કરી પિતૃઓ નું સ્મરણ કરી કહેવાનું કે-હે પિતૃઓ,હું ભક્તિ પૂર્ણ હૃદયે તમને પ્રણામ કરું છું.
મારી ભક્તિ થી તમે તૃપ્ત થાઓ.

વાસના વિહીન થઈને જે દેહ છોડે છે,તેનું શ્રાદ્ધ ના થાય તો પણ તેની સદગતિ થાય છે.વાસના રાખે છે તેની સદગતિ થતી નથી. માટે જ મહાત્માઓ કહે છે કે-પોતાનું શ્રાદ્ધ દીકરો કરશે તેવી ઈચ્છા રાખશો નહિ.
પોતાનું કલ્યાણ પોતે જ કરવાનું છે.દીકરો શું કરવાનો છે?શ્રાદ્ધ કરવાથી પિતાનું નહિ પણ પુત્ર નું જ કલ્યાણ થાય છે.માટે શરીર ને પિંડ સમજો ને તે પિંડ પરમાત્મા ને અર્પણ કરો.

વનવાસી ભીલ,કિરાત વગેરે લોકો ટોપલા ભરી ભરીને કંદમૂળ-ફળ વગેરે લઇ આવીને અયોધ્યાની પ્રજાનું સ્વાગત કરે છે.લોકો બદલામાં કંઈ આપે તો તે લોકો કશું લેતા નથી,કોઈ પરાણે કંઈ આપે તો રામજી સોગંધ આપી ને તે પાછું આપી દે છે.
શ્રીરામ ના દર્શન થી ચિત્રકૂટ ના વાસીઓનું જીવન સુધર્યું છે,ને તેમના દિલમાં યે સેવા ની વૃત્તિ જાગી છે.

ભરતજી વિચારમાં ને ચિંતામાં બેઠા છે,કે “મારાં રામ-સીતા ઘેર પાછાં ફરશે કે નહિ.”

શ્રીરામને કઈ રીતે પાછાં ફરવાનું સમજાવવું? ને કેવી રીતે તેમને વાત કરવી?તેની મૂંઝવણ માં તે છે.
તેટલામાં જ વશિષ્ઠજીએ મોકલેલ માણસ તેમને બોલાવવા આવ્યો. ત્યાં બ્રાહ્મણો,મંત્રીઓ,મહાજનો વગેરે ની સભા મળી હતી. ભરતજી ના આવ્યા પછી વશિષ્ઠજીએ સભામાં વાત મૂકી કે-
શ્રીરામ સ્વયં ભગવાન છે,એમની આજ્ઞા અને ઈચ્છા પ્રમાણે જ વર્તવામાં આપના સૌ નું હિત છે.
એટલે હે,ભરતજી,રામજી કઈ રીતે અયોધ્યા પધારે તે તમે વિચારી ને કહો.

ત્યારે ભરતજી એ કહ્યું કે-આપ જ ઉપાય સૂચવવા ને સમર્થ છે ને આપ મને પૂછો છો,તે મારું દુર્ભાગ્ય છે.
વશિષ્ઠજી એ કહ્યું કે-જયારે બધું જતું હોય ત્યારે બધું બચાવવાને બદલે,અડધું જતું કરી ને અડધું બચાવે, તે ડાહ્યા માણસ નું લક્ષણ છે,મને એમ સુઝે છે કે-તેમે બે ભાઈ,ભરત અને શત્રુઘ્ન વનવાસ સ્વીકારો અને રામ-લક્ષ્મણ-સીતા અયોધ્યા પાછાં આવે.

આ સાંભળી ભરત-શત્રુઘ્ન ખુશ થઇ ગયા.ભરતજી કહે છે,કે-ગુરુજી,આપે અતિ-ઉત્તમ કહ્યું, તમે તો અમારા મન ની જ વાત કરી,પણ ચૌદ વર્ષ શા માટે?હું તો જીવું ત્યાં સુધી વનમાં રહેવા તૈયાર છું.
<u>"કાનન કરઉં જનમ ભરિ બાસુ,એહિ છેં આધીન મોર સુપાસૂં"</u>

ભરતજી નાં વચનો સાંભળી ને,વશિષ્ઠજી એવા પ્રસન્ન થઇ ગયા કે તે દેહભાન ભૂલી ગયા.
ભરતજી નો મહિમા મહાસાગર જેવો હતો અને વશિષ્ઠજી ની બુદ્ધિ એના કિનારે ઉભેલી અબળા સ્ત્રી જેવી નિરાધાર હતી. આ અફાટ સાગર ને પાર કઈ રીતે કરવો? તેમને (તેમની બુદ્ધિને) કોઈ સાધન મળતું નહોતું.
એટલે તેઓ બધાને લઈને રામજી ની પાસે ગયા.ને બોલ્યા કે-
હે,રામ,લોકોનું,માતાઓનું,અને ભરત નું હિત થાય તેવો ઉપાય તમે કહો.

શ્રીરામ કહે છે કે-ઉપાય,આપ કહો તે.આપ મને જે આજ્ઞા હોય તે કહો,આપની આજ્ઞા હું માથે ચડાવીશ.
વશિષ્ઠ કહે છે કે-લોકો મને બ્રહ્મ-નિષ્ઠ કહે છે,પણ ભરતને જોયા પછી,મને એમ થાય છે કે-એમની નિષ્ઠા દિવ્ય છે,એમની ભક્તિ જોઈ ને મારી બુદ્ધિ સ્તબ્ધ થઇ છે,હે,રામ, ભરત સુખી થાય તેમ કરો.
ભરતે ગુરૂજનો નો આવો પ્રેમ સંપાદન કર્યો છે તે જોઈ રામજી ને ઘણો જ હર્ષ થયો.તે ગદગદ સ્વરે બોલ્યા કે-ગુરુજી હું સત્ય કહું છું કે,જગતમાં ભરત જેવો ભાઈ થયો નથી અને થશે નહિ.
જેના પર ગુરુજનો નો આવો પ્રેમ છે,તેના જેવું ભાગ્યશાળી બીજું કોણ હોઈ શકે?
ગુરુજી,ભરત જે કંઈ પણ કહે તે કરવા હું ખુશી છું.

ત્યારે વશિષ્ઠજીએ ભરત ની સામે જોઈને કયું કે-તમારે જે કહેવું હોય તે વિના સંકોચે કહો.
ભરતજી ઉભા થયા તેમની આંખોમાં થી આંસુઓ વહે છે,ધીરે ધીરે તેઓ બોલ્યા કે-
રામજીનો મારા પર અનહદ પ્રેમ છે,એમણે મારું મન કદી દુભવ્યું નથી,રમતમાં હું હાર્યો હોઉં તો પણ તે મને જીતાડતા.પણ વિધાતા થી આ ખમાયું નહિ,મારા દુર્ભાગ્યને હું શું કહું? હું સ્વપ્ને ય આનો કોઈને દોષ દેતો નથી,હું મારા પાપો નું જ ફળ ભોગવું છું.પણ માતાઓનું ને અયોધ્યા વાસીઓ નું દુઃખ જોયું જતું નથી,
આ બધા અનર્થો નું મૂળ હું છું એમ સમજી ને હું બધું સહી રહ્યો છું.મારા રામ,સીતા,લક્ષ્મણ ઉઘાડે પગે વનમાં ગયા તે જાણી ને યે હું જીવતો કેમ રહ્યો !! અહીં આવી ને મેં બધું આંખેથી જોયું,તેમ છતાં મારું હૃદય ફાટી કેમ પડયું નહિ?
આટલું બોલતાં બોલતાં ભરતજી ડૂસકાં ભરી ને જોરથી રડી પડ્યા,આખી સભા શોકમાં ડૂબી ગઈ.

શ્રીરામે ભરતને આશ્વાસન આપવા અનેક દષ્ટાંતો આપી ને કહ્યું કે-ભાઈ,તમે ખોટો શોક ના કરો.
જીવ ની ગતિ ઈશ્વરાધીન છે.હું નિશ્ચયપૂર્વક કહું છું કે,ત્રણે ભવનો ના પુણ્યાત્મા લોકો,તમારા કરતાં ઉતરતા છે. હે ભરત,તમારા નામ નું સ્મરણ કરતાં સર્વ તાપ,પાપ,અજ્ઞાન અને અમંગલનો નાશ થશે,
અને આ લોકમાં તથા પરલોકમાં સુખ પ્રાપ્ત થશે.

વેર અને પ્રેમ ઢાંક્યાં ઢંકાતાં નથી,પારધી ને જોતાં જ પશુ પંખીઓ ભાગી જાય છે અને મુનિઓ પાસે તે નિર્ભય થઇ ને ફરે છે.પશુપંખીઓ પણ પ્રેમ ને ઓળખે છે,તો મનુષ્ય કેમ ઓળખી શકે નહિ?
હું તમને ઓળખું છું.તેથી તમે જે કહો તે કરવા હું તૈયાર છું.

ભરતજી રામજીની કૃપા થી  ગદગદ થયા છે,બે હાથ જોડી તેમણે કહ્યું કે-હવે હું શું કહું ને શું કહેવડાવું?
હું ખોટા ભયથી ડરી ગયો હતો,મારા શોક નું કોઈ મૂળ જ નહોતું.પણ આપની મારા પર અપરંપાર કૃપા છે,
હું આપનો સેવક છું અને આપને શરણે આવ્યો છું. સેવકનું હિત તે સ્વામી ની સેવા છે,સેવકે પોતાના સુખ નો વિચાર કરવો જોઈએ નહિ,એથી હવે આપજ કહો કે જેમાં આપને કોઈ ક્ષોભ ના રહે.અને મારું હિત થાય.
આપ આજ્ઞા કરો તે પ્રમાણે કરવા હું તૈયાર છું.

અમે રાજ્યતિલક ની સામગ્રી લઈને આવ્યા છીએ.આપણે રાજ્યતિલક કરવામાં આવે ને આપ અયોધ્યા પધારી અયોધ્યા ને સનાથ કરો.
--આપ અને લક્ષ્મણ અયોધ્યા પધારો ને હું અને શત્રુઘ્ન વનવાસ ભોગવીશું,
--અથવા લક્ષ્મણ-શત્રુઘ્ન અયોધ્યા જાય ને હું આપની સાથે વનવાસ ભોગવું,
--અથવા અમે ત્રણે ભાઈઓ વનમાં રહીશું અને આપ સીતાજી સાથે અયોધ્યા જાઓ.
હું સત્યભાવે કહું છું કે-આપ જે આજ્ઞા કરશો તે હું માથે ચડાવીશ.

તે જ વખતે જનકરાજાના દૂતો ત્યાં પધાર્યા.એટલે વાત ત્યાંજ અટકી.
બીજે દિવસે,જનકરાજા,રાણી તરહ ગુરૂ શતાનંદ વગેરે ત્યાં આવી પહોંચ્યા.શોક નો સાગર ફરીથી ઉમટ્યો.
જનકરાજા બ્રહ્મનિષ્ઠ હતા તેમ છતાં સીતાજી નો તપસ્વી વેશ જોઈ તેમનું હૃદય ભરાઈ આવ્યું.
વશિષ્ઠજી એ તેમને આશ્વાસન આપ્યું.
એ આખો દિવસ ભોજન ની વાત તો દૂર રહી કોઈએ પાણી સુધ્ધાં પીધું નહિ.

સીતાજી ને જોઈ ને માતાઓના દુઃખ નો પણ પાર નહોતો.
કૌશલ્યાજી કહે છે કે-આ વિધાતા ને શું કહેવું?દૂધના ફીણ જેવી કોમળ ચીજ ને તે વજ્ર ના ટાંકણાથી તોડે છે.
સુમીત્રાજી કહે છે કે-વિધાતા વિવેક-શૂન્ય છે.
ત્યારે કૌશલ્યાજી કહે છે કે-કોઈનો વાંક નથી,સુખ-દુઃખ બધું કર્માધીન છે,કર્મ ની ગતિ ગહન છે,ઈશ્વરની આજ્ઞા વગર કાંઇ થતું નથી.રામ,લક્ષ્મણ સીતા વનમાં આવ્યા છે તો તેનું કંઈ સારું જ પરિણામ આવશે.
મને તો ચિંતા એકલા ભરતની છે.હું કદી રામના સોગંધ ખાતી નથી પણ આજે હું રામના સોગંધ ખાઈ ને કહું છું કે-ભરતના શીલ-ગુણ ની કોઈ જોડ નથી,મારે મન તો ભરત પણ કુળ નો દીવો છે.છતાં પણ મને બીક એ છે કે-ભરત રામ વગર જીવી નહિ શકે,લક્ષ્મણ ને બદલે રામની જોડે જ એનું રહેવાનું થાય તો સારું.
તેમણે આ વાત જનકરાજા ને કરવાનું સીતાજી ની માતાજી ને કહ્યું.

માતા પિતા ને પ્રેમને લીધે સીતાજી પણ વ્યાકુળ થયાં હતાં.જનકરાજાએ તેમને પોતાની સાથે લઇ જવાનું ઈચ્છયું.પણ સીતાજી એ કહ્યું કે-જ્યાં મારા પતિ ત્યાં હું.મારા પતિ નો વનવાસ એ મારો પણ વનવાસ છે.
હું એમના સુખ-દુઃખ ની ભાગીદાર છું.
ત્યારે જનકે કહ્યું કે-બેટા,તેં તો બેઉ કુળ પવિત્ર કર્યા છે.

ભરતજીનો વ્યવહાર જોઈ જનકરાજા પ્રેમવિહવળ બની ગયા હતા.તેથી જયારે સીતાજી ની માતાએ,
કૌશલ્યાજી એ ભરત માટે કરેલી વાત કહી,ત્યારે જનકરાજા ના અંતરમાં ખૂબ આનંદ થયો.
તેમની આંખો પ્રેમાશ્રુ થી છલકાઈ,થોડીક વાર તેઓ આંખો મીંચી ને તેનો આનંદ માણી રહ્યા અને પછી બોલ્યા-કે-હું કર્મનિષ્ઠ,રાજનીતિજ્ઞ ને બ્રહ્મજ્ઞાની ગણાઉં છું,પરંતુ ભરતજીના પ્રેમને મારી બુદ્ધિ પહોંચી શકતી નથી.ભરતજી નું ચરિત્ર ગંગાજી કરતાં યે પવિત્ર છે.અને અમૃત કરતાં યે મધુર છે.

ભરતજી ની જગમાં કોઈ જોડ નથી,ભરતજી નો મહિમા અપાર છે,મેરુ (પર્વત) ને તોળી શકાશે પણ ભરતજી ની મહિમા નું માપ નહિ કાઢી શકાય.
તેમનો મહિમા કેવળ રામચંદ્રજી જ જાણે છે,પરંતુ તે પણ તેનુ વર્ણન કરી શક્યા નથી.
હું જોઈ શક્યો છું કે-રામ સમતા ની સીમા છે,પણ ભરતનો પ્રેમ એ મમતા ની અવધિ છે.

બીજે દિવસે,જનકજી એ ભરત ને કહ્યું કે-શ્રીરામ નો સ્વભાવ તમે જાણો છે,તેઓ સત્યવ્રત અને ધર્મનિષ્ઠ છે, બધું તે એકલા એકલા જ મનમાં સહન કરી રહ્યા છે,હવે તો તમે કહો તેમ થાય.
ત્યારે ભરત કહે છે કે-હું તો કેવળ સેવક છું,સેવા-ધર્મ મહા-કઠિન છે,સ્વામી ની સેવા અને સ્વાર્થ ની સેવા એક સાથે થઇ શકે નહિ.હું સ્વાર્થવશ થઇ ને કે પ્રેમવશ થઈને કંઈ કહું તો બંને માં ભૂલ થવા સંભવ છે.માટે. રામજી ની ઈચ્છા અને તેમના ધર્મ અને સત્યવ્રત સાચવી ને સર્વનું હિત થાય તેમ તમે જ કંઈક કરો.

જનકજી પછી વશિષ્ઠજી પાસે ગયા અને બંને રામજી ને મળ્યા.અને કહ્યું કે-હે,રામ, સૌ ના મનની વાત તો તમે જાણો જ છો,તમે જ આ પ્રશ્ન નો ઉકેલ કરો,સૌ તમારી આજ્ઞા માથે ચડાવશે.

ફરીથી સભા મળી,બધા ભેગા થયા,ત્યારે સભામાં વશિષ્ઠજી એ જાહેર કર્યું,કે-શ્રીરામ જે આજ્ઞા કરશે તે સૌ માથે ચડાવશે. ત્યારે રામજીએ ઉભા થઈ ને હાથ જોડી ને કહ્યું કે-
આપ અને પૂજ્ય જનકજી જ્યાં હાજર હોય,ત્યાં મારે આજ્ઞા કરવાની હોય જ નહિ.આપ આજ્ઞા કરો.
હવે સહુએ ભરતજી સામે જોયું,

એટલે હવે ભરતજી ઉભા થયા,સૌને પ્રણામ કર્યા,પછી શ્રીરામ ને કહ્યું.કે-
હે,પ્રભુ,આપ મારા પિતા છો,માતા છો,ગુરૂ છો,સ્વામી છો,પૂજ્ય છો,અંતર્યામી છો- હું તો આપનો અધમ સેવક છું,હું મોહ-વશ થઇ આપની અને પિતાની આજ્ઞા નું ઉલ્લંઘન કરી ને અહીં આવ્યો છું,
ખુદ,મૃત્યુ કે અમૃત પણ આપની આજ્ઞા નું ઉલ્લંઘન કરવાની ધૃષ્ટતા કરે નહિ,તે મેં કરી,તોયે આપે મારી ધૃષ્ટતા ને સેવા માની,મારા અયોગ્ય કાર્ય ને માફ કર્યું,આપની કૃપા થી મારા દૂષણ –ભૂષણ બની ગયાં.
ને ચોમેર મારો યશ થયો.હું પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે-જગતમાં આવો સ્વામી મળે નહિ,હું સેવક તો પઢાવેલા પોપટ જેવો પઢાવેલી બોલી બોલનારો છું,લોકો પોપટ ની હોંશિયારીનાં વખાણ કરે,પણ પોપટ ના ગુણ એના પઢાવનારને આધીન છે.સેવક ને માટે સ્વામીની આજ્ઞા માનવી એ જ શ્રેષ્ઠ સેવા છે.એ જ શ્રેષ્ઠ પ્રસાદ છે.
હું આપની પાસેથી પ્રસાદ ની યાચના કરું છું.

આટલું બોલતાં બોલતાં ભરતજી ની આંખોમાં આંસુ આવી ગયાં,તેમણે પ્રાણ-વિહ્વળ બની ને રામજી ના પગ પકડી લીધા.રામજી એ સ્નેહથી તેમનો હાથ પકડી પોતાની પાસે બેસાડ્યા.
ભરતજી નું ભાષણ સાંભળી દેવો પણ “ધન્ય-ધન્ય” કહી ને પુષ્પોની વૃષ્ટિ વરસાવવા લાગ્યા.
તુલસીદાસજી કહે છે કે-દેવો કાગડા જેવા છે,તેમને માત્ર બે જ ચીજ પ્રિય છે,પોતાનો લાભ અને બીજા ની હાનિ.શ્રીરામ ની પાસે રાવણ નો વધ કરાવવો છે તે દેવો નો લાભ છે,
લોકો ની ઉત્કંઠા વધી છે કે હવે શું થશે?ચિતરેલા  ચિત્ર ની પેઠે સહુ રામજી ને જોઈ રહ્યા છે.

પછી શ્રીરામે ધીર-ગંભીર થઇ ને ભરતજી ની સામે જોઈ ને કહ્યું કે-
સાંજ પહેલાં સૂરજ આથમે તો ઉત્પાત થયા વગર રહે નહીં. પિતાજી ના મૃત્યુ થી એવો ઉત્પાત થયો હતો, તેમાંથી ગુરુજી ની કૃપાએ આપણને સૌને બચાવી લીધા છે.મારો અને તમારો પુરુષાર્થ એક છે,સ્વાર્થ અને પરમાર્થ એક છે,ધર્મ અને યશ એક છે.
આપણે બંને ભાઈઓ પિતાજી ની આજ્ઞા પાળીએ એમાં જ સર્વ નું કલ્યાણ છે.

ભરતજી ક્ષણમાં સમજી ગયા છે,કે-રામજી ની ધર્મ-નિષ્ઠા ને કારણે તે કોઈ પણ રીતે પોતાના નિર્ણય માં

ફેરફાર કરશે નહિ,તેમણે વધુ ધર્મ-સંકટ માં નાખવા એ સ્વામી ને સુખ પહોંચાડવા જેવું જ છે..
તેમના જીવ ને થડકાર થયો છે,કે પોતાની ઈચ્છા પ્રમાણે હવે થશે નહિ,એટલે, તરત જ વિચારીને કહ્યું કે-
હું આપની આજ્ઞા માથે ચડાવું છું,પણ મને કોઈ આધાર આપો,નહિતર હું ચૌદ વર્ષ કેવી રીતે જીવી શકીશ?
હું રાજા તરીકે નહિ પણ આપના સેવક તરીકે અયોધ્યા જઈશ,સિંહાસન આપનું છે અને આપનું જ રહેશે.હું એ સિંહાસન પર બેસીશ નહિ,માટે આ સુવર્ણ પાદુકાઓ પર આપનાં પવિત્ર ચરણો પધરાવો,અને આપની પ્રસાદી સમજી ને,એ પાદુકાઓ ને હું સિંહાસન પર પધારાવીશ,અને તેના પ્રભાવથી જ સર્વ નું કલ્યાણ થશે.

સભામાં ભરતનો જય-જયકાર થયો.સર્વે ને અતિ આનદ થયો કે કોઈ ત્રીજો પણ અતિ-સુંદર રસ્તો ભરતજી એ ખોળી કાઢ્યો.સર્વે લોકો ભરતની સેવક-વૃત્તિ ની પ્રસંશા કરવા લાગ્યા,ને રામજી ના પ્રતિભાવ ની રાહ જોવા લાગ્યા.

શ્રીરામચંદ્રે સુવર્ણ પાદુકાઓ પર પોતાના ચરણ મુક્યા,ને પછી તે પાદુકાઓ ભરતજી ને આપી.
ભરતજી એ તે પોતાના બે હાથેથી લઈને પોતાના મસ્તક પર ચડાવી ને તેની સ્વીકાર કર્યો.
તેમણે શાંત અને દૃઢ સ્વરે પ્રતિજ્ઞા કરતાં કહ્યું કે-હું ભરત,આજે અહીં પ્રતિજ્ઞા કરું છું કે,આ પાદુકાઓને રાજ-કારભાર સોંપી ,હું ચૌદ વર્ષ નગરની બહાર રહીશ,જટા-વલ્કલ ધારણ કરીશ,કંદમૂળ ખાઈશ,ભોંય પર પથારી કરીશ,અને પંદરમા વર્ષના પહેલા દિવસે જો મને રામજીનાં દર્શન નહિ થાય તો ચિતામાં પ્રવેશ કરીશ. આ સાંભળી ને સૌની આંખો છલકાઈ આવી,બધા “ધન્ય હો,ધન્ય હો” બોલી રહ્યા.

ભરતજી ની દૃઢ પ્રતિજ્ઞા સાંભળી,શ્રીરામે તેમને હૃદય-સરસા ચાંપી કહ્યું કે-હું સમયસર જરૂર પાછો આવીશ, અને આ સાંભળી સઘળે આનંદ આનંદ થઇ રહ્યો.
આમ રઘુકુલ ની ધર્મ-પરંપરા પુનઃ સ્થાપિત થઇ,ભરતની ધર્મ-નિષ્ઠા એ રઘુકુલ ના માથે ઉતરેલી આપત્તિ નું નિવારણ કર્યું.

ત્યાર પછી સહુ ની ભારે હૈયે વિદાઈ થઇ.શ્રીરામની પાદુકાઓ હાથી પર પધરાવી ને ભરતજી અયોધ્યા પાછા ફર્યા,અને અયોધ્યા આવી તે પાદુકાઓને રાજ-સિંહાસન પર સ્થાપિત કરી,અને પોતાની પ્રતિજ્ઞા મુજબ, પોતે નગરની બહાર,નંદીગ્રામ માં પર્ણકુટી બનાવી ને રહ્યા.મસ્તક પર જટા ધારણ કરી,શરીર પર વલ્કલ ધારણ કર્યા,જમીન પર દર્ભનું આસન બિછાવ્યું.અને ઋષિ-મુનિ ની પેઠે વ્રત-નિયમ નું પાલન કરી, રામ-ચિંતન માં રહેવા માંડ્યું.તેઓ રોજ પાદુકા પૂજન કરતાં અને પાદુકાઓ પાસેથી આજ્ઞા માગીને રાજ-કાજ થતું અને રાજ-સત્તા ચાલતી.

ભરતજી ની જીભે સતત રામ-નામ રહેતું,અને નેત્રોમાં પ્રેમ જળ રહેતાં.
રામ-સીતાજી વનમાં વસ્યાં અને ભરતજી ઘેર રહી ને તપથી શરીરને કૃશ કરી રહ્યા.તેમનાં વ્રત-નિયમો ની અતિ-તીવ્રતા જોઈ ને ઋષિ-મુનિઓ પણ પોતાને તુચ્છ સમજવા લાગ્યા.

ભરતજી એ રામજીની પાદુકાઓ ને મસ્તક પર ધારણ કરી હતી ,તેનું રહસ્ય એવું છે કે-
મસ્તક એટલે બુદ્ધિ.બુદ્ધિમાં ઈશ્વરને પધરાવવામાં આવે તો,પછી કોઈ વિકાર-વાસના સતાવી શકતી નથી.

પછી,ભરતજી એ કઠોર તપશ્ચર્યા  કરી છે,ભરતજી ની તપશ્ચર્યા રામજી ની તપશ્ચર્યા કરતાં ઓછી નથી, પરંતુ વધુ કઠિન છે.વનમાં રહી ને તપશ્ચર્યા કરવી કદાચ સહેલી હશે પણ,ભોગ સમૃદ્ધિ ની વચ્ચે રહીને, પણ અનાસક્ત થઈને તપશ્ચર્યા કરવી એ બહુ કઠિન છે.

રામજી ની પાદુકા સાથે અનુસંધાન રાખી ને,રાજ-વ્યવહાર કરતા રહી,પણ પાદુકામાં સ્થિર થયેલું ભરતજી નું મન,રામજીના લાંબા વિયોગ માં પણ એક પ્રકારનો આનંદ અનુભવે છે.

જ્યાં અત્યંત પ્રેમ હોય ત્યાં પરમાત્માએ પ્રગટ થવું જ પડે છે.
જેને તરસ લાગી હોય તેને પાણી ની પાસે જવું પડે છે,પાણી તેની પાસે આવતું નથી,પણ,
રામ-નામ નું પાણી એવું છે કે,તે તરસ્યાની પાસે જાય છે.ભક્તના હૃદય ની આતુરતા,પરમાત્માને ભક્ત ની પાસે ખેંચી લાવે છે. ભરતજી એ પ્રેમ-લક્ષણા ભક્તિ નું સ્વરૂપ છે.અને તે દિવ્ય આનંદ નો અનુભવ કરે છે.

મનુષ્ય પૈસા માટે પ્રવૃત્તિ કરે છે,પણ પરમાત્મા માટે કોઈ પ્રવૃત્તિ કરતો નથી.
એટલે પ્રભુ ને તેની પર દયા આવતી નથી,પ્રભુ તેની નજીક આવતા પણ નથી.ખરેખર તો,
માનવી ને પ્રભુ ની જરૂર છે,પણ કોણ જાણે કેમ પણ,માનવી ને પૈસા જેટલી પ્રભુની જરૂર નથી લાગતી.
એટલે જ મનુષ્ય ને પ્રભુ દૂર લાગે છે,પરંતુ પ્રભુ તો પાસે જ છે,બુદ્ધિમાં (પાદુકાને) ઈશ્વરને પધરાવવામાં આવે તો,પ્રભુ દૂર નથી,પ્રભુ તો ભક્ત ની આતુરતા ની રાહ જોતાં આતુર થઈને ઉભા જ છે.

ભરતજી,ગો-મૂત્ર વાચક વ્રત કરે છે,ગાયનને જવ ખવડાવે,તે છાણમાં બહાર નીકળ્યા પછી ગોમૂત્ર સાથે ઉકાળે,અને તે પ્રમાણે ઉકાળેલા જવ દિવસમાં માત્ર એકવાર આરોગે.

ભરતજી નો પ્રેમ એવો છે કે-પાદુકા ચેતન બની જાય છે.જેને પ્રભુ નો વિયોગ હોય તેનું જીવન કેવું હોય?
તેનો આદર્શ ભરતજી એ બતાવ્યો છે.આપણને પણ પ્રભુનો વિયોગ છે,એટલે ભરતજી નું જીવન આપણા માટે અનુકરણીય છે.
તુલસીદાસજી કહે છે કે-ભરતજી નું સ્મરણ કરો તો તમારા હૃદયમાં શ્રીરામ માટેના પ્રેમનો ઉદય થશે.

ભરતજી નું આ ચરિત્ર અતિ પાવનકારી છે,તુલસીદાસજી કહે છે કે-જે એનું ભક્તિ-પૂર્વક શ્રવણ-મનન કરશે,
તેને અવશ્ય શ્રીસીતારામ ના ચરણોમાં પ્રેમ થશે,અને સંસારથી વૈરાગ્ય થશે.

મહારાજા દશરથ,શ્રીરામને ગાદીએ બેસાડી રામરાજ્ય ની સ્થાપના કરવા માગતા હતા,પણ રામરાજ્ય ની સ્થાપના તેમને હાથે થઇ નથી,એ તો થાય છે ભરતજી ના હાથે ચિત્રકૂટમાં.
દશરથજી ની રામરાજ્ય નો સંકલ્પ શુભ છે,પવિત્ર છે તો યે તેમાં વિઘ્ન આવે છે.
મહાન લક્ષ્ય તરફ આગળ વધતાં વિઘ્ન તો આવવાનું જ,જેટલું લક્ષ્ય મહાન એટલું વિઘ્ન મહાન.
દશરથ રાજા ના રામરાજ્ય ની સ્થાપનાના સંકલ્પમાં એવું મોટું વિઘ્ન આવ્યું કે-તેમાં દેશ,કાળ અને વ્યક્તિ પણ બદલાઈ જાય છે.

દશરથજી મૂર્તિમાન વેદ-સમાન (ધર્મ-પ્રિય) છે જયારે ભરતજી એ મૂર્તિમાન પ્રેમ છે.
વેદ ત્રણ ગુણથી પર નથી,વેદ,વધુમાં વધુ સાત્વિક સ્તર સુધી મનુષ્ય ને લઇ જાય છે.સત્વ થી ઉપર નહિ.ગીતામાં પણ ભગવાને કહ્યું છે કે-વેદો ત્રણ ગુણવાળા છે,માટે,હે અર્જુન,તુ ત્રણે ગુણો થી પર થા.
ભરતજી પ્રેમનું સ્વરૂપ હોવાને લીધે,ત્રણે ગુણો થી પર છે,પ્રેમ-ધર્મ એ સાત્વિક સ્તર થી પણ ઉંચે લઇ જાય છે.એટલે રામરાજ્ય ની સ્થાપના કરવામાં ભરતજી સફળ થાય છે,દશરથ જી નહિ.

વશિષ્ઠજી એ ભરતજી ને સલાહ આપેલી કે-તમારા પિતાએ સત્ય ની ખાતર રામનો ત્યાગ કર્યો અને રામના પ્રેમમાં પ્રાણ નો ત્યાગ કર્યો,આવા મહાન પિતાનું તમે અનુકરણ કરો,તેમનું વચન માથે ચડાવી રાજા બનો.
પિતાની આજ્ઞા ઉચિત છે કે અનુચિત છે એનો વિચાર તમારે કરવાનો ના હોય.તમારે તો માત્ર તેનો અમલ જ કરવાનો હોય.એમ કરવાથી જ તમે સુખી થશો.
પણ ભરતજી જયારે તેમની આ સલાહ સ્વીકારતા નથી,ત્યારે વશિષ્ઠજી ને એમ લાગે છે કે-આ ઠીક થતું નથી,આમાં સત્ય નું માન સચવાતું નથી.પણ ત્યાર પછી તેમણે, ભરતજી નું વર્તન જોયું,તેમની ભાવના જોઈ,ત્યારે ભરતની એક નવી જ જીવન-દૃષ્ટિ તેમને દેખાઈ,અને ભરતજી પર તે મુગ્ધ થઇ ગયા,
અને કહેવા લાગ્યા કે-ભરતજી નું દર્શન સત્ય છે.

શ્રીરામે અને ભરતે,અહીં જે જીવન દર્શન પ્રગટ કર્યું છે,તે એકલું જ માનવ-જીવન ને પૂર્ણતા એ પહોચાડવા શક્તિમાન છે.સિંહાસન પર બેસીને બધા રાજ્ય કરી શકે,પણ સિંહાસન પર પાદુકા પધરાવી,સત્તાધારી થયા વિના રાજધાનીની બહાર રહીને,દુરથી રાજ્ય ચલાવવું,એ એક જુદી જ વાત છે.
વશિષ્ઠજી આગળ ભરતે જયારે આ વાત મુકેલી ત્યારે વશિષ્ઠજી ગળગળા થઇ ને બોલ્યા હતા કે-
ભરત,આજ સુધી હું ધર્મની વ્યાખ્યા માટે શાસ્ત્ર નો આધાર લેતો હતો,પણ હવે મને ધર્મ ની સાચી વ્યાખ્યા મળી ગઈ છે, અને તેના પછી તેમણે જે શબ્દો કહ્યા,તે રામાયણ માં ભરત સિવાય બીજા કોઈ માટે કહેવાયા નથી.

વશિષ્ઠજી કહે છે કે-ભરત,મારો દૃઢ મત એવો છે કે-તુ જે કહેશે,સમજશે અને કરશે તે જ ધર્મ નો સાર છે.હવે ધર્મ ની વ્યાખ્યા હું શાસ્ત્ર જોઈને નહિ પણ તારું જીવન જોઈને કરીશ,.હું ખરું કહું છું કે-ભરત તારું ચરિત્ર ધર્મ થી પણ આગળ છે,તારા ચરિત્ર દ્વારા ધર્મ-સાર પ્રગટ થાય છે,આજ લાગી હું કેવળ ધર્મ જાણતો હતો,ધર્મ-સાર નહિ,પણ આજે ધર્મ-સાર સમજાઈ ગયો છે.

સંતો ધર્મ ને કેરી સાથે સરખાવે છે.કેરીને જેમ છાલ,રસ અને ગોટલો હોય છે,તેમ ધર્મ ના પણ ત્રણ અંગો છે.શબ્દ એ છાલ છે,ફલશ્રુતિ એ ગોટલો છે,અને ધર્મ નું ખરું તાત્પર્ય તે રસ છે.
છાલ ના આધારે રસ રહે છે પણ છાલ એ રસ નથી,તેવી રીતે શબ્દ એ ધર્મ નથી.પણ શબ્દ માં ધર્મ છે.
મોટા ભાગના લોકો શબ્દ ને પકડે છે અને ધર્મ ના સાર ને છોડી દે છે.તેના તાત્પર્ય ને છોડી દે છે,
શબ્દ ને પકડવામાં આવે અને તેના તાત્પર્ય ને ના પકડવામાં આવે તો,કશું જ સમજ્યા નથી એમ જ માનવાનું. ધર્મ ને શબ્દ નો કેદી બનાવવાથી માણસ પોતે જ કેદી બને છે ને બંધનમાં આવે છે.

એવું શાસ્ત્ર વચન જરૂર છે કે-પિતાની આજ્ઞા ઉચિત-અનુચિત નો વિચાર કર્યા વગર પાળવી.
પણ આના શબ્દાર્થ લેતાં પહેલા તેનો ભાવાર્થ સમજવાની જરૂર છે.
આ શાસ્ત્ર વચન ની પાછળ એ “અપેક્ષિત” છે કે-પિતા,અનુચિત-ઉચિત નો વિચાર કરી ને જ આજ્ઞા કરશે.
અનુચિત આજ્ઞા પિતા કદી કરશે જ નહિ.(પોતાનું પિતૃત્વ સાચવી ને બોલે-આજ્ઞા આપે તે જ સાચો પિતા)
અનુચિત નો વિચાર કરે નહિ તો તે પિતા નથી.પુત્રના હિત નો ચારે બાજુથી વિચાર કરવાની જવાબદારી.
પિતાને શિરે છે.અને એ જવાબદારી નું સમજ-પૂર્વક પાલન કરી,ને પિતા આજ્ઞા કરે છે.ફાવે તેમ નહિ.
તેણે પણ,શાસ્ત્ર,નીતિ,ધર્મ ના નિયમો ને વશ થઈને ચાલવાનું હોય છે.

એટલે ઉપરના શાસ્ત્ર વચન નો મર્મ એ છે કે-
પિતા કદી પણ અનુચિત આજ્ઞા નહિ કરવાનો સંકલ્પ કરે અને પુત્ર પિતાની આજ્ઞા ને પાળવાનો સંકલ્પ કરે.
બેમાંથી કોઈ એક પણ (પિતા કે પુત્ર) જો શબ્દો નો મનગમતો અર્થ કરવા પ્રયત્ન કરે તો ગંભીર પરિસ્થિતિ ઉભી થવાનો સંભવ થાય છે.એક અહંકાર નો ભોગ બનશે તો બીજો સ્વાર્થ નો ભોગ બનશે,
અને પછી એ પિતા-પુત્ર નહિ રહે.

અયોધ્યામાં રામ-રાજ્ય ની સ્થાપના કેમ ના થઇ શકી તેનો જરા વધુ વિચાર કરીએ તો,સમજાશે કે-
અયોધ્યા માં “દશ”રથ છે અને લંકામાં “દશ”મુખ (રાવણ) છે.
દશે ઇન્દ્રિયો ને રથમાં જોતરી ને લક્ષ્ય-સ્થાને (ઈશ્વર તરફ) જવા દોડાવે તે દશરથ.અને
દશે ઇન્દ્રિયો દ્વારા ભોગ ભોગવે તે દશમુખ.

જનક ની “વિદેહ”-નગરી માં સીતાજી ઓ જન્મ થાય છે,સીતાજી પરા-ભક્તિ નું સ્વરૂપ છે.
રાવણ ની લંકા નગરી એ “દેહ”-નગરી છે,કારણકે,
રાવણ એ ભોગ નું સ્વરૂપ છે.ભોગમાં દેહને મહત્વ છે એટલે લંકા એ દેહ નગરી છે.

આ બંને નગરીઓ વચ્ચેની અયોધ્યા નગરી છે તે “દેહાધિકાર” નગરી છે.

દેહ-નગરી (લંકા) માં પાપ ને પ્રધાનતા છે,દેહાધિકાર-નગરી (અયોધ્યા) માં સત્કર્મ ની પ્રધાનતા છે.
અને વિદેહ-નગરી (જનક-પુરી) માં વિચારની પ્રધાનતા છે.
જ્યાં સુધી જીવન માં આવી ત્રિવિધતા છે ત્યાં સુધી રામ-રાજ્ય થાય નહિ.
શ્રીરામ જયારે આ ત્રણે ને સમાનતા ની સ્થિતિએ લઇ આવે ત્યારે રામ-રાજ્ય ની સ્થાપના થાય છે.

દશરથરાજા રામ-રાજ્ય સ્થાપી શક્યા નહિ કારણકે-
માત્ર પરંપરા ને અનુસરીને રામને ગાદીએ બેસાડવાથી રામ-રાજ્ય થઇ જતું નથી.
આખો સમજ બદલાય નહી,અંતઃકરણ નું આમૂલ પરિવર્તન ના થાય ત્યાં સુધી,રામ-રાજ્ય સાકાર થતું નથી.
અયોધ્યામાંથી હજુ “કામ-ક્રોધ-લોભ” નું નિવારણ થયું નથી,

મંથરા –એ **“લોભ-વૃત્તિ”** છે,ને લોભ નું સ્વરૂપ છે.અને
લોભ નો ભોગ બની દાસી ની યે દાસી બની,ક્રોધ કરી,કૈકેયી કોપ-ભવન માં જાય છે,
આમ કૈકેયી એ **“ક્રોધ-વૃત્તિ”** નું સ્વરૂપ છે.
ત્યાં રાજા દશરથ પધારે છે અને માગ, માગે તે આપું કહી રામના સોગંધ ખાય છે.
અહીં, દશરથ રાજા એ **“કામ-વૃત્તિ”** નું સ્વરૂપ બન્યા છે.

આમ લોભ (મંથરા) ક્રોધ (કૈકેયી) અને કામ (દશરથ) –એ ત્રણે અહીં અયોધ્યામાં ભેગા થયા.
ગીતાજી માં કહ્યું છે કે-કામ,ક્રોધ અને લોભ એ નરક નાં પ્રવેશદ્વાર છે.
અને આ ત્રણે જો હાજર હોય તો રામ-રાજ્ય કેવી રીતે થાય?

રામરાજ્ય ની સ્થાપના પહેલાં બે યુદ્ધ લડાય છે.એક લંકા માં ને બીજું અયોધ્યામાં.
એક રામજી લડે છે અને બીજું ભરતજી લડે છે.રામજી નું યુદ્ધ બાહ્ય છે,ભરતજી નું યુદ્ધ આંતરિક છે.
શ્રીરામ કામ-વાસના માટે લડીને વિજય મેળવે છે,ભરતજી લોભવાસના માટે લડી ને જીતે છે.
અને આ બે જીત થયા પછી જ રામ-રાજ્ય થાય છે.

“કામ-વાસના” નું પ્રતિક,શૂર્પણખા અને રાવણ છે,
“લોભવાસના”નું પ્રતિક મંથરા ને કૈકેયી છે.
લોભ-વૃત્તિ પોતાના સ્વાર્થમાં બીજા ઓ વિચાર કરતી નથી,કામ-વૃત્તિ પોતાના અહંકાર માં મસ્ત છે,અને
પોતાના અહંકાર ની સામે જે આવે તેનો નાશ કરવા,તત્પર હોય છે.

લોભ ની સામે લોભ લડે તો કોઈ એક લોભ તો જીતે જ અને લોભ કાયમ રહે,
પણ જો,લોભ ની સામે ત્યાગ લડે તો તો જ લોભ ને હરાવી શકાય.
શ્રીરામે જો લોભ રાખી કહ્યું હોત કે હું વનમાં ના જાઉં,ગાદી પર મારો હક્ક છે,તે તેમણે કોઈ કાઢનાર નહોતું,
પણ એ લડાઈ લોભ ની કહેવાત અને વિજય પણ લોભ નો જ થાત અને રામ-રાજ્ય ના થાત.
એવી જ રીતે કામ ની વિરુદ્ધ વૈરાગ્ય લડે તો જ કામ હારે.અને એટલે જ રાવણ નો પરાજય નિશ્ચિત છે.

શ્રીરામ પિતાની આજ્ઞા સત્ય છે કહી એનું પાલન કરવા રાજપાટ છોડી ને વનમાં જાય છે,ત્યારે,
ભરત એ જ પિતાની આજ્ઞા પાળવાની ના કહે છે.

ભરત કહે છે કે-હું ગાદી પર બેસું તો સત્ય નો નહિ પણ અસત્ય નો વિજય થશે.
અસત્ય-વાદી મંથરાનો જ વિજય થશે,તેનો સંકલ્પ પુરો થશે અને પિતાજી નો સંકલ્પ અધુરો રહી જશે,

પિતાજી એ શ્રીરામને ગાદી પર બેસાડવાનું રાજસભાને અને આખી પ્રજાને “વચન” આપ્યું હતું,
શ્રીરામને પણ એ વાતની (વચન ની) ખબર હતી,
તો પછી, પિતાજી નું એ વચન સાચું? કે,બળાત્કારે લેવાયેલું વચન સાચું?

સત્ય ક્યાં છે ? શબ્દ માં કે ભાવમાં?
પિતાજી નો અધુરો સંકલ્પ પુરો થાય એમાં જ ધર્મ ની રક્ષા છે.
બળાત્કારે લેવાયેલ વચન ની રક્ષા એ તો ધર્મ ના નામે અધર્મ ની રક્ષા છે.
સત્ય ના નામે અસત્ય ની રક્ષા છે.
ધર્મ ને એ રીતે અધર્મનું હથિયાર ન બનવા દેવાય.
ભરતજી ને શ્રીરામ પર પરમ સ્નેહ છે,અને તે ધર્મ ની સાચી સમજ ધરાવતા ધર્મ-નિષ્ઠ પરમ પુરુષ છે.
ભરતજી ખૂબ વિનય-પૂર્વક પણ સ્પષ્ટ-પણે કહે છે કે-અંતકાળે મારા પિતા બુદ્ધિ ખોઈ બેઠા હતા.

શ્રીરામ કહે છે કે-પિતાજી ના વચન નું પાલન કરી હું વનમાં જાઉં છું,એ ધર્મ છે.
ભરતજી કહે છે કે-પિતાજી નું વચન નહિ માની ને હું ગાદીએ ન બેસું એ ધર્મ છે.
આમાં સાચું શું? તો મહાપુરુષો કહે છે કે-સાચું એ છે કે-“સ્વાર્થ-ત્યાગ” એ જ “ધર્મ”.

શ્રીરામ એવો નિર્ણય કરે છે કે-જેમાં એમને ત્યાગ કરવો પડે છે,
અને ભરત જે નિર્ણય કરે છે તેમાં પણ તેમને ત્યાગ કરવો પડે છે.
ત્યાગ એટલેજ ધર્મ,ત્યાગ-નિષ્ઠા એટલે જ ધર્મ-નિષ્ઠા,એ જ સત્ય-નિષ્ઠા.
ધર્મ હંમેશા સ્વાર્થ ના ત્યાગ ની જ પ્રેરણા કરે છે.

અને આ સ્વાર્થ-ત્યાગ એજ રામ-રાજ્ય નો પાયો છે.મૂળ છે.
અને આ પાયા પર જ ચિત્રકૂટમાં ભરતે અને શ્રીરામે રામ-રાજ્ય ની સ્થાપના કરી છે.

<u>અયોધ્યા-કાંડ-સમાપ્ત</u>.

**<u>અરણ્યકાંડ</u>**

શ્રી રામચંદ્ર,સીતાજી ને લક્ષ્મણજી ચિત્રકૂટમાં નિવાસ કરી રહ્યા છે.
તેમનાં દર્શન કરવા,અને તેમની સાથે જ્ઞાન-ચર્ચા કરવા,દૂરદૂરથી ઋષિ-મુનિઓ તેમની પર્ણકુટી માં આવે છે.
જેમનું મન પ્રભુ-ભાવ થી ભીનું છે,તેને તેને રામજી ના ચરણમાં અને રામજી નાં દર્શનમાં સુખ નો અનુભવ થાય છે, દેવો વિચારે છે કે હવે પોતાનું કામ થશે,રાવણ નો સંહાર થશે,અને ભયમુક્ત થવાશે –એ વિચારથી પ્રસન્ન છે અને એશ-આરામ માં મસ્ત રહે છે.

ઇન્દ્ર ને જયંત નામનો દીકરો હતો,અતિ ભોગ વિલાસ અને સાહ્યબી ના જોરે તે જ્યાં-ત્યાં ભમતો રહેતો,
એ વિચારે છે કે-"શા સારું દેવો રામની આટલી ખુશામત કરે છે?મને તો એ સામાન્ય માનવી લાગે છે,અને સીતા,પણ એક સામાન્ય બાઈ લાગે છે,મને તો એમના માં કોઈ પ્રભુત્વ જેવું દેખાતું નથી."

આવો વિચાર કરી એને રામ-સીતાના પ્રભુત્વ ની પરીક્ષા કરવાની ઈચ્છા થઇ,અને તે ચિત્રકૂટમાં પરીક્ષા કરવા આવ્યો.સ્વભાવ અને સંસ્કાર,જન્મ થી જ માણસમાં આવે છે.ભોગ-વિલાસ માં ઉછરેલા ની બુદ્ધિ, વ્યાપક તત્વ નો વિચાર કરી શક્તિ નથી,એ એના જ કુંડાળા માં રમે છે.
જયંત અહમથી વિચારે છે કે-રામ-સીતા વળી શું છે?સમર્થ તો હું છું.
તુલસીદાસજી કહે છે કે-કીડી,સમુદ્રનો તાગ લેવા દોડી.

સીતાજી સ્નાન કરતાં હતાં ત્યાં જયંત કાગડો થઈને પહોંચી ગયો,અને સીતાજી ના પગમાં ચાંચ મારી દીધી. સીતાજી તો દયાની મૂર્તિ છે,તેમણે તો જયંત ને ક્ષમા આપી દીધી,પણ રામચંદ્રજી,જયંતને ઓળખી ગયા, અને જયંતની આ દુષ્ટતા જોઈને અપ્રસન્ન થયા.મોટા કુળ નો છોકરો અને લાડ-કોડ માં ઉછરેલો,એ આવા અલગારી-વેડા કરે તે સીતાજી સહી લે પણ,રામજી થી આ સહન થયું નહિ,એટલે તેને પાઠ ભણાવવાનું નક્કી કર્યું.તેમણે એક તણખલું ઉપાડી તેનું બાણ કરી ને જયંત પર છોડ્યું,અને એકદમ એ બાણ અગ્નિરૂપ થઇ ને જયંત ની સામે ધસ્યું.જયંત ત્યાંથી ભાગ્યો,પણ ભાગીને જાય ક્યાં?

હવે,જયંતે પોતાનું મૂળ-રૂપ ધારણ કર્યું હતું ને વિચારે છે કે-મારો બાપ તો દેવોનોદેવ છે એટલે મારું રક્ષણ કરશે,એમ સમજી ને "બચાવો-બચાવો" ની બૂમો પડતો તે ઇન્દ્ર ની પાસે પહોંચ્યો.ઇન્દ્ર ને ખબર પડી કે તેની પાછળ રામજી નું બાણ પડયું છે.અને રામના બાણ ની મહત્તા ઇન્દ્ર જાણતો હતો,

બાપ હંમેશાં લાડ માં ઉછરેલા પુત્ર નો બચાવ કરતો હોય છે,પણ કજીયો,પોતાને માથે આવી પડે, તો બાપ પણ આઘો ખસી જાય છે.અત્યારના જમાનામાં પણ બાપ છાપામાં જાહેર-ખબર આપી દે છે કે-છોકરો અમારા કહ્યામાં નથી,માટે તેની સાથે કોઈએ લેવડ દેવડ કરવી નહિ,અમે જવાબદાર નથી.

ઇન્દ્રે જોયું કે-જગદંબા જાનકીજી ની આમન્યા નો જયંતે ભંગ કર્યો છે,અને રામજી નો અપરાધ કર્યો છે, એટલે તેણે દીકરાને કહી દીધું કે-મારા ઘરમાં તું નહિ,તું તારું ફોડી લે,તારી ખાતર રામજીની સાથે કજીયો વહોરી લેવા હું તૈયાર નથી.
જેના પર રામજી કોપ્યા હોય,તેની માતા મૃત્યુ સમાન,પિતા યમરાજ સમાન,અને અમૃત ઝેર સમાન થાય છે, રામજી થી વિમુખ થાય તેને કોઈ સંઘરે નહિ.મારાથી તો શું બીજા કોઈનાથી પણ તને હવે રક્ષણ નહિ મળે. તારું ભલું જ ચાહતો હો,તો રામજી ના જ શરણે જા,એમની માફી માગ,રામજી પરમ દયાળુ છે,તે દયા કરશે.

જયંત ને હવે સાન આવી,ને રામજી ના સામર્થ્ય નો હવે તેંને ખ્યાલ આવ્યો.જેની શક્તિ પર પોતે મુસ્તાક હતો તેવા તેના પિતા પણ તેનો બચાવ કરવા અસમર્થ હતા.

પાછળ ધસી આવતા બાણ ને,શ્રી રામની આણ દઈ એણે કહ્યું કે-હું રામજી ના ચરણ માં જઈ ને,તેમનું શરણું લઉં ત્યાં સુધી તુ થોભી જા.
જયંત ત્યાંથી દોડતો રામજી ની પાસે પાછો ફર્યો ને રામજી ના ચરણ માં ઢગલો થઇ ને પડ્યો.અને રડીને કરગરવા લાગ્યો કે-પ્રભુ,મારી ભૂલ થઇ છે મને ક્ષમા કરો,હું માતાજી ને ઓળખી શક્યો નહિ, મેં સમતા ગુમાવી હતી,ને વિવેક ગુમાવી, હું ભાન ભૂલ્યો હતો,હું તમારા શરણે આવ્યો છું,ક્ષમા કરો.

રામજી તો મહા-કૃપાળુ છે,એમનું શરણું લેનાર મહા-પાપી હોય તો પણ તરી જાય છે.
તેમણે જયંતને કહ્યું કે-"મારું બાણ ખાલી પાછું નહિ ફરે,પણ તારો જીવ લેવાને બદલે તેરી એક આંખ લઇ લેશે." અને જયંત એક-ચક્ષુ થઇ ગયો.જીવ ના ગયો,આંધળો ન થયો,એ માટે પ્રભુનો પાડ માન્યો.

જેની આંખોમાં વિષમતા છે,એનું મન બગડે છે.પણ જે માત્ર એક આંખ થી જગતને જુએ,એટલેકે, જગત ને એક જ ભાવથી જુએ,સમાન ભાવથી જુએ તેનું મન બગડતું નથી.
ભગવાન શ્રીરામે જયંતની એક જ આંખ ફોડી,તેને સજા નથી કરી પણ સમાનતા નો પાઠ ભણાવ્યો છે.
મનુષ્ય ને પ્રભુ વારંવાર પાઠ શીખવે છે,છતાં તે સુધરતો નથી અને પછી,તેને શિક્ષા થાય છે.
પાઠ થી સુધરી જાય તે ખાનદાન અને પાઠ થી સુધરે નહિ તે દૈત્ય.

રાવણ ઉંચા કુળમાં જન્મ્યો છે પણ એનો અહમ,તેને પાઠ શીખવાની ના પાડે છે,
વાલીએ એને પાઠ શીખવ્યો હતો,સહસ્ત્રાર્જુન અને બલિરાજા એ પણ પાઠ શીખવ્યો હતો પણ છતાં તેને કોઈ પડી નહોતી. રામજી એ પણ તાડકા,મારીચ,સુબાહુ ની શિક્ષા દ્વારા પાઠ ભણાવ્યા હતા,
વળી,યુદ્ધ પહેલાં હનુમાન અને અંગદ દ્વારા પણ પાઠ ભણાવ્યા હતા,
પણ અહમ ના જોરે જેને શીખવું નથી તેને કોણ શીખવી શકે?

શ્રીરામે જયંત ને પાઠ શીખવ્યો એમ એનું જ શ્રેય હતું. શ્રીરામની લીલા માનવ-સમાજના કલ્યાણ માટે થઇ છે,શ્રીરામ કેવળ રાવણ ને મારવા નહિ પણ માનવ-જીવન ને શિક્ષણ આપવા આવ્યા છે,

શ્રીરામ વનમાં રહી ને તપ કરે છે,પણ આપણને તપ કરવું ગમતું નથી.
તપ ન કરે તો તપ ને ઉલટાવો તો જેમ પત થાય છે ,તેમ મનુષ્ય નું પતન થાય છે.
વાસનાના ચક્કરમાં ફસાય છે,ને પછી છૂટી શકાતું નથી,તપ વગર વાસનાનો વિનાશ થતો નથી.
માનવ-સમાજ માં રહી "સામાન્ય" થવું સહેલું છે,પણ "અસામાન્ય" થવું અઘરું છે,
એટલા માટે જ સંતોએ વરસમાં થોડો વખત પણ વનમાં ને એકાંત માં જઈને સાધના કરવી એમ કહ્યું છે.

ગૃહસ્થ નું ઘર એ ભોગ ભૂમિ છે,ઘરમાં વાસના અને ભોગના પરમાણુઓ રહેલા છે, એટલે ઘરમાં રહી સાધનામાં સમતા રહેતી નથી,વિષમતા આવી જ જાય છે.અને વિષમતામાં થી વેર નો આવિર્ભાવ થાય છે.
ઘરમાં ભક્તિ થાય પણ સાધનામાં વાસનાના પરમાણુઓ ને લીધે વિક્ષેપ પડે છે.
ભૂમિ ના પરમાણુઓ પણ માનવીના મનમાં ચંચળતા પેદા કરે છે,ભક્તિ માટે પણ સ્થાન શુદ્ધિ ની જરૂર પડે છે.ભૂમિના અને સ્થાનના વાતાવરણ ની અસર મન પર જરૂર થાય છે.

માર્કન્ડેય પુરાણ માં એક કથા આવે છે.
રામ-લક્ષ્મણ જંગલ માં થઈને જતા હતા ત્યાં એક જગ્યાએ ઝાડ નીચે આરામ કરવા બેઠા.
ત્યાં લક્ષ્મણને મનમાં વિચાર આવ્યો કે,કૈકેયીએ રામને વનવાસ આપ્યો છે,મને નથી આપ્યો,પછી હું શું કરવા વનમાં આવ્યો?મારે શા સારું આટલા કષ્ટ ઉઠાવવા જોઈએ?શા માટે રામ-સીતાની સેવા કરવી જોઈએ? આમ લક્ષ્મણ ના મનમાં પહેલી વાર રામ-સીતા પ્રત્યે કુભાવ આવ્યો.

શ્રીરામ,લક્ષ્મણ ના મન ની આ ચંચળતા જાણી ગયા,તેમણે લક્ષ્મણ ને કહ્યું કે-લક્ષ્મણ આ ખેતર ની માટી ઘણી સારી છે,આપણે થોડી માટી સાથે લઇ જઈએ.લક્ષ્મણે માટી નું પોટલું બાંધ્યું.
પોટલું લઇ ને થોડે દૂર ગયા પછી,શ્રીરામે કહ્યું કે-લક્ષ્મણ,પોટલું અહીં છોડી દે.અને
લક્ષ્મણે જેવું પોટલું છોડ્યું એટલે તેમનું મન રામ-સીતાની સેવાના ભાવના વિચારો થી ભરાઈ ગયું.
થોડી વાર પછી રામે કહ્યું કે લક્ષ્મણ પેલું પોટલું લઇ આવ.અને,
લક્ષ્મણે જેવો તે પોટલા ને હાથ અડકાડ્યો કે –તરત તેમનું મન ચંચળ બની ગયું કે-
મારે ભાઈ ની સેવા કરવાની શી જરૂર? હું શું કામ દુઃખ વેઠું છું? અને ફરીથી પોટલું છોડી દીધું તો
મન પાછું હતું તેવું ને તેવું સેવાની ભાવનાવાળું થઇ ગયું.

આવું ફરી ફરી બન્યું એટલે તે મુંઝાણા,તેમણે રામને કહ્યું કે- મને કંઈક થાય છે.
ત્યારે શ્રીરામે કહ્યું કે-હું જાણું છું.પણ તેમા તારો દોષ નથી,દોષ એ ભૂમિનો છે,એ માટી નો છે.
જે ભૂમિ માં જેવાં કામ થાય તેવા તેના પરમાણુઓ ત્યાંની ભૂમિ માં અને વાતાવરણમાં રહે છે.
એમ કહી ને રામ તે ભૂમિ ની કથા કહે છે.

શ્રીરામ કહે છે કે-એ ભૂમિ પર એકવાર સુંદ અને ઉપસુંદ નામના બે ભાઈઓ રહેતા હતા.
તેમની તપશ્ચર્યા થી બ્રહ્માજી પ્રસન્ન થયા,ત્યારે તેમણે માગ્યું કે-"અમે કદી મરીએ નહીં,તેવું વરદાન અમને આપો" બ્રહ્મા કહે છે કે-"તમારી માગણી પર કંઇક તો અંકુશ રાખો! "
બંને ભાઈઓ વચ્ચે ખૂબ જ પ્રેમ અને હળી-મળી ને રહે-કે એમને થયું કે-"આપણી બંને ની વચ્ચે તો કદી ઝગડો-કજીયો તો કદી થવાનો જ નથી.તેથી તેમણે માગ્યું કે-
"મહારાજ,અમે બે ભાઈઓ વચ્ચે ઝગડો થાય,અને અમે બાઝીએ તો જ અમારું મરણ થાય,બાકી તે સિવાય ક્યારે ય કદી અમારું મૃત્યુ થાય નહીં તેવું વરદાન અમને આપો" બ્રહ્માએ કહ્યું –તથાસ્તુ.

બંને ભાઈઓ મહા શક્તિશાળી હતા,શક્તિ નો સદુપયોગ કરે તે દેવ અને દુરુપયોગ કરે તે દૈત્ય.
બંને ભાઈઓએ શક્તિનો દુરુપયોગ કરવા માંડ્યો.દેવોને એમણે ખૂબ જ ત્રાસ આપવા માંડ્યો.
દેવો છેવટે બ્રહ્માજી ને શરણે ગયા.બ્રહ્માજી એ તિલોત્તમા નામની અપ્સરાને કહ્યું કે-તું જા,અને આ બંને ભાઈઓ વચ્ચે ઝગડો કરાવ. તેથી તે તિલોત્તમા-અપ્સરા આ બંને ભાઈઓ પાસે આવી.

તિલોત્તમા નું રૂપ જોઈ ને બંને ભાઈઓ એક સાથે બોલી ઉઠયા કે-"હું આને પરણું"
સુંદ કહે છે કે-"એ મારી છે." ત્યારે ઉપસુંદ કહે છે કે-"જરા વિચારીને બોલ એ તારી ભાભી છે."
આમ બંને ઝગડવા માંડ્યા.તેમણે તિલોત્તમા ને પૂછ્યું તો તે કહે કે-તમારા માંથી જે બળીયો હશે તેને હું પરણીશ. હવે બંને માં બળીયો કોણ ? એતો બાઝ્યા વગર કેમ નક્કી થાય?
એટલે બંને ભાઈઓ એવા લડ્યા કે બંને લડી ને મર્યા.
ત્યારથી એ જમીનમાં ભાઈ-ભાઈ ના ઝગડાના,દ્વેષ ના સંસ્કાર ઉતરી આવ્યા છે,
ને મનુષ્ય ના મન પર તેની અસર થાય છે.

આમ જ ગૃહસ્થના ઘરમાં પણ કામ ના પરમાણુઓ રહેલા છે,એટલે ત્યાં મનુષ્ય ભક્તિ માં પણ સ્થિર ના થઇ શકે.અને એટલા જ માટે ઋષિ મુનિઓ વનમાં જઈ ને તપ કરવાનું કહે છે,અને એ તપ વૃદ્ધાવસ્થા માં નહિ પણ યૌવન અવસ્થામાં કરવું જોઈએ.વૃદ્ધાવસ્થામાં શરીર શિથિલ થઇ ગયા પછી કંઈ થઇ શકતું નથી, શરીર ભાંગ્યા પછી ડાહ્યો થાય તે સાચો ડાહ્યો નથી,માટે માં જ યૌ"વન" માં જ "વન"માં જવાની જરૂર છે, રામજી એ યુવાન અવસ્થામાં જ વનમાં જઈ ને તપ કર્યું છે.

મન નિર્વિષયી બને તો મુક્તિ છે,અને મન વિષયી બને તો બંધન છે.
વિષયો નું ચિંતન કરતાં મન વિષયાકાર બની જાય છે,અને મન વિષયાકાર થાય તો તે બંધન નું કારણ

બને છે.અને એક વાર બંધાયો કે પછી પરમાત્માના સ્વરૂપ નું ચિંતન થઇ શકતું નથી.
વ્યાસ ભગવાન ના શિષ્ય જૈમિની નું દૃષ્ટાંત આ બાબતે સમજવા જેવું છે.

જૈમિની ઋષિ યુવાવસ્થા માં જ મહા-તપસ્વી તરીકે સિદ્ધ થયા હતા.જેવી તેમની તપસ્યા તેવું જ તેમનું જ્ઞાન હતું.જ્ઞાન અને જપ દ્વારા ઇન્દ્રિયો પર તેમણે કાબુ મેળવ્યો હતો.પોતાની સિદ્ધિ નું તેમણે ભારે અભિમાન હતું.

વ્યાસજી જયારે ભાગવત લખતા હતા,તે લખાઈ જાય ત્યારે તે લખેલું, જૈમિનીને જોઈ જવા આપતા,
એક વાર જૈમિની એ ભાગવત માં આ શ્લોક વાંચ્યો-"બલવાન ઇન્દ્રિયગ્રામો,વિદ્વાસમ અપિ કર્ષતિ"
(ઇન્દ્રિયો એટલી બળવાન છે કે-ભલભલા વિદ્વાનો ને પણ ચળાવી દે છે.)
આ વાંચી જૈમિની ને લાગ્યું કે વ્યાસજી ની અહીં ભૂલ છે.
"કર્ષતિ" એટલે કે "ચળાવે છે" ને બદલે "અપ કર્ષતિ" એટલે કે "ચળાવી નથી શકતી" તેમ હોવું જોઈએ.
કારણકે-હું મહા વિદ્વાન છું અને મને તો ઇન્દ્રિયો ચળાવી શકતી નથી.
એટલે તેમણે વ્યાસજી ને વાત કરી.વ્યાસજી એ સૌમ્ય-ભાવે કહ્યું કે-જે લખાયું છે તે બરોબર જ છે.

એક દિવસ એવું બન્યું કે-જૈમિની સંધ્યાવંદન કરી તેનું જળ બહાર નાખવા આશ્રમમાંથી બહાર આવ્યા,
ત્યારે તેમણે એક યુવતિ ને ઝાડ હેઠળ વરસાદમાં ભીંજાતી જોઈ,તેમને દયા આવી,અને તે યુવતિ ને કહ્યું-કે-શા સારું બહાર ભીંજાઓ છો,અંદર આશ્રમ માં આવી વિશ્રામ કરો.
ત્યારે તે યુવતિ એ કહ્યું કે-પુરુષો નો મને વિશ્વાસ નથી.
જૈમિની કહે છે કે-હું પૂર્વ-મીમાંસા નો આચાર્ય જૈમિની ઋષિ,ને મારો વિશ્વાસ નહિ?મારા જેવા તપસ્વી અને જ્ઞાનીનો વિશ્વાસ નહિ કરો તો કોનો વિશ્વાસ કરશો?

હવે તે સ્ત્રી આશ્રમ માં આવી,પણ તેનું રૂપ જોઈ ને જૈમિની ચક્કરમાં પડી ગયા,
તેમણે તે યુવતી ને પૂછ્યું કે –તમારું લગ્ન થયેલું છે? સ્ત્રીએ "ના" પાડી,
કે તરત જ જૈમિની એ એને પરણવાની દરખાસ્ત મૂકી.
યુવતિ કહે છે કે-મને પરણવામાં વાંધો નથી,પણ મારી અને મારા પિતાની પ્રતિજ્ઞા વચમાં આવે છે !!
મેં પ્રતિજ્ઞા કરી છે કે-જે પુરુષ ઘોડો બની મને તેના પર સવાર કરાવી અને શંકરજી ના મંદિરે લઇ જાય,
તેને મારે પરણવું.અને મારા બાપુએ એવી પ્રતિજ્ઞા કરી છે કે-જે પુરુષ મોઢું કાળું કરીને મારા હાથ ની માગણી કરવા આવે એને જ જમાઈ તરીકે સ્વીકારવો.હવે તમે જ કહો, તમારાથી આવું બને.??

જૈમિની વિચારે છે કે –આ મળતી હોય તો આમાં શું વાંધો? એટલે તેમણે કહ્યું કે-બને,શા સારું ના બને?
પછી તો જૈમિની મોઢું કાળું કરી ને ઘોડો બન્યા અને પેલી યુવતિ તેમના પર સવાર થઇ.
અને શંકરજી ને મંદિરે પહોંચ્યા,તો ત્યાં ઓટલા પર વ્યાસજી બેઠા હતા,
તેમણે આ દૃશ્ય જોઈ ને,જૈમિની ને પૂછ્યું કે-કાં,જૈમિની,કર્ષતિ કે નાપકર્ષતિ?
હવે જૈમિની ભાન માં આવી ગયા અને કહે છે કે-કર્ષતિ.

વિવેક-શૂન્ય બનેલો મનુષ્ય મોઢું કાળું જ કરે છે,પછી ભલે ને તે તપસ્વી હોય,એની તપસ્યા ની આગ ઠરી જાય છે, જૈમિની જેવા જ્ઞાની ગાફેલ થયા કે-તેમની આવી દશા થઇ,તો સાધારણ માનવી નું તો શું ગજું?
એક ક્ષણ પણ સમતા ગુમાવી કે વિવેક-શૂન્યતા માથા પર સવાર થઇ જ જાય છે.બંધન ઉભું થાય છે.

મન બાંધે છે અને મન છોડે પણ છે.મન પરમાત્મા માં ભળે ત્યારે છોડે છે,ને વિષયોમાં,વાસનામાં ભળે ત્યારે બાંધે છે, જેમ,એક જ ચાવી,તાળા ને વાસે છે અને ઉઘાડે છે,તેમ એ એક જ મન,વાસનાને આધીન બને ત્યારે બંધન નું કારણ બને છે અને પરમાત્મા ને આધીન બને ત્યારે મુક્તિ નું કારણ બને છે.

ભરત ના ગયા પછી, રામજીએ  થોડો વખત ચિત્રકુટમાં નિવાસ કર્યો અને પછી તે સ્થળ નો પણ ત્યાગ કર્યો.દક્ષિણ માં દંડકારણ્ય તરફ જવાની તેમની ઈચ્છા હતી,ત્યાં અનેક ઋષિ-મુનિઓના આશ્રમો હતા.
અને રાક્ષસો તેમને પજવતા હતા એવા ખબર પણ તેમણે મળ્યા હતા.તેથી ત્યાં જવા નિશ્ચય કર્યો.

ચાલતાં ચાલતાં વચ્ચે તેઓ અત્રિ ઋષિ ના આશ્રમ માં આવ્યા,રામજી ને વગર બોલાવ્યે પોતાના આશ્રમ માં આવેલા જોઈ ને અત્રિ-ઋષિ અને ઋષિ-પત્ની અનસૂયા ને અત્યંત આનંદ થયો.
શ્રીરામને ઉંચા આસન પર બેસાડી ને તેમણે રામજી ની સ્તુતિ અને પ્રાર્થના કરી.

“ભગવાન,તમે ભક્ત-વત્સલ છો,કૃપાળુ છો,કોમળ સ્વભાવવાળા છો,હું આપને નમું છું, આપનાં ચરણ-કમળ, નિષ્કામ પુરુષો ને સ્વ-ધામ નું દાન કરનારાં છે,હું એ ચરણ-કમળ ને ભજું છું.
હે શ્યામ-સુંદર,હે ભવસાગર ને મંથનારા મંદરાચળ,હે ઉઘડેલા કમળ જેવા લોચન વાળા,
હે મદ-મત્સર વગેરે દોષો ને હણનારા,હું તમને પ્રણામ કરું છું.

અત્રિ-ઋષિ એ કરેલી રામજી ની સ્તુતિ અતિ સુંદર છે.
અત્રિ-ઋષિ ના પત્ની અનસૂયા મહાન તપસ્વીની હતાં.તેમની તપસ્યા અદભૂત હતી.
એકવાર જયારે દેશમાં દશ વર્ષ સુધી લાગલગાટ,દુકાળ પડેલો,ત્યારે નદી-નાળાં સુકાઈ ગયા,
અનાજ નો દાણો તો શું,ક્યાંય લીલું પાંદડું પણ જોવા મળતું નહોતું,મનુષ્યો અને પશુ-પંખી ના દુઃખ નો પાર નહોતો,જીવો ને જીવવાનું મુશ્કેલ બની ગયું.

ઋષિ-મુનિઓ સર્વ ભેગા થયા,ને શું કરવું તેનો વિચાર કરવા લાગ્યા.
બધા એવા નિર્ણય પર આવતા હતા કે,આ ભૂમિ પર પ્રભુ ની કૃપા નથી,આ ભૂમિ અભિશપ્ત છે,માટે આ ભૂમિનો ત્યાગ કરીને ચાલ્યા જવું,એવે વખતે સતી અનસૂયા ત્યાં આવ્યાં.અને ઋષિઓની વાતો સાંભળી તે ચૂપ રહી શક્યા નહિ, અને તેમણે ઋષિ-મુનિઓ ને સીધો જ પ્રશ્ન કર્યો કે-
તમારા જેવા ઋષિ-મુનિઓ અહીં રહે છે તો આ ભૂમિ હજી અભિશપ્ત કેવી રીતે રહી?પ્રભુ ની કૃપા આ જમીન પર કેમ નથી થઇ?દુનિયામાં કોઈ સ્થળે નથી એટલા તપસ્વીઓ અને ઋષિ-મુનિઓ જો આ ભૂમિ પર તપ કરે છે,યજ્ઞ-યાગ કરે છે,છતાં આમ કેમ?સર્વનું તપ હજુ ઓછું છે? કે પછી સર્વ ના તપમાં કંઈ ખામી છે?

આ શબ્દો સાંભળી આખી સભા થરથરી ઉઠી.ત્યારે અનસૂયા આગળ કહે છે કે-
હે મુનિવરો,હું કોઈનો યે દોષ કાઢવા માગતી નથી,હું પોતાના સિવાય કોઈનાયે દોષ જોતી નથી,પણ હું માત્ર એટલું જ કહેવા આવી છું કે-આજે જીવ-માત્ર પર દૈવ નો ભયાનક કોપ વરસી રહ્યો છે,એ કોપ માંથી તેમને બચાવવા એ આપણો ધર્મ છે,એટલે હું આ સ્થાન છોડી ને ક્યાં જવાની નથી,એ મારો નિશ્ચય છે.
વધુ,આકરું તપ,એ જ શબ્દ આજે મને સર્વ શક્તિમાન લાગે છે.

અનસૂયા ના પતિ પણ સભામાં હાજર હતા,તેમણે પણ કહ્યું કે-અનસૂયા ના વચન પર મને વિશ્વાસ છે,આ સંકટ નો એક જ ઉપાય છે, “તપ”
હવે બધા જ ઋષિઓ એક સાથે બોલી ઉઠયા કે-તપસ્વી ને તપ માં ડર કેવો?
અને બધા જ તપ માં લાગી ગયા.અનસૂયા એ પણ ઉગ્ર તપશ્ચર્યા કરી,અને ભાગીરથી ને પ્રાર્થના કરી.
છેવટે મા એ કૃપા કરી અને મા ભાગીરથી ત્યાં પ્રગટ થયા.ખળખળ કરતો મંદાકિની નો પ્રવાહ વહેવા માંડ્યો.ખોબા માં જળ લઇ,અનસૂયા એ ભગવાન સૂર્યનારાયણ ને અંજલિ આપી અને
ભગવાન શંકર નો જળાભિષેક કર્યો છે.સર્વ જીવો માં પરમાનંદ થયો છે.

ઋષિઓ અને અનસૂયાની જીવન દૃષ્ટિ નો મોટો તફાવત એ છે કે-
<u>ઋષિમુનિઓ બીજા નો દોષ જુએ છે જયારે અનસૂયા પોતાનો દોષ જુએ છે.</u>એમના માં ઈર્ષા કે અસૂયા નથી

એટલે જ તે અનસૂયા છે.અને એટલે જ તે તપમાં સિદ્ધિ મેળવે છે.
અસૂયા ના હોવી એ જ મોટી તપસ્યા છે.અસૂયા વાળો જીવ ઈશ્વરની નજીક જઈ શકતો નથી,
ભક્તિ કે તપસ્યા કરી શકતો નથી.જેનામાં દોષ-દૃષ્ટિ નથી,તે જ પ્રભુ ને નિહાળી શકે છે.
દોષ-દૃષ્ટિ વાળો બીજાઓના છિદ્રો-દોષો શોધવામાં પડે છે અને એમ કરીને પોતાની બુદ્ધિ ભ્રષ્ટ કરી મૂકે છે.
જે બીજાના દોષો નું ચિંતન કરે છે,તેને પ્રભુનું ચિંતન કરવાની રુચિ થતી નથી.

અસૂયા વાળી બુદ્ધિથી પ્રભુ દૂર રહે છે,પણ અનસૂયા વાળી બુદ્ધિ ના બારણાં આગળ આવીને ભગવાન જાતે દર્શન આપે છે,ભગવાન તેને ત્યાં અતિથી થઈને આવે છે.
શ્રીરામ વગર આમંત્રણે,માર્ગ પૂછતા અત્રિ ના આશ્રમ માં આવ્યા છે,અત્રિ અનસૂયા ના પતિ છે.
અત્રિ-એટલે ત્રણે ગુણો (રાજસિક-સાત્વિક-તમ્સ્ક) થી પર છે તે.
ગીતાજી માં ભગવાને કહ્યું છે કે-હે અર્જુન તુ ત્રણે ગુણો થી પર થા.
માનવ જો ત્રણે ગુણો થી પર થાય તો-જીવ અને શિવ નું ઐક્ય થાય છે.

જીવ જયારે શિવ ને મળવા આતુર થાય,એના વિના તરફડે,એની દશે ઇન્દ્રિયો,મન,બુદ્ધિ અને અહંકાર –
એ બધું જ ઈશ્વરમાં સમર્પિત કરી નાખે- ત્યારે પ્રભુ તેને મળવા દોડે છે.
પ્રભુને પાર્થિવ શરીરથી મળવું શક્ય નથી. આ શરીર તો મલિનતા નો ભંડાર છે,નવ છિદ્રોવાળું આ શરીર કદાચ બહારથી કોઈને રૂપાળું લાગે પણ જેનામાં જોવા ની દૃષ્ટિ છે તેને તો એ ચીતરી ચડે એવું લાગે છે.
મળ,મૂત્ર,કફ,લીંટ,માંસ,રુધિર –એ બધા પદાર્થો જોઈ તેના તરફ માત્ર ધૃણા જ થાય છે.
પણ જીવ જયારે શરીર થી "પર" થાય ત્યારે પરમાત્મા ની તેના પર કૃપા થાય છે,
શરીર થી પર થવા માટે ત્રણે ગુણો થી પર થવાનું. અત્રિ થવાનું.

સાત્વિકતા થી પણ ઉંચે ઉઠવાનું,સાત્વિકતા થી પણ "પર" થવાનું.
સાત્વિકતા,સત્વગુણ પણ મનુષ્ય ને બાધક બને છે અને બંધન માં નાખે છે.
ત્રણે ગુણો ને ઓળંગીને મન નો સંબંધ પરમાત્મા જોડે કરવાનો છે.મનુષ્ય ત્રણે ગુણોથી "પર" બને,
ત્યારે જ બ્રહ્મ-સંબંધ થાય છે,બ્રહ્મ-સંબંધ એ મન ની ક્રિયા છે,શરીર ની ક્રિયા નથી.

રામાયણ માં સાત્વિક,રાજસિક અને તામસિક –એ ત્રણે ગુણોના દાખલા આપ્યા છે.
વિભીષણ સત્વગુણ,રાવણ રજોગુણ અને કુંભકર્ણ એ તમોગુણ નું સ્વરૂપ છે.
આ ત્રણ ના ચરિત્રો જોઈને અને તેમના ગુણ નો વિચાર કરવામાં આવે તો આપણે કોના જેવા છીએ એની ખબર પડે.આ ત્રણ ના ઉપરાંત આ ત્રણે ગુણો થી પર એવા ચોથા છે-અત્રિ-ઋષિ.
મનુષ્ય અત્રિ થાય તો પ્રભુ તેના ઘેર પધારે,વિભીષણ થાય તો પભુ શરણમાં લે, રાવણ થાય તો પ્રભુ તેનો નાશ કરે અને કુંભકર્ણ થાય તે પોતે જ પોતાનો નાશ કરે.

વધારે પડતો આરામ અને વધારે પડતો આહાર કરવાથી માનવી નું મન બગડે છે.
રજાને દિવસે,માનવી વધુ ખાય અને વધુ ઊંઘે છે પણ વધુ ભક્તિ કરતો નથી. રજાનો દિવસ પ્રમાદમાં ને બીજાની કુથલી ને નિંદામાં જાય છે,આજના યંત્રયુગમાં બેસી રહેવું ગમે પણ કામ કરવું કોઈને ગમતું નથી, પછી ભક્તિ નો વાત જ ક્યાંથી?

પ્રમાદીપણું,કામચોરી અને અતિઆહાર –એ બધા કુંભકર્ણ ના ગુણો છે (તમોગુણી)
એના કરતાં રાવણ થોડો સારો છે,એ તપ કરે છે,જ્ઞાની છે,શિવજી નો ભક્ત છે,પરંતુ એ કામ,મદ,દર્પ નું રૂપ છે. ઇન્દ્રિય-સુખો માટે અને શરીર-સુખો માટે જે કામ કરે છે તે રજોગુણી છે.
ઇન્દ્રિયો નું સુખ તો પશુ પણ ભોગવે છે,જે આનંદ માનવ ને મીઠાઈ ખાતાં મળે તેવો જ આનંદ ઘોડા ને ઘાસ ખાતાં મળે છે,કે ભુંડ ને વિષ્ટા માં મળે છે.શ્રીમંત શેઠીયા ને જે આનંદ ગાદીમાં આળોટવાથી મળે છે તેવો જ

આનંદ,ગધેડાને ઉકરડામાંથી આળોટવામાં મળે છે.

સંતો કહે છે કે-કોઈને પણ તુચ્છ કે હલકો સમજશો નહિ,હું શ્રેષ્ઠ છું ને બીજા હલકા છે,કે પછી હું જ જે કહું છું તે સાચું છે,એવો ઘમંડ કરવો નહિ.કોઈના પ્રત્યે કુભાવ,કે ઈર્ષા કરવી નહિ,ને કોઈનું સુખ જોઈને જીવ બાળવો નહિ,

પગે ચાલનારો,મોટરમાં ફરનારા ને સુખી માની ને મનમાં બળે છે,ને પોતાનું જે સુખ છે તેનું દુઃખ કરી મૂકે છે.કુભાવ મન ને બગાડનારો છે,કુભાવ આવી જાય પછી ભક્તિ થઇ શકતી નથી.
કોઈ પણ જીવ સાથે તો શું,કોઈ જડ પદાર્થ પ્રત્યે પણ કુભાવ નહિ રાખવાનું શાસ્ત્રો કહે છે.
ગીતાજી માં કહે છે કે-“સર્વમાં સમભાવ રાખવો,”

આ વિષે એક દૃષ્ટાંત વિચારવા જેવું છે.
એક રાજા અને નગરશેઠ વચ્ચે ગાઢ મૈત્રી હતી.નગરશેઠ નો વેપાર હતો ચંદન ના લાકડો વેચવાનો.
પણ એક સમય એવો આવ્યો કે નગરશેઠ નો ધંધો બરોબર ચાલતો નહોતો.મુનીમે કહ્યું કે-આ વર્ષમાં જો પુરતો માલ નહિ વેચાય તો,પેઢી ડૂબી જશે.હવે ચંદન જેવું લાકડું રાજા સિવાય બીજું કોણ લે?
નગરશેઠ તેના સ્વાર્થ માં વિવેક ભૂલ્યો અને તેને વિચાર આવ્યો કે-આ રાજા મરી જાય તો તેને બાળવા ચંદનના લાકડાની જરૂર પડે અને મારો બધો માલ વેચાઈ જાય.

મનુષ્ય ના દિલમાં સ્વાર્થ જાગે છે ત્યારે વિવેક રહેતો નથી.સ્વાર્થ તો દરેકના દિલમાં હોય છે,આપણે શ્વાસ લઈએ છીએ તેપણ સ્વાર્થ છે,પણ સ્વાર્થ બીજા ને નડવો જોઈએ નહિ,તેમાં વિવેક જોઈએ.

શેઠને રાજાના મનમાં કુભાવ આવ્યો,ત્યારે રાજાના મનમાં પણ શેઠ પ્રત્યે કુભાવ આવ્યો,
વિચાર માત્ર ચેતન છે,સારા વિચાર સામા ના દિલમાં સારા વિચાર પેદા કરે અને બુરા વિચાર બુરા વિચાર પેદા કરે.રાજા ને થયું કે આ શેઠ ઝટ મરી જાય તો,એ નિઃસંતાન છે એટલે તેનું ધન મારા ખજાના માં આવી જાય. પણ પછી,રાજા ને થયું કે-મારા મનમાં આવા વિચાર કેમ આવે છે? તેણે શેઠ ને ખુલ્લા દિલે વાત કરી, ત્યારે શેઠ રડી પડ્યો અને તેણે પણ પોતાને આવેલા કુભાવ ની વાત કરી.

રાજા વિચારમાં પડી ગયો અને કહે છે કે-તારે એવો વિચાર કરવો જોઈતો હતો કે રાજા,મહેલનાં બારીબારણાં,રથ –પાલખી ચંદનનાં બનાવે,કે ઠાકોરજી માટે ચંદન નો હિંડોળો બનાવે,તો તારું બધું ચંદન ખપી જાત.અને આમ વાતચીત થતાં બંને નું મન શુદ્ધ થયું અને બંને સુખી થયા.

સર્વ પ્રત્યે સમભાવ રાખવાથી સત્કાર્ય સફળ થાય છે.સર્વ નું કલ્યાણ થાય એ જ સત્કાર્ય.
જીવ-માત્ર ના હિતમાં રત રહેવું,તે સાત્વિકતા-તે સત્વગુણ.અને સત્વગુણ હંમેશાં સત્યને પડખે જ રહેશે.
કુટુંબી જનો અસત્ નો પક્ષ લેતાં હશે તો તેમનો પણ ત્યાગ કરી ને સત્વ-ગુણી સત્યના પક્ષે જશે.
અને વિભિષણે પણ તેમ જ કર્યું,વિભીષણ એ સત્વ-ગુણી છે.

સર્વમાં સદભાવ રાખવો તે ઉત્તમોત્તમ ધર્મ છે.સદભાવ એટલે ઈશ્વરનો ભાવ.
જેનો કદી ક્ષય (નાશ) થતો નથી તે “સદ” (સત્ય) છે.ઈશ્વર સત્ય સ્વરૂપ છે માટે સદભાવ ઈશ્વરનું રૂપ છે.
તેથી તો વ્યાસ ભગવાને ભાગવત ના મંગલાચરણમાં-સત્યં પરં ધિમહિ-કહી સત્ય નું ધ્યાન કરવાનું કહ્યું છે.
સત્યનું ધ્યાન તે બ્રહ્મ-સંબંધ કરાવે છે,અને આ બ્રહ્મ-સંબંધ કરવો કઠણ છે અને
બ્રહ્મ-સંબંધ થાય તો તેને જાળવી રાખવો તો તેનાથી પણ વધુ કઠણ છે.

એકવાર બ્રહ્મા,વિષ્ણુ અને મહેશ,અનસૂયા ની પતિ-ભક્તિ ની કસોટી કરવા બ્રાહ્મણ-અતિથી-રૂપે આવી અને

એમના બારણે ભિક્ષા માટે ઉભા,ને કહે-"ભિક્ષાન દેહિ"
અનસૂયા ભિક્ષા આપવા આવ્યા ત્યારે કસોટી કરવા આવનાર ત્રણે દેવો અનસુયાની કસોટી કરવા કહે છે કે-નગ્ન થઇ ને ભિક્ષા આપો તો અમે લઈએ!
અતિથી ને ભિક્ષા વગર પાછો કઢાય નહિ,તેમ જ લાજ મર્યાદા પણ છોડાય નહિ.
અનસૂયા ધર્મ-સંકટ માં મુકાયાં.પ્રભુ નું શરણ યાચીને એમણે ત્રણેય અતિથીઓ પર જળ ની અંજલિ છાંટી, ત્રણેય દેવો ધાવણાં બાળક બની ગયા.ને માતા અનસૂયા એમણે ઘોડીયામાં નાંખી હીંચોળવા બેઠાં.

શ્રીકૃષ્ણે ગોપીઓ સાથે ચિર-હરણ લીલા કરી હતી.તે લીલા એટલે-"હું સ્ત્રી છું" એવા "હું પણા નું હરણ" "હું પણું" એટલે અહંકાર,અહંકાર નો પડદો દૂર કરીને પ્રભુને અર્પણ થવું એનું નામ ચિરહરણ.ચિર એ વાસના છે,વાસના રહિત થઇ ને પ્રભુ ને અર્પણ થવું, તે ચિર હરણ નો મર્મ છે.

અનસૂયા આગળ પણ દેવો અહમ-ભાવ લઈને,તુ સ્ત્રી અને અમે પુરુષ એવો ભાવ લઈને ગયા હતા.
તો તે હારી બેઠા.અનસુયા એ તેમના અહમ-ભાવ નું હરણ કરી ને નિર્દોષ બાળક બનાવી દીધા.
સતીત્વનો,પતિ નિષ્ઠા નો ને ગૃહસ્થ ધર્મ નો આ પ્રભાવ છે.
ત્રણે દેવીઓ તેમને શોધતી આવી અને તેમણે અને દેવોએ અનસૂયા ની માફી માગી ત્યારે તે દેવો,મૂળ સ્વરૂપ ને પામી શક્યા.તે ત્રણેય દેવો પછી અત્રિ-અનસૂયા ને ત્યાં ભગવાન દત્તાત્રેય રૂપે પ્રગટ થયા.

સતીની પરીક્ષા કે કસોટી થાય નહીં,બ્રહ્મા,વિષ્ણુ અને મહેશ પણ ખોટું અડપલું કરી ને પસ્તાયા.
ગૃહસ્થાશ્રમ નો આ મહિમા છે,
શરીર એ મળ-મૂત્ર નું ઘર છે એ ખરું પણ,એ જ શરીર થી પ્રભુ ની ઉપાસના થાય છે.
જેમ,ચલણ ની સો  રૂપિયા ની નોટ ફાટી હોય,ઉપર તેલના ડાઘા હોય,ચૂંથાઈ ગઈ હોય તો પણ જો તેના પર નોટ નો નંબર સાચો હોય તો તેણે કોઈ ફેંકી દેતું નથી.
તેમ આ શરીર થી જ ભગવાન નું ભજન થાય છે,ભગવાન ના નામ-જપ નો આનંદ મનુષ્ય ને જ મળે છે.
કૂતરાં-બિલાડાં,કંઈ "રઘુપતિ રાઘવ રાજારામ" બોલી શકવાના નથી.
પશુ ઓ ને પોતાના સ્વ-રૂપ નું જ ભાન નથી તે તે ભગવાન ને કેવી રીતે જાણી શકે?કે પામી શકે?

અનિત્ય અને મલિન એવા આ શરીરથી જ નિત્ય અને નિર્મળ એવા પ્રભુ ને પ્રાપ્ત કરી શકાય છે.
શરીર ઉપર માત્ર પ્રભુનો જ હક્ક છે,બીજા કોઈનો નહિ.પ્રભુને જે ભૂલે તે પ્રભુના આ શરીર પરના હક્ક ને ડુબાડવાનો પ્રયત્ન કરે છે,અને તે કદી પ્રભુ ની કૃપા ને પામી શકતો નથી.

અનસૂયા મહા તપસ્વીની હતાં.તપ થી કશું અસાધ્ય નથી.
આત્મા એ પરમાત્મા નું કિરણ છે.જેમ સૂરજ ના એક કિરણમાં સૂરજની શક્તિ છે તેમ પરમાત્મા ના એ કિરણમાં પરમાત્મા ની શક્તિ છે.

તપ કરીને જે,મનુષ્યનો આત્મા,પરમાત્મા સાથે એક-ચિત્ત બને તો,પરમાત્મા ની શક્તિ તેના દ્વારા વહે.અને પછી કશું જ અશક્ય નથી,કશું જ અસાધ્ય નથી.અને એવા તપસ્વી ને ઘેર પ્રભુ એમને શોધતાં શોધતા એમના દ્વારે ટકોરા મારે છે.અતિથી બને છે.તપ નું આ ફળ છે.

એકવાર,તુકારામ માંદા હતા અને તેથી વિઠોબા (વિઠ્ઠલ) ના દર્શન કરવા જઈ શક્યા નહિ,તો વિઠોબા જાતે તુકારામ ને ઘેર પહોંચી ગયા ને દર્શન આપ્યા.
ભક્ત ને પરમાત્માનાં દર્શન ની જેટલી આતુરતા છે એટલી જ ભગવાનને ભક્ત નાં દર્શન ની આતુરતા છે!!!
ખરો ભક્ત એ છે કે જેની ભગવાન ચિંતા કરે.

અનસૂયા એ સીતાજી ને ખૂબ હર્ષ થી આશીર્વાદ આપ્યા.સીતાજી ને પતિ સાથે વનવાસ ભોગવતા જોઈ તેમણે,તેમને ખૂબ ધન્યવાદ આપ્યા,ને કહ્યું કે-જે સ્ત્રી પતિ ની સાથે રહીને,તેની આજ્ઞામાં રહીને ધર્માચરણ કરે તેને ધન્ય છે.પતિસેવા એ સ્ત્રી માટે મોટું તપ છે,તારું તપ જોઈ હું પ્રસન્ન છું,માટે મારી પાસે થી કંઈક માગ. ત્યારે સીતાજી એ કહ્યું કે-આપની દયા સિવાય મારે બીજું કશું ના જોઈએ.
તેમ છતાં પણ અનસૂયા એ કદી પણ કરમાય નહિ તેવી ફૂલની માળા અને કેટલાંક દિવ્ય વસ્ત્રો આપ્યાં.
આ વસ્ત્રો એવાં હતા કે તે કદી બગડે નહિ કે ભીનાં પણ થાય નહિ.

અત્રિ-ઋષિ નો આશ્રમ છોડી ને શ્રીરામ આગળ ચાલ્યા.દક્ષિણ તરફ જવાનો તેમનો નિર્ધાર હતો.
હવે વધારે ભીષણ વનમાં તેમનો પ્રવેશ થયો.વન સુંદર છે,પણ એ ગીચ હોવાને કારણે ભીષણ લાગે છે.
તેમાં અનેક તપસ્વીના આશ્રમો છે અને રાક્ષસો નો પણ વાસ છે.

રસ્તામાં રામ-લક્ષ્મણે એક વિકરાળ રાક્ષસ ને રસ્તો રોકી ને પડેલો જોયો,ઘડીક માં તો તેણે સર્પ નું સ્વરૂપ લઇ ને સીતાજી ને ઉપાડી ને લઇ ગયો અને રામ-લક્ષ્મણ ને ડરાવવા લાગ્યો અને કહેવા લાગ્યો કે-
હું મહા ભયંકર વરાધ (રાક્ષસ) છું,અહીંથી ભાગી જાઓ નહિતર હું તમને ખાઈ જઈશ,
લક્ષ્મણે એકદમ બાણ નો મારો ચલાવી તેને અટકાવ્યો.ત્યારે ગુસ્સે થઇ વરાધ,સીતાજી ને બાજુ પર મૂકી દઈ ને, ત્રિશુલ લઇ ને રામ-લક્ષ્મણ ને મારવા ધસ્યો.ત્યારે રામજી એ બાણ ચલાવી ત્રિશુલ ના બે ટુકડા કરી દીધા.વરાધ ચમક્યો-તેણે આવું બળ પહેલાં ક્યાંય જોયું નહોતું,પણ હવે તે મરણિયો બની ને વિકરાળ સ્વરૂપ ધારણ કરી ને મોં ફાડી ને રામ-લક્ષ્મણ ને જાણે,ગળી જવા દોડ્યો.

પણ રામજી ની આગળ તેનું કશું ચાલ્યું નહિ,રામજી ના એક બાણે તે ધરાશયી થઇ ગયો.ત્યારે લક્ષ્મણે એક મોટા ખાડામાં હાથી ને દાટે તેમ દાટી દીધો.
શ્રીરામ ના હાથે મરણ પામતાં તે વરાધ રાક્ષસ દિવ્ય રૂપ શરીરે પ્રભુ ના ધામમાં ગયો,
પૂર્વ-જન્મ માં તે એક ગંધર્વ હતો ને કુબેર ના શાપ થી તે રાક્ષસ થયો હતો.
રાક્ષસ એટલે અવિવેક અને અધર્મ-બુદ્ધિ.રામજી તેમના માં વિવેક અને ધર્મ-બુદ્ધિ નો પ્રકાશ પ્રેરી
અને તે અવિવેક-અધર્મ બુદ્ધિ ના અંધકાર ને દૂર કરે છે.

ત્યાંથી આગળ ચાલતાં શ્રીરામ,શરભંગ-ઋષિ ના આશ્રમ માં પહોંચ્યા.ત્યારે દેવાધિદેવ ઇન્દ્ર શરભંગ-ઋષિ ના
દર્શને પોતાના રસાલા સાથે આવ્યો હતો,પણ એકાએક રામને ત્યાં આવી ચડેલા જોઈ તેણે ચુપચાપ ત્યાંથી વિદાઈ લઇ લીધી. શ્રીરામ તો સહુ ના માલિક અને તેમની આગળ પોતે મોટો ઠાઠ કરે તે શોભે નહિ,
એમ સમજી ને ઇન્દ્ર શરમાઈ ગયો હતો અને ત્યાંથી ચાલ્યો ગયો.

ઇન્દ્ર ને સત્કારવા શરભંગ-ઋષિ પોતાના આસંપરથી ઉઠયા નહોતા પણ રામ આવ્યા છે તે જોઈને તેઓ એકદમ ઉભા થઇ ને રામને મળવા દોડ્યા અને ભાવ થી ભેટી પડ્યા,અતિ પ્રસન્નતાથી સ્વાગત કરીને,
તે શ્રીરામને કહેવા લાગ્યા કે-આપે વનવાસ લીધો છે એવું સાંભળ્યું,ત્યારથી હું રાત-દિવસ આપની રાહ જોઈ રહ્યો છું,કેટલાય વખત થી હું શરીર છોડી દેવાનો વિચાર કરું છું,પણ આપનાં દર્શન અર્થે શરીર ને ટકાવી રાખ્યું છે.હવે આપનાં દર્શન થયા એટલે મને મારી તપસ્યા નું ફળ મળી ગયું.

અત્યાર સુધી મેં જે જપ,તપ,યજ્ઞ વગેરે જે સર્વ કર્યાં છે,તે સર્વ હું આપનાં ચરણમાં અર્પણ કરી દઉં છું,
હવે હું એટલું જ માગું કે નિરંતર મારા હૃદય માં નિવાસ કરીને રહો.અને હું દેહ છોડી દઉં ત્યાં સુધી મારી નજર સામે રહો.આમ કહી તેમણે શ્રીરામના ચરણમાં પ્રણામ કર્યા,અને તે અગ્નિહોત્રી ઋષિ એ,ચિત્ત ને પ્રભુ સ્મરણમાં સ્થિર કરી ને શરીર ને અગ્નિ માં સમર્પિત કરી દીધું,થોડીવાર પછી,અગ્નિકુંડ માંથી એક દિવ્ય દેહવાળો કુમાર બહાર નીકળ્યો,કે શરભંગ-ઋષિ પોતે હતા,અને આ દિવ્ય રૂપે તેઓ આ શરીર છોડી ને

બ્રહ્મ-લોક માં પધાર્યા. ઋષિ-મુનિઓએ એમનો જયજયકાર કર્યો.
શ્રીરામચંદ્રજી શરભંગમુનિ ના આશ્રમ માં પધાર્યા છે તે જાણી ઘણા ઋષિ-મુનિઓ તેમના દર્શન કરવા ભેગા થયા. તે બધા જુદે જુદે રહીને તપસ્યા કરતા હતા,તેમણે રાક્ષસો ના ત્રાસ ની વાત રામજી ને કરી. અને કહ્યું કે-હવે અમારાથી આ ત્રાસ સહન થતો નથી,અમે તમારું રક્ષણ કરો.અમે તમારા શરણે છીએ.

આ સાંભળી શ્રીરામે કહ્યું કે-હે મુનિવરો,તમે નિશ્ચિંત રહો,બહારથી જોતાં હું પિતાજી ની આજ્ઞાનું પાલન કરવા વનમાં આવ્યો છું,પણ અંદરથી જોતાં,હું રાક્ષસો નો સંહાર કરી,તમને સુખી કરવા જ વનમાં આવ્યો છું. રાક્ષસો નો સંહાર કરી તમને સુખી કરવા એ મારું કર્તવ્ય છે,એમ માની ને જ મેં આ દંડકારણ્યમાં પ્રવેશ કર્યો છે,આજે હું પ્રતિજ્ઞા કરું છું કે હું રાક્ષસો ને હણીશ.

રામચંદ્રે આવી ભીષણ પ્રતિજ્ઞા લઈને ઋષિ-મુનિઓ ને આશ્વાસન આપ્યું.

સીતાજી તે વખતે કશું બોલ્યા નહિ પણ જયારે આગળ પ્રવાસ ચાલુ થયો ત્યારે તેમણે પોતાના મનની વાત રામજી ને કરી કે-હે સ્વામી,તમે જીતેન્દ્રિય છો,ધર્મિષ્ઠ છો,સત્ય નું પાલન કરનારા છે,અને સર્વ ધર્મો અને સત્યો ના તમે આશ્રય છો,તો વિના કારણ પરાયા પ્રાણો ની હિંસા કરવાની પ્રતિજ્ઞા કેમ કરી તે મને સમજાતું નથી.ત્યારે રામજી કહે છે કે-ઋષિ-મુનિઓ અને બ્રાહ્મણો આવી એક ક્ષત્રિયને નમન કરે તે મને અજુગતું લાગ્યું અને જયારે તેમણે શરણું માગ્યું અને રક્ષણ માટેની પ્રાર્થના કરી,ત્યારે મેં કહેલું કે –આપ સર્વ પવિત્ર મુનિઓ એક ક્ષત્રિય ને નમે તે મને શરમાવા જેવું થાય છે,માટે આપ ખુશી થી મને આજ્ઞા કરો.

ત્યારે ઋષિ-મુનિઓ એ રાક્ષસો ને મારવાની જે આજ્ઞા કરી તેને લીધે મેં પ્રતિજ્ઞા કરી છે.ઋષિ-મુનિઓ નું કાર્ય કરવું એ મારો ધર્મ છે.એમની આજ્ઞા ના હોત તો પણ તેમનું રક્ષણ કરવાની મારી ફરજ છે.
મારા પર પ્રીતિ ને લીધે તમે મને જે વચન કહ્યું,તેથી હું પ્રસન્ન છું,સ્નેહી-જન જ સ્નેહી ને આવી રીતે કહી શકે છે.તમારા આવા ઉત્તમ સ્વભાવ ને લીધે જ તમે મને પ્રાણથી યે પ્રિય છો.

શરભંગ-ઋષિ નો આશ્રમ છોડયા પછી શ્રીરામ સુતીક્ષ્ણ –ઋષિ ના આશ્રમ માં આવ્યા.રામચંદ્ર આવી રહ્યા છે તે જાણી સુતીક્ષ્ણ-મુનિ તેમનો સત્કાર કરવા દોડયા.શ્રીરામ તેમના આરાધ્ય દેવ હતા અને આજે જયારે સદેહે તેમની પધરામણી થતી હતી ત્યારે તે પાગલ સરીખા બની ગયા હતા.અને રામ-રામ કરી- અહીં તહીં શ્રીરામ ને શોધતા હતા.રામજી ઝાડ ના ઓથે થી ભક્ત ની આતુરતા જોતા હતા.અને પ્રસન્ન થઈને ભક્તને દર્શન આપ્યા.અને દર્શન થતાં જ મુનિને રસ્તા વચ્ચે જ સમાધિ લાગી છે.
તુલસીદાસજી તે વખત ની મુનિ ની સ્થિતિ નું વર્ણન કરતાં કહે છે કે-
ફણસ ના ફળ ની પેઠે મુનિ નું આખું શરીર આનંદથી રોમાંચિત થઇ ગયું.

શ્રીરામ મુનિ ની પાસે ગયા અને સમાધિમાંથી જગાડતા કહ્યું કે-મુનિવર,ઉઠો,તમે તો મારા પ્રાણ સમાન છે.
પણ મુનિ જાગે તો ને?મુનિ તો પોતાના અંતરમાં પ્રગટેલ શ્રીરામ ના દર્શન કરવામાં મસ્ત બની ગયા હતા.
તેમની તમામ ઇન્દ્રિયો,મન ને બુદ્ધિ બધું ભગવાન ના સ્વરૂપ ની સેવામાં લાગી ગયું હતું.
તેમને પોતાના સ્થૂળ શરીર નું ભાન લેશ-માત્ર રહ્યું નહોતું.
તુલસીદાસ કહે છે કે-રામની કૃપાએ મુનિ નાં દુઃખ-દારિદ્રય નો નાશ કરી નાખ્યો હતો.
રામજી નો એવો સ્વભાવ છે કે-ભક્તો ને ચિરંતન સુખ નું દાન કરવું.
અને મુનિ એ સુખ-સમાધિમાંથી હટવા માગતા નહોતા.

હવે શ્રીરામે પોતાનું રાજવી રૂપ છુપાવ્યું અને મુનિ ના અંતરમાં તેઓ ચતુર્ભુજ ભગવાન રૂપે પ્રગટ થયા. પોતાના ઇષ્ટદેવના સ્વરૂપ ને બદલે ચતુર્ભુજ સ્વરૂપ ઋષિ ને રુચ્યું નહિ,અને ઇષ્ટદેવ ના સ્વરૂપ ને અદશ્ય થયેલું જોઈ,મુનિ વ્યાકુળ થયા ને એમને આંખો ઉઘાડી ને જોયું તો પોતાની સામે જ,ઇષ્ટદેવ ને

ઉભેલા જોયા,અને જોતાં જ એવો હર્ષ થયો કે-શ્રીરામ ના ચરણ માં ઢળી પડયા.

શ્રીરામની કૃપા નો કોઈ પાર નથી,પોતાની વિશાળ ભુજાઓથી તેમણે મુનિ ને ઉભા કર્યા,
ને બહુ જ પ્રેમથી, હૃદય સરસા ચાંપ્યા.જાણે સોનાના વૃક્ષ ને તમાલ નું વૃક્ષ ભેટ્યું.
મુનિ સ્તબ્ધ બની ને એકીટશે રામજી તરફ જોઈ રહ્યા છે,હજુ પણ કોઈ અકળ અભાન અવસ્થામાં છે.

બહુ વારે જયારે સુતીક્ષ્ણ-મુનિ ભાનમાં આવ્યા ત્યારે તેઓ શ્રીરામને આશ્રમ માં લઇ ગયા,અને ત્યાં ઉંચા
આસન પર બેસાડી મુનિએ તેમની પૂજા કરી.અને બે હાથ જોડી ને પ્રાર્થના-સ્તુતિ કરતાં કહ્યું કે-
હે,પ્રભુ,આપનો મહિમા અપાર છે,મારી બુદ્ધિ અલ્પ છે,સૂર્ય ના આગળ આગિયા જેવી મારી બુદ્ધિ આપની
કિસવિધ સ્તુતિ કરી શકે? અગ્નિ વન ને બાળે તેમ તમે અમારા મોહ ને બાળો છે.સૂર્ય કમળ ને પ્રફુલ્લિત કરે
તેમ તમે અમ સંતો ને પ્રફુલ્લિત કરો છે.ગરુડ સર્પ ને ગળી જય છે તેમ તમે અમારા ગર્વ ને ગળી જાઓ
છો.તમે નિર્ગુણ છો અને સગુણ પણ છો,સમ છો ને વિષમ પણ છો,તમે જ્ઞાનથી પર,ઇન્દ્રિયો થી પર,અને
વાણીથી પણ પર છો.સંસાર સાગરના તમે પુલ છો.તમે બળ-ધામ છો,ધર્મ નું કવચ છો.
હે,રામ તમે અવિનાશી અને સર્વ-વ્યાપક છે,આપ મારા હૃદય ને તમારું ઘર કરી ને રહો.

મુનિ ના વચન સાંભળી શ્રીરામ અતિ પ્રસન્ન થયા ને તેમણે કહ્યું કે-હે,મુનિ તમારી જે ઈચ્છા હોય તે માગો.
ત્યારે મુનિ એ કહ્યું કે-પ્રભુ,તમે જાણો છો છતાં પૂછો છો તે તમારી કૃપાનો જ પ્રકાર છે.હે,પ્રભુ,
હું તમારી પાસે એટલું જ માગું છું કે-સીતાજી અને લક્ષ્મણજી સહિત તમે મારા હૃદયાકાશમાં,
ચંદ્રમા ની પેઠે સદા પ્રકાશ્યા કરો.શ્રીરામે પ્રસન્ન થઇ ને મુનિ ને વર આપ્યો.

વનવાસ દરમિયાન શ્રીરામ ઋષિ-મુનિઓ ના સત્સંગ નો લાભ લેવા જુદા જુદા આશ્રમ માં જતા અને ત્યાં
અનુકુળતા મુજબ રોકાતા.કોઈ જગાએ એક બે દિવસ તો કોઈ જગ્યાએ બે થી છ માસ પણ રોકાતા.
કોઈ આશ્રમમાં ફરીવાર પણ જતા હતા.
આમ દશ વર્ષ વીતી ગયા,પણ હજુ સુધી મહા-મુનિ અગસ્ત્ય ના આશ્રમ માં જવાણું નહોતું.
અગસ્ત્ય નો આશ્રમ એવા ગઢ વનમાં હતો કે ત્યાં સરળતાથી જઈ શકાય નહિ.
રામચંદ્ર ની ઈચ્છા અગસ્ત્ય ના આશ્રમ માં જવાની છે એવું જયારે સુતીક્ષ્ણ મુનિ ના જાણવામાં આવ્યું,
ત્યારે સામેથી સુતીક્ષ્ણ મુનિ એ સામે ચડી ને શ્રીરામ ને કહ્યું કે –"પ્રભુ આપને રસ્તો બતાવવા હું આપની સાથે
આવીશ."

આમ કહેવામાં સુતીક્ષ્ણ નો એક ઉદ્દેશ હતો,સુતીક્ષ્ણ એ અગસ્ત્ય ના શિષ્ય હતા.તેમના ચરણમાં બેસી ને
પોતે બ્રહ્મ-વિદ્યા પ્રાપ્ત કરી હતી.વિદ્યા ના અંતે જયારે તેમણે ગુરુને ગુરૂ-દક્ષિણા વિષે પૂછ્યું ત્યારે
અગસ્ત્ય-મુનિએ કહ્યું કે-મારે કોઈ જરૂર નથી,મેં કંઈ લેવાની ઈચ્છા થી વિદ્યાદાન કર્યું નથી,તારું કલ્યાણ
થાઓ. તો યે સુતીક્ષ્ણનું મન માન્યું નહિ અને તેમણે આગ્રહ કર્યો.અને કહ્યું કે-
મારે ગુરૂ-દક્ષિણા આપવી જ છે,ગુરૂ-દક્ષિણા વગર વિષય મને ભાર-રૂપ થઇ પડે.
ત્યારે અગસ્ત્ય થી એમના મનની વાત પ્રગટ થઇ જાય છે અને કહે છે કે-તારે ગુરૂ દક્ષિણા આપવી જ છે તો
ગુરુદક્ષિણા માં હું એ માગું છું કે મને શ્રીરામ ના દર્શન કરાવજે.

ગુરૂ ચરણમાં વંદન કરી ને,તેમની આજ્ઞા લઈને, સુતીક્ષ્ણ પછી ત્યાંથી વિદાય થયા.અને ત્યાર પછી
શ્રીરામ ના ધ્યાન માં જ જીવન વિતાવવા માંડયું.શ્રીરામ પ્રસન્ન થાય તો તેમની ઝાંખી થાય અને
ગુરુદક્ષિણા દેવા ની તક ઉભી થાય. એમની આવી વિહ્વળ દશામાં જયારે રામજી તેમને ત્યાં પધાર્યા ત્યારે
અને શ્રીરામે જયારે અગસ્ત્ય ના આશ્રમ માં જવાની ઈચ્છા દેખાડી,ત્યારે સુતીક્ષ્ણ ને લાગ્યું કે-
ગુરુદક્ષિણા દેવા ની પળ આવી પહોંચી છે,એટલે તેઓ રસ્તો બતાવવાના નિમિત્તે શ્રીરામ સાથે,
અગસ્ત્ય ના આશ્રમે જવા નીકળ્યા.

શ્રીરામ જાણતા હતા કે સુતીક્ષ્ણ ને તેમની ગુરુદક્ષિણા આપવી છે.એટલે જયારે અગસ્ત્ય ના આશ્રમ નજીક જયારે તેઓ પહોંચ્યા એટલે તેમણે સુતીક્ષ્ણ ને કહ્યું કે-તમે અગસ્ત્ય-મુનિ ને અમારા આવવા ના સમાચાર આપો.સુતીક્ષ્ણ ને તો એ જ જોઈતું હતું,એટલે તેઓ દોડતા આશ્રમમાં ગયા,
અગસ્ત્ય-મુનિ ને દંડવત પ્રણામ કરી ને તેમણે કહ્યું કે-ગુરુજી આપની ગુરુદક્ષિણા વ્યાજ સાથે લાવ્યો છું.
ગુરૂ દક્ષિણા માં શ્રીરામનાં દર્શન અને વ્યાજમાં સીતાજી અને લક્ષ્મણ નાં દર્શન.

આ સાંભળતા જ અગસ્ત્ય ઉભા થઈને દોડ્યા.તેમણે આવતા જોઈ ને રામજી પણ સામે દોડ્યા અને બંને ખૂબ આનંદ થી ભેટ્યા.પછી તો આશ્રમ માં આવી અગસ્ત્યમુનિ એ અતિથી રામચંદ્ર નું પૂજન કર્યું.
ત્યારે રામચંદ્રે કહ્યું કે-આપ પૂજ્ય છો આ રીતે ક્ષત્રિય નું પૂજન કરો તે યોગ્ય નથી.
ત્યારે અગસ્ત્ય મુનિ એ કહ્યું કે-અતિથી નું પૂજન કરવું એ તપસ્વી-જનો નો ધર્મ છે.

ભારતના પ્રાચીન ઋષિમુનિઓ માં અગસ્ત્ય નું સ્થાન અવિચળ છે.વ્યોમ-મંડળ માં ઝળહળતા તારાઓમાં દક્ષિણ દિશા નો એક તારો અગસ્ત્ય ના નામે ઓળખાય છે.તે વખતે વિંધ્ય પર્વત ની દક્ષિણે  આવેલો ગાઢ વન પ્રદેશ અસંસ્કૃત પ્રજાઓ થી ભરેલો હતો.વિંધ્ય ઓળંગી ને જવું ઘણું અઘરું હતું.પણ અગસ્ત્ય વિંધ્ય ઓળંગી ને દક્ષિણ પ્રદેશ માં પ્રવેશ્ય અને આર્ય-સંસ્કૃતિ નો પ્રચાર કરતા-કરતા અને ઠેર ઠેર આશ્રમો સ્થાપતા આગળ વધ્યા,અને છેક દરિયા કિનારા સુધીના પ્રદેશ સુધી ફરી વળ્યા.કહે છે કે એટલેથી પણ તે અટકેલા નહિ અને દરિયો ઓળંગી ને આગળ વધીને મહાસાગરમાં આવેલા અસંખ્ય ટાપુ ઓમાં પણ તેમણે આર્ય-સંસ્કૃતિ નાં થાણાં નાંખેલા,અને પછી એ ત્યાંજ રહ્યા.
વિંધ્ય ઓળંગી ને ગયા ત્યારે વિંધ્યને “વાયદો”  આપી ને ગયેલા કે તે પાછા આવશે,પણ તે પાછા આવ્યા નહિ.(અગસ્ત્ય નો વાયદો)

અગસ્ત્ય વિષે ની બીજી કથા એવી છે કે-મહાસાગર મહા અભિમાની બની ગયો હતો અને તે કોઈની આણ કે આમન્યા રાખતો નહોતો.તેથી અગસ્ત્ય ને ગુસ્સો ચડ્યો.અને તેઓ મહાસાગરને અંજલિ માં લઈને પી ગયા.
આગસ્ત્ય ની આગળ મહાસાગર રાંક બની ગયો,અને મહાસાગર પાર કરી અગસ્યમુનિને  ટાપુઓ માં થાણાં નાખવામાં (આશ્રમો સ્થાપવામાં) સાગરનો પ્રવાસ સરળ થયો એમ આ કથાનું હાર્દ છે.

આવા અઠંગ પ્રવાસી અગસ્ત્ય ને રસ્તામાં રાક્ષસો ની સાથે પાનું ના પડે તે કેમ બને?
પણ પોતાની તપસ્યા ના બળથી,અગસ્ત્ય મુનિ, રાક્ષસો ના ત્રાસ ને પણ અંકુશ માં રાખી શક્યા હતા.
એમનો આશ્રમ ગઢ વનમાં હતો અને રાક્ષસો ને વધુ અનુકૂળ પડે તેવું પણ હતું,પણ મુનિ ની ધાક એવી હતી કે –રાક્ષસો તેમનાથી બી ને દૂર રહેતા હતા.

શ્રીરામચન્દ્રજી એ જયારે અગસ્ત્ય મુનિ ને પોતાને વસવા યોગ્ય સ્થાન બતાવવા માટે પ્રાર્થના કરી.
ત્યારે અગસ્ત્ય કહે છે કે-આપ અહીં જ રહી જાઓ.આ સ્થાન બિલકુલ ઉપદ્રવ વિનાનું છે.
પણ શ્રીરામ ત્યાં રહી પડે તો પછી રાવણ ને મારવાની કામ બને કેવી રીતે? એટલે તેમણે ના પાડી.
ત્યારે અગસ્ત્ય જી એ તેમને ગોદાવરી –તટે પંચવટી નામના સુંદર સ્થાન માં રહેવાનું સૂચવ્યું.

વિદાય વખતે,અગસ્ત્ય મુનિએ શ્રીરામને કેટલાંક દિવ્ય અસ્ત્રો આપ્યાં,બાણ નો અક્ષય ભાથો આપ્યો અને એક દિવ્ય તલવાર આપી,પછી ભાવ-પૂર્વક પ્રાર્થના કરી ને એટલું માગ્યું કે-
“આપ સદાકાળ મારા હ્રદય માં વસો”

તે પછી,શ્રીરામ પંચવટી નામે ઓળખાતા રમણીય સ્થળે પહોંચ્યા.ત્યાં આગળ ગોદાવરી નદી ને કિનારે લક્ષ્મણજી એ વાંસ અને લાકડાની એક પર્ણ-કૂટી ઉભી કરી.તે જોઈ રામને અતિ આનંદ થયો.

ત્યાં આગળ શ્રીરામ ને જટાયુ નામનો ગીધ આવી મળ્યો.રામજી એ સીતાજી ની રક્ષાની જવાબદારી, લક્ષ્મણ અને જટાયુ ને માથે નાખી.

એકવાર સવારે શ્રીરામ નદીએ નહાવા જતા હતા,સાથે સીતા ને લક્ષ્મણ પણ હતા.
શિયાળા ના દિવસો હતા ને ટાઢ પણ હતી.અચાનક રામજી ને ભરતજી યાદ આવી ગયા.તેમની આંખો ભરાઈ આવી,અને કહેવા લાગ્યા કે –હે,લક્ષ્મણ,મારો ભરત આખી રાત જમીન પર સૂઈ ને,ઠુંઠવાઈને અત્યારે સરયુ માં  નહાવા જતો હશે.!

ત્યારે લક્ષ્મણ કહે છે કે –આપના પર ભરતનો એવો સ્નેહભાવ છે કે-તમામ  સુખો નો ત્યાગ કરી અત્યારે તપસ્વી કરતાંયે વધારે કઠોર તપસ્યા કરી રહ્યા છે.લોકો કહે છે કે-માતા નો સ્વભાવ પુત્ર માં આવે છે પણ ભરતે એ વાત ખોટી સિદ્ધ કરી છે.

મોટાભાઈ ની મનોવ્યથા લક્ષ્મણજી બરોબર સમજતા હતા,એટલે જ ભરત વિષે ની વાતો કરી ને તેમને સાંત્વન આપતા હતા.

લક્ષ્મણ સાથે શ્રીરામ ઘણીવાર ધર્મ-ચર્ચા પણ કરતા.લક્ષ્મણજી પણ પોતાની શંકાઓ નું સમાધાન તેમની પાસેથી મેળવતા.એક વર શ્રીરામ આરામ થી બેઠા હતા,ત્યારે લક્ષ્મણજી એ પૂછ્યું કે-
હે પ્રભુ,મારા મન માં હજી બ્રહ્મ વિષે ની કેટલીક બાબતો સ્પષ્ટ થઇ નથી,
તેથી હું આપને કેટલાંક પ્રશ્નો પુછું તો ક્ષમા કરશો.

લક્ષ્મણજી, શ્રીરામને પૂછે છે કે-જ્ઞાન શું ને વૈરાગ્ય શું? માયા શું અને બ્રહ્મ શું?ઈશ્વર શું અને જીવ શું?
શું કરવાથી આપનાં ચરણમાં પ્રીતિ થાય અને શોક-મોહ હટે ?
શ્રીરામચન્દ્રજી એ લક્ષ્મણજી ના પ્રશ્નો ના જવાબ માં જે ઉપદેશ કર્યો,તેણે સંતો **<u>“રામ-ગીતા”</u>** પણ કહે છે.
શ્રીરામે બહુ જ થોડા શબ્દો માં ગૂઢ વાત કહી નાંખી છે.

શ્રી રામ કહે છે કે-હું અને મારું,તુ અને તારું-આ જ **<u>“માયા”</u>** છે.અને આ માયાએ સર્વ જીવો ને વશ કર્યા છે.
ઇન્દ્રિયો ના વિષયો એ માયા છે. જ્યાં સુધી મન ની ગતિ છે ત્યાં સુધી માયા છે.

માયાની બે શક્તિ છે,એક વિદ્યા અને બીજી અવિદ્યા.
અવિદ્યા ને વશ થઇ ને જીવ સંસાર ના કૂવામાં પડ્યો છે.
વિદ્યા ને વશ ત્રણ ગુણો (સાત્વિક-રાજસિક-તામસિક) છે, તે જગત રચે છે ને પ્રભુ-પ્રેરિત છે.
તેનામાં પોતાનું કોઈ બળ (શક્તિ) નથી.

અમાનીપણું,અદંભીપણું,અહિંસા,ક્ષમા,સરળતા,આચાર્યોપાસના,શૌચ,સ્થિરતા,મન નો સંયમ,ઇન્દ્રિયો ના વિષયો તરફ વૈરાગ્ય,નિરહંકારીપણું,જન્મ-મરણ-ઘડપણ અને રોગોમાં દુઃખ અને દોષ નું દર્શન,અનાસક્તિ,
સ્ત્રી-પુત્ર-ઘર પ્રત્યે મમતા નો અભાવ,ઇષ્ટ-અનિષ્ટ માં ચિત્ત ની સમતા,પ્રભુ વિષે અનન્ય ભક્તિ,
એકાંત પ્રદેશ નું સેવન,જન-સમૂહ પ્રત્યે અનાકર્ષણ,અધ્યાત્મ જ્ઞાનમાં નિત્ય સ્થિતિ,અને
તત્વજ્ઞાન ના અર્થ નો અનુભવ-**<u>આ અઢાર ગુણ ને જ્ઞાન કહે છે.</u>**
અને આ અઢાર ગુણ માં થી એકે ગુણ જેમાં નથી તેણે **<u>અજ્ઞાન</u>** કહે છે.

જે આ ગુણવાળો છે,અને જે સર્વમાં સમાન-રૂપે બ્રહ્મ ને જુએ છે,તે વૈરાગ્યવાન મનુષ્ય,
સર્વ સિદ્ધિઓ ને અને ત્રણે ગુણો ને તૃણવત સમજી ને ત્યજી દે છે.
જે “માયા” ને,”ઈશ્વર” ને અને “પોતાના” સ્વ-રૂપ ને જાણતો નથી,તે <u>“જીવ”</u> છે.

જે માયા નો પ્રેરક,સર્વ થી "પર" અને જે મોક્ષ નો દાતા છે –તે "ઈશ્વર" છે.

ધર્મ (સ્વ-ધર્મ-કર્મ) ના આચરણ નું ફળ "વૈરાગ્ય" છે,યોગ (કર્મ) નું ફળ "જ્ઞાન" છે,તેવું વેદ કહે છે.
પણ પરમાત્મા જેનાથી વહેલા પ્રસન્ન થાય તે પરમાત્મા ની "ભક્તિ" છે.
ભક્તિ ને કોઈ જ્ઞાન-વિજ્ઞાનના આધાર ની જરૂર નથી,ભક્તિ તે જ્ઞાન-વિજ્ઞાન ને વશ નથી
પણ જ્ઞાન-વિજ્ઞાન ભક્તિ ને વશ છે.ભક્તિ સર્વ સુખ નું મૂળ છે. ભક્તિ થી જીવ અનાયાસે પ્રભુ ને પામે છે.

પ્રથમ તો સંત-ચરણ (સત્સંગ) માં પ્રીતિ થવી જોઈએ,ને નિજ-ધર્મ (સ્વ-ધર્મ) પ્રમાણે કર્મો માં પ્રવૃત રહેવું
જોઈએ.એથી વિષયો પ્રત્યે "વૈરાગ્ય" પ્રાપ્ત થશે.વૈરાગ્ય થયા પછી "ભગવદ-ધર્મ" માં પ્રેમ થશે.
પછી,શ્રવણ,કીર્તન,સ્મરણ,પાદ-સેવન,અર્ચન,વંદન,દાસ્યભાવ,સખ્યભાવ અને આત્મનિવેદન-
એ નવ પ્રકારની "ભક્તિ" દૃઢ થશે.

શ્રીરામ કહે છે કે-જેને સંત-ચરણ (સત્સંગ)માં પ્રીતિ છે,મન,વચન અને કર્મ થી જે મારી સાથે સંબંધ માં છે,
મને જ ગુરૂ,પિતા,માતા,ભાઈ,પતિ,દેવ –સર્વ કંઈ માને છે અને મારી સેવા માં દૃઢ રહે છે,
મારા ગુણ ગાતાં જે પુલકિત થાય છે ને પ્રેમ થી જેની આંખોમાં પ્રેમાશ્રુ વહે છે,
જે કામ,મદ અને દંભ થી રહિત છે,તેને હું સદા વશ રહું છું.
જેને મન,વચન અને કર્મ થી મારો જ આશ્રય છે,જે નિષ્કામ ભાવે મને જ ભજે છે,તેના હૃદયમાં હું વિરાજું છું.

આ સાંભળી લક્ષ્મણજી ને એવો આનંદ થયો કે તેમણે શ્રીરામ ના ચરણ પકડી લીધાં.

પંચવટી એટલે પાંચ-પ્રાણ.અને આ પાંચ પ્રાણમાં પરમાત્મા વિરાજે છે.
લોકો કહે છે કે- પ્રભુ દર્શન આપતાં નથી,પણ પ્રભુ જો દર્શન આપે તો પ્રભુ નું તેજ સહન કરવાની શક્તિ,
આપણા "ચર્મ-ચક્ષુ" (આંખો) માં નથી,એટલે માટે,તો ભગવાને અર્જુન ને પોતાનું અસલી સ્વ-રૂપ નું દર્શન
કરાવતાં પહેલાં "દિવ્ય ચક્ષુ" નું પ્રદાન કર્યું હતું.(અને તેમ છતાં અર્જુન વ્યાકુળ થયો હતો!!)
માટે જ મહાત્માઓ કહે છે કે-પ્રભુ નું સ્વ-રૂપ ભલે હૃદયમાં ના આવે પણ રામ-નામ છોડશો નહી.

જેમ આયનો મેલો હોય તો તેમાં પ્રતિબિંબ દેખાતું નથી,
તેમ હૃદય મેલું હોય ત્યાં સુધી,પ્રભુનું પ્રતિબિંબ દેખાતું નથી.( (પ્રભુ નું દર્શન થતું નથી.)
જેમ શિશ-મહેલ માં ચારે બાજુ અને છત પર પણ અરીસા ના કાચ ના ટુકડા જડ્યા હોય છે અને તે
સર્વ કાચ ના ટુકડાઓ,માં એક સાથે પ્રતિબિંબ પડે છે,
તેમ આ દુનિયા અને દુનિયા ના સર્વ જીવો એ કાચ ઘરના અરીસા ના ટુકડા જેવા છે,અને તે સર્વ માં
પરમાત્મા નું એક સાથે પ્રતિબિંબ પડે છે.

આ વસ્તુ દેખાતી કે સમજાતી નથી તેમાં દોષ આપણી દૃષ્ટિ નો છે,દોષ આપણી બુદ્ધિ નો છે.
પરમાત્મા અને જીવ ની વચમાં આ બુદ્ધિ આવી ને પોતાનું આગવું ડહાપણ ડહોળે છે,તે મુસીબત છે.

પરમાત્મા તો આનંદ સ્વ-રૂપ છે,તે આનંદ-સ્વ-રૂપ ને અંતરમાં ઉતારવાનું છે.
પરમાત્મા ના આનંદ સ્વ-રૂપ નું જ ભક્તો સદા ચિંતન કરતા હોય છે,ભક્તો ના આધાર અને આશા,
કેવળ પરમાત્મા જ છે.સાચો ભક્ત માનવી ની આશા કદી રાખતો નથી ને ઈશ્વર ની આશા કદી છોડતો નથી.
આશા છોડે તો ભક્તિ થાય નહિ.પ્રભુ ક્યારે મળશે? એવો પ્રશ્ન ભક્ત ને કદી થતો જ નથી.

બે સાધુ ઓ તપસ્યા કર્તા હતા.ત્યાં નારદજી જઈ ચડયા.બંને સાધુઓએ નારદજી ને પ્રાર્થના કરી કે-
"મહારાજ,આપ તો ભગવાન નું હૃદય છો,અમારી વતી જરા ભગવાનને પૂછી જોશો કે,

અમને તેમનાં દર્શન ક્યારે થશે?" નારદજી કહે કે-"ભલે"
પછી નારદજી ભગવાન ને જયારે મળ્યા ત્યારે તેમની આગળ,એ બે સાધુઓનો પ્રશ્ન રજુ કર્યો.
ત્યારે ભગવાને જવાબ આપ્યો કે-પેલો જે વડલા હેઠળ,ઉંધે માથે તપ કરે છે,એણે કહેજો કે હું,બાર વર્ષે તેને દર્શન આપીશ,અને બીજો તે પીપળાના ઝાડ નીચે "પ્રભુ-પ્રભુ" કરી ને મારા વિયોગ માં બળે છે,તેને કહેજો કે-એ પીપળા નાં જેટલાં પાન છે,તેટલાં વર્ષે હું તેને દર્શન આપીશ.

નારદજી એ પાછા આવી બંને સાધુઓ ને ભગવાન નો જવાબ કહ્યો.
ત્યારે વડલા નીચે ઉંધે માથે તપસ્યા કરનારો કહે છે કે-બાપ,રે,હજુ બાર વર્ષ?ભગવાન પણ કેવા છે?કે આટલી બધી લાંબી રાહ જોવાનું કહે છે? તેની ધીરજ રહી નહિ ને તપસ્યા છોડી દીધી.

પીપળા-વાળો સાધુ તો જવાબ સાંભળતાં જ એકદમ આનંદ માં આવી ગયો, અને નાચવા લાગ્યો.
અને કહે છે કે-પીપળા ના પાન જેટલા વરસે ,પણ ભગવાન તો મને મળશે ને? ભગવાને મળવાની હા,પાડી,હે પ્રભુ,તમારી કૃપા નો,તમારી દયા નો કોઈ પાર નથી.
આટલું બોલતાં બોલતાં તેની આંખોમાંથી અશ્રુ-પ્રવાહ વહી ચાલ્યો,અને પ્રભુ ની દયાના સ્મરણ માં દેહ-ભાન ભૂલી ગયો.અને તેને પ્રભુ નાં તે જ ક્ષણે દર્શન થઇ ગયાં.

નારદજી વિચારમાં પડી ગયા,કે આ પ્રભુ પણ કેવા છે?તેમને કોઈ ગણત્રી આવડે છે ખરી?
તેમણે જઈ ને પ્રભુ ને ફરિયાદ કરી કે-"ખરા છો તમે,અભી બોલા-અભી ફોક?"
ત્યારે ભગવાને કહ્યું કે- મેં જે કહ્યું હતું તે સાચું જ હતું,પણ મારો તે ભક્ત શ્રદ્ધા-ભાવે,એવો મારા-મય બની ગયો કે-પીપળા ના પાન જેટલાં વર્ષો નું અંતર એક પળમાં પુરુ થઇ ગયું,અને મારે આવી ને હાજર થવું પડ્યું.પણ પેલા ઉંધે માથે તપસ્યા કરનારા ની ધીરજ બાર વર્ષ સાંભળી ને છૂટી ગઈ,અને હવે તેને બાર વર્ષ તો શું,બાર લાખ વર્ષ સુધી પણ મારાં દર્શન નહિ થાય.

ભગવાન નો ભક્ત કદી ભગવાનની આશા છોડતો નથી.ભગવાન પરની અપાર શ્રદ્ધા ને લીધે,તેને નિરાશ થવું પડતું નથી.પણ જો પ્રભુ પર ની શ્રદ્ધા જો ઓછી થાય તો તે ઓછી થયેલી જગા પુરવા નિરાશા દોડી આવે છે.એટલે જો શ્રદ્ધા થી હૃદય ભરાયેલું હોય તો નિરાશા ને કદી સ્થાન જ નથી.

ભગવાન નાં બધાં જ નામ શ્રેષ્ઠ છે,પણ રામ-નામ સહુથી સહેલું અને મધુર છે.
અને આ રામ-નામ નો મહિમા સાચા ભક્તો જાણે છે.તેથી તે રામ-નામ ના તરાપા પર બેસી ને ભવ-સાગર પાર કરવા નીકળી પડે છે.ડૂબવાની એમને કોઈ ધાસ્તી નથી,અને ભવ-સાગર ક્યારે પાર થશે તેની કોઈ માથા પર ચિંતા નથી,કારણ કે ભવ-સાગર પાર થશે જ તેની તેમને હૃદયમાં ખાતરી છે.

મા જેમ ભણેલા દીકરા ની બહુ કાળજી લેતી નથી,
તેમ,પ્રભુ પણ જ્ઞાનીઓની ઉપેક્ષા કરે છે,પણ ભક્ત ને સંભાળે છે,તેમનો તરાપો ચલાવે છે.
જ્ઞાન નો અધિકાર બધાને નથી,અને જ્ઞાન મેળવવું પડે છે.પણ ભક્તિ નો અધિકાર સર્વે ને છે,
ભક્તિ તો ઉગે છે,ઉગવા જેવી જમીન તૈયાર કરવામાં આવે તો ભક્તિ ફૂલે-ફાલે છે.

ભક્તિ કરતાં મનુષ્ય ની આંખ ભીંજાય, તો જ પરમાત્મા નાં દર્શન થઇ શકે.
પરમાત્મા તો જડ-ચેતન સર્વમાં હાજરા હજુર છે,એ તો સર્વ જગ્યાએ છે એટલે એણે ખોળવાનો પણ નથી,
પણ જેને ઘરમાં કુટુંબી-જનો માં ભગવાન દેખાતા નથી,તેને મંદિરમાં કે પછી ક્યાંય તે દેખાવાના નથી.
ઘરમાં અને સર્વમાં જો ભગવાન ને જોવામાં આવે તો દુનિયાની સમસ્યાઓ નો હલ થઇ જાય.
આખું દૃષ્ટિ-બિંદુ જો બદલાઈ જાય અને "આ બીજો છે,હું નથી" એવો તારા-મારા નો ભેદ જતો રહે તો દુનિયા નાં કષ્ટો પેદા થાય જ નહિ.

એટલે જ રામજી પાયા નો અર્થ સમજવતા કહે છે કે-“હું અને મારૂં,તુ અને તારું” આ જ માયા છે અને તે માયા ને લીધે જ ઈશ્વર દેખાતા નથી.અને જગત નથી છતાં દેખાય છે.
વેદાંત કહે છે કે-માયા અંધકાર જેવી છે,અંધારામાં જે છે તે દેખાતું નથી,ને જે નથી તે દેખાય છે.
અંધારામાં દોરી પડી હોય તો તે સાપ દેખાય છે,સાપ નો ભાસ થાય છે,
તેમ અજ્ઞાન-વશ જીવ માયા ને આધીન બની ને પરમાત્મા ને પિછાની શકતો નથી.

માયા ને જે આધીન (વશ) રહે છે,તે જીવ અને માયા જેને આધીન રહે છે તે પરમાત્મા.
ભગવાન ને પણ થોડી માયાની જરૂર પડે છે,કોઈ પણ કાર્ય કરવા માટે માયાની જરૂર પડે છે.
સંતો કહે છે કે-વ્યવહાર માં માયા ની જરૂર પડે તો માયા નો ઉપયોગ કરો,પણ માયા ને આધીન ના બનો.
માયાનો ઉપયોગ કરો ત્યારે યાદ રાખો કે-હું ઈશ્વર સ્વ-રૂપ છું,જો આ વાત ભૂલ્યા તો માયા માથા પર ચડી બેસશે,ને માયા ના હાથ નો માર ખાવો પડશે.

માયા એ અગ્નિ જેવી છે,અગ્નિ દઝાડે છે,પણ અગ્નિ વિના વ્યવહાર થતો નથી,એના વિના ચાલતું નથી.
એટલે લોકો અગ્નિ જોડે વ્યવહાર કરે છે,પણ અગ્નિ ને હાથ થી ઉપાડતા નથી,ચીપિયા થી ઉપાડે છે.
આમ માયા ને પણ વિવેક-રૂપી ચીપિયાથી ઉપાડવાની છે.માયા દઝાડી ના જાય તે જોવાનું છે.

માયા એ છાયા જેવી છે,જેમ, મનુષ્ય,સૂર્ય ની સન્મુખ ઉભો રહે તેને પોતાની છાયા ના દેખાય,પણ જેવો તે સૂર્ય થી વિમુખ થાય તો પોતાની છાયા (પડછાયો) તેની સામે આવે.
તેમ,જે ઈશ્વર ની સમક્ષ ઉભો છે તેની સામે માયા નહિ આવે,માયા તેને નહિ ડરાવે,પણ જેવો તે ઈશ્વર થી વિમુખ થાય તો માયા હાજર થઇ જાય છે.
માટે પ્રતિક્ષણ સાવધાન થઇ ને ઈશ્વર ની સન્મુખ રહેવાનું છે.એક ક્ષણ પણ પ્રભુ ને ના ભૂલવા જોઈએ.

માયા ક્યાં છે? તો કહે છે કે-ભોજન,ધન,ઘર,પત્ની,પુત્ર,કપડાં,ફર્નીચર-જ્યાં નજર કરો ત્યાં માયા જ માયા છે.
કેટલાક ને રોજ ભોજનમાં દહીં જોઈએ,તો કેટલાક ને પાપડ-અથાણું જોઈએ.લૂલી (જીભ) ને રોજ આ જોઈએ ને તે જોઈએ.વાતો પર-બ્રહ્મની કરે પણ નાનકડી વાત પરથી મન હટતું નથી.
લૂલી નાં લાડ લડાયે જાય પણ એ લાડમાં સુખ નથી,પણ લૂલી ને વધારે બગાડવાનો તરીકો છે.
કેટલાક તો આખો વખત  ભોજન માં જ ફસાયેલા હોય છે-સવાર પડે કે-આજે દાળ બનાવશું કે કઢી?
આજે ટીંડોળાનું શાક કે કંકોડાં નું શાક બનાવશું?કે પછી વિચારે કે હમણાં હમણાં ઘણા સમયથી ભજીયાં કે પાતરાં ખાધાં નથી.તો સાંજે તે બનાવજો.(સાંજ નો યે વિચાર સવારથી કરી નાખે)

ભોજન કેવળ સાધન છે,સાધ્ય નથી.જીવ અનેક જન્મો થી ભોગ ભોગવતો આવ્યો છે,પણ તેને મનથી ભોગ પ્રત્યે ધૃણા આવતી નથી.જો ભોગ પ્રત્યે ધૃણા જાગે તો ભક્તિ માર્ગે જીવ આગળ વધે.

જીભ ની માયા છે એવી જ મોટી ધન ની માયા છે.ગમે તેટલાં પૈસા આવે તો યે માનવી ને સંતોષ થતો નથી.તે સમજતો નથી કે લક્ષ્મીજી ને બાંધી શકાતી નથી.પુરી શકાતી નથી.અને પોતાની કરી શકાતી નથી.લક્ષ્મી કેવળ નારાયણ ની છે,અને તે નારાયણ ની છે એમ સમજી ને જ્યાં સુધી ઓળખવામાં ના આવે તો છાતી પર લાત મારી ને છટકી જાય છે.
સાદું ભીજન,સાદું જીવન અને સાદો વેશ –એ સુખી જીવન ની ચાવી છે.

પણ,માયામાં જીવ ભળી ગયો છે,જીવ એ ઈશ્વર નો અંશ હોવાં છતાં માયા માં ભળી જાય તે ખોટું છે.
માયા છે તો ખોટી પણ તે છે બહુ જબરી.તે હસાવી-હસાવી ને રડાવે છે,અને રમાડી-રમાડી ને મારે છે.
માયાને ઓળખાવા સ્વપ્ન નું દૃષ્ટાંત વારંવાર વપરાય છે.

સ્વપ્ન ખોટું છે,સ્વપ્ન માં જે દેખાય છે તે ખોટું છે,સ્વપ્ન જોનાર પણ ખોટો છે.
સ્વપ્નમાં એકવાર એક જણ ને ત્રણ વર્ષ ની જેલ ની સજા થઇ,તેમાં બે વર્ષ ની સજા ભોગવીને આંખ ખુલી ગઈ તો પછી બાકી રહેલી એક વર્ષ ની સજા કોણ ભોગવે?કોઈ નહિ!

હવે તે જાગી ગયો છે,એટલે સજા ભોગવવા ની રહી નથી,
તેમ જે આ સંસારમાં જાગી જાય છે,એના દુઃખ નો અંત આવે છે.
જરૂર છે માત્ર જાગવાની.અજ્ઞાન ના અંધકારમાંથી નીકળી ને જ્ઞાન-ભક્તિ ના અજવાળામાં આવવાની જરૂર છે. ભક્તિ એ માયાને તરવાનું સહેલામાં સહેલું સાધન છે.ભક્તિ થી માયાને જીતી શકાય છે.

સંતો કહે છે કે-પ્રભુ ના “નામ” ને પકડી રાખશો તો ખ્યાલ આવશે કે-માયા કેવી રીતે છૂટે.
માયા કોણે સર્જી? ને માયા ક્યાંથી આવી?એની ભાંજગડ માં જેને પડવું હોય તે ભલે પડે,અને થોથાં ઉથલાવ્યા કરે.
જેમ,ખોળામાં ઓચિંતો સાપ આવી ચડે તો,તે સાપ ક્યાંથી આવ્યો?કોણે મોકલ્યો?કેમ મોકલ્યો? એ વિષે,
કોઈ વિચાર કરવા બેસતું નથી,પણ એ સાપ ને ફેંકી દઈ ને તત્કાળ છુટો થઇ જાય છે.
તેમ,માયા પણ સર્પ જેવી છે,વિચાર કર્યા વગર,પ્રભુ નું નામ લઇ,તેને ફેંકી છૂટા થઇ જાઓ.
સતત એવું ધ્યાનમાં રાખો કે-હું ભગવાન નો અંશ છું,જન્મ્યા ત્યારે તમે પતિ,પત્ની,પુત્ર કે પિતા નહોતા.

શ્રી રામે લક્ષ્મણજી ને કહ્યું કે-માયા ની બે શક્તિ છે,વિદ્યા અને અવિદ્યા.
વિદ્યા પંડિતો ને નચાવે છે અને અવિદ્યા મુર્ખાઓ ને નચાવે છે.
વિદ્યા વચનાંત (વચનો નો અંત )થતી નથી અને અવિદ્યા રચનાંન્ત (રચનાઓ નો અંત) થતી નથી.
અવિદ્યા થી રચનાઓ (નવા નવા બંગલાઓ –વગેરે) વધતી જાય છે.તેનાથી કોઈ ને શાંતિ મળતી નથી.
વિદ્યા નો પણ અંત આવતો નથી,મનુષ્યો સારાં પુસ્તકો વાંચી ને જ્ઞાન વધારે જાય છે,સારાં પ્રવચનો (કથાઓ) સાંભળે છે,પણ આચરણ માં મૂકતા નથી.ધ્યાન એ શું છે?એ ખબર છે,પણ ધ્યાન માં બેસતા નથી.

ખૂબ વાંચે તેનું શબ્દ-ભંડોળ વધી જાય છે,તેની પાસે માહિતી વધી જાય છે,તેથી તર્ક-વિતર્ક નું જોર બહુ વધી જાય છે.કોઈક સાચો ભક્ત કે સંત હોય તો તેની સામે જીભ-જોડી કરવા તે દોડે છે.
તેને જ્ઞાન નું અભિમાન ખૂબ વધી જાય છે અને પોતે જ સર્વ-શ્રેષ્ઠ છે એમ તે માને છે.
લોકો ને કહે છે કે-ફલાણો ભક્ત કે સંત કેવો છે તે હું જાણું છું,મને આ ખબર છે ને મને તે ખબર છે.
કદાચ એ ભક્ત કે સંત ને કે ભગવાન ને નમસ્કાર કરશે પણ તે માત્ર વિવેક ખાતર,દિલ થી નહિ.
આવો ભણેલો (પુસ્તકિયો-જ્ઞાની) કુતર્કો કરે છે અને ચમત્કાર જોવા માગે છે,કે –પ્રભુ-ભક્ત કોઈ ચમત્કાર કરે તો નમસ્કાર કરું.પણ તેને પ્રભુ ની બનાવેલી આ અનંત સૃષ્ટિ માં ચમત્કાર દેખાતો નથી.

થોથાં મગજ માં ભરવાથી વિદ્યાવાન થવાતું નથી.વિદ્યા તો ભોજન જેવી છે.
ભોજન પચે અને ભૂખ હોય એટલું જ ખવાય,ભૂખ વિના નું અને વધારે ખાધેલું ઝેર થાય છે.
વિદ્યા ની ભૂખ હશે તેને પચી શકે તેટલી વિદ્યા લાભકારી થાય,અતિ વિદ્યા ઝેર સમાન છે.
દયારામ કહે છે કે-
ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે,તદપિ અર્થ નવ સરે,
ચિત્ત તું શીદ ને ચિંતા કરે,કૃષ્ણ ને કરવું હોય તે કરે.

ગોદાવરી માં સ્નાન કરી ને એકવાર રામજી પર્ણકુટીમાં પાછા ફરતા હતા,ત્યારે એક રાક્ષસી ની નજર તેમના પર પડી,તે રાક્ષસી નું નામ હતું શૂર્પણખા.
શૂર્પણખા એ વાસના નું સ્વરૂપ છે.લંકા ના રાજા રાવણ ની એ બહેન હતી.
દંડકારણ્ય માં રાવણ ના લશ્કર ની એક છાવણી હતી અને ખર-દૂષણ નામના બે રાક્ષસો તેના મુખ્ય

અધિપતિ હતા,અને રાવણ ની બહેન તરીકે શૂર્પણખા આખા પ્રદેશ પર હકૂમત ભોગવતી હતી.
ખર-દૂષણ પણ તેનાથી ડરીને ચાલતા.
રામચંદ્રજી નું રૂપ જોઈ ને શૂર્પણખા મોહી પડી.
મોહમાં પડેલા ને ભાન રહેતું નથી,તે વિનય અને વિવેક ને ભૂલી જાય છે.ને લાજ શરમ ખોઈ બેસે છે.
આ તો રાક્ષસી હતી,એણે તો વિનય-વિવેક કે લજ્જા ની કંઇ પડી નહોતી,
એ તો સીધી રામજી ની પાછળ તેમની પર્ણકુટી માં ધુસી ગઈ.સીતાજી અને લક્ષ્મણ પણ તે વખતે ત્યાં હાજર હતા. રામજીએ શૂર્પણખાને પૂછ્યું-કે -અરે,બાઈ તું કોણ છે અને અહીં કેમ આવી છે?

શૂર્પણખાએ કહ્યું-કે-પહેલાં તું કહે કે તું કોણ છે અને અહીં શું કરે છે?
રામજી કહે છે-હું અયોધ્યા ના રાજા દશરથ નો પુત્ર રામ છું,આ મારો ભાઈ લક્ષ્મણ અને મારી ધર્મપત્ની સીતા છે,પિતાની આજ્ઞા થી અમે વનવાસ ભોગવીએ છીએ,હવે તું બતાવ કે તું કોણ છે?

"મારું નામ શૂર્પણખા, હું રાવણ ની બહેન છું,અને આ આખું વન મારા અધિકારમાં છે.
હું આજે અહીં ખાસ કામે આવી છું.અત્યાર સુધી માં હું ત્રણે લોક ફરી પણ મને મારા યોગ્ય કોઈ પુરુષ મળ્યો નહી,તેથી આજ સુધી હું કુંવારી રહી છું,પણ આજે તમને જોઈ ને મારું મન માન્યું છે,હું ખાતરી થી કહું છું કે-જગતમાં તમારા સમાન કોઈ પુરુષ નથી અને મારા સમાન કોઈ સ્ત્રી નથી,વિધાતા એ જ આપણી જોડી બનાવી છે,એટલે હું તને પરણવા માગું છું.
શૂર્પણખા અત્યારે ખૂબ સુંદર રૂપ ધારણ કરી ને રામજી ની પાસે આવી હતી.શૂર્પણખા એ વાસના નું સ્વરૂપ છે,અને વાસના હંમેશા પોતાનું અસલી રૂપ છુપાવી ને સુંદર રૂપ ધારણ કરી ને મનુષ્ય પાસે આવે છે.
એનું લોભામણું રૂપ જોઈને મનુષ્ય ફસાય છે,ને વાસનાને અપનાવે છે.વાસના એકવાર મનુષ્ય નો કબજો લઇ લે પછી તે પોતાનું અસલી રૂપ ધારણ કરે છે.અને પછી મનુષ્ય તેની પકડમાંથી છૂટી શક્તો નથી.

શૂર્પણખા નફ્ફટ થઈને રામજી ને કહે છે કે-હું તમને પરણવા માગું છું.
વાસના પણ આવી નફ્ફટ હોય છે,નફ્ફટ થઈને એ ગળે પડવા આવે છે.
શૂર્પણખા સામે છે પણ રામજી તેની સામે ઉંચી નજર કરી ને દેખતા નથી,તે માત્ર સાંભળે છે.પણ તેને આંખ આપતા નથી. વાસના ને ભગવાન આંખ આપતા નથી.

વાસના ને મનુષ્ય આંખ આપે તો તે તરત જ આંખ માં ભરાય છે.અને આંખ દ્વારા તે મન,બુદ્ધિ અને આખા શરીર નો કબજો લઇ લે છે.આ વાસના-રાક્ષસી એટલી વિકરાળ અને ભયંકર છે કે-
તેને જેમ ખવડાવો તેમ તેમ તે વધતી જાય છે.અને વધુ ને વધુ ખાવા માગે છે.
મહાત્માઓ કહે છે કે-કોઈ ને આંખ આપતાં પહેલાં વિચાર કરજો કે- હું કોને આંખ આપું છું.
પણ મનુષ્ય આંખ નો ઉપયોગ કરતાં સહેજ પણ વિવેક રાખતો નથી.

સત્યમાં જોવા જાવ તો શૂર્પણખા વિધવા છે,છતાં કહે છે કે-હું કુંવારી છું.એના ધણી ને રાવણે જ માર્યો હતો, અને પોતાની બહેન ને વિધવા કરી હતી.રાવણ ને તો બહેન શું કે બનેવી શું? એના અહંકાર ની વચ્ચે જે આવે તેને તે ખતમ કરી નાખતો.અહંકાર માત્ર સ્વાર્થ ને જ ઓળખે છે.

રામજી શૂર્પણખા ને કહે છે કે-હું તો પરણેલો છું,બાઈ,જો આ રહી મારી પત્ની સીતા.
આ સાંભળતાં જ શૂર્પણખા દંત કટકટાવીને ભયંકર અવાજ કરી બોલી-એ સીતા તો મહા વિરૂપ છે,
તે તારી સ્ત્રી થવાને યોગ્ય નથી,પણ તું જરા પણ ગભરાતો નહિ,પરણ્યા પછી એણે હું ખાઈ જઈશ.

શૂર્પણખા નાં આવા વચન સાંભળી,રામજી ને હસવું આવ્યું,તેમણે જોયું કે મોહ માં ફસાયેલી આ બાઈ સમજાવે સમજવાની નથી,એટલે તેની શાન ઠેકાણે લાવવા તેમણે વિચાર કર્યો.અને મશ્કરી કરતાં કહ્યું કે-

"હે શૂર્પણખા.તું સાંભળ,તું મને પરણવાનું કહે છે,પણ મને પરણીને તું સુખી નહિ થાય,એના કરતાં મારો આ નાનો ભાઈ લક્ષ્મણ અત્યારે એકલો છે,તેને તારે જે કહેવું હોય તે કહે."

શૂર્પણખા એ લક્ષ્મણ તરફ નજર ફેરવી અને બોલી-તારું નસીબ ખુલી ગયું,લખન,તું રાજા અને હું રાણી.
આ સાંભળતાં જ લક્ષ્મણ નું શરીર ક્રોધ થી ભરાઈ ગયું,પણ રામજી ની મજાક ને આગળ લંબાવી અને કહ્યું કે-હે,રૂપવતી,હું તો રામજી નો દાસ છું,મને પરણી ને તારે પણ રામજી ની દાસી થવું પડશે.
તું રાજા રાવણ ની બહેન થઈને શું કોઈની દાસી થવાનું પસંદ કરશે?માટે જે કહેવું હોય તે તું રામજી ને જ કહે,એ રાજા છે,અને બીજું લગ્ન પણ તે કરી શકે છે.

શૂર્પણખા હવે ફરી થી રામજી ની તરફ ફરી અને બોલી-હે રામ તું મને પરણ,આ સીતાને લીધે જો તું ના કહેતો હોય તો,દેખ,તારા દેખતાંજ હું તેને ફાડી ખાઉં છું.
આમ કહી તેને પોતાનું અસલી રાક્ષસી નું રૂપ ધારણ કર્યું અને પોતાના લાંબા તીણા નખ વડે એ સીતાજી ને ફાડી ખાવા ધસી.ત્યારે રામજી એ મોટો હાકોટો કરીને તેને અટકાવી.
રામજી ને માટે તો સ્ત્રી અવધ્ય (સ્ત્રી ને મારી ના શકાય) છે,રાક્ષસી હોય તેથી શું?
રામજી એ ના છુટકે તાડકા નો વધ કર્યો હતો,તેમણે લક્ષ્મણ ને ઈશારા થી કહ્યું કે તેને માર્યા વગર તેનાં નાક-કાન  કાપી લે.અને રામજી ની આજ્ઞા થતાં જ લક્ષ્મણે શૂર્પણખાના નાક-કાન કાપી નાખ્યાં.
શૂર્પણખા દુઃખથી ચીસ પાડી ઉઠી અને ત્યાંથી ભાગી.

વાસનાની સામે સદા સાવધ રહે તે મહાત્મા.અને એવો સાવધ મહાત્મા સામે ધસી આવતી વાસનાનાં, નાક-કાન કાપી અને તેને ભગાડી મુકશે.
શ્રીરામ ની જિંદગીમાં ત્રણ સ્ત્રીઓ એ બહુ અગત્ય નો ભાગ ભજવ્યો છે.તાડકા,મંથરા અને શૂર્પણખા.
તાડકા ક્રોધ નું સ્વરૂપ છે,મંથરા લોભ નું સ્વરૂપ છે અને શૂર્પણખા કામ-વાસના નું સ્વરૂપ છે.
કામ,ક્રોધ અને લોભ ની આપત્તિઓ પણ શ્રીરામની સામે આવી ને તરખાટ મચાવે છે.
એમાં તાડકા પર રામજી પોતે પ્રહાર કરે છે,તે ક્રોધ નું સ્વરૂપ છે,ને "માયા-મૃગ" ની મા છે,એટલે સ્વયં શ્રી હરિ તેને સંહારે છે,ક્રોધને સંહારવો જ પડે છે,લોભ કામ ને દંડ દઈ ને જતા કરે છે.
મંથરા-લોભ- ને નિર્લોભી શત્રુઘ્ન સજા કરી ને હટાવે છે,અને કામ-શૂર્પણખાને જીતેન્દ્રિય લક્ષ્મણ હટાવે છે.

શૂર્પણખા ત્યાંથી ભાગી ને છાવણી માં ગઈ અને તેણે ખર-દૂષણ ને બદલા માટે ઉશ્કેર્યા,અને કહે છે કે-
એ ત્રણે નું મારે લોહી પીવું છે,એ વિના મને તૃપ્તિ થવાની નથી.
એટલે ખરે પોતાના ચુનંદા ચૌદ બહાદુરો ને બોલાવી ને હુકમ કર્યો કે-જાઓ અને તે ત્રણે ને મારી ને, શૂર્પણખા ને તેમના લોહીનું પાન કરાવો.

ચૌદ બહાદુરો ઉપડ્યા,સાથે શૂર્પણખા પણ ગઈ.પરંતુ ત્યાં તેણે નહિ ધારેલું બન્યું,રામજી નાં બાણે, એ ચૌદ ની છાતી વીંધી ને તેમને જમીન માં ખૂંપી દીધા.
ચૌદ બહાદુરો મરી ગયા એટલે શૂર્પણખા ફરી થી ખર-દૂષણ પાસે ગઈ,ખર કહે છે કે-હવે હું છાવણીની આખી સેના લઈને જઈશ,હું ખુદ મોત ને ય ભરી પીવું એવો છું એ મગતરાં ને હું ઘડીક માં ચોળી નાખીશ.
અને આખી છાવણી ની સેના લઇ ને ખર-દૂષણ રામ-લક્ષ્મણ ને મારવા નીકળ્યા.
સેના ની બૂમો થી આકાશ ગાજી રહ્યું.

રામજી એ જોઈ લીધું કે-હવે ભીષણ સંગ્રામ થશે.તેથી તેમણે લક્ષ્મણ ની સાથે સીતાજી ને થોડે દૂર આવેલી ગુફામાં મોકલી દીધાં અને પોતે એકલા ચૌદ હજાર ની સેના સામે સજ્જ થઇ ને ઉભા.

હાકોટા અને પડકારો પાડતું રાક્ષસો નું સૈન્ય આવી પહોંચ્યું.રામચંદ્ર ને આમ એકલા ઉભેલા જોઈ ને

આકાશમાં યુદ્ધ જોવા આવેલા દેવો ફફડવા માંડ્યા.લડવાવાળો બીતો નથી પણ દેવો બીએ છે.
દેવો ને વિજય જોઈએ છે પણ એમને લડવું નથી,જોવું છે ને ફૂલો વરસાવવા છે.
તુલસીદાસજી એ દેવો ની ખૂબ હાંસી ઉડાવી છે.દેવતાઓ ન્યાય ના પક્ષમાં છે ખરા પણ કશું કરવાના
કે લડાઈ માં મદદ કરવા આવતાં ડરે છે. ભોગ ના છોડી શકે તે હાંસીપાત્ર બને છે.

શ્રીરામે એકલા હાથે,ચૌદ હજાર સેનાનો વધ કર્યો, હળાહળ ઝેર ખાનારો જેમ તરત મરી જાય,તેમ આ
ક્રૂર-કર્મી રાક્ષસો ને તેમના ક્રૂર-કર્મો નું તરત જ ફળ મળી ગયું.ખર-દૂષણ પણ ધરાશયી થયા.
ચૌદ હજાર માંથી એક માત્ર બચેલો રાક્ષસ રાવણ ને આ મહાવિનાશ ની ખબર આપવ દોડી ગયો.
અને છંછેડાયેલી શૂર્પણખા પણ રાવણ ને ઉશ્કેરવા લંકા પહોંચી.
અને આખી ઉપજાવેલી વાત રાવણ ને કરતાં કહે છે કે-

દંડકવન માં બે છોકરા અને એક છોકરી આવી છે,તે રૂપાળી છોકરી ને જોઈ મને થયું કે-આ મારા ભાઈ રાવણ
ના ઘરમાં શોભે તેવી છે,એટલે તારા વાસ્તે હું ત્યાં ગઈ,પણ તે છોકરી નો ધણી ભારે અદેખો,
તેણે એના નાના ભાઈ ને ઈશારો કર્યો,એટલે તે નાના ભાઈએ એ મારાં નાક-કાન કાપી નાખ્યાં.
મે ખર-દૂષણ ની મદદ માગી,તો તે ખર-દૂષણ ની સાથે ચૌદ હજારની સેનાનો પણ રામે નાશ કર્યો.
સેનાનો નાશ થયો,તેનું મને દુઃખ નથી પણ તે સીતા હાથથી ગઈ તેનું મને દુઃખ છે.

શૂર્પણખા માનસશાસ્ત્ર ની ઉસ્તાદ છે,રાવણ ની નબળાઈ ને તે જાણે છે,તેથી એની સ્વભાવ-ગત વાસનાને
ઉશ્કેરે છે.શૂર્પણખાને ખબર છે કે રાવણ ને શૂર્પણખાના-પોતાના અપમાન ની કંઈ પડી નથી,
શૂર્પણખા ના પતિ ને હણનારો રાવણ જ હતો.એટલે કદાચ તે પોતાનું (શૂર્પણખાનું) વેર લેવા ના જાય પણ
સીતાજી ના રૂપ ના લોભથી લલચાઈ ને ત્યાં જાય,એ ગણત્રી થી તેણે રજૂઆત કરી.

રાવણ વિચારે છે કે-કોણ હશે આ રામ?જેણે એકલા હાથે ખર-દૂષણ અને ચૌદ હજાર ની સેનાને મારી,
તે કોણ હશે? ખર-દૂષણ તો મારા જેવા બળવાન હતા,એટલે તેમને મારનાર ભગવાન સિવાય કોઈ
હોઈ શકે નહિ.

રાવણ કેવો મહાજ્ઞાની છે !! એ રામને તરત ઓળખી લે છે.હનુમાનજી પણ એટલા સહેલાઈ થી રામને
ઓળખી શક્ય નહોતા.શ્રીરામને ઓળખવા માટે હનુમાનજી ને તેમની પાસે જવું પડે છે જ્યારે
રાવણ કોસો દૂર બેઠા બેઠા રામને ઓળખી કાઢે છે.
પણ જાણવું કે એકલું બુદ્ધિ થી સમજવું એટલું બસ નથી.જાણવાથી મનુષ્ય જ્ઞાની બને અને જ્ઞાની બને એટલે
જ્ઞાન નો અહંકાર આવે. અને જ્ઞાન નું અભિમાન આવે તો તે જ્ઞાન સાચું નથી.

રાવણ ને થયું કે ભગવાન નો રામ-રૂપે અવતાર થઇ ગયો છે,પણ તેને રામ-નામ લેવાની બુદ્ધિ નથી.
રામનું ભજન તે કરતો નથી,પણ એતો કહે છે કે-ભજન ભજન મારાથી નહિ બને.
એનો અહંકાર તેણે વઢે છે, અને કહે છે કે-તું કેવો મૂરખ છે,ઈશ્વર આવી ગયા છે તે માની લેવાની શી જરૂર છે?
જરા એની પરીક્ષા તો કરી જો,કે તે ઈશ્વર છે કે સામાન્ય માનવી છે.
રાવણ ને તેના અહંકાર ની આ વાત ગમી ગઈ અને તેણે રામજી ની પરીક્ષા લેવાનો નિશ્ચય કર્યો.

રાવણે બહુ વિચાર કર્યો અને અંતે,એણે મારીચ ને મૃગના વેશે રામજી ની પાસે મોકલવાનું નક્કી કર્યું.
“જો રામ ઈશ્વર હશે,સર્વજ્ઞ હશે તો મૃગ ને જોઈ ને તે તરત જ સમજી જશે અને મૃગ ની પાછળ નહિ દોડે,
અને જો લોભાઈને મૃગ ની પાછળ દોડે તો સમજવું કે –તે ઈશ્વર નહિ પણ સામાન્ય માનવી છે.
અને જો રામ સામાન્ય માનવી જ સાબિત થાય તો પછી સીતાને ઉપાડી લાવવી એ તો રમત વાત છે.
અને જો રામ ઈશ્વર સાબિત થાય તો યે શું? હું ભજન-ભજન કરી ને તેને પામવામાં માનતો નથી,

હું તો તેની સાથે વેર બાંધીશ.પણ વેર કેમ બાંધવું?"
ત્યારે પાછો તેનો અહંકાર બોલી ઉઠયો કે –સીતાને ઉપાડી લાવી ને.

કોક પળે રાવણ ના મન માં પણ સત્ય ના પ્રકાશ નો ઉદય થાય છે ખરો,પણ એની વાસના,એના વિવેક ને ભુલાવી દે છે.એનો અહંકાર એણે અવળે પાટે ચડાવી દે છે.અને પ્રકાશ ને અદશ્ય કરી દે છે.

રાવણ રથમાં ચડી ને મારીચ ને મળવા ચાલ્યો.
મારીચ ને શ્રીરામે વિશ્વામિત્ર ના યજ્ઞ વખતે દરિયા કિનારે ફેંકી દીધો હતો,તે ત્યાં રહેતો હતો.
રાવણે મારીચ ને સીધી જ વાત કરી કે-રામે વગર વાંકે મારી બહેન શૂર્પણખાના નાક-કાન કાપી લીધાં છે,ને મારી સાથે વેર બાંધ્યું છે,હવે એણે હું છોડવાનો નથી,તું મને આમાં મદદ કર.

રામનું નામ દેતાં જ મારીચ તેમને ઓળખી ગયો, તેણે કહ્યું કે-હે, રાવણ,તું રામની સાથે વેર ના બાંધ.
આપણે તેમના જીવાડ્યા જીવીએ છીએ ને તેમના માર્યા મરીએ છીએ.એમના બળ ની મને ખબર છે તેથી આ હું કહું છું.હું વિશ્વામિત્ર ના યજ્ઞ નો ભંગ કરવા ગાયો ત્યારે તો રામ બાળક હતા,પુરી અસ્ત્ર-વિદ્યા નો અભ્યાસ પણ કર્યો નહોતો,છતાં પણ એક ફણા વગર નું બાણ છોડી તેમને મને સો જોજન દૂર અહીં દરિયા-કિનારે ફેંકી દીધો હતો.ત્યારથી એમનાથી હું એવો ભય ખાઈ ગયો છું કે મને જ્યાં-ત્યાં રામ જ દેખાય છે.
હું જાણું છું કે તને મારી સલાહ નહિ ગમે,એટલે તને અપ્રિય લાગે તોયે સાચી વાત તને કહું છું કે-
તું રામની સાથે વેર ના કર,નહિતર તારી લંકા હતી ન હતી થઇ જશે.

આ સાંભળી રાવણ ના ગુસ્સા નો પાર રહ્યો નહિ.અને કહે છે-ચૂપ રહે,હું તારી કોઈ વાત સાંભળવા માગતો નથી,મેં તને કાંઇ ગુરૂ કર્યો નથી કે તારો ઉપદેશ હું સાંભળું.અહીં તો એક જ વાત છે કે-
કાં તો હા કહે, કાં તો ના કહે.અને જો નાં કીધી તો આ તલવાર તારી ડોક પર પડેલી જાણજે.

પળમાં મારીચે વિચાર કરી લીધો કે-આ દુષ્ટ ની આગળ કોઈ દલીલ ચાલવાની નથી.
જો એનું માનું છું તો યે મરણ છે અને ના માનું તો યે મરણ છે.તો પછી આવા દુષ્ટ ના હાથે મરવા કરતાં, રામ ના હાથે રામ-બાણ ખાઈ ને શું કરવા ના મરું?
મનમાં આવો નિર્ણય કરી મારીચે રાવણ ને કહ્યું કે-હે,રાવણ હું તારી વાત નો સ્વીકાર કરું છું,સીતાજી નું હરણ કરવામાં હું તને મદદ કરીશ,છતાં હજી તને કહેવાનું મન થાય છે કે-તું આ ઠીક કરતો નથી.
વિનાશકાળે બુદ્ધિ બગડે છે-એવું તારે માટે થયું છે.
રાવને કહ્યું કે-ચૂપ રહે,રામે તારી મા તાડકા ને મારી હતી,તેનું વેર લેવાની તને તક મળી છે,
એમ સમજી ખુશ થા.ને મારી સાથે ચાલ.

<u>મારીચ એ દોષ-યુક્ત મન નું પ્રતિક છે</u>.મન ચંચળ તો છે જ અને ચંચળ-દોષ-યુક્ત મન,
કાલ્પનિક સુવર્ણ ની સૃષ્ટિ ઉભી કરવ માટે સમર્થ છે.મોહ-રૂપી રાવણ આવા મન નો આશ્રય લે છે.અને પાપમાં પ્રવૃત્ત થાય છે.મારીચ,એ તાડકા નો દીકરો છે,અને <u>તાડકા એ અવિદ્યા નું પ્રતિક છે.</u>
અવિદ્યા માંથી "હું ને મારું,તું અને તારું" પેદા થાય છે.(તાડકા ના બે દીકરા-મારીચ અને સુબાહુ)
<u>"હું ને મારું" તે મારીચ અને "તું અને તારું" એટલે સુબાહુ</u>.(રામે સુબાહુ નો વધ કરેલો અને મારીચ ને છોડેલો)
આ બન્ને ને એક સાથે જ મારવા પડે,બેમાથી જો કોઈ એક જીવતું (અહીં મારીચ) રહી જાય તો,
સુવર્ણ-મૃગ બની ને સામે આવે છે.
વિવેક નું બાણ અવિદ્યા (તાડકા) ને એક જ પ્રયત્ને મારી શકે છે,
પણ,મન પ્રત્યે કઠોર થઈને --"દોષ-યુક્ત મન" ને (મારીચ ને) હણ્યા વગર કોઈ છૂટકો નથી.(નહોતો)

બીજી બાજુ શ્રીરામે લીલા કરી.લક્ષ્મણજી વનમાં કંદમૂળ લેવા ગયા હતા,ત્યારે શ્રીરામે સીતાજી ને કહ્યું કે-હવે તમે અગ્નિ માં પ્રવેશ કરો,ને પર્ણકુટી માં તમારી છાયા ને રાખો.
આનંદ રામાયણ માં લખ્યું છે કે-શ્રીરામ ની આજ્ઞા થતા,સીતાજી એ ત્રણ રૂપ ધારણ કર્યા,
એક-રૂપે તેમને અગ્નિ માં પ્રવેશ કર્યો,બીજા-રૂપે તે રામ-સ્વરૂપ માં લીન થયાં અને ત્રીજા છાયા રૂપે તેઓ પર્ણકુટી માં રહ્યા.
તુલસીદાસજી કહે છે કે-રામજી ની આ લીલા લક્ષ્મણજી એ પણ જાણી નહી.

રાવણ મારીચ ને લઇ ને દંડકારણ્યમાં આવ્યો,અને રાવણ ની આજ્ઞા થી મારીચે,સુવર્ણ-મૃગ નું રૂપ ધારણ કર્યું.આખું શરીર જાણે સુવર્ણ નું બનેલું ને વચમાં રત્નો જેવી ટીપકીઓ,નીલમના જેવાં શિંગડાં.
આ અદભૂત સુવર્ણ-મૃગ શ્રીરામની પર્ણકુટી ની આસપાસ ફરવા લાગ્યો.સીતાજી તે વખતે બહાર ફુલ વીણતાં હતાં,ત્યાં તેમને આ અદભૂત મૃગ જોયો,અને તેમનું મન લોભાયું.એમને થયું કે આવો સરસ મૃગ મારા આશ્રમ માં હોય તો કેવું સારું?કોઈ વાર એકલાં ગમતું નથી તો તેને લીધે ગમે પણ ખરું.
વળી વનવાસ પુરો થયા પછી તેણે અયોધ્યામાં સાથે લઇ જશું તો તેં જોઈ ને બધા આભા બની જશે.

સીતાજીએ રામજીને મૃગ દેખાડી ને કહ્યું કે-મને આ સુંદર મૃગ જીવતો લાવી આપશો?જો જીવતો ના પકડાય તો તેને હણીને તેનું મૃગચર્મ લાવી આપશો?હું એ સુંદર મૃગચર્મ પર બેચી ને તમારી સેવા કરીશ.
રામજી ચકિત થઇ ને સુવર્ણ-મૃગ ને જોઈ રહે છે,ત્યારે લક્ષ્મણજીએ કહ્યું કે-આવો મૃગ કદી હોય નહિ,
મને આમાં કંઈ કપટ લાગે છે,મારીચ નામનો રાક્ષસ આવાં રૂપ ધારણ કરે છે,એ કદાચ મારીચ પણ હોય.

રામજી કહે છે કે-મારીચ હશે તો પણ, ચિંતા કરવાનું કોઈ કારણ નથી,એ મારા હાથે મરશે.
આમ કહી તેમણે લક્ષ્મણજી ને આજ્ઞા કરી કે-હું હમણાં જ મૃગને પકડી ને કે હણી ને પાછો આવું છું,
ત્યાં સુધી તું બીજું કંઈ ના કરતાં અહીં રહી સીતાનું રક્ષણ કર.પછી રામજી મૃગ ને પકડવા ચાલ્યા.

આમ અહીં સીતાજી માનવ-સહજ લોભ કરે છે અને રામજી માનવ-સહજ નબળાઈ બતાવી સ્ત્રી-હઠને વશ થાય છે. માનવ-દેહ ધરી ને પરમાત્મા પણ અસલ માનવ પાઠ ભજવે છે-લીલા કરે છે.
મૃગ આગળ દોડે છે અને રામજી તેની પાછળ દોડે છે,એમ કરતાં કરતાં આશ્રમ થી ઘણે દૂર બંને પહોંચી ગયા છે.શ્રીરામે જોયું કે મૃગ જીવતો પકડાય તેમ નથી એટલે તેમણે બાણ છોડ્યું.
અને બાણ મૃગ ને લાગતાં જ-“હે સીતા-હે લક્ષ્મણ”એવી મોટે થી ચીસ પાડી ને મૃગ ઉછળી ને રાક્ષસ સ્વરૂપ ધારણ કરી,જમીન પર પડ્યો.
મૃગ-રૂપી રાક્ષસે પાડેલી મોટી ચીસ પર્ણકુટીમાં સંભળાણી,અને એ સાંભળી સીતાજી ના ગભરાટ નો પાર ના રહ્યો.તેમણે લક્ષ્મણ ને કહ્યું કે-તમારા ભાઈ રાક્ષસ ના પંજામાં સપડાયા લાગે છે ને તેથી તમને બોલાવતા લાગે છે,માટે તમે એમની મદદે જલ્દી જાવ.

પણ લક્ષ્મણજી તો જરાયે ગભરાયા વગર શાંત બેસી રહ્યા.મૃગ સાચો હોવાની તેમને શંકા તો હતી જ,
તેથી ચીસ થી તે છેતરાયા નહિ,તેમને ખાતરી હતી કે શ્રીરામને કંઈ નહિ થાય.
પણ લક્ષ્મણ જી ને શાંત બેઠેલા જોઈ અને રામની મદદે જવા ના નીકળતા જોઈ,સીતાજી એ તેમને ન કહેવાનાં વેણ કહ્યા.
છતાં લક્ષ્મણે કહ્યું કે-મોટાભાઈ મને પર્ણકુટી છોડી ને ક્યાંય નહિ જવાની આજ્ઞા કરી છે,એટલે તમને એકલાં છોડી ને હું ક્યાંય નહિ જાઉં.

સીતાજીને મૃગ નો લોભ તો થયો હતો જ અને લોભ થી વિવેક નો નાશ થાય છે,
લોભથી બુદ્ધિ અશુદ્ધ થયેલી હતી,એમાં ચીસ ના સાંભળવાથી “ભય” નો ઉમેરો થયો,
આજ સુધી ના રામનાં પરાક્રમો ને તે વિસરી ગયા,તેમની ધીરજ રહી નહિ, અને એકનિષ્ઠા થી સેવા કરનાર

લક્ષ્મણ ને અનાર્યો ની પેઠે કઠોર અને અનુચિત વેણ સંભળાવ્યાં.અને
લક્ષ્મણ ને કહે છે કે તારી દાનત સારી નથી.
લક્ષ્મણજીએ કાને હાથ દીધા-કહે છે કે-ભાભી,તમે તો મારાં માતાજી સમાન છે.
તે અતિ વ્યાકુળ થયા છે,એક તરફ રામજી ની આજ્ઞા હતી અને બીજી તરફ સીતાજી નાં કઠોર વચન સહન થતાં નહોતાં.છેવટે કોઈ ઉપાય ના રહેતાં,તેમણે કહ્યું કે-માફ કરો,દયા કરો, હું જાઉં છું,પણ મારી આટલી અરજ માનજો,હું આ રેખા દોરું છું તે વટાવી ને બહાર પગ ના દેશો.
આટલું બોલતાં લક્ષ્મણ ગળગળા થઇ ગયા અને વન-દેવતા ને પ્રાર્થના કરી કે-સીતાજી નું રક્ષણ કરજો.
ને ઝડપથી તે ગાઢ-વન તરફ રામજી ની પાસે જવા ચાલી નીકળ્યા.

સીતાજી એકલાં રામજી ની ચિંતા કરી ને પેટ ફૂટે છે,
સંતો કહે છે કે-શોક-ગ્રસ્ત સ્ત્રીઓ સામાન્ય રીતે છાતી ફૂટે છે,જયારે સીતાજી પેટ ફૂટે છે,એ એવું સૂચવે છે કે-સર્વ રાક્ષસો નો સંહાર થયા વિના હવે મને તૃપ્તિ થનાર નથી,હવે હું ભુખી થઇ છું.

થોડી ક જ વાર પછી પર્ણકુટી ના બારણે વેદમંત્રો નો ઘોષ સંભળાયો.
સીતાજી જુએ છે તો બારણે, દંડ,કમંડળ અને ભગવાં વસ્ત્રવાળો સન્યાસી ઉભો છે.
એ રાવણ હતો,અતિથી-બ્રાહ્મણ સમજી ને સીતાજી એ તેનો સત્કાર કર્યો,અને એને ભિક્ષા આપવા બારણે આવ્યાં.ત્યારે રાવણે કહ્યું કે-હું ઘરમાં રહી અપાતી ભિક્ષા લેતો નથી.

લક્ષ્મણજી એ બાંધી આપેલી રેખા નો સીતાજી ને ખ્યાલ ના રહ્યો,તેમનું ધ્યાન કેવળ અતિથી બ્રાહ્મણ ને ભિક્ષા આપવા તરફ જ હતું,તેથી લક્ષ્મણ-રેખા ની બહાર તેમનો પગ પડ્યો.
તુલસીદાસજી કહે છે કે-વિધાતાની અવળી ગતિથી અને કાળની કઠિનતા થી સીતાજી ભાન ભૂલ્યાં,
અને રેખા ઓળંગી ને આગળ આવ્યાં.

લક્ષ્મણ રેખા એ માનવી ની મર્યાદા-રેખા છે.માનવી મર્યાદાની બહાર પગ મૂકે તો તે વિવશતાનો ભોગ બને છે.લક્ષ્મણ-રેખા એ વિવેક ની,સદાચારની,નિજ-સુખની,કુટુંબ-યશની,અને સમાજ ના ગૌરવ ની મર્યાદા છે.
એ મર્યાદા લોપતાં,એ મર્યાદા નો ભંગ થતાં,માનવી વિવેક ને ગુમાવી,દુઃખ અને અપયશ નો ભોગ બને છે.
સંતોએ અને સમાજ-વિધાયકો એ સમાજ-જીવન માં અને વ્યક્તિ-જીવનમાં મર્યાદાઓ નક્કી કરેલી છે.
પણ એ મર્યાદાઓ નું ઉલ્લંઘન,માનવી કામ,ક્રોધ,લોભ,મોહ વગેરે વાસનાઓને વશ થઇ ને કરે છે,અને પોતાની જાત ને આપદામાં (મુશ્કેલીમાં) મૂકે છે.

અહીં સીતાજી એ સાધુ-અતિથી ના સત્કાર ની ભાવનાથી લક્ષ્મણ-રેખા નો ભંગ કર્યો,
પણ પરોપકાર ની ભાવના માટે પણ મર્યાદા નો ભંગ ઇષ્ટ નથી.

મનુષ્ય કાળ નું પ્યાદું છે.કાળ ધક્કો મારીને તેંને ચલાવે છે.પણ પરમાત્મા તો કાળ ના યે કાળ છે.
પરમાત્મા નું શરણ લેનાર,કાળનું પ્યાદું મટી ને પરમાત્મા નું પ્યાદું બને છે.
પ્રભુ સંચાલક અને પ્રભુ માલિક.સંપૂર્ણ-પણે પ્રભુ નું આવું શરણું લેનાર ને કાળથી બીવાનું રહેતું નથી.
એના ચિત્ત માં પછી વાસનાનો ઉદય થતો નથી.એટલે કે ત્યાં કામ,ક્રોધ,લોભ –એ સર્વનું અસ્તિત્વ જ નથી.
કારણ કે ત્યાં “અહં” “હું” નું જ અસ્તિત્વ નથી તો પછી લોભ કોણ કરે?

પણ અહીં કાળ ની અકળ લીલાથી, સીતાજીએ સુવર્ણ-માયા-મૃગ નો લોભ કર્યો,
લોભ થી વિવેક ખોયો,રામજીને મૃગ ની પાછળ દોડાવ્યા,લક્ષ્મણજી પર ક્રોધ કર્યો,અને
લક્ષ્મણ-રેખાની મર્યાદા વટાવી ને મહા આપત્તિમાં પડ્યાં.
સીતાજી જગત-જનની નું સ્વ-રૂપ છે,પતિ પાછળ સ્વેચ્છા એ વનવાસ નું કઠોર જીવન સ્વીકાર્યું છે,દુઃખ ને

સુખ ગણ્યું છે,તેમ છતાં ક્ષુલ્લક મૃગચર્મ નો લોભ કરે તે મનમાં ના બેસે તેવી વાત છે.
લક્ષ્મણજી ને કટુ-વચનો કહે તે પણ માની ના શકાય તેવી વાત છે,
પણ વાલ્મીકિ જી એ લખ્યું છે કે-
જયારે લક્ષ્મણને તેમણે કહ્યું કે-હું અગ્નિ માં પ્રવેશ કરીશ પણ રામજી ની સિવાય અન્ય પુરુષ નો કદી સ્પર્શ કરીશ નહિ.
મહાત્માઓ કહે છે કે-આમ કહી સીતાજી એવું સૂચવે છે કે-હું પોતે રાવણ ને ઘેર નહિ જાઉં,
પણ મારા યથાર્થ સ્વ-રૂપ ને અગ્નિ માં રાખી ને,બીજા રૂપે એટલે કે માયા-રૂપે જ તેના હાથમાં જઈશ.
એટલે અહીં રાવણ જે સીતાજી ને હરી જાય છે તે "માયા-સીતાજી" છે.
અને રાવણ ના વધ પછી એ "માયા-સીતાજી" અગ્નિ માં પ્રવેશ કરે છે(અગ્નિ-પરીક્ષા),અને અગ્નિ સીતાજી ના એ "માયા-રૂપ"નું દહન કરી ને યથાર્થ સીતાજી ના સ્વ-રૂપ ને રામજી સમક્ષ પ્રગટ કરે છે,

મહાત્માઓ કહે છે કે-જ્યાં બેસીને તમે રામ નું ધ્યાન કરશો ત્યાં રામજી પ્રગટ થશે.
જગતમાં કોઈ એવી જગ્યા નથી કે જ્યાં રામજી ના વિરાજતા હોય.સર્વ-વ્યાપક પરમાત્મા બધે જ છે.
એટલે જ બધાં સ્થળ રામનું ધ્યાન કરવા માટે યોગ્ય છે.ધ્યાન કરનારો ધીરે ધીરે જગત ને ભૂલે છે.અને પછી પોતાને પણ ભૂલી જાય છે,ત્યારે ધ્યાતા (ધ્યાન કરનાર).ધ્યાન,અને ધ્યેય (પરમાત્મા)એક થઇ જાય છે.દ્રષ્ટા (જોનાર) દૃશ્ય અને દર્શન ત્રણે એક થઇ જાય છે.
અને હવે જે સાધક છે એ જ સાધ્ય બની જાય છે અને તેથી તે જ સાધના છે.
જીવ,શિવ અને સૃષ્ટિ એક થઇ જાય છે.

ત્રિજટા નામે એક રાક્ષસી છે,તે સીતાજી ની સેવા કરે છે.તે છે તો રાક્ષસી પણ એના સંસ્કાર સારા છે,
અને એટલે જ સીતાજી ની સેવાનો.સીતાજી ના સાનિધ્ય નો લાભ તેને મળ્યો છે.
સીતાજી ત્રિજટા ને કહે છે કે-આજે તો ધ્યાનમાં હું પોતે સીતાજી છું એ વાત જ ભૂલી ગઈ.

સ્ત્રીત્વ અને પુરુષત્વ એ દેહના ભાવ છે.દેહ-સંબંધ છૂટે છે ત્યારે જ બ્રહ્મ-સંબંધ થાય છે.
તીવ્ર-ભક્તિ જયારે પરાકાષ્ઠા એ પહોંચે ત્યારે જ દેહ-ભાવ ની ગાંઠ છૂટે છે.
સાધારણ ભક્તિથી ગાંઠ છૂટતી નથી,ભક્તિ તીવ્ર અને સતત જોઈએ.
ભક્તિમાં જપ અને ધ્યાન એ મુખ્ય છે.કોઈ જડ વસ્તુનું ધ્યાન એ ધ્યાન નથી,જડ વસ્તુ ના ધ્યાન થી મન પણ જડ બની જાય છે.ચેતન ના ધ્યાન થી મન ચેતન બને છે.

સીતાજી એ રામજી ની સેવા કરી છે,તો યે ધ્યાન તો કરે જ છે.અને ધ્યાનમાં એવાં લીન રહે છે કે-
કોણ શું કરે છે કે કોણ શું બોલે છે-તે એમને દેખાતું કે સંભળાતું નથી.
પ્રતિકુળતાઓ વચ્ચે પણ તેમણે ધ્યાન ની અનુકુળતા કરી લીધી છે.કોઈ વખત,સીતાજી ને બીક લાગે છે કે-ઈયળ જેમ ભમરીનું ધ્યાન કરતાં કરતાં ભમરી થઇ જાય છે તેમ રામજી નું ધ્યાન કરતાં કરતાં હું પણ રામજી થઇ  જઈશ તો? સીતાજી પોતાના મનની આ વાત ત્રિજટા ને કહે છે.

ત્યારે ત્રિજટા કહે છે કે-માતાજી,તો તો બહુ જ સારું,તમારા હાથે જ રાવણ નો વધ થશે.
ત્યારે સીતાજી કહે છે કે-મને રામ થવામાં આનંદ નથી, મને તો રામની સેવા કરવામાં જ આનંદ છે.
હું રામ બની જાઉં તો મારા રામ ની સેવા કોણ કરશે? મારે રામ થવું નથી.મારે તો તેમની સીતા બની ને જ રહેવું છે. મારે તો મારા રામની સેવા જ કરવી છે.

ત્યારે ત્રિજટા કહે છે કે-માતાજી તમારે તેની ચિંતા કરવાની જરૂર નથી,કારણકે રામનું ધ્યાન કરતાં કરતાં જો તમે રામ બની જશો તોયે તેથી રામ-સીતા ની જોડી તુટવાની નથી,કેમકે – શ્રીરામ,તમારું ધ્યાન કરતાં કરતાં સીતા બની જશે.

સીતાજી મહાદુખમાં છે છતાં મહાઆનંદમાં છે, ધ્યાન સંયોગ માં થતું નહોતું પણ વિયોગમાં થાય છે.
શ્રીકૃષ્ણે ગોપીઓ ને પણ વિયોગમાં ધ્યાન કરવાની આજ્ઞા કરી હતી,અને તેથી ગોપીઓ વિયોગમાં
ભગવાન ને પોતાની અંદર,બહાર અને સર્વત્ર નિહાળે છે.
ગોપીઓ કહે છે કે-ભગવાન અમને છોડી ને ગયા જ નથી.તેઓ તો અહીં જ છે!!

જ્યાં સુધી જીવ ઈશ્વરથી જુદો છે ત્યાં સુધી તેના નસીબમાં રડવાનું લખાયેલું છે.
પણ,જો ધ્યાન કરતાં –તે પ્રભુ સાથે એક-રૂપ થાય તો પછી તેણે મૃત્યુ નો ડર રહેતો નથી,
તે આનંદ-રૂપ (પરમાત્મા-રૂપ) બની જાય છે.
ભક્તિ-માર્ગ કહે છે કે-પ્રેમલક્ષણા-ભક્તિથી,અદ્વૈત સિદ્ધ થાય છે.
પ્રેમ થી સિદ્ધ થતા આ અદ્વૈતમાં ભિન્ન-ભાવ સાથે થોડો અભિન્ન-ભાવ રહે છે.
સીતા-રામ એક-અભિન્ન છે,છતાં સીતા-રામ ભિન્ન છે.

તેથી સીતાજી કહે છે કે-મારે રામ નથી થવું,પણ મારા રામની સેવા કરવા સીતા થઈને જ રહેવું છે.
વૈષ્ણવ સંતો અદ્વૈતની સાથે થોડું દ્વૈત રાખી,સેવા-સ્મરણ માં કૃતકૃત્યતા અનુભવે છે.

ભક્તિમાર્ગ બધી ઈન્દ્રિયોને ઈશ્વરની સેવામાં લગાવવાનું કહે છે,
આંખ પ્રભુ માટે,કાન પ્રભુ માટે,આખું શરીર પ્રભુ માટે.
આંખથી પ્રભુ ને બધે જોવાના,કાનથી પ્રભુ ને બધે સાંભળવાના,હાથ-પગ થી બધે પ્રભુની સેવા કરવાની.
આમ બધે જ પ્રભુ નું દર્શન થાય તે જ પ્રભુ નું સાચું ધ્યાન.
યોગીઓ આંખો મીંચીને બેસે છે,તો યે ઘણી વખત પ્રભુને નથી પામતા,પણ ગોપીઓ ઉઘાડી આંખે
પ્રભુનાં સર્વ જગ્યાએ દર્શન કરતી હતી. બધે પ્રભુનાં દર્શન થાય તે જ જ્ઞાન.તે જ ધ્યાન.,તે જ સમાધિ.
બળ-જબરી થી ઇન્દ્રિયો ના દરવાજા બંધ કરવાથી તે બંધ થતા નથી,
તે કદીક ઓચિંતા ઉઘડી જાય છે,ને ભયાનક વંટોળ અંદર ધસી આવે છે.
વિશ્વામિત્ર નું મેનકા થી પતન એ એનું ઉદાહરણ છે.

તેથી ભક્તો ઇન્દ્રિયોના દરવાજા બંધ કરવા કરતાં એ દરવાજાઓ પર પ્રભુ ને પધરાવવાનું પસંદ કરે છે.
દશે ઇન્દ્રિયો ને પ્રભુ તરફ વાળે છે અને મન-બુદ્ધિ થી પ્રભુ નું સ્મરણ કરે છે,
ભક્તિ નો સહુથી સલામત માર્ગ આ છે.
સીતાજી,શ્રીરામનું ધ્યાન કરે છે અને શ્રીરામ એ સીતાજીનું ધ્યાન કરે છે,
ભક્ત ભગવાન નું અને ભગવાન ભક્ત નું ધ્યાન કરે છે.

એકવાર નારદજી વૈકુંઠ-લોકમાં આવ્યા,તો તેમણે ભગવાન ને ધ્યાનમાં બેઠેલા જોયા.
નારદજી ને નવાઈ લાગી,તેમણે પ્રભુ ને પૂછ્યું-પ્રભુ,તમે કોનું ધ્યાન કરો છો?
ત્યારે ભગવાન કહે કે-હું મારા ભક્તોનું ધ્યાન કરું છું. નારદજી કહે –શું ભક્તો તમારાથી શ્રેષ્ઠ છે?
ભગવાન કહે- હા,છે જ. નારદ કહે –માન્યામાં આવતું નથી.
ભગવાન કહે –તો હું સાબિત કરી બતાડું.બોલો,જગતમાં મોટામાં મોટું કોણ?
નારદ કહે-પૃથ્વી. ભગવાન કહે -પૃથ્વી તો શેષનાગના ફણા પર રહેલી છે,અને શેષનાગ નો મહાદેવજી ના
હાથનું કડું છે,તો, શિવજી –સમેત આખો કૈલાશ રાવણે ઉઠાવેલો,અને એ જ રાવણ ને બગલમાં રાખી ને
વાલી સંધ્યા કરતો હતો. તો, એ વાલી ને રામે એક જ બાણથી મારેલો.
ત્યારે નારદે કહ્યું-ત્યારે તો આપ જ મોટા,હું કહેતો હતો તે સાચું જ હતું.
ભગવાન કહે છે કે-હું શેનો મોટો? મારો ભક્ત મને એની હૈયા ની દાબડીમાં પુરી રાખે છે.

તુલસીદાસજી એ બરાબર જ કહ્યું છે કે-<u>રામ સે અધિક રામ સર દાસા</u>.રામનો દાસ રામથી ચડી જાય.
મહાત્માઓ કહે છે કે-માટે બીજું કશું બનવું છોડીને રામના ભક્ત બનો.તે ઉંચામાં ઉંચી પદવી છે.
વારંવાર મન ને રામ-સ્વ-રૂપ માં લીન કરો.ધ્યાન માં તન્મયતા થતાં દેહભાન જશે,અને જગતનું ભાન ભુલાશે.જેમ જેમ સંસાર નું વિસ્મરણ થતું જશે તેમ તેમ આનંદ ની માત્ર વધતી જશે ને છેલ્લે,
આનંદ-આનંદ-પરમાનંદ થઇ રહેશે.

એક ખાંડ ની પૂતળી હતી,તે સાગરનું ઊંડાણ માપવા ગઈ,ગઈ તે ગઈ,પછી આવી જ નહિ,
પોતે જ સાગર થઇ ગઈ.
મન આ ખાંડ ની પૂતળી જેવું છે,તે જે ઈશ્વરમાં મળી ગયું,તો પછી જુદું થઇ શકતું નથી.
જીવનો પરમાત્મા માં લય થઇ જાય છે.જીવ –શિવ એક થઇ જાય છે.
પરમાત્મા દરિયા જેવા વિશાળ છે.જ્ઞાની પુરુષો પરમાત્મા ના રૂપ સાથે એવા મળી જાય છે કે-
તે પછી કહી શકતા કે –હું જાણું છું. તે તો કહે છે કે-હું જાણું છું કે હું જાણતો નથી.

ધ્યાન કરનારનું “હું-પણું” ઈશ્વરમાં મળી જાય છે.આ અદ્વૈત છે.
પછી જીવ નું જીવ-પણું રહેતું નથી,જીવ-ભાવ એ પરમાત્મ-ભાવ બની જાય છે.
ઈયર ભમરી બની જાય છે,ધ્યાન કરનાર જે સ્વરૂપ નું ધ્યાન કરે તે સ્વરૂપ ની શક્તિ તેનામાં આવે છે.
પરમાત્મા સાથે તેનું અનુસંધાન થતાં પરમાત્મા ની કૃપા તેના પર વરસે છે.

બંધ નો દરવાજો ખૂલી જતાં જેમ પાણી નો ધોધ વહે છે તેમ,પરમાત્મા ની કૃપા તેના પર વરસે છે.
તુલસીદાસજી કહે છે કે-જેના પર પ્રભુ કૃપા કરે છે,તે જ પ્રભુને જાણી શકે છે,અને પ્રભુ ને જાણ્યા પછી પોતે પણ પ્રભુ જ બની જાય છે.એના “હું” નો “તું” થઇ જાય છે.

સીતાજી અશોક-વાટિકામાં રામનું ધ્યાન કરતાં બેઠાં હતાં.ત્યાં રાવણ આવી ને તેમની સામે ઉભો અને નફફટાઈ થી ચાલ રમતો બોલ્યો. “આ દશાનન રાવણ કોઈ સ્ત્રી આગળ કોમળ થયો નથી,તે દશે શીશ વડે તને પ્રણામ કરીને કહે છે કે-તુ મારો સ્વીકાર કર.

સીતાજી એ ત્યારે પોતાની અને રાવણની વચ્ચે એક તણખલું મુક્યું.તણખલું મૂકી ને તેમણે એમ બતાવ્યું કે-
તુ મારે મન તણખલા બરાબર છે.હું તારા થી મુદ્દલે બીતી નથી.
પછી તેમણે કહ્યું કે-હે,બીકણ,ચોર ની માફક તુ મને હરી લાવ્યો છું,એમાં તેં શું બહાદુરી કરી?
હું ખાતરી થી કહું છું કે તારો વિનાશ નક્કી જ છે.મારા આ જડ શરીર ને તુ બાંધે કે મારી નાખે મને તેથી કોઈ નુકશાન થવાનું નથી.

આ સાંભળી રાવણે ગુસ્સે થઇ ને કહ્યું કે-હું તને બાર મહિના ની મુદત આપું છું,અને ત્યાં સુધી જો તુ મારે વશ નહિ થાય તો,તારા ટુકડે ટુકડા કરી નખાશે,એ નક્કી જાણજે.
સીતાજી કંઈ બોલ્યા નહી,અને રામજી ની છબી હૃદયમાં રાખીને રામ-રામ રટતાં રહ્યાં.

બીજી બાજુ,મારીચ ને મારી ને શ્રીરામ પાછા ફરે છે ત્યાં સામે લક્ષ્મણ ને દોડતા આવતા જોયા.
એ જોઈ રામજી ચિંતામાં પડી જાય છે,લક્ષ્મણ નું મોઢું ઉદાસ છે,એ જોઈ શ્રીરામ તેમનો હાથ પકડી ને પૂછે છે કે-હે,લક્ષ્મણ,સીતા કુશળ તો છે ને?તું એણે એકલી મૂકી ને કેમ આવ્યો?તું બોલતો કેમ નથી?
છતાં લક્ષ્મણજી કંઈ બોલતા નથી ઉલ્ટા વધારે દીન બની ગયા.
શ્રીરામ વ્યાકુળ થઈને કહે છે કે-લક્ષ્મણ,તું મારી આજ્ઞા તોડી,સીતાને એકલી છોડીને અહીં કેમ આવ્યો?
ત્યારે લક્ષ્મણજીએ સીતાજીએ કહેલાં કટુ વચનો શ્રીરામ ને સંભળાવ્યા,ને દીનભાવે કહ્યું કે-
તેમના વચન મારાથી સહેવાયા નહી,એટલે તેમને પર્ણકુટીમાં એકલાં મુકીને હું અહીં આવ્યો.

રામજી કહે છે કે-મારી આજ્ઞા તોડી ને તેં પાપ કર્યું છે,સીતાને એકલી મૂકી ને તું અહીં આવ્યો જ કેમ?

લક્ષ્મણ તો સેવક હતા.સંસારમાં જ્ઞાની થવું સહેલું છે,પણ સેવક થવું ઘણું કઠણ છે.કારણકે-
સેવકે માલિક ની ઈચ્છા પ્રમાણે જ બધું કરવાનું હોય છે,પોતાની ઈચ્છા નું કશું મહત્વ જ હોતું નથી.
સેવક-ધર્મ બેધારી તલવાર જેવો છે.માલિક તો બંને બાજુ બોલી શકે છે.
સીતાજી ની આજ્ઞા માનીને આવ્યો તો કહે છે કે મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરીને કેમ આવ્યો,અને
જો ના આવ્યો હોત,તો કદાચ કહેત કે સીતાજી એ તને આજ્ઞા કરી છતાં તેં કેમ માની નહિ?
શું હું ને સીતાજી જુદાં છીએ?

સીતાજી નાં વેણ સાંભળી લક્ષ્મણજી અપમાનિત તો થયા હતા,તે ઉપર હવે મોટાભાઈનાં વચનો થી
તેઓ અન્યાય નો ભોગ બન્યા..તેમની સ્થિતિ અસહ્ય બની ગઈ.
પણ તેમનો રામ-સીતા પરનો પ્રેમ એવો છે કે-તે અપમાન અને અન્યાય બંને સહન કરી લે છે.
મનમાં તો તે ઘણા દુઃખી થયા પણ સેવક ને ભાગે હંમેશા ઠપકો સાંભળવાનો હોય છે એમ સમજી શાંત રહ્યા.

રામાવતારમાં લક્ષ્મણે કરેલી સેવા નો બદલો આપવાની ઈચ્છા થી ભગવાને કૃષ્ણાવતારમાં,
મોટાભાઈ તરીકે લક્ષ્મણ નો સ્વીકાર કરી ને એમની સેવા કરી હતી.
ભગવાન કોઈનું ઋણ રાખતાં નથી એટલે તો તેમણે “રણછોડ” (ઋણ-છોડ) કહે છે.

શ્રીરામ તો આનંદ-સ્વરૂપ છે,દુઃખ કે શોક થી પર છે,છતાં અત્યારે સીતાજી ની ચિંતામાં વિહ્વળ બની દુઃખ
વ્યક્ત કરે છે.અને કહે છે કે-
લક્ષ્મણ,સીતાને કંઈ થયું તો નહી હોય ને?એણે એકલી જોઈ ને કોઈ રાક્ષસ તેણે ઉપાડી તો નહી ગયો હોય
ને? અરે રે હું સીતા વગર કેવી રીતે જીવી શકીશ?

લક્ષ્મણજી શ્રીરામને આશ્વાસન આપે છે અને બંને પર્ણકુટી પાછા ફરે છે.જુએ છે તો પર્ણકુટીમાં સીતાજી નથી.
શ્રીરામ બહાવરા બની જાય છે ,અને લક્ષ્મણજી ને ધ્રાસકો પાડ્યો.તેમને પારાવાર પસ્તાવો થાય છે કે-
સીતાજી ના કઠોર વચનો સહી લઈને પણ હું અહીં જ રહ્યો હોત તો સારું થાત.મેં ખોટું કર્યું.પણ હવે શું થાય?
કદાચ સીતાજી નદીએ પાણી ભરવા કે ફુલ વીણવા ગયા હોય,એમ સમજી બંનેએ ચારે તરફ તપાસ કરી
પણ સીતાજી નો ક્યાંય પત્તો મળ્યો નહિ.

શ્રીરામ એક સામાન્ય માનવી ને જેમ આંસુ વહાવે છે,તેમની આંખો લાલ થઇ છે,ઉન્મત્ત સરખા બની ગયા
છે.વનનાં વૃક્ષો ને પૂછે છે કે- તમે મારી સીતાને જોઈ?જોઈ હો તો કહો,તેની કુશળતાના સમાચાર કહી મને
શોકરહિત કરો.શ્રીરામ વળી,વાયુદેવ ને ,સૂર્યદેવને,પણ પૂછે છે કે-મારી સીતા ક્યાં છે?
બહાવરા ની પેઠે તે અહીં તહીં દોડે છે,શરીરનું એમને ભાન નથી,”હે સીતે,હે,સીતે “કરીને આંસુ વહાવે છે.

શ્રીરામ લક્ષ્મણ ને કહે છે-કે-લક્ષ્મણ તું વનવાસની અવધિ પુરી થાય ત્યારે તું એકલો પાછો અયોધ્યા જજે,
અને મારી વતી થી બધાને સંભાળજે. હે,લક્ષ્મણ આજ લગી બધાં દુઃખો શાંત હતાં,કારણકે સીતા મારી સાથે
હતી,પણ સૂકાંલાકડામાં જેમ આગ લાગી જાય તેમ સીતાના વિયોગ થી મારાં દુઃખ ફરી જાગી ગયાં છે.

હે,લક્ષ્મણ,હવે હું કોઈને મોં દેખાડવા લાયક રહ્યો નથી.સૂર્યદેવ તો આપણા વંશના આદ્ય-પિતા છે,પણ હું
ઉપર તેમની સામે જોઉં છું તો મને તે લાખ લાખ કિરણો ન ચાબખા મારી ઠપકો આપી રહ્યા છે,કે-
“તેં મારા કુળ ની આબરૂ પર પાણી ફેરવ્યું,મારી પુત્રવધુ નું રક્ષણ કરવાની તારામાં તાકાત નથી?
હું નીચે જોઉં છું તો ધરતી કે જે મારી સાસુ છે તે મને ઠપકો આપી ને કહે છે કે-મારી સીતાનું રક્ષણ કરી ના
શક્યો? પત્ની નું રક્ષણ કરવાની તાકાત નહોતી તો તુ પરણ્યો શું કામ?

આમ શ્રીરામ એક સામાન્ય માનવી ની જેમ રડે છે.
શ્રીરામ તો પરમાત્મા છે,તે તો આનંદ-સ્વ-રૂપ છે,સુખ-દુઃખ થી પર છે,એ કદી રડતા હશે???
રાજયાભિષેક ની વાતથી તેમને નહોતો હર્ષ થયો કે વનવાસની વાત સાંભળી તેમણે શોક થયો નહોતો.
તો એ શું કામ રડતા હશે?

પરમાત્મા ની આ લીલા છે,પ્રભુ લીલા કરે છે.લીલા ની કથા સાંભળી એટલો સમય જીવ જગતને ભૂલી જાય છે, અને પ્રભુ નું સ્મરણ કરે છે.પ્રભુ ની લીલા મનુષ્ય ના ઉદ્ધાર માટે છે,
પરમાત્મા શ્રીરામ સગુણ સાકાર છે ને નિર્ગુણ નિરાકાર પણ છે,
નિર્ગુણ નિરાકાર સાથે પ્રેમ થતો નથી,નિરાકાર ઈશ્વરનો સંબંધ બુદ્ધિ સાથે થાય છે.
ભગવાન સર્વમાં અને અને સર્વકાળે સર્વ જગ્યાએ છે,એવું જે સમજે તેના હાથે પાપ થતું નથી,પણ,
જે એમ માને છે કે-ભગવાન ક્યાંક વૈકુંઠ-લોક માં બેઠા છે,તેના હાથે પાપ થાય છે.

જેમ રાજા એક જગ્યા એ રહે પણ તેની સત્તા રાજ્ય-વ્યાપી છે તેમ પરમાત્મા ની સતા સર્વવ્યાપી છે.
એક સામાન્ય સિપાઈ રસ્તામાં ઉભો રહી હાથ ઉંચો કરે તો મોટર ઉભી રાખવી પડે છે,એમાં સિપાઈ નું મહત્વ નથી,રાજ-સત્તા નું મહત્વ છે.સત્તાનો કોઈ રંગ કે આકાર નથી,છતાં સત્તા છે.
તેમ નિર્ગુણ  નિરાકાર પરમાત્મા પણ સર્વ-કાળે,સર્વ માં રહેલો છે.

વેદાંત માં ઈશ્વરના સ્વરૂપ નું વર્ણન કરતાં કહે છે કે-પરમાત્મા નિરાકાર છે,તેજ-સ્વરૂપ છે.
એનો અર્થ એ –કે-ઈશ્વરનું કોઈ એક સ્વરૂપ નક્કી થયેલું નથી.એટલે જગતમાં જેટલાં રૂપ દેખાય છે તે બધાં ઈશ્વરનાં ભિન્ન-ભિન્ન રૂપો છે.સોનાના દાગીના અનેક બને છે પણ સોનું બધામાં એક જ છે.
કિંમત આકારની બહુ અંકાતી નથી,સાચી કિંમત સોનાની છે.
ભગવાન ધનુષ્ય-બાણ ધારણ કરે છે-ત્યારે આપણે તેમણે રામચંદ્ર કહીએ છીએ,અને
એ જ પરમાત્મા જયારે હાથમાં વાંસળી ધારણ કરે છે ત્યારે શ્રીકૃષ્ણ તરીકે ઓળખાય છે.
નામ જુદાં છે પણ પરમાત્મા એક જ છે.

રાધાજી ના મંદિર માં કોઈ પુરુષને પ્રવેશવાની મનાઈ હતી,એક વાર રાધાજીએ શ્રીકૃષ્ણ ને મળવાની ઈચ્છા કરી.શ્રીકૃષ્ણ વિચારે છે કે-હું પીતાંબર પહેરીને જઈશ તો રાધાજી ના મંદિરમાં કોઈ પ્રવેશવા નહિ દે.એટલે તેમણે સ્ત્રી નાં વસ્ત્રો પહેર્યા,અને રાધાજી ની સખી બની ને મંદિરમાં ગયા.
આમ પરમાત્મા જુદા જુદા સ્વરૂપે,અનેક લીલાઓ કરે છે.
એટલે કહ્યું છે કે-પરમાત્મા નિર્ગુણ નિરાકાર છે ને સગુણ સાકાર પણ છે.
ગીતાજી માં પરમાત્મા કહે છે કે-મારા ભક્તો જે સ્વરૂપે મને ભજે છે,એ સ્વરૂપ હું ધારણ કરું છું.

નિરાકાર ની સત્તા તો સાકાર સ્વરૂપે જ વ્યાપેલી છે.
આમ જોવા જાવ તો ફુલ સાકાર છે,પણ ફુલ માં જે સુગંધ છે તે નિરાકાર છે.
એમ શ્રીરામ સાકાર પણ છે ને નિરાકાર પણ છે.

પરમાત્મા જે કરે તે લીલા અને માનવી કરે તે ક્રિયા. લીલા ને ક્રિયા વચ્ચે ભેદ છે,
જગતની ઉત્પત્તિ,સ્થિતિ અને લય –એ પ્રભુ ની લીલા છે.
માનવીની ક્રિયા માં “હું” પણું છે,અહંકાર છે,સ્વાર્થ છે.પણ નિસ્વાર્થ-નિષ્કપટ કરાય તે લીલા છે.
પરમાત્મા સ્વાર્થ રહિત છે,માટે એ જે કરે તે લીલા કહેવાય.કનૈયો માખણ ચોરે તે લીલા કહેવાય અને માનવી જો ચોરી કરે તો તે ક્રિયા કહેવાય.લાલાએ માખણ પોતે ખાધું નથી મિત્રોને ખવડાવ્યું છે.
ક્રિયા બંધન કારક છે અને લીલા માં બંધન નથી.

શ્રીરામની ક્રિયાઓ પણ આવી લીલા-રૂપ છે.શ્રીરામ વનમાં જાય,રાક્ષસો સંહારે,અને સીતાજી ની પાછળ વિલાપ કરે,-આ બધી લીલા છે.
જીવ રોજ અજ્ઞાન થી રડે છે,પણ રામજી માં તો જ્ઞાનનો પ્રકાશ છે,પોતે જ પ્રકાશ-સ્વ-રૂપ છે.
છતાં સીતાજી ના વિયોગમાં રડવાનું થોડું નાટક કર્યું છે.અને એ નાટક એવું વાસ્તવિક લાગે છે કે-
શ્રીરામ મારી પેઠે જ રડે છે.પણ રામજી ને વિયોગ છે જ નહિ,સીતા ને રામ અલગ નથી.
રામની લીલા માં માયા દેખાય,પણ તેમ છતાં તે માયા નથી.
પરમાત્મા રડે છે ત્યારે પોતાના સ્વ-રૂપ માં સ્થિર થઇ ને રડે છે,પણ માનવી રડે ત્યારે પોતાના સ્વરૂપ ને ભૂલી જાય છે.એટલે પરમાત્મા રડે તેમાં પણ આનંદ હોય છે.માનવી રડે ને દુઃખી થાય છે.
એટલે જ ભગવાન ને "નટવર" પણ કહેવામાં આવે છે.તે નાટક કરવામાં અતિ નિપુણ છે.

નાટક કરનારો,નાટક પોતાને માટે નહિ,પણ જોનારાઓ ના મનોરંજન માટે નાટક કરે છે,
એટલે જોનારના પર તે અભિનયની અસર પડવાની જ, અને તે જ તેની નેમ હોય છે.
એનું અસલી સ્વરૂપ કેવું છે?તેની જોનાર ને ખબર પડતી નથી.
રામજી એવું નાટક કરે છે,
બહારથી તે અતિ-દુઃખી જણાય છે,પણ તે તો સંયોગ-વિયોગ થી પર છે.
સુખ-દુઃખ થી પર છે.છતાં પણ પોતાનું ઐશ્વર્ય છુપાવી ને સાધારણ માનવી ના જેવું નાટક કરે છે.

શ્રીરામ આમ વિલાપ કરે છે,ત્યારે લક્ષ્મણ તેમને આશ્વાસન આપે છે.
શ્રીરામ કહે છે કે-હે,લક્ષ્મણ હું ખાતરીથી કહું છું કે-સીતાને રાક્ષસો હરી ગયા છે,કે ખાઈ ગયા છે.
આમ બોલતાં બોલતાં શ્રીરામ ફરીથી અતિ વ્યાકુળ બની જાય છે,તેમના આંસુ સુકાતાં નથી.

શ્રીરામને લક્ષ્મણજી કહે છે કે-હે,મોટાભાઈ,ચંદ્ર માં એક ગુણ છે-શોભા,સૂર્ય માં એક ગુણ છે-તેજ,વાયુ માં એક ગુણ છે ગતિ,અને પૃથ્વીમાં એક ગુણ છે –ક્ષમા.પણ તમારામાં તો ચારે ગુણ છે,ઉપરાંત તમારામાં એક ગુણ વધારે છે તે યશ. તમે જો દુઃખ સહન નહિ કરો તો,પછી દુનિયામાં દુઃખ સહન કરવાનું કોઈને કહેવા જેવું રહેશે નહિ, જગત તો આપત્તિઓથી ભરેલું છે,આપત્તિઓ કોના પર નથી આવતી?

દુનિયામાં સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ પ્રાણીમાત્ર ના ભાગ્યમાં લખાયેલું જ છે.દેવોને પણ સુખ-દુઃખ ભોગવું પડે છે.તમે તો જ્ઞાની છો,અને જ્ઞાની થઈને આમ સાધારણ માનવી ને જેમ શોક કરો તે યોગ્ય નથી.
આપે જ મને કહેલું કે-પૂર્વ-જન્મ નાં કર્મો નું ફળ,આ જન્મ માં સુખ-દુઃખ રૂપે પ્રાપ્ત થાય છે.તો તેને ભોગવવામાં ખેદ કરવાની જરૂર નથી.
અને હવે તમે જ શોક કરો તો તમને બોધ આપવા કોણ સમર્થ થાય ? માટે ધીરજ ધરો,ને સ્વસ્થ બનો.
આમ વિવિધ પ્રકારે લક્ષ્મણ શ્રીરામને આશ્વાસન આપવા પ્રયત્ન કરે છે.

એવામાં અગસ્ત્ય-મુનિ ને દર્શન આપી, આકાશમાર્ગે શંકર ભગવાન,સતી જી સાથે જતા હતા,
તેમણે શ્રીરામ ને સાધારણ માનવીની જેમ વિલાપ કરતા જોયા.શિવજી તો રામજી ની આ લીલા જોઈ મનમાં રાજી થયા અને મનમાં જ બોલે છે કે-વાહ,પ્રભુ શી લીલા કરી છે!! જોયા કરવાનું મન થાય છે.
આમ કહી "સચ્ચિદાનંદ પરમાત્મા" કહીને શ્રીરામને પ્રણામ કર્યા.

ત્યારે સતી ને નવાઈ લાગી,તેમણે પૂછ્યું-કોને પ્રણામ કરો છો?
શિવજી કહે છે કે-દેવી,આ તો મારા શ્રીરામ છે,જે સચ્ચિદાનંદ પરમાત્મા નો નામનો હું નિરંતર જાપ કરું છું.
સતીજી ના મનમાં સંદેહ થયો-આ તો દશરથ ના દીકરા રામ છે.એક સાધારણ માનવી ને જેમ એ પત્ની ના વિયોગમાં મૂઢ બનીને રડે છે,એ આનંદ-સ્વરૂપ પરમાત્મા કેમ હોઈ શકે? સચ્ચિદાનંદ રડે ખરા?

વળી પોતાની ખોવાયેલી પત્ની ને શોધી શકતા નથી,એ કેવી રીતે સર્વજ્ઞ હોય?

શિવજી કહે છે કે-આ તો રામજીની લીલા છે.અને લીલા-સ્વરૂપે જ રડે છે.
સતી કહે છે કે-તમારી આ વાત મારે ગળે ઉતરતી નથી,સ્ત્રીના વિયોગમાં રડતાં એક સાધારણ રાજકુમાર ને તમે આમ પરમાત્મા કહી પગે લાગો છો તે મને રુચતું નથી.તમે એમને જો ભગવાન માનતા હો તો તમે પણ ભગવાન છો, પણ મેં તો તમને કદી રડતા જોયા નથી.રડે એ ભગવાન કેવી રીતે હોઈ શકે?

શિવજી એ વૈરાગ્ય નું પ્રતિક છે.મંદિરમાં શ્રીકૃષ્ણ-રાધાજી ,શ્રીરામ-સીતાજી સાથે વિરાજે છે પણ,
શિવજી પ્રકૃતિથી સદા દૂર વિરાજે છે.પાર્વતીજી ની પડખે વિરાજતા નથી.પ્રકૃતિ થી દૂર રહે છે.
<u>પ્રકૃતિ થી દૂર રહો અને પરમાત્મા નું સતત ધ્યાન કરો –એવો શિવજી બોધ આપે છે.(નિવૃત્તિ)</u>
<u>પ્રકૃતિ ની સાથે રહો પણ પ્રકૃતિ ને આધીન ના થાઓ-એવો શ્રીકૃષ્ણ બોધ આપે છે.(પ્રવૃત્તિ)</u>
<u>પ્રકૃતિ ના દાસ બને તે દુઃખી થાય છે-એવો શ્રીરામ બોધ આપે છે.પ્રકૃતિ ને દાસી બનાવે તે સુખી થાય છે.</u>
સર્વ-વ્યાપક પરમાત્મા ને મનથી વંદન થાય છે,ને સાકાર પરમાત્માનાં સાક્ષાત દર્શન થાય છે.
દૂધમાં માખણ દેખાતું નથી,પણ બુદ્ધિથી માખણ જાણી શકાય છે,
એમ,**<u>સાકાર પરમાત્મામાં પણ બુદ્ધિથી નિરાકાર નાં દર્શન થઇ શકે છે</u>**.

સતીને શિવજી ની વાત પર વિશ્વાસ આવતો નથી અને તેમને શ્રીરામની પરીક્ષા કરી જોવાનું મન થયું.
શિવજી ને મનમાં થયું કે-આ ઠીક નથી,હું આટલું સમજાવું છું છતાં સતી માનતાં નથી,એટલે નક્કી આમાં દૈવ જ અવળું છે,છેવટે તો રામે જે રચી રાખ્યું હશે તેમ જ થશે-<u>હોઈ હિ સોઈ રામ રચિ રાખા.</u>
એટલે તેમણે સતી ને કહ્યું-તમારી ઈચ્છા માં આવે તેમ કરો.

મોહ કેવી ચીજ છે!! સતી જેવાં પણ ખ્યાલ ચૂકી ગયાં કે ઈશ્વર ની પરીક્ષા ના લેવાય.
ઈશ્વર એ જીજ્ઞાસા નો વિષય છે પરીક્ષાનો નહિ.
વિદ્યાર્થી ગુરુને પૂછે તે જીજ્ઞાસા અને ગુરૂ વિદ્યાર્થી ને પૂછે તે પરીક્ષા.જીજ્ઞાસા માં નમ્રતા છે.

શ્રીરામની પરીક્ષા કરવા સતીએ,સીતાજી નું રૂપ લીધું.ને શ્રીરામના રસ્તામાં જઈને એ ઉભા.
એમને એવી ખાતરી હતી કે શ્રીરામ મનુષ્ય છે એટલે મને સીતાજી જ સમજી લેશે એટલે એમને બીજી કોઈ બાજુ નો વિચાર કર્યો જ નહિ.
રામ અને લક્ષ્મણ ની નજર તેમના પર પડી.લક્ષ્મણ ને ઘડીક ભ્રમ થયો કે સીતાજી જ છે.
પણ રસ્તામાં સતીજી ને ઉભેલા જોઈ ને રામ એ રસ્તો છોડી ને બીજે રસ્તે ચાલવા લાગ્યા.ત્યારે સતીજી ને થયું કે-અતિશય દુઃખ ને લીધે તેઓ મારા સીતાજી ના રૂપ ને ઓળખી શક્યા નહિ હોય.
એટલે તેઓ શ્રીરામની બિલકુલ નજીક આવી ને ઉભાં.પરંતુ રામજી તેમની સામે જોતા નથી,પણ,
પ્રણામ કરીને પૂછે છે કે-માતાજી,શંકર ભગવાન ક્યાં છે?આપ કેમ એકલાં પધાર્યા છે?

પાર્વતીજી એકદમ શરમાઈ ગયાં.તેમણે દુઃખ થયું કે –મે શિવજી નું કહ્યું માન્યું નહિ.હવે તેમને શો જવાબ દઈશ? સતીએ ત્યાંથી જેવાં પાછા ફરવા પૂંઠ ફેરવી, ત્યાં બીજું કૌતુક થયું.
રામ,સીતા ને લક્ષ્મણ ને તેમને આગળ જતાં જોયાં,તેમણે નજર પાછળ ફેરવી તો ત્યાં પણ રામ,સીતા ને લક્ષ્મણ દેખાણા.ડાબે જમણે ચારે બાજુ અને આખી સૃષ્ટિ, તેમને રામ-મય દેખાઈ.બધા દેવો ને,તેઓએ, રામની સેવા કરતા જોયા, આ બધું જોતાં સતી એવા ભયભીત થયી ગયા કે તેમને શરીર ની સુધ-બુધ રહી નહિ,અને ત્યાં જ આંખ મીંચીને નીચે બેસી પડ્યાં.
થોડીવારે આંખો ઉઘાડીને જુએ છે તો ત્યાં કંઈ ના મળે. હવે તેમને સમજાઈ ગયું કે-શ્રીરામ એ પરમાત્મા છે.
એમનું રડવું તે તો માત્ર એક લીલા છે.

સતી  ગભરાતાં શિવજી પાસે ગયાં.શિવજી થી કશું અજાણ્યું નહોતું.
સતીએ સીતાજી નો વેશ લીધેલો,એથી એમનો સીતાજી પ્રત્યે નો ભક્તિભાવ સતી પ્રત્યે ઉતર્યો.
ભક્તિ-ભાવ ના પૂરમાં તેમનો પત્ની-પ્રેમ ડૂબી ગયો.તેમણે મનથી નિશ્ચય કરી લીધો કે-
હવે જો હું સતી પર પત્ની તરીકે પ્રેમ કરું તો ભક્તિ-માર્ગ હીણો થાય!!
પરંતુ આ વિશે સતીને તે વખતે કંઈ કહ્યું નહિ.

શિવજીમાં જ્ઞાન છે,પણ અહંકાર નથી.શિવજી માં સત્ય છે પણ પ્રદર્શન નથી.
તેથી તેઓ સતીને ઠપકા નું એક વેણ પણ કહેતા નથી.
તુલસીદાસજી કહે છે કે-પ્રીતની રીત તો જુઓ.જળ પણ દૂધ માં મળતાં દૂધ ના ભાવે વેચાય છે, પણ
જો એમાં કપટ-રૂપી “ખટાઈ” પડી તો દૂધ ફાટી જય છે ને જળ અલગ થઇ જાય છે.

શિવજી કશું બોલ્યા નથી પણ એમના ભાવ પરથી સતી સમજી ગયાં કે-પતિએ મારો ત્યાગ કર્યો છે.
મે શ્રીરામનું અપમાન કર્યું અને પતિનાં વચનમાં વિશ્વાસ ના રાખ્યો,તેનું મને જે ફળ મળવું જોઈએ એ મળી
રહ્યું છે. એટલે તેમણે હાથ જોડી ને શ્રીરામને પ્રાર્થના કરી કે-પ્રભુ,આ દેહ જલ્દી છૂટી જાય તેમ કરો.

થોડા વખત પછી,સતીના પિતા દક્ષ-પ્રજાપતિએ યજ્ઞ આરંભ્યો.તેમાં તેને તમામ દેવો ને નિમંત્ર્યા પણ
શિવજી ને આમંત્રણ આપ્યું નહિ.
તેનું કારણ એવું હતું કે-એક સભામાં શિવજી બેઠા હતા,એટલામાં ત્યાં દક્ષ આવ્યા.દક્ષ ને જોઈ ને તેમણે માન
આપવા આખી સભા ઉભી થઇ પણ એકલા શિવજી ઉભા ના થયા.(શિવજી નું ધ્યાન એમની તરફ નહોતું )
એટલે ગુસ્સે થઇ દક્ષે શિવજી નું અપમાન કરવા,આ યજ્ઞ નું આયોજન કરેલું અને જાણી જોઈ ને શિવજી ને
આમંત્રણ આપવામાં આવેલું નહિ.

દેવો નાં ટોળેટોળા દક્ષના યજ્ઞ માં હાજરી આપવા આકાશ-માર્ગે જઈ રહ્યાં હતાં,એટલે એ વખતે સતી ને પણ
પિતા-દક્ષ ને ત્યાં જવાની ઈચ્છા થઇ.તેમણે તે વખતે પતિની આજ્ઞા માગી.
ત્યારે શિવજી કહે છે કે-નિમંત્રણ હોય તો ખુશી થી જાઓ.

સતીએ કહ્યું કે-પિતા ને ત્યાં પુત્રી નિમંત્રણ વગર પણ જઈ શકે છે.
શિવજી કહે છે કે-જઈ શકે છે,પણ પરસ્પર સ્નેહ ભાવ હોય તો. પરંતુ જ્યાં વેરભાવ છે,જ્યાં સામાનું અપમાન
કરવાની વૃત્તિ છે,ત્યાં આગળ વગર તેડે જવામાં હિત નથી.
તેમ છતાં સતીએ હઠ કરી-એટલે શિવજીએ તેમને રજા આપી.અને પોતાના અનુચરો ને સાથે જવાની આજ્ઞા
કરી.સતી પિતાને ઘેર ગયા,પણ પિતાએ તેમની તરફ નજર સુધ્ધાં ના કરી.
સતીએ યજ્ઞ-મંડપમાં જોયું તો,ત્યાં ક્યાંય શિવજી નું આસન દેખાયું નહી.

પિતાએ માંડેલો આ યજ્ઞ,પોતાના પતિ શિવજીને આમંત્રણ નહિ આપીને,અપમાન કરવાનો પ્રસંગ છે,
એવું જાણીને સતી ને ભયંકર ક્રોધ થયો,અને યજ્ઞ-મંડપ માં તેમણે ગર્જના કરી-કે-
દુષ્કર્મ કરનારો ભલે પોતાનો પિતા હોય પણ તેના દુષ્કર્મને સહન કરવું જોઈએ નહિ,સૌનું શુભ કરનારા
શિવજી  નું જ્યાં સ્થાન નથી એ સ્થાન ભ્રષ્ટ છે,ને નષ્ટ છે.
પતિના ગૌરવ માં સતીનું ગૌરવ છે અને પતિના જીવનમાં સતીનું જીવન છે.

એટલું બોલતાં બોલતાં યોગ-અગ્નિ થી સતી ત્યાં ને ત્યાં બળી ને ભસ્મ થઇ ગયા.
યજ્ઞ મંડપમાં હાહાકાર થઇ રહ્યો.સતીની સાથે આવેલા શિવજી ના અનુચરોએ બધે ભાંગફોડ કરી અને
દક્ષના યજ્ઞમાં ભંગ થયો.

ત્યાર પછી સતી એ હિમાલયમાં બીજો દેહ (જન્મ) લીધો.પર્વત ની એ કન્યા પાર્વતી નામે વિશ્વ-વંદ્ય બની.
એકવાર નારદે આવી પાર્વતી નો હાથ જોઈ કહ્યું કે-છોકરી બહુ ગુણિયલ છે,સુશીલ છે,શાણી છે,એનું સૌભાગ્ય અખંડ રહેશે,પણ એણે પતિ બહુ વિચિત્ર મળશે.
પાર્વતી ના માતાજી એ પૂછ્યું કે-વિચિત્ર એટલે કેવો?
નારદે કહ્યું કે-મા-બાપ વગરનો,ઉત્સાહ વગરનો,ધન વગરનો,નાગો અને અમંગળ વેશવાળો, શરીરે ભસ્મ ચોળી ને ફરનારો,ભોળો છતાં મૂર્ખ નહિ,જ્ઞાની છતાં શઠ નહિ,મસ્ત છતાં ઉદાસીન, યોગી છતાં સંસારી,ઘર વગરનો છતાં ગૃહસ્થ.  <u>જોગી, જટિલ,અકામ મન,નગન,અમંગલ બેષ</u>.

નારદની વાણી સાંભળી માતા-પિતા દુઃખી થયાં,પણ પાર્વતીજી રાજી થયાં,તેઓ સમજી ગયા કે આવો વિચિત્ર પતિ શિવજી સિવાય બીજો કોણ હોઈ શકે? તેથી તેમણે શંકર ને પ્રસન્ન કરવા તપસ્યા આદરી.

માતાએ તેમને બહુ સમજાવી પણ પાર્વતીનો નિશ્ચય ડગ્યો નહિ.
સપ્તર્ષિઓએ આવી પછ્યું-કે હે બાળા,તું આ શું કરે છે.
પાર્વતી કહે-નારદે કહેલા પતિ મેળવવા તપશ્ચર્યા કરું છું.
ઋષિઓ એ હસી ને કહ્યું કે-નારદના બોલવામાં વળી ઢંગ ક્યારે જોયો?આ ઉમરે તારે વળી તપસ્યા શી?
પાર્વતી કહે છે-મને સ્વપ્ન માં એક બ્રાહ્મણે કહ્યું છે કે-તપ જ સૃષ્ટિ ની,ઉત્પત્તિ-સ્થિતિ અને લય નું કારણ છે.
સપ્તર્ષિઓ કહે છે કે-અરે,પણ એવું તપ કરવાનું ,શું આવા અમંગલ-વેશ-ધારી માટે?
જે ભભૂત લગાવી ને મસાણ માં પડી રહે છે તેના માટે?

ત્યારે પાર્વતી કહે છે કે-ગમે તેમ કહો,પણ મને તો શિવજી ની જ રટ લાગી છે,લાખ વાર તપાવો પણ સોનું તેનું રૂપ નહિ તજે.એમ આ પાર્વતી તેનો નિશ્ચય નહિ તજે.તમે જેને અમંગલ કહો છો તે જ મારા મન મંગળ છે.સૂર્ય-અગ્નિ અને ગંગાજી ની પેઠે સમર્થ ને કોઈ દોષ લાગતો જ નથી.
<u>**સમરથ કો નહિ દોષ ગોસાઈ**,રબિ પાવક સુરસરિ કી નાઈ!!!</u>
સપ્તર્ષિઓ શરમાઈને ત્યાંથી પાછા ફરી ગયા.

બીજી તરફ શિવજી સમાધિ લગાવી ને બેઠા હતા.તેમને સમાધિમાંથી જગાડવા માટે ને પાર્વતી તરફ તેમનું ધ્યાન ખેંચવા માટે દેવોએ કામદેવ ને મોકલ્યો.ને કામદેવે પોતાની કળા કરી,વસંત ઋતુ પ્રગટ કરી, ચારે તરફ ફૂલો,અને સુગંધી પવન,પક્ષીઓ ના ટહુકાર અને અપ્સરાઓ ના નાચગાન.
મડદાઓનું પણ મન ખીલી ઉઠે તેવું વાતાવરણ છે, છતાં શિવજી સમાધિમાંથી જાગતા નથી.

આમ ઘણા વખત સુધી શિવજી ની સમાધિ તૂટી નહિ એટલે કામદેવે શંકરના હૃદય પર ચોટ મારવા માંડી.
મહાદેવ જી ને અત્યંત ક્રોધ થયો અને તેમણે ત્રીજું નેત્ર ઉઘાડ્યું અને તે નેત્રમાંથી નીકળેલી જ્વાળામાં કામદેવ બળી ને ભસ્મ થઇ ગયો.
ત્યારે કામદેવ ની પત્ની રતિ,રોતી રોતી શિવજી પાસે ગઈ અને દયાની યાચના કરી બંને હાથ જોડી ઉભી.
ભોળા શંભુ ને તો પ્રસન્ન થતાં પણ કેટલી વાર?તેમણે રતિને આશીર્વાદ આપ્યા કે-
તારો પતિ શરીર વિના સર્વત્ર વિચરશે,ને હવેથી તે “અનંગ” નામે ઓળખાશે.

વળી પાછા સપ્તર્ષિઓ પાર્વતીજી પાસે આવ્યા અને કહે છે કે-મહાદેવજી એ તો કામદેવને બાળી નાખ્યો છે, આવાને પરણીને  તમે શું કરશો?
પાર્વતીજી કહે છે કે-શિવજી તો પહેલેથી જ નિષ્કામ છે,સૌનું શ્રેય કરનારના ચિત્તમાં કામ કેવી રીતે હોઈ શકે?
નિષ્કામ શિવને જ મેં મારા પતિ માન્યા છે અને તે મારો અડગ નિશ્ચય છે.

પછી તો –શિવ-પાર્વતીનાં લગ્ન થયાં.

શિવજી, શિવજીની જાનનું અને લગ્ન નું વર્ણન કરવામાં તુલસીદાસની કવિ-પ્રતિભા સોળે કળાએ ખીલી છે.
સર્પની કલગી,સર્પ નાં કુંડળ,સર્પ નાં કંકણ,સર્પ નું ઉપવિત (જનોઈ),જટાનો મુગટ,હાથમાં ડમરુ ને ત્રિશુળ,
ડોકમાં મુંડની માળા ને આખલા પર સવારી. આવો હતો વરરાજા શિવજી નો વેશ.
અને એમના જાનૈયા પણ કેવા? કોઈ મોં વિનાના તો કોઈ અનેક મોંવાળા,કોઈ હાથ-પગ વિનાનાં તો કોઈ
અનેક હાથ-પગવાળા, કોઈ આંધળા તો કોઈ અનેક આંખોવાળા,કોઈ જાડા તો કોઈ સળેકડી જેવા,
કોઈ નું મોં ગધેડા જેવું,કોઈનું કૂતરા જેવું,કોઈનું સુવર જેવું.તો કોઇનું શિયાળ જેવું.
ભૂત-પ્રેત,પિશાચ,ડાકિની,શાકિની-વગેરેની પણ લાંબી લંગાર લાગી છે.

રસ્તામાં જો છોકરાં ને સ્ત્રીઓ જુએ તો જોઈને બી ને ભાગી જાય છે.સૌ કહે છે કે-
બળદિયા પર બેસીને પરણવા આવનાર મુરતિયા માં અક્કલ બળી નથી લાગતી,કે પછી
તેના ચિત્ત નું ઠેકાણું લાગતું નથી,આ તો નવાઈ નો વરરાજા!!!!

પાર્વતીની માતા, પાર્વતીને ગોદમાં લઈને શોક કરે છે,ને કહે છે કે-પેલા નારદે,મારા વસતા ઘરને ઉજ્જડ
કર્યું,પણ ભલે મારી દુનિયામાં નિંદા થાય પણ હુ જીવતી છું ત્યાં સુધી આવા ગાંડા.વર જોડે તને નહિ
પરણાવું. પાર્વતી કહે છે કે-મા,તું શોક ના કર,આ વર જ મને ઇષ્ટ છે,આ વર માટે મેં તપ કર્યું હતું.

અને ધામ-ધૂમ પૂર્વક શિવજી-પાર્વતી નાં લગ્ન થઇ ગયાં.
(આમ શિવજીનું પાર્વતી સાથે બીજું લગ્ન છે-ને પાર્વતી સતી નો બીજો અવતાર છે)
વિદાય વેળાએ માતાએ પુત્રીને શિખામણ દીધી,"તું સદા શિવચરણ (પતિચરણ) ની સેવા કરજે,
સ્ત્રીઓનો એજ ધર્મ છે,પતિ એ જ સ્ત્રીઓનો દેવ છે બીજો કોઈ નથી."
બોલતાં બોલતાં માતાની આંખોમાંથી આંસુ આવ્યાં છે,લાડથી ઉછરેલી દીકરીને છાતીએથી અળગી કરવાનું
મન થતું નથી,પણ શું થાય ? સ્ત્રીને પતિ-ગૃહે જવું જ પડે છે.
તુલસીદાસજી કહે છે કે-સ્ત્રી સદા પરાધીન છે,અને પરાધીન ને સ્વપ્ન માં પણ સુખ હોતું નથી.ઈશ્વરે જગતમાં
સ્ત્રીને શું કામ સર્જી હશે? <u>કત બિધિ સૃજીં નારિ જગ માંહી,પરાધીન સપને હું સુખુ નાહીં</u>

સુંદર અને અસુંદર,શુભ અને અશુભ,રુદ્ર અને કોમળ-આ બધાં એક જ પદાર્થ નાં બે પાસાં છે,
જે શિવ છે-તે જ રુદ્ર છે,જે આસુતોષ (જલ્દી પ્રસન્ન થનારા) છે તે જ પ્રલયકારી પણ છે.
જે મનુષ્ય આ વિષમતા માં સમતા જાણી શકે છે તે જ ખરું જાણે છે.જે એ દેખે છે તે જ સાચું દેખે છે.
એટલે તો ગીતાજી માં કહ્યું છે કે-સમતા એ જ યોગ છે.

શિવ-પાર્વતીની આ આ કથા પુરી કરતાં તુલસીદાસ કહે છે કે-
શિવજી સમાન રામ-ભક્ત કોણ છે?અને રામજી ને શિવજી સમાન બીજો પ્રિય કોણ છે?
<u>શિવ સમ કો રઘઉપતિ બ્રતધારી? કો શિવસમ રામહિ પ્રિય ભાઈ?</u>

વિલાપ કરતાં કરતાં ને બહાવરા થઈને શ્રીરામ વનમાં સીતાજી ને શોધતા ફરે છે.
રસ્તામાં તેમણે જટાયુ ને મરણતોલ હાલતમાં તરફડતો જોયો,જટાયુને જોઈ શ્રીરામનું હૃદય દ્રવી ગયું.
જટાયુ ને શ્રીરામ પોતાના વડીલ સમજી માન આપતા હતા.જટાયુ દશરથ નો મિત્ર હતો અને શનિશ્વર
સામેના યુદ્ધ માં દશરથ ને મદદ કરવા પણ ગયો હતો,

શ્રીરામને જોતાં જ જટાયુ એ કહ્યું કે-દુષ્ટ રાવણ આકાશ-માર્ગે સીતાજી ને હરી ગયો છે,હું તેની સામે લડ્યો,
અને તેના ધનુષ્ય-બાણ તોડી નાખ્યા,પણ તેને મારી જોડે કપટ કરીને મારી પાંખો કાપી નાંખી,અને આ દશા
કરી છે,માત્ર તમારાં દર્શન ની આશાએ મેં પ્રાણને ટકાવી રાખ્યા હતા,હવે મને પ્રાણ તજવાની આજ્ઞા આપો.

જટાયુ ના મુખે થી શ્રીરામને પહેલ-વહેલા સીતા-હરણ ના સમાચાર મળ્યા.
જટાયુ એ જયારે પ્રાણ છોડવાની વાત કરી ત્યારે શ્રીરામ ગળગળા થઇ ગયા અને તેમણે જટાયુ ને ખોળામાં લઇ તેના શરીર પર હાથ ફેરવતાં કહ્યું કે-
કહો તો તમારા શરીરને સારું બનાવી દઉં, તમે શરીર ધારણ કરી રાખો. <u>રામ કહા તનુ રાખહુ તાતા</u>.

પણ જટાયુને રામ-દર્શન થી એવો આનંદ થયો હતો કે-મલકાતા મુખે તેણે કહ્યું કે-
મરતી વખતે જેનું નામ મુખમાંથી નીકળે તો અધમ પણ મુક્તિ પામે છે,તેવા આપ,
મારા નેત્રો ના વિષય બની ને મારી સામે ઉભા છો,તો હે, નાથ પછી,હુ શા માટે દેહને રાખું?
<u>જાકર નામ મસ્ત મુખ આવા,અધમઉ મુકુત હોઈ શ્રુતિ ગાવા,</u>
<u>સો મમ લોચન ગોબર આગે,રાખોઉં દેહ નાથ કેહી ર્ખાન્ગે</u>.

શ્રીરામની આંખોમાંથી આંસુ આવી ગયા,જટાયુ ના શિર પર હાથ ફેરવતાં તેમણે કહ્યું-
જેના મનમાં બીજાનું હિત વસેલું છે,તેને જગતમાં કશું દુર્લભ નથી,સદગતિ તેને મળેલી જ છે.
<u>પરહિત બસ જીન્હ કે માંહી,તિન્હ કહુ જગ દુર્લભ કછુ નાહિ</u>

વ્યાસ ભગવાને પણ કહ્યું છે કે-પરોપકાર જેવું પુણ્ય નથી,અને પરપીડન જેવું પાપ નથી.
જે પરોપકાર માટે જીવન સમર્પે છે,તેના હાથમાં પુણ્ય નું ફળ આવીને પડે છે.

પછી શ્રીરામે જટાયુ ને કહ્યું કે-મારી તમને એક વિનંતી છે કે-પરલોકમાં તમે મારા પિતાજીને મળો,ત્યારે આ સીતાહરણ ની વાત તેમને કહેતા નહિ!! રાવણ પોતે જ ત્યાં આવીને કહેશે.
હવે ત્વરિત,રાવણ ને જો હવે હુ પરલોક ના પહોંચાડું તો મારું નામ રામ નહિ.
રામના ખોળામાં જ જટાયુ એ પોતાના પ્રાણ છોડ્યા,શ્રીરામની કૃપાથી એણે દિવ્ય-રૂપ ધારણ કર્યું.
પછી બે હાથ જોડી,તેણે શ્રીરામની પ્રાર્થના અને સ્તુતિ કરી.

રઘુનાથજી તો અત્યંત દયાળુ છે,વગર કારણે પણ કૃપા કરવાવાળા છે.
યોગીઓને પણ દુર્લભ એવી ઉત્તમ ગતિ રામજીએ જટાયુ ને આપી છે.
એટલે તો શિવજી પાર્વતી ને કહે છે કે-
આવા હરિ ને છોડીને સંસારના વિષયો ને પ્રેમ કરવાવાળા કેવાં અભાગિયા છે?
<u>કોમલ ચિત્ત અતિ દીન દયાલા,કારણ બિન રઘુનાથ કૃપાલા,</u>
<u>સુનહું ઉમા તે લોભી અભાગી,હરિ તજિ હોહિ બિષય અનુરાગી.</u>

શ્રીરામ એવા ભક્ત-વત્સલ છે કે-ભક્ત નું દુઃખ જોઈને પોતાનું દુઃખ પણ ભૂલી જાય છે.
જટાયુ ના મરણથી શ્રીરામને એવો શોક  થાય છે કે-તેઓ કહે છે કે-
જટાયુ ના મરણથી મને જેટલો શોક થાય છે,તેટલો શોક સીતા-હરણથી પણ નથી થતો!!!
ખરે વખતે હુ આ વડીલ નું છત્ર ખોઈ બેઠો!! ખરેખર જગતમાં મારા જેવો કોઈ દુર્ભાગી નથી.

પછી શ્રીરામે પોતે જટાયુ નો અગ્નિ-સંસ્કાર કર્યો અને તેનો શ્રાદ્ધ-વિધિ પણ કર્યો.
પ્રભુ ની દયા કેવી છે કે-તે ભક્ત ની આગલી અને પાછલી બેય જિંદગી ને સાચવે છે.જીવન અને મરણ બંને ને સુધારે છે.પણ આ સંસારમાં જુઓ તો જે બાપ પોતાના દીકરા માટે અઢળક ધન અને વાડીઓ મૂકી જાય છે,તે બાપના મોત ને  સુધારવાની દીકરાને પડી નથી હોતી.
માટે જ પરમાત્મા સાથેનો બાંધેલો સંબંધ અંત-કાળે માનવીને કામ આવે છે,ઉપયોગી બની જાય છે.
રામ અગણિત ગુણો ના ભંડાર છે. શ્રીરામના દિવ્ય સદગુણો જે જીવનમાં ઉતારી શકે એ જ રામના દરબારમાં પ્રવેશ પામી શકે છે.નહિ તો હનુમાનજી દ્વારે ગદા લઈને બેઠા જ છે !

હનુમાનજી હાથમાં ગદા રાખે છે તે તેમને કોઈની બીક લાગે છે તે માટે રાખતા નથી,પણ,
પાપી ને સજા કરવા માટે રાખે છે.
જે બહુ ભણે છે ને વિદ્વાન બની જાય છે,તે તેના જ્ઞાન ના અહંકાર માં ધર્મ ની મર્યાદા પાળતા નથી,
અને ધર્મ ને અવગણે છે,એમને માટે હનુમાનજી હાથમાં ગદા રાખે છે.

ભક્તિ ને ધર્મ વગરનું જ્ઞાન નિરર્થક છે,બોજા-રૂપ છે,ચંદનના લાકડામાં સુગંધ ના હોય તો તેનામાં ને બીજા
લાકડામાં કોઈ ફરક નથી.તેમ જ્ઞાન સાથે ભક્તિની સુગંધ ના હોય તો જ્ઞાન નિર્માલ્ય (નકામું) છે.

જટાયુ ના મરણથી શ્રીરામને ખૂબ જ લાગી આવે છે,તેઓ કહે છે કે-મને એટલો પરિતાપ થાય છે કે-
હુ એ પરિતાપ ને સમાવવા સમુદ્રમાં પડું તો સમુદ્ર સુકાઈ જાય.

જટાયુ નું મરણ સુધારીને શ્રીરામ આગળ વધે છે,રસ્તામાં એમને કબંધ નામના રાક્ષસ નો ભેટો થઇ ગયો.
કબંધ નો શરીરનો ઘાટ એવો બેડોળ હતો કે-એનું માથું ધડ માં ઉતરી પડેલું હતું,માથાનો આકાર દેખાતો
નહોતો, એનું લલાટ છાતી પર હતું,અને લલાટની વચ્ચે અંગારા જેવી માત્ર એક જ આંખ હતી.
એના હાથ માનવામાં ના આવે તેટલા લાંબા હતા,એ હાથ વડે તે પ્રાણીઓ નો શિકાર કરતો.
કબંધ નું બળ તેના હાથ માં હતું.એટલે શ્રીરામે તેના બંને હાથ મૂળમાંથી કાપી નાખ્યા,હાથ કપાતાં
કબંધ ધરતી પર ઢળી પડ્યો.

મરતાં મરતાં એણે કહ્યું કે-હુ અગાઉ ગંધર્વ હતો,અને મારા રૂપ નું મને અભિમાન હતું,પણ એકવાર
અષ્ટાવક્રના વિકૃત અંગો જોઈને મેં એમની મશ્કરી કરી તેથી તેમણે મને શાપ દીધો,ને હું વિકૃત અંગ-વાળો
રાક્ષસ થઈને પડ્યો,પણ આપની કૃપાથી હવે હુ શાપ-મુક્ત થાઉં છું.

રૂપનું અભિમાન અનર્થ કરનારું છે.રૂપ,ધન,વૈભવ,સતા –આ બધું ઈશ્વરની કૃપાથી મળેલું છે,એમ સમજી
મનમાં વિનમ્રતા-વિવેક ધારણ કરવા જોઈએ.ચામડી નું સૌન્દર્ય એ સાચું સૌન્દર્ય નથી,ચામડી પર તેજાબ
ના છાંટા પડે તો તે ચામડી વિકૃત થઇ જાય છે,ચામડી પર જેની નજર જાય તે ચમાર છે.
જે આકાર ને જુએ છે તેનામાં વિકાર જન્મે છે.અને વિકાર માનવીને પાપ પ્રતિ દોરે છે.
અષ્ટાવક્ર ના અંગો જોઈને રૂપવાન-અહંકારી ગંધર્વ હસ્યો,એ રાક્ષસી કૃત્ય હતું,
એણે ઋષિની બાહ્ય આકૃતિ જોઈ પણ અંદરની દિવ્ય કૃતિ ના જોઈ.તેથી તે રાક્ષસ યોનિને પામ્યો.
છેવટે રામજીના હાથે એનો ઉદ્ધાર થયો.રામજી સિવાય આવાનો બીજો કોઈ ઉદ્ધાર કરી શકે નહિ.

કબંધ નો ઉદ્ધાર કરીને શ્રીરામ આગળ વધી ને પંપા સરોવર પાસે આવ્યા.
કહેવાય છે કે-પૃથ્વી પર પાંચ પવિત્ર સરોવરો છે,ગુજરાતમાં બિંદુસરોવર,કચ્છમાં નારાયણસરોવર,
હિમાલયમાં માનસસરોવર,દક્ષિણમાં પંપાસરોવર,અને વૃંદાવનમાં પ્રેમસરોવર.
પંપાસરોવરની પાસે શબરી નો આશ્રમ હતો.શ્રીરામ ત્યાં પધાર્યા.
બીજા ઋષિઓએ શ્રીરામ ને પોતાના ત્યાં પધારવા આગ્રહથી આમંત્રણ આપ્યું હતું,પણ,
શબરી ના આશ્રમમાં શ્રીરામ વગર આમંત્રણે પધારે છે.

શબરીના જીવન ની અને તેના પૂર્વજન્મ ની કથા સમજવા જેવી છે.

પૂર્વજન્મ માં શબરી એક રાજાની રાણી હતી,વ્યવહારમાં રાજ-રાણીનું સુખ મોટું ગણાય છે,પણ
શબરીને રાજ-રાણીના એ સુખ માં દુઃખ દેખાતું હતું,કારણકે તેને સાધુ-સંતો ની તનથી સેવા કરવી હતી.
જો કે એક રાણી તરીકે તે સેવા તે ધનથી કરી શકતી હતી,પણ તેમ તેને સંતોષ નહોતો.
તેને તો તનથી સંતોની સેવા કરવી હતી તે એક રાજરાણી તરીકે કરી શકતી નહોતી.

એકવાર તે પ્રયાગમાં યાત્રાએ ગઈ,ત્યાં તેને અનેક સંતોનાં દર્શન થયાં,ત્યાં પણ એક રાજરાણી તરીકે તેમની સેવા ના કરી શકી એટલે એને એટલું દુઃખ થયું કે-"હે,પ્રભુ આવતા જન્મે મને સંત-સેવા કરવાની તક આપજે" કહી એને ગંગાજીમાં પડી દેહ છોડ્યો.

બીજા જન્મે શબરી એક ભીલ-કન્યા તરીકે જન્મી.શબરી ઉંમર-લાયક થતાં,એના પિતાએ તેનાં લગ્ન નક્કી કર્યા.લગ્ન-પ્રસંગે મિજબાની કરવા પિતાએ બકરાં ભેગાં કર્યા.શબરીએ આ જોયું અને વિચાર્યું કે- શું પોતાના લગ્ન નિમિત્તે આટલાં બધાં પ્રાણીઓની હિંસા થશે? શબરી નો આત્મા કકળી ઉઠયો.અને તેણે નક્કી કરી નાખ્યું કે-મારે લગ્ન કરવું જ નથી.અને રાતે તે છાનીમાની ઘરમાંથી ભાગી છૂટી અને પંપાસરોવર પાસે આવી.

ત્યાં અનેક ઋષિ-મુનિઓના આશ્રમો હતા,અને છુપાઈને ઋષિ-મુનિઓ ના ક્રિયા-કર્મો જોયા કરે,તેને ઋષિ-મુનિઓની સેવા કરવાનું મન થયું,પણ પોતે ભીલ જાતિની હોવાથી પોતાની સેવા નો ઋષિ-મુનિઓ સ્વીકાર કરશે કે નહિ તે વાતની તેને ચિંતા હતી,છેવટે તે વનમાંથી અનેક પ્રકારનાં ફળફૂલ વીણી લાવી,અને આશ્રમ આગળ અંધારામાં જ મૂકી આવે અને પોતે ઝાડ ઉપર છુપાઈ રહેતી.

સત્કર્મ કેવી રીતે કરવું તે શબરી આપણને બતાવે છે.સત્કર્મ ની જાહેરાત ના થાય.સત્કર્મ ની જાહેરાત થી સત્કર્મ ના પુણ્ય નો ક્ષય થાય છે.સત્કર્મ અને સેવા માત્ર બતાવવા માટે કરવાનાં નથી.પણ પ્રભુ ને રાજી કરવા માટે કરવાનાં છે.

પંપા સરોવર ના કિનારે મતંગ ઋષિનો આશ્રમ હતો.મતંગ ઋષિ કેટલીક બાબતોમાં સ્વતંત્ર વિચારો ધરાવનાર હતા,તેથી બીજા ઋષિ-મુનિઓ તેમનાથી અતડા રહેતા.
મતંગ ઋષિએ જોયું કે કોઈ,રોજ ફળ-ફુલ ની સેવા ધરી જાય છે,તે કોણ હશે તે જાણવાની તેમને ઈચ્છા થઇ. આખી રાત જાગી ને તેમણે જોયું તો શબરી ને ફળ-ફૂલ મૂકવા આવતી જોઈ અને ઋષિઓના જવા-આવવાના રસ્તા પર બુહારી કરતી જોઈ.મતંગ ઋષિએ તેની પાસે જઈ ને કહ્યું કે-દીકરી, તું કોણ છે?

શબરીએ બીતાંબીતાં કહ્યું કે –હુ કિરાત ની કન્યા છું,મારો અપરાધ ક્ષમા કરો.
મતંગઋષિ જ્ઞાની હતા,તેઓ સમજી ગયા કે –આ કોઈ લાયક જીવ છે.તેમણે શબરીને કહ્યું કે-
બેટા,ગભરાઇશ નહિ,સેવા કરવાથી કદી અપરાધ થતો નથી,આજથી તું મારા આશ્રમ માં રહેજે,
હુ તને મારી દીકરી કરી ને સ્થાપું છું.
આમ,મતંગઋષિએ શબરીને પોતાની પુત્રી માનીને પોતાના આશ્રમમાં રાખી.
બીજા ઋષિઓને આ ગમ્યું નહિ,તેમણે વિરોધ કર્યો કે-હીન જાતિની છોકરીને આશ્રમમાં રખાય જ કેમ?
ત્યારે મતંગઋષિ એ કહ્યું કે-શબરી ભલે જ્ઞાતિહીન રહી પણ એ કર્મહીન નથી.એની સેવા ઉચ્ચ છે.

મતંગઋષિએ શબરીને રામ-મંત્ર આપ્યો.ને રોજ રામકથા સંભળાવવા માંડી.
શબરી આશ્રમ માં રહી સંતોની સેવા કરે ને આશ્રમ ને વાળીઝૂડી સાફ કરે.એક વાર એક ઋષિને શબરીનું ઝાડું અડી ગયું,ઋષિએ શબરીનું અપમાન કર્યું,અને શબરી રડી પડી.
પણ ઋષિના કરેલા અપમાન પછી એક આશ્ચર્ય થયું,અને પંપાસરોવરનું જળ બગડી ગયું.
તેમ છતાં ઋષિને તેમાં પોતાનો દોષ દેખાયો નહિ,અને એમણે એમ જ માન્યું કે-
શબરી જેવી અછૂત કન્યાના પાપે જ પંપાસરોવરનું જળ બગડી ગયું છે.

તે પછી જયારે મતંગઋષિએ બ્રહ્મલીન થવાની તૈયારી કરી,ત્યારે શબરી રડી પડી.તેણે કહ્યું-તમે જશો પછી મને પ્રભુ-દર્શનનો રસ્તો કોણ બતાવશે? ત્યારે મતંગઋષિએ કહ્યું કે-ચિંતા ના કર,પ્રભુનાં સાક્ષાત દર્શન તને થશે,તું રામ-મંત્ર નો જપ કર્યા કરજે અને શ્રદ્ધાપૂર્વક અહીં જ રહેજે.તારે ઘેર શ્રીરામ જરૂર પધારશે,

ક્યારે પધારશે તે હુ કહી શકતો નથી પણ પધારશે એ નક્કી.

પ્રભુના ભક્તો,પ્રભુ ને મળવાની આશામાં જ જીવતા હોય છે.
મહાત્માઓ કહે છે કે-કદી જીવ પર આશા બાંધશો નહિ,આશા રાખો તો કેવળ ઈશ્વરની જ રાખજો.
આશા પૂરી કરવાનું સામર્થ્ય કેવળ એક પ્રભુમાં જ છે.જપ,તપ,દાન બધું કરો,પણ એટલું સમજી રાખજો કે-
સંતના અનુગ્રહ વગર-સત્સંગ વગર સતત-તીવ્ર ભક્તિ થતી નથી.તીવ્ર ભક્તિ વગર પ્રભુ મળતા નથી.

શબરી વર્ષો થી મતંગઋષિના આશ્રમ માં રહી શ્રીરામની પ્રતીક્ષા કરે છે,રોજ તાજાં પાકાં ફળ વનમાંથી
વીણી લાવે છે,ફૂલની માળાઓ તૈયાર કરે છે,અને જે કોઈ આશ્રમમાં આવે તેમાં સમભાવ રાખીને,એ ફળફૂલ
આપે છે.પશુ-પંખી,ઝાડ-પાન,પથ્થરને જળ-સર્વમાં એ શ્રીરામનાં જ દર્શન કરે છે.
ગુરુવચન માં એને અપાર શ્રદ્ધા છે,શ્રીરામ અહીં પધારશે જ એ વાતમાં તેને શંકા નથી.

ગમે તે ઘડીએ શ્રીરામનાં પગલાં થાય,એટલે પળેપળે એ રામજીના સ્વાગત કરવા માટે તૈયાર રહે છે.
રામજીના આગમન ની પ્રતીક્ષા કરતાં કરતાં શબરી હવે ઘરડી થઇ છે,પણ તેની શ્રદ્ધા ઘરડી નથી થઇ.
દિવસ-રાત તે રામ-મંત્ર નો જપ કરે છે.તેના જીવનમાં સંયમ છે,સેવા છે,શ્રદ્ધા અને નિષ્ઠા છે.
અને આવાને ઘેર શ્રીરામ ના પધારે તો બીજા કોના ઘેર પધારે?

આખરે એક દિવસ શ્રીરામ પંપા-સરોવરને કિનારે આવે છે,બધા ઋષિઓ તેમના દર્શને જાય છે અને પોતાના
આશ્રમમાં પધારવા વિનંતી કરે છે,પણ શ્રીરામ કહે છે કે-મારે શબરીના આશ્રમે જવું છે.
પ્રભુ તો કહે છે કે-જે મને સર્વમાં શોધે છે,તેને હું શોધતો આવું છું.

શબરીને ખબર પડી કે શ્રીરામ પધાર્યા છે,ત્યારે તેને થાય છે કે-હું તો અધમ ભીલ-કન્યા છું,મારે ત્યાં
ભગવાન ક્યાંથી પધારે?મારામાં હજી એવી ક્યાં ભક્તિ છે? શબરીને ભક્તિનું અભિમાન નથી.
પણ ત્યાંજ શ્રીરામ શબરીના આશ્રમ નું સ્થળ પૂછતા પૂછતા શબરીના દ્વાર આગળ આવી ને ઉભા.
શ્રીરામ ને જોતાજ શબરી દોડીને તેમના ચરણમાં ઢળી પડી.એની આંખમાંથી હર્ષનાં આંસુ વહી ચાલ્યાં.
કેટલીક વાર સુધી તો તે અવાક થઈને બોલી શકી નહિ.

શબરીએ પ્રભુ ને બેસવા સુંદર આસન આપ્યું,ને બે હાથ જોડી સામે ઉભી રહી બોલી કે-
હું તો નીચ છું,જડ છું,હું કઈ રીતે આપની સ્તુતિ કરું?
હું તો એટલું જ જાણું છું કે-આજે મારો જન્મ સફળ થયો,મારી ગુરુસેવા આજે ફળી.

ત્યારે શ્રીરામ કહે છે કે-હુ બીજા સંબંધમાં માનતો નથી,હુ તો એક-માત્ર ભક્તિ નો જ સંબંધ જાણું છું.
<u>માનઉ એક ભગતિ કર નાતા.</u>
મનુષ્યમાં નાત-જાત,કુળ,ધર્મ,ધન,બળ,બુદ્ધિ –વગેરે ભલે બધું હોય
પણ જો ભક્તિ ના હોય તો તે મારે મન જળ વિનાના વાદળ જેવો છે.
<u>જાતિ પાંતિ કુળ ધર્મ બડાઈ,ધન,બળ,પરિજન,ગુન ચતુરાઈ,</u>
<u>ભગતિ હીન નર સોહઈ કૈસા,બિનું જલ બારિન્દ દેખિઈ જૈસા.</u>

આમ કહી શ્રીરામે શબરી આગળ ભક્તિ નો મહિમા ગાયો,ને પછી શબરીને નવધા ભક્તિ નો આદેશ કર્યો-
હે,શબરી,સાંભળ,હુ કહુ છું તે બરાબર મનમાં રાખજે.
<u>સાવધાન,સુનુ ધરુ મનમાંહી</u>.
શબરી ને શ્રીરામ કહે છે કે-ભક્તિ નવ પ્રકારની (નવધા-ભક્તિ) છે.

૧) પહેલી ભક્તિ -સત્સંગ છે,માટે સંતો નો સત્સંગ કરવો.
૨) બીજી ભક્તિ –મારી (પ્રભુની) કથાનું શ્રવણ છે,માટે ભાવથી મારી કથા સાંભળવી.
૩) ત્રીજી ભક્તિ-ગુરુચરણ ની સેવા છે.અભિમાન રહિત થઇ સેવા કરવી.
૪) ચોથી ભક્તિ-મારા (પ્રભુના) ગુણો નું ગાન છે.માટે નિર્મળ મનથી મારું ગુણ-કીર્તન કરવું.
૫) પાંચમી ભક્તિ-મારું (પ્રભુનું) નામ છે.માટે શ્રદ્ધા-ભાવે મારા નામ નો જપ કરવો.
૬) છઠ્ઠી ભક્તિ-સદધર્મ પ્રત્યે રતિ-અને કર્મ પ્રત્યે વિરતિ,ઇન્દ્રિયદમન અને શીલ નું સેવન છે.
૭) સાતમી ભક્તિ-સમભાવ છે.માટે સર્વ મારામાં ઓત-પ્રોત છે એમ જોવું.
૮) આઠમી ભક્તિ-સંતોષ છે,જે પ્રાપ્ત છે તેમાં સંતોષ અને પરદોષ જોવા નહિ.
૯) નવમી ભક્તિ-નિષ્કપટતા છે.હૃદયમાં દૃઢ શ્રદ્ધા રાખવી અને હર્ષ-શોક કરવો નહિ.

આ નવમાંથી કોઈ એક પણ ભક્તિ જો હોય તો તે મને અતિ-પ્રિય છે.
આ સાંભળી શબરી તો વિચારમાં પડી ગઈ,કે –હુ તો અજ્ઞાન અબળા છું,મારામાં આવી ભક્તિ હોય ખરી?

ત્યારે શ્રીરામ તેના મનની વાત કળી જઈ ને કહ્યું કે-હે,શબરી,તારામાં તો આ નવે પ્રકારની ભક્તિ દૃઢ છે,
એટલે જે ગતિ યોગીઓને પણ દુર્લભ છે,તે તારા માટે સુલભ છે.
શ્રીરામ અહીં શબરીને, યોગીઓથી પણ અધિક ગણે છે.

અહીં જો વિચારવામાં આવે તો-શ્રીરામ શબરીને દશ વાનાં છોડીને ભક્તિનાં નવ-વાનાં પકડવાનું કહે છે.
એટલે એમ પણ કહી શકાય - કે દશ ને છોડ અને નવ ને પકડ.
(દશ વાનાં તે-જાતિ,પાંતિ,કુળ,ધર્મ,વડાઈ,ધન,બળ,પરિજન,ગુણ અને ચતુરાઈ)

દશને છોડી ને નવ કોણ પકડે? કોઈ વેપારી તો કહેશે કે-ખોટનો ધંધો છે.
ગણિત શાસ્ત્રી કહે શે કે-દશ કરતાં નવ વધારે છે એમ કહેવું એ મૂર્ખાઈ છે.
પણ અહીં પ્રભુ કહે છે કે-દશ ખોટા છે ને નવ સાચા છે.

પણ જો કોઈને પૂછવામાં આવે કે-
-મોટામાં મોટો –એક-સંખ્યાનો આંકડો કયો? તો કહેશે- ૯ (નવ)
-મોટામાં મોટો –બે-સંખ્યાનો આંકડો કયો? તો કહેશે કે-૯૯ (નવ્વાણું)
આમ નવ નો આંક એ-- એક અને બે સંખ્યામાં મોટામાં મોટો છે તે બતાવે છે કે-તે મોટો છે.
તો દશ (૧૦) શું છે?
દશ એટલે સહુથી નાનામાં નાનો અંક-૧-એક-અને જેની કશી કિંમત નથી તે શૂન્ય (0)
એ બંને ભેગા મળી ને -૧૦-(દશ) બન્યો છે.અને તેણે-૯-(નવ) ને હરાવ્યો છે.

પ્રચંડ અને પ્રબળ-જાતિ-પાંતિ-વગેરે દશ વાનાં એ પોતાનું મુલ્ય વધારવા માગે છે,
પણ તેમણે (0) શૂન્ય નો આશરો લીધો છે.પણ વસ્તુત તેનું (જાતિ-પાંતિ વગેરેનું) કોઈ મુલ્ય નથી.
એટલે નવ એ દશ કરતાં વધારે છે-એમ અહીં કહેવા માગે છે !!!!!

શબરીના મનમાં એવી ભાવના હતી કે –હુ ભગવાનને ભોગ ધરું અને મારા હાથે મારા દેખાતાં ભગવાન આરોગે.એટલે પડિયામાં બોર અર્પણ કરે છે.અતિ-પ્રેમ માં શબરીને કશું ભાન રહ્યું નથી.
પ્રભુને કદાચ ખાટું બોર ખાવામાં ના આવી જાય તેની બીકે તે પ્રત્યેક બોર ચાખી ચાખી ને આપે છે.
અને ભગવાન શબરી ના એંઠાં બોર હસીહસી ને આરોગે છે,અને બોરનાં તથા શબરીની ભક્તિનાં વખાણ કરે છે.ભગવાન શબરીનો મેલોઘેલો વેશ કે તેનો બહારના દુર્બળ શરીર ને જોતા નથી,પણ શબરીનો ભાવ જુએ છે,અને પ્રસન્ન થઈને એઠાં બોર આરોગે છે.

પ્રભુ બતાવે છે કે-સહુથી ઉંચી પ્રેમ-સગાઇ (પ્રેમ-સંબંધ) છે.
એ જ પ્રેમ વશ તેમણે અર્જુન નો રથ હાંક્યો,એ જ પ્રેમ થી વિદુરની ભાજી ખાધી ને શબરીનાં બોર ખાધાં.
પ્રેમ ને વશ તેમની ઠકુરાઈ કે ઐશ્વર્યતા ભૂલી ગયા છે,અને સામાન્ય માનવીની જેમ અર્જુન નો રથ હાંકે છે,
દુર્યોધન ના મેવા છોડીને વિદુરની ભાજી ખાધી છે.અને મોટા સંતો ને ઘેર ના જતાં શબરીને ઘેર ગયા છે.
જાતિ –પાંતિ ના ભેદ છોડીને,એઠું-જુઠું છોડીને,શબરીના બોર ખાય છે.

શ્રીરામને પોતાના હાથે જ બોર આરોગાવી ને,શબરી તેમને આશ્રમ બતાવવા લઇ જાય છે.
આશ્રમનાં અસંખ્ય વૃક્ષો શબરીએ જાતે વાવેલાં અને ઉછેરેલાં-તે રામજી ને બતાવે છે.
આશ્રમની યજ્ઞવેદી બતાવી ને શબરી કહે છે કે-અહીં સ્વયં-પ્રજ્વલિત હોમાગ્નિ છે,મારા ગુરુદેવના તપના પ્રતાપે આ વેદી હજી પણ પોતાના તેજ વડે દિશાઓને પ્રકાશિત કરે છે.મારા ગુરુદેવે સ્નાન કરીને આ ભીનાં વલ્કલ વસ્ત્રો અહીં ઝાડ પર નાખેલાં છે તે હજુ પણ તેમના પ્રભાવે ભીનાં છે.અને અહીં દેવતાઓને અર્પણ કરેલાં પુષ્પો હજી પણ કરમાયા વગરનાં છે. આ જોઈ ને રામજી કહે છે કે-અહો,તપથી શું નથી થતું?

શબરી ની કથા સાંભળી ને જો વિચારવામાં આવે તો ઘણું બધું વિચારી શકાય તેમ છે.
પરમાત્મા તો જગતને જમાડે છે,તે શું પોતે ભૂખ્યા થતા હશે? પરમાત્મા કદી જમતા નથી,પણ તે તો પ્રેમ ના ભૂખ્યા છે.પ્રેમ પામી ને તે ધરાય છે,લાખ ટકા નો થાળ ધરો પણ તેમાં ધરનારનો જો પ્રેમ નહિ હોય તો –ભગવાન તેનો સ્વીકાર નહિ કરે.એ થાળ થી ભગવાન ધરાશે નહિ.
પ્રેમથી ધરાવેલાં શબરીનાં બોરથી કે વિદુર ની ભાજીથી,ભગવાન ને ભૂખ લાગે છે,ને તે ધરાઈ પણ જાય છે,

પરમાત્મા સર્વ-તંત્ર અને સ્વતંત્ર –હોવાં છતાં,પ્રેમ-પરતંત્ર છે.
માત્ર શુદ્ધ પ્રેમ પરમાત્માને પરતંત્ર બનાવે છે.પરમાત્મા ને પરતંત્ર બનાવવા માટે બહુ પૈસાની કે ધનની જરૂર નથી,બહુ જ્ઞાનની કે ભણવાની પણ જરૂર નથી.
મનુષ્ય બહુ ભણેલો હોય,તો તે ભણતર તેને શંકાશીલ કરી નાખે છે,પરમાત્મા છે,તેની તેને સાબિતી જોઈશે,
પ્રભુ કોઈ ચમત્કાર બતાવે તો તે પ્રભુને માનશે ને નમસ્કાર કરશે,એવું તે કહેતો ફરશે.

તે પ્રભુને માને કે ના માને તેની પ્રભુને ક્યાં પડી છે?તેના વગર પ્રભુજીનું કંઈ અટકી પડ્યું નથી.
પહેલાં ચમત્કાર પછી નમસ્કાર એ કદાચ વ્યવહારનો (પેલા ભણેલા ભાઈનો) કાયદો હશે,પણ,
ઈશ્વર નો કાયદો જુદો છે,તે તો કહે છે કે-પહેલાં નમસ્કાર પછી ચમત્કાર.
એટલે ચમત્કાર વગર નમસ્કાર કરે તે માનવતા છે,અને ચમત્કાર પછી નમસ્કાર એ અભિમાન છે.

પ્રભુને નમસ્કાર કરતા રહેવામાં આવે તો અંતરમાં ચમત્કાર થતા રહે,એ ચમત્કાર કંઈ બહાર નથી થતો.
અને બહાર તો આખું જગત જ શું એક ચમત્કાર નથી? બી માંથી વૃક્ષ બને અને વૃક્ષમાંથી બી બને,
આ પહાડો,નદીઓ.સમુદ્ર –અરે ભલે એ ભણ્યો હોય,પણ (ખુદ) એ માનવી યે શું ચમત્કાર નથી?
જિંદગીમાં પણ વારંવાર ચમત્કારો બને છે,પણ આપણને તે સમજવાની ફુરસદ ક્યાં છે?

ચમત્કારો તે લોકો બતાવે છે જેને પ્રતિષ્ઠા નો મોહ છે,સાચા સંતો ચમત્કાર બતાવતા નથી.
જેમ,ચમત્કાર માગવો એ અભિમાન છે,એમ ચમત્કાર કરવો એ પણ અભિમાન છે.
ચમત્કાર થી જે નમી પડે તે બુદ્ધિમાન નથી.જાદુ જોઈને અજ્ઞાની ભોળવાઈ પડશે,પણ જે જાણે છે અને તે જાદુ છે એમ જે સમજે છે- તે તો તે જાદુને ચાલાકી જ સમજશે,ને એનાથી ભોળવાઈ નહિ જાય.

ભણેલા અને કહેવાતા જ્ઞાનીઓ કહે છે કે-ભગવાન ખાતા નથી,પીતા નથી તો તેમને ભોગ ધરવાની શી જરૂર? અને જો ધરાવેલો ભોગ જો પ્રભુ જમતા હોય તો તે કેમ ઓછો થતો નથી?

પ્રભુને ચડાવેલો ભોગ ઓછો થતો નથી એ વાત સાચી છે,પણ ઠાકોરજી જો ભોગ આરોગી જાય તો આ જમાનામાં કોઈ ભોગ ધરાવશે પણ નહિ!!!!
ભલે ભોગ ઓછો થતો નથી-એ સાચું છે,પણ એમ છતાં યે પ્રભુ આરોગે છે તે પણ સાચું છે.
ભગવાન આરોગે છે “સુગંધ-રૂપે, રસ-રૂપે” સુગંધ નું કોઈ વજન નથી.
જેમ,ગુલાબ ના ફૂલનું તેની સુગંધ લેતાં પહેલા વજન કરવામાં આવે અને સુગંધ લીધા પછી વજન કરવામાં આવે તો તેના વજનમાં કોઈ ફરક પડશે નહિ.
તેમ,ભગવાન ભોગ ની વસ્તુઓમાંથી તેની સુગંધ લે છે અને તેમાંથી તેનો રસ લે છે,
ભગવાન રસ-ભોક્તા છે,અને પોતે સ્વયં “રસ-રૂપ” છે.અને રસ-રૂપે આરોગે છે.
અને એટલે જ ભોગ ઓછો થતો નથી,છતાં પ્રભુ ભોગ જમે જ છે.

આપણા થઇ ગયેલા ઋષિ-મુનિઓએ કોઈને છેતરવા શાસ્ત્રો લખ્યાં નથી. તેઓ તો નિસ્વાર્થી હતા.
તેમના દિલમાં માત્ર એક જ આકાંક્ષા –ઈચ્છા હતી –અને તે પરોપકારની,માનવ સેવાની.
એટલે એમણે જે શાસ્ત્રોમાં કહ્યું તે ખોટું નથી.
આપણી બુદ્ધિમાં કોઈ વાત ઉતરે નહિ તો એનો અર્થ એ નથી કે –તે વાત ખોટી છે.
સાચી વાત તો એ છે કે આપણી બુદ્ધિ સીમિત છે જયારે ઋષિમુનિઓની બુદ્ધિ વિશાળ હતી.
આપણને ના સમજાય તેવું ઘણું-બધું એ વિશાળ બુદ્ધિને સમજાણું છે,તેનો અનુભવ કર્યો છે,અને લખ્યું છે.
એટલે આપણા ઋષિ-મુનિઓની વાતમાં શંકા કરવા જેવું નથી.

ઋષિ-મુનિઓ કહે છે કે-જ્યાં સાધારણ પ્રેમ છે,ત્યાં ભગવાન “રસ-રૂપે” આરોગે છે,પણ જ્યાં વિશિષ્ઠ પ્રેમ-લક્ષણા ભક્તિ થી ભરેલો પ્રેમ હોય,ત્યાં ભગવાન તેના હાથે પ્રત્યક્ષ આરોગે છે.
શબરી,વિદુર તેનું ઉદાહરણ છે.શબરીનું રોમે રોમ પ્રભુ ને સમર્પિત છે,પ્રેમ-લક્ષણા ભક્તિનું તે રૂપ છે.

પ્રભુ તરફ શ્રદ્ધા વગર તેમની ભક્તિ થતી નથી.પછી ભલે કોઈ એ શ્રદ્ધા ને અંધ-શ્રદ્ધા કહે,
વ્યવહારમાં પણ શ્રદ્ધા (કે અંધ-શ્રદ્ધા) રાખવી પડતી હોય છે.
ડોક્ટર થી અનેક કેસ બગડી પણ ગયેલા હોય છે,તેમ છતાં તે સારું કરશે તેવી શ્રદ્ધા રાખવી પડે છે.
ડોક્ટરને કોઈ એમ પૂછતું નથી કે-પહેલાં તમારી દવાની અસર બતાવો પછી હુ દવા લઉં.
ડોક્ટર માં જો વિશ્વાસ ના હોય તો તે દવા આપશે નહિ,અને આપશે તો તેની અસર નહિ થાય.
આ જ પ્રમાણે ભક્તિ-માર્ગમાં-પ્રભુ-સેવામાં- પણ પ્રથમ શ્રદ્ધા રાખવી પડે છે.

પ્રભુ-સેવામાં (ભક્તિમાં) કેવી શ્રદ્ધા,ભાવના અને દૃઢતા –જોઈએ એ વિશે નામદેવ-ચરિત્ર માં એક કથા છે.

નામદેવ ત્રણ વર્ષના હતા,ઘરમાં વિઠ્ઠલનાથ ની પૂજા હતી,એક દિવસ પિતાને બહારગામ જવાનું થયું એટલે તેમણે પૂજા કરવાનું કામ –નામદેવ ને સોંપ્યું. નામદેવ પૂછે છે કે-સેવા કેમ કરવી તે મને બતાવો.
પિતા કહે છે કે-સવારે વહેલા ઉઠી,નહાઈ-ધોઈ ને ઠાકોરજી ને ઉઠાડવાના.ધીરે ધીરે તેમના પગ પખાળવા ને તેમને સ્નાન કરાવવું.સુંદર શણગાર કરવો પછી તેમને ભોગ ધરાવવો.
આ ઘરમાં જે કંઈ છે તે આપણું નથી પણ ઠાકોરજીનું છે,
માટે તેમને ધરાવ્યા પછી જ પ્રસાદ લેવાય,તે વિના લઈએ તો દોષ લાગે.
ઠાકોરજી બહુ શરમાળ છે,તેથી તેમને ભોગ ધરાવી ને જમવા માટે અનેક પ્રાર્થના કરવી પડે છે.

નામદેવ તો બાળક છે,તેમના મનમાં ઠસી ગયું કે આ મૂર્તિ નથી પણ સાક્ષાત વિઠ્ઠલનાથ છે.
આખી રાત તેને ઠાકોરજી ની સેવાના વિચારો જ આવ્યા કર્યા,સવારે વહેલા ઉઠી ને પિતાના બતાવ્યા મુજબ ઠાકોરજી ની સેવા કરી સુંદર શણગાર કર્યો ને ભોગમાં દૂધ ધરાવ્યું. ને પ્રાર્થના કરે છે-કે-

હે વિઠ્ઠલનાથ,તેમે તો આખા જગતને જમાડનાર છે,હું તમને શું જમાડી શકું?
હું તો તમારું જ તમને અર્પણ કરું છું. "ત્વદીયમ વસ્તુ ગોવિંદ તુભ્યં એવ સમર્પયે"
નામદેવ વારંવાર વિનવણી કરે છે,પણ વિઠ્ઠલનાથ દૂધ પીતા નથી.નામદેવ કહે છે-દૂધ કેમ પીતા નથી?
જલ્દી પી જાઓ તમને ભૂખ લાગી હશે! શું તમે મારા થી નારાજ થયા છો? કે પછી દૂધ માં ખાંડ ઓછી છે?
નામદેવ બીજી ખાંડ લઇ આવ્યો અને દૂધમાં ઉમેરી.ને બાળક નામદેવ ફરીથી પ્રભુને મનાવે છે.

તો યે વિઠ્ઠલનાથે દૂધ પીધું નહિ,ત્યારે બાળક નામદેવ વ્યાકુળ થઇ ને કહે છે કે-
વિઠ્ઠલ,તમે દૂધ પીઓ નહિતર હુ પણ દૂધ પીવાનું છોડી દઈશ,હુ તમારી આગળ માથું પછાડીશ.
તેમ છતાં -વિઠ્ઠલનાથ હજુ પણ દૂધ પીતા નથી એટલે નામદેવ માથું પછાડવા તૈયાર થયો.
અને જ્યાં નામદેવ માથું પછાડવા જાય છે ત્યાંજ,વિઠ્ઠલનાથે દૂધ નો કટોરો ઉઠાવ્યો.
વિઠ્ઠલનાથ ની મૂર્તિ આજે ચેતન બની છે,નામદેવ ના પ્રેમ થી ખુશ થઇ વિઠ્ઠલનાથ સદેહે દૂધ પીએ છે.
નામદેવ ને ખૂબ જ હર્ષ થયો છે અને આશાભરી આંખે પ્રભુને જોઈ રહ્યો છે કે-ગરીબીમાં ઘરમાં હતું તે થોડું
દૂધ પ્રભુને ધરાવ્યું છે તો વિઠ્ઠલનાથ પોતાને થોડો પ્રસાદ આપશે,પોતાને પણ ભૂખ લાગી હતી.

પણ વિઠ્ઠલનાથ તો દૂધ ગટગટાવતા હતા.હવે નામદેવ થી રહેવાયું નહિ એટલે પ્રભુ ને કહે છે કે-
વિઠ્ઠલનાથ,આજે તમને શું થયું છે?તમે એકલા જ બધું દૂધ પી જશો?મને થોડું પણ નહિ આપો?
બાળક ના પ્રેમ આગળ વિઠ્ઠલનાથ પીગળી ગયા છે,તેમણે નામદેવ ને ગોદમાં લીધો ને દૂધ પાયું.

ભક્તિ એ પ્રેમ અને સેવા વગર સફળ થતી નથી.પ્રેમમાં એવી શક્તિ છે કે,નિરાકાર.એ સાકાર બને છે.
પ્રેમ કરવા લાયક એક ઈશ્વર જ છે,અને ઈશ્વર જીવ પાસેથી માત્ર પ્રેમ જ માગે છે.
સંતો કહે છે કે-ઈશ્વર સાથે ખૂબ પ્રેમ કરો.ઈશ્વરની સેવા કરતાં,હૃદય પીગળે,અને આંખમાંથી
આંસુ વહે,તો માનજો કે ઈશ્વરની સાચી સેવા કરી.

શબરીનું ચરિત્ર માનવમાત્ર માટે આશ્વાસન-રૂપ છે.
ખૂબ ભજન કરવામાં આવે,સંતોના વચન પર વિશ્વાસ રાખીને શ્રદ્ધા પૂર્વક ભક્તિ કરવામાં આવે તો
પ્રભુ જરૂર મળે જ છે.
પ્રભુ-પ્રેમ હોય તો જ જ્ઞાની ના જ્ઞાનની સફળતા છે,જ્ઞાન એ પૈસો કમાવાનું સાધન નથી પણ પરમાત્મા સાથે
પ્રીત કરવાનું સાધન છે.
ભક્તિ માટે બ્રાહ્મણ ને ત્યાં કે ઉચ્ચ-કુળમાં જ જન્મ મળેલો હોય તે જરૂરી નથી.પણ ભક્તિ માટે તો હૃદયના
શુદ્ધ પ્રેમની જરૂર છે.બાળક જેવા નિર્દોષ શ્રદ્ધાભાવ ની જરૂર છે.
શબરી નિષ્કામ છે,એને રામજી પાસે કંઈ માગ્યું નથી.શ્રીરામ ફળ આરોગે એમાં જ એને સંતોષ છે.આનંદ છે.
શબરી જેવો પ્રભુ પ્રત્યે નો નિષ્કામ-પ્રેમ,ખૂબ જ જરૂરી છે.

પણ માનવી નો પ્રેમ અનેક જગ્યાએ વહેંચાયેલો છે.એ વહેંચાયેલા પ્રેમ ને એકત્રિત કરી ને એક-માત્ર
પરમાત્મામાં સ્થિર કરવાની જરૂર છે. "ત્વમેવ માતા,પિતા ત્વમેવ,ત્વમેવ બંધુસ્ચ સખા ત્વમેવ"
પરમાત્મા જ માતા,પિતા,ભાઈ કે મિત્ર –અને સર્વસ્વ છે.
શાંતિથી જો વિચાર કરવામાં આવે તો સમજાય છે કે-આ જગતમાં પ્રભુના નામ સિવાય કશું સારું પણ નથી.
ઘણી વસ્તુઓ એવી છે કે જે આજે સારી લાગે પણ ઘડી પછી કે કાલે સારી લાગતી નથી.
પણ પ્રભુનું નામ સદા-સર્વદા પ્યારું લાગે છે.કારણકે પ્રભુ-નામમાં પ્રભુના ગુણ છે.
પ્રભુની પેઠે પ્રભુ-નામ પણ સર્વ-ગુણ-સંપન્ન છે.અવિનાશી,અવ્યય,અવિકારી અને અનંત છે.

સંતો કહે છે કે-જયારે પણ સમય મળે ત્યારે જો પ્રભુનામ નું સ્મરણ કરવામાં આવે તો તે સમયનો સદુપયોગ
છે.પણ માનવ ને સમય જ ક્યાં છે?

કેટલાક તો એવા હોય છે કે ઘરમાં બેઠા બેઠા યે પાડોશીની કુથલી કરે,અને જો રસ્તે જાય તો રસ્તામાં પણ કોઈને ઉભો રાખી તેની સાથે ગામ-ગપાટા કરવામાં લાગી જાય.ને બીજા નો ય સમય બગાડે.
લોકો પોતાનો ને પારકાનો સમય બગાડે છે ને સાથે સાથે મનને પણ બગાડે છે.
આ વાણીનો દુરુપયોગ છે,કે જે અંતકાળે માનવીને ખૂબ દુઃખી કરે છે.

શાસ્ત્ર માં લખ્યું છે કે-જે ઘરમાં ઈશ્વરની સેવા થતી નથી તે ઘર નથી પણ સ્મશાન છે.
જ્યાં શબ્દ મુખ્ય છે ને પ્રેમ ગૌણ છે તેને મંત્ર કહે છે,અને જ્યાં શબ્દ ગૌણ અને પ્રેમ મુખ્ય છે તે સેવા છે.
સેવામાં સાધનનું મહત્વ નથી-પ્રેમનું મહત્વ છે.

પરમાત્મા મંત્ર ને નહિ મન ને પારખે છે.જ્ઞાન કોઈ પુસ્તકમાં છે તેવું નથી.જ્ઞાન તો પ્રત્યેક જીવમાં સૂક્ષ્મ-રૂપે રહેલું જ છે પણ તે અજ્ઞાનના આવરણથી ઢંકાયેલું છે.પરમાત્મા ની સેવાથી એ આવરણ દૂર થાય છે અને જ્ઞાન પ્રગટ થાય છે.જે એક ને જાણવાથી બધુંજ જાણી શકાય તે જ ખરું જ્ઞાન છે.

શબરી ભગવાનની પાસેથી નવધા-ભક્તિનો બોધ પામીને કૃતાર્થ થઇ,પછી તેણે પ્રાર્થના કરી કે-
આપના દર્શન કરતાં પ્રાણ ત્યજી દેવાની ઈચ્છા છે.
ત્યારે પ્રભુ કહે છે કે-પ્રાણ જતાં પહેલાં તમારી કોઈ ઈચ્છા હોય તો કહો.
શબરીને પોતાને તો કોઈ કશું માગવાનું નહોતું,પણ લોકો નું દુઃખ તેને યાદ આવી ગયું,તેણે કહ્યું કે-
પંપાસરોવર નું જળ બગડી ગયું છે તેમાં આપ સ્નાન કરો તો તે સારું થઇ જાય.

રામજીએ કહ્યું કે-તે જળને સુધારવાની મારામાં શક્તિ નથી.
ને પછી ત્યાં એકઠા થયેલા સર્વ ઋષિ-મુનિઓ તરફ જોઈ બોલ્યા કે-એક ઉપાય છે કે-તમે શબરી નું ચરણોદક તેમાં પધરાવો તો પંપા નું પાણી શુદ્ધ થશે.
પ્રભુની આજ્ઞા માથે ચડાવી શબરીએ એ જળમાં સ્નાન કર્યું.અને સરોવર નું પાણી શુદ્ધ-નિર્મળ બની ગયું.

શ્રીરામ તો સર્વ કંઈ કરવા સમર્થ છે,છતાં ભક્તિનો અને ભક્તોનો મહિમા વધારવા માટે તે કહે છે કે-
જળ ને સુધારવાની મારામાં શક્તિ નથી.
જળ સુધરે છે શ્રીરામની કૃપાથી,પણ પ્રભુ નિમિત્ત બનાવે છે શબરીને.

તે પછી રામનાં દર્શન કરતાં કરતાં યોગાગ્નિ થી શબરીએ પોતાના શરીરને બાળીને ભસ્મ કરી નાખ્યું.
અને જ્યાં ગયા પછી કદી પાછા ફરવાનું થતું નથી તેવા દુર્લભ હરિ-પદમાં શબરીજી લીન થયાં.
ભગવાને ગીતામાં કહ્યું છે કે-જ્યાં ગયા પછી જન્મ-મરણ ના ચક્કરમાં પાછા ફરવાનું થતું નથી તે મારું પરમ ધામ છે. અને શબરીએ તે પરમ ધામમાં વાસ કર્યો.
“તજિ જોગ પાવક દેહ હરિ-પદ,લીન ભાઈ જહમ્ નહિ ફિરે “

**<u>અરણ્ય-કાંડ-સમાપ્ત.</u>**

## કિષ્કિંધાકાંડ

શબરી નો ઉદ્ધાર કરી શ્રીરામ ઋષ્યમૂક પર્વત તરફ આગળ વધ્યા.
તે વખતે વાનરરાજ સુગ્રીવ પોતાના સલાહકારોથી વીંટળાઈ ને પર્વત પર બેઠેલો હતો.
દૂરથી તેમણે રામ-લક્ષ્મણ ને જોયા.જટાધારી તપસ્વી વેશમાં પણ તેમની વીર-પ્રતિભા,સુગ્રીવ થી છાની રહી નહિ.એને બીક લાગી કે –મારા દુશ્મન બને લા મારા ભાઈ વાલીએ,મારો નાશ કરવા તો આમને મોકલ્યા નહી હોયને? કદાચ મારો વિશ્વાસ સંપાદન કરવા આવો સાધુવેશ તો ધારણ નહી કર્યો હોયને?
સુગ્રીવે પોતાના મન ની આ શંકા પોતાના સાથીદારોને કહી.અને ભયનો માર્યો ધ્રુજી ઉઠયો.

સુગ્રીવ અને વાલી ની કથા એવી છે- કે-તે બંને ભાઈઓ હતા.વાલી મોટો અને સુગ્રીવ નાનો.
બંને ભાઈઓ શુરવીર હતા,પણ વાલીની શુરવીરતા ને કોઈ ના પહોંચે.એનું નામ પડતાં શત્રુઓ કાંપતા.
પિતાનું મરણ થતાં મોટાભાઈ તરીકે વાલી ગાદીએ બેઠો.ને સુગ્રીવ તેનો સેવક બનીને રહ્યો.

વાલીમાં શરીર-બળ નું તો અભિમાન હતું જ અને તેમાં હવે સત્તા નો મદ ઉમેરાયો.
હવે તે જેની ને તેની સાથે લડવા લાગ્યો, લડવા સિવાય તેને ચેન પડતું અહીં.કોઈ લડનાર ના મળેતો ઝાડ ને બાથમાં લઇ ને તેને મૂળમાંથી હલાવી નાખતો,લાત મારીને પર્વતની મોટો મોટી શિલા ઓ ને ઉછાળીને-તેને દડા ની જેમ હાથમાં ઝીલતો.

મદ(અહમ) એવી જ ચીજ છે,પછી ભલે તે શરીરનો હોય,ધન નો હોય કે રાજ્ય નો હોય.
મદ થી મનુષ્ય આંધળો બને છે,પાગલ બને છે અને મનુષ્ય, એ મનુષ્ય મટી જાય છે.
જયારે આ તો વાનર હતો,મૂળે સ્વભાવે ચંચળ અને તે ચંચળતામાં મદનું ઉછાંછળા-પણું ઉમેરાયું.
વાલી કોઈનો જરા સરખો પણ વિરોધ સહન કરી શકતો નહિ,પોતાની આજ્ઞાનો ભંગ તેને ખમાતો નહિ,
કોઈની દલીલ તે સંભાળતો નહિ,કે કોઈના સુખ-દુઃખ નો વિચાર કરતો નહિ.
માત્ર પોતાના શરીર ના લાડ લડાવવા પાછળ જ એનું બધું ધ્યાન હતું,
રાતને દિવસ તે ભોગ-વિલાસ માં ડૂબેલો રહેતો.
યુદ્ધ અને ભોગવિલાસ સિવાય તેને બીજી કોઈ ચીજની દરકાર નહોતી.

એકવાર એને એના જેવો જ લડનારો મળી ગયો.અને એ હતો દુંદુભિ નામનો રાક્ષસ.
વાલીની પેઠે એના બળનો એને પણ બહુ ગર્વ હતો.અને ચારેકોર ત્રાસ વર્તાવતો હતો.
એક વાર એણે સમુદ્રને પોતાની સામે લડવાની હાકલ કરી,ત્યારે સમુદ્રે કહ્યું-તારી સામે લડવાનું મારું ગજું નહિ,તુ હિમાલય પાસે જા.
હિમાલયે કહ્યું-કે હું તપસ્વીઓનું ઘર કહેવાઉં, મને લડતાં ના આવડે ,તુ વાલી પાસે જા.
દુંદુભિ એ વાલીના નગર ના દરવાજ ખટખટાવ્યા,ને ગર્જનાઓ કરવા માંડી,એ સાંભળી વાલી ઊંઘમાંથી ઉઠીને તેની સામે લડવા આવ્યો.બંને વચ્ચે ભયંકર યુદ્ધ થયું,છેવટે વાલીએ દુંદુભિ ને ઉઠાવી પથ્થર પર પછાડ્યો ને મારી નાખ્યો,પછી તેના શબને ઘા કરી ફેંક્યું તે,મતંગઋષિના આશ્રમ માં જઈ પડ્યું.અને લોહીના છાંટા ધ્યાનમાં બેઠેલા મતંગઋષિ પર પડ્યા.ઋષિએ બહાર આવી ને જોયું તો રાક્ષસ નું શબ.
વાલી નું જ આ કર્મ છે,એમ જાણી લઈને એમણે શાપ દીધો કે-મારા આશ્રમ ફરતી એક જોજન ની હદમાં જો વળી આવતી કાલની સવાર પછી પગ દેશે તો તેના મસ્તક ના સો ટુકડા થઇ જશે.

આવો શાપ મળવા છતાં વાલીનો દર્પ હેઠો બેઠો નહિ,એનો ઉધમાત ચાલુ જ રહ્યો.
એવામાં એકવાર માયાવી-રાક્ષસ જોડે સ્ત્રી ની બાબતમાં તેને કજીયો થયો.
થોડા દિવસ પછી,તે માયાવી રાક્ષસ ઓચિંતાનો રાતે એની સામે ચડી આવ્યો અને હાકોટા પાડવા લાગ્યો.
હાકોટા સાંભળી વાલી દોડ્યો,મોટાભાઈ ને યુધ્ધે ચડતા જોઈ સુગ્રીવ પણ એની સાથે થયો.

વાલી અને માયાવી-રાક્ષસ વચ્ચે ભયાનક યુદ્ધ થયું પણ છેવટે વાલીના બળ આગળ રાક્ષસ હારવા લાગ્યો.
જીતવાની કોઈ આશા નથી અને મોત નિશ્ચિત છે-એવી ખાતરી થતાં રાક્ષસ ભાગ્યો.
વાલી અને સુગ્રીવ એની પાછળ પડ્યા.એટલે રાક્ષસ એક ગુફામાં ગુસી ગયો.ત્યારે વાલીએ સુગ્રીવ ને કહ્યું કે
તુ અહીં બહાર ઉભો રહે,અને પખવાડિયા સુધી મારી રાહ જોજે,
ત્યાં સુધીમાં હું બહાર ના આવું તો સમજવું કે હું માર્યો ગયો છું.

સુગ્રીવ બહાર ઉભો વાત જુએ છે,એમ કરતાં એક મહિનો થઇ ગયો.વળી પાછો દેખાયો નહિ,
ગુફાની અંદર વાળીને પેલા રાક્ષસને ખોળવામાં જ મહિનો વીતી ગયેલો,અને જયારે તે મળ્યો ત્યારે
વાલીએ તેને ખૂબ પીટ્યો,અને તે રાક્ષસ ના લોહીનો પ્રવાહ છેક ગુફાની બહાર આવ્યો.એટલે
સુગ્રીવ સમજ્યો કે- નક્કી વાલી મરી ગયો છે,એણે તો મને પંદર દિવસ રાહ જોવાનું કહ્યું હતું.
તે વિહવળ બની ગયો,અને રખેને પેલો રાક્ષસ પોતાની પાછળ પોતાને મારવા આવે,એ બીકે તેણે
તે ગુફાનું મોં મોટી શિલાથી બંધ કરી નાખ્યું.

પછી તે પાછો આવ્યો,તેનું મોં ઉદાસ જોઈને મંત્રીઓ સમજી ગયા કે-વાલીનું મરણ થયું છે,
રાજા વગરનું રાજ્ય રહે નહિ એટલે તેમણે સુગ્રીવને ગાદી પર બેસાડ્યો.
પણ થોડા વખત પછી વાલી સાજો-સારો પાછો આવ્યો ને સુગ્રીવ ને ગાદી પર બેઠેલો જોઈ તેના ગુસ્સાનો
પાર રહ્યો નહિ,સુગ્રીવે મોટાભાઈના ચરણમાં માથું મૂકી ને સઘળી વાત કરી ને માફી માગી કહ્યું કે –
આ રાજ્ય તમારું જ છે,તમારી થાપણ તરીકે હતું તે હું તમને પાછું સોંપું છું.આપ એનો સ્વીકાર કરો.

પણ વાલી ક્રોધ થી તાડૂક્યો-હું પાછો ના આવું એટલે જ તે ગુફા નું મોં શિલાથી બંધ કર્યું હતું.
રાજ્ય ના લોભે તેં આવું કર્યું,આજથી તું મારો ભાઈ નહિ,તું મારો દુશ્મન છે. અને સુગ્રીવ ને તેણે
પહેરેલે કપડે રાજ્યમાંથી કાઢી મુક્યો.ને તેની સ્ત્રીનું અપહરણ કર્યું.

વાલીની બીકથી બીતો સુગ્રીવ પોતાના સાથીઓને લઇ મતંગઋષિના આશ્રમ ની હદમાં ઋષ્યમૂક પર્વત પર
રહેવા લાગ્યો.જેથી વાલી આવી તેને મારી શકે નહિ.
વાલી પોતાના પર શાપને લીધે ત્યાં જઈ શકતો નહિ,પણ સુગ્રીવ ને હેરાન કરવા તેના યોદ્ધાઓ મોકલતો,
સુગ્રીવ પણ વીર યોદ્ધો હતો,અને તેણે વાલીના કેટલાયે યોદ્ધાઓને મારી ભગાડ્યા હતા.
પણ આજે ધનુષ્ય-બાણથી સજ્જ રામ-લક્ષ્મણ ને આવતા જોઈને તેને શંકા-કુશંકા થઇ.
સુગ્રીવના સલાહકારો માં નલ,નીલ અને હનુમાન હતા,હનુમાન મુખ્ય સલાહકાર હતા.તેમને તે શંકા કહી.

અહીં રામાયણ માં હનુમાનજી નો પ્રવેશ થાય છે.
રામાયણમાં ભરત અને લક્ષ્મણ નું જેટલું વિરલ પાત્ર છે તેટલું જ હનુમાનજી નું પાત્ર છે.
હનુમાનજી સેવા-ધર્મ ની મૂર્તિ છે ને બ્રહ્મચર્ય નું પ્રતિક છે.
રામજી એ હનુમાનજી ને અપનાવેલા,અને હનુમાનજી એ સુગ્રીવ ને અપનાવેલા એટલે જ રામજી એ સુગ્રીવ
ને પણ પોતાના મિત્ર માન્યા છે.હનુમાનજી દ્વારા જ એ મૈત્રી સિદ્ધ થાય છે.
શ્રીરામ પરમાત્મા છે,અને પરમાત્મા જીવ-માત્ર ના મિત્ર છે,પણ જીવ ને એનું ભાન નથી એટલે
એ ભાન કરાવી ને પરમાત્મા સાથે મૈત્રી કરાવે છે હનુમાન.જીવ શિવ ની મૈત્રી હનુમાન કરાવે છે,
જીવ ની ઈશ્વર સાથે મૈત્રી નાં થાય ત્યાં સુધી,જીવ ને સાચું સુખ પ્રાપ્ત થતું નથી,અને એ મૈત્રી-
હનુમાનજી વગર,બ્રહ્મચર્ય વગર થતી નથી.

જીવ બીજા જીવ ની મૈત્રી કરે તો તે –તે જીવ નો જ રહે છે,તેને સાચું સુખ મળતું નથી,કે સાચી શક્તિ પણ
મળતી નથી.પરંતુ જો જીવ ઈશ્વરની સાથે મૈત્રી કરે તો ઈશ્વર જીવને ઈશ્વર બનાવે છે,ઈશ્વર અતિ ઉદાર છે,
ઈશ્વર જયારે જીવને આપે છે ત્યારે આપવામાં કશું બાકી રાખતા નથી.

જયારે જીવ જીવને આપે તો પોતાને માટે કશુંક રાખી ને આપે છે.આપતાં એનો હાથ પાછો પડે છે.
પણ ઈશ્વર આપે છે,ત્યારે બસ આપે જ છે,લેનાર નો હાથ ટૂંકો પડે છે.
માટે મૈત્રી કરવી તો પરમાત્મા ની જ કરવી.

મનુષ્ય પ્રેમ કર્યા વગર રહી શકતો નથી,પણ તે પ્રેમ કરે છે,ધન સાથે,યશ સાથે,સ્ત્રી સાથે,બાળકો સાથે કે
બાળકોના બાળકો સાથે. તેને પરમાત્મા સાથે પ્રેમ કરવાની ફુરસદ નથી,
પરમાત્મા સિવાય બીજા કોઈ પણ સાથે કરેલો પ્રેમ માણસને છેવટે રડાવે છે.
પરમાત્મા સાથેનો પ્રેમ જ મનુષ્ય ને સુખ,શાંતિ અને આનંદ આપનારો નીવડે છે.

જગત અપૂર્ણ છે,જીવ પણ અપૂર્ણ છે,જીવ પરિપૂર્ણ ત્યારે બને જયારે તે ઈશ્વર સાથે મૈત્રી કરે,પ્રેમ કરે.
ઈશ્વર તેને જ મળે છે જે ઈશ્વરને પરિપૂર્ણ પ્રેમ આપે છે.ઈશ્વર પૂર્ણ છે જીવ અપૂર્ણ છે,
ઈશ્વર સાથે પ્રેમ કરવા બીજા જીવો સાથે નો પ્રેમ છોડવો પડે છે,

સુગ્રીવ હનુમાનજી ને કહે છે કે-પેલા દુરથી આવતા વીર પુરુષો ને જોઈ મને ડર લાગે છે,
આપણે અહીં રહેવું કે અહીંથી બીજે જતા રહેવું?
ત્યારે હનુમાનજી સુગ્રીવ ને સલાહ આપે છે કે-તમારા મનમાં ભયે ઘર કર્યું છે,એટલે તમને બધે ભય જ
દેખાય છે,બાકી આ ઋષ્યમૂક પર્વત જેવી સલામત જગા બીજે ક્યાંય નથી.તમારા ચિત્ત ની ચંચળતાને લીધે
તમે બુદ્ધિ સ્થિર રાખી શકતા નથી.રાજાએ તો સ્થિર બુદ્ધિ રાખવી જોઈએ.નહિ તો તે પ્રજાનું પાલન કરી શકે
નહિ.માટે શાંત થાઓ,ને એ બે જણા કોણ છે ? એમના મનમાં શું છે? તેની માહિતી લેવા કોઈને મોકલો.

ત્યારે સુગ્રીવે કહ્યું કે-તારા સિવાય એ કામ બીજો કોઈ કરી શકશે નહિ,તું વિદ્વાન છે,વેદશાસ્ત્ર ને નીતિ શાસ્ત્ર
નો તેં સંપૂર્ણ અભ્યાસ કરેલો છે,તું મનુષ્યના ના મુખ પરથી જ તેના મન ની વાત જાણી શકે છે,
તું જ ગુપ્ત વેશે જા,અને એ લોકો કોણ છે ને કેમ આવ્યા છે તે જાણી લાવ.

પછી હનુમાનજી ભિક્ષુક નો વેશ ધારણ કરી રામ-લક્ષ્મણ પાસે ગયા.અને તેમને વિનય-પૂર્વક પ્રણામ કરી,
મધુર ભાષામાં પ્રશંસા કરતાં પૂછ્યું-કે- હે સત્પુરુષો,તમે વૃક્ષો નું અવલોકન કરતા ચાલ્યા આવો છો તેથી
વૃક્ષોની ને વન ની શોભા વધે છે,તમે વીર છો છતાં તપસ્વી ની જેમ વલ્કલ કેમ ધારણ કર્યા છે?
અને વારંવાર તમારા મુખમાંથી નિશ્વાસ કેમ નીકળે છે?

હનુમાને આટલું કહ્યું છતાં રામ-લક્ષ્મણ કશું બોલ્યા નહિ,ત્યારે હનુમાને કહ્યું કે-
હું નિષ્કપટ-પણે પુછું છું,છતાં તમે કેમ બોલતા નથી? તો પણ રામ-લક્ષ્મણ કશું બોલ્યા નહિ.
દરમિયાનમાં ચતુર હનુમાનજીએ રામ-લક્ષ્મણ નાં શરીરનાં કેટલાંક ચિહ્નો જોઈને ખાતરી કરી લીધી કે-
આ સુગ્રીવ ના શત્રુ નથી.એટલે તેમણે તરત જ પોતાની સાચી ઓળખ આપતાં કહ્યું કે-મારું નામ હનુમાન છે
અને હું વાનરરાજ સુગ્રીવ નો સેવક છું,સુગ્રીવ ની ઇચ્છાથી હું તમારી પાસે આવ્યો છું,
તેઓ આપની મૈત્રી ઈચ્છે છે.

અત્યાર સુધી શ્રીરામ,હનુમાનજી ની વાત ધ્યાનપૂર્વક સાંભળી રહ્યા હતા,તેમણે લક્ષ્મણ ને કહ્યું કે-
આ હનુમાને વેદ શાસ્ત્રો નો સંપૂર્ણ અભ્યાસ કરેલો લાગે છે,વળી વ્યાકરણ શાસ્ત્ર નો પણ અભ્યાસ કરેલો લાગે
છે,કારણકે તેની ભાષા બિલકુલ શુદ્ધ છે,એક પણ અશુદ્ધ ઉચ્ચાર તેના મુખે નથી.એની વાણી એવી મધુર છે
કે,તલવાર ઉગામીને ઊભેલો દુશ્મન પણ તે સાંભળી ને પ્રસન્ન થઇ જાય.
જેની પાસે હનુમાનજી જેવો દૂત છે તે રાજાને ધન્ય છે.

શ્રીરામજીની આજ્ઞા થતાં,લક્ષ્મણે હનુમાજી ને કહ્યું કે-વાનરરાજ સુગ્રીવ વિષે અમે સાંભળ્યું છે,અમે પણ

તેમની મૈત્રી ઇચ્છીએ છીએ.

આ સાંભળી હનુમાન ને આનંદ થયો,પણ તે વિચારમાં પડી ગયા,કે –સુગ્રીવ તો વાલીની સામે દુશ્મનાવટ ને લીધે મૈત્રી ઈચ્છે છે પણ આ લોકો શા માટે સુગ્રીવ ની મૈત્રી ઇચ્છતા હશે?
એટલે તેમણે પૂછ્યું કે-
આ ગહન વનમાં આપનું આગમન શાથી થયું છે?એ આપને હરકત ના હોય તો સેવક ને કહો.

હવે લક્ષ્મણે શ્રીરામનો પરિચય આપી,સીતાહરણ ની વાત કરી કહ્યું કે-સીતા ને હરી જનાર રાક્ષસ નો પત્તો લાગતો નથી અને તેથી અમે બંને ભાઈઓ સુગ્રીવ ને શરણે આવ્યા છીએ.
વાલ્મિકીજી કહે છે કે-અહો,કાળનું કેવું બળ છે!! પ્રતાપી રાજા દશરથ ના મહાસમર્થ પુત્ર વનચર જાતિના રાજા સુગ્રીવ ની કૃપા-પ્રસાદી ઈચ્છે છે !!

હનુમાનજી કહે છે કે-લક્ષ્મણજી તમે ખેદ ના કરો,સૌ સારાં વાનાં થશે,સુગ્રીવ આપને અવશ્ય મદદ કરશે, તેને પણ વાલીની સામે લડવામાં આપની મદદની જરૂર છે,
એમ કહી ને એમણે વાલીના ત્રાસની બધી વાત કરી.
લક્ષ્મણજી એ શ્રીરામને કહ્યું કે-હનુમાન ના બોલ પર મને વિશ્વાસ બેસે છે,તેની વાણી અસત્ય લાગતી નથી.
હવે હનુમાને ભિક્ષુક વેશ ને ત્યજી ને પોતાનું અસલી રૂપ ધારણ કર્યું,અને બંને ભાઈઓને પોતાના ખભા પર બેસાડી ઋષ્યમૂક પર્વત પ્રતિ પ્રયાણ કર્યું.

ઋષ્યમૂક પર્વત પર બેસેલા સુગ્રીવે હનુમાનજી ને આવતા જોયા એટલે તરત જ તે ઉભો થઈને સામે ગયો.
હનુમાને રામ-લક્ષ્મણ ની ટૂંકમાં ઓળખાણ આપી ને કહ્યું કે-તેઓ શત્રુ નથી પણ મિત્રો છે.
આ સાંભળી સુગ્રીવ ને આનંદ થયો,તેણે રામ-લક્ષ્મણ ને પ્રણામ કરી,મિત્રતા માટે હાથ લાંબો કર્યો,
શ્રીરામે તેનો હાથ પોતાના હાથમાં લીધો ને સુગ્રીવ ને પોતાના હૃદય સાથે લગાવ્યો.
અગ્નિ ની સાક્ષીએ મૈત્રી ના કોલ થયા.
પછી શ્રીરામે કહ્યું કે-હે,સુગ્રીવ સાંભળો,હું મૈત્રીને પરમ-પવિત્ર સમજુ છું,જે મનુષ્ય મિત્ર ના દુઃખે દુઃખી થતો નથી,તેનું મોં જોવામાં પણ પાપ છે.પોતાના પહાડ જેવા દુઃખ ને રજ જેવડું જાણે ને મિત્રના રજ જેવડા દુઃખ ને પહાડ જેવું જાણે અને તેને મદદ કરે તે સાચો મિત્ર. હે,મિત્ર હું પ્રતિજ્ઞા કરું છું કે હું દુષ્ટ,વાલી ને મારીશ.

સુગ્રીવે પણ સામી પ્રતિજ્ઞા કરી કે-જે ઉપાય વડે સીતાજી મળે તે સર્વ ઉપાય વડે,હું આપની સેવા કરીશ.

વાલ્મીકિ જી કહે છે કે-જે સમયે રામ-સુગ્રીવ ની મૈત્રી થઇ એ જ સમયે,રાવણ વાલી,અને સીતાનાં ડાબા નેત્રો એક જ સાથે ફરકવા લાગ્યાં,સીતાજી નું ડાબું નેત્ર ફરક્યું એટલે એમણે શુકન થયા છે,અને વાલી અને રાવણ નું ડાબું નેત્ર ફરક્યા એટલે એમણે અપશુકન થયા કે તેમનો કાળ નજીક આવી રહ્યો છે.
(સ્ત્રી હું ડાબું અંગ ફરકે તે શુકન અને પુરુષનું ડાબું અંગ ફરકે તો અપશુકન કહેવાય છે!!)

પછી સુગ્રીવે કહ્યું કે-થોડા દિવસ પર અમે અહીં બેઠા હતા ત્યારે એક સ્ત્રીને લઈને રાવણને આકાશમાર્ગે જતો જોયો હતો,સ્ત્રી,"હે રામ-હે,રામ"એવો આર્તનાદ કરતી હતી અને તે વખતે તેણે કેટલાંક આભૂષણો,નીચે ફેંક્યાં હતાં તે હજુ અમારી પાસે છે,તમે તે જુઓ,તે સીતાજી નાં જ તો નથી ને?
આમ કહી સુગ્રીવે તે આભૂષણો શ્રીરામની સામે ધર્યા.તે આભૂષણો સીતાજીનાં જ હતાં.
શ્રીરામ તેને જોઈને ફરી શોકમાં ડૂબી ગયા,તેમની આંખોમાંથી અશ્રુધાર ચાલ્યો.
તેમણે લક્ષ્મણ ને કહ્યું કે-લક્ષ્મણ તી ભાભીનાં આ આભૂષણો જો,તું પણ તેને ઓળખી શકશે.
આપણને આશ્વાસન આપવા માટે જ તેને તે અહીં ફેંક્યાં લાગે છે.

લક્ષ્મણે આભૂષણો જોઈને કહ્યું કે-મોટાભાઈ,હું,ભાભીનાં કંકણ,કુંડળ કે હાર ને તો ઓળખી શકતો નથી, કારણ કે તે તરફ મેં કદી નજર કરી નથી,પણ હું તેમનાં ચરણો ને રોજ વંદન કરતો એટલે,તેમનાં નુપુર ને હું ઓળખું છું.

લક્ષ્મણજી ની ભાવના કેટલી દિવ્ય છે!!કહે છે કે-માતાજી સમાન ભાભીનાં ચરણનાં વંદન કરવામાં જ મારા જીવન ની કૃતકૃત્યતા છે.એમની સામે મેં કદી ઉંચી આંખ કરીને જોયું નથી,એટલે તેઓ કયાં આભૂષણો પહેરે છે તેની મને ખબર નથી.
આ છે આપની અસલ ભારતીય સંસ્કૃતિ.લક્ષ્મણજી એ સંયમ નું પ્રતિક છે અને સંયમી મનુષ્ય, કદી કોઈ પરસ્ત્રી નાં અંગો ને નીરખતો નથી.

શ્રીરામનો શોક જોઈને સુગ્રીવની આંખોમાંથી પણ આંસુ આવી ગયાં.તેણે રામજીને  આશ્વાસન આપતાં કહ્યું કે-હું રાવણ ને કે તેના નિવાસસ્થાન ને જાણતો નથી,
તેમ છતાં હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે-રાવણ નો નાશ કરીને હું તમને સીતાજી ને પાછાં લાવી આપીશ.
શ્રીરામ  આંસુ લુછી સ્વસ્થ થયા ને સુગ્રીવ ને ભેટ્યા,અને કહે છે કે-
પહેલું તો મારે વાલીને હણી ને તારું કામ કરવાનું છે એટલે વાલી કેવો બળવાન છે તે મારે જાણવું છે.

સુગ્રીવે કહ્યું કે-હે,રામચંદ્રજી,વાલી અતિ બળવાન છે,એ વિષે શંકા નથી,હું તમને ડરાવવા આ નથી કહેતો, પણ એનાં ભયંકર પરાક્રમો મેં નજરે નજર જોયા છે,લડાઈમાં એ કોઈનાથી હાર્યો નથી,
આ સામે હારેહાર ઉભેલાં તાડનાં સાત જે ઝાડ દેખાય છે તે સાતે ઝાડને જે એક તીરથી એકસાથે વીંધી ને ભોય-ભેગાં કરી શકે,એ વાલી ને મારી શકે.

શ્રીરામે તરતજ બાણ ચડાવ્યું ને બાણ છોડ્યું, ને તે સાતે તાડનાં ઝાડ એક સાથે ધરાશાયી થયા.
શ્રીરામનું  આ પરાક્રમ જોઈને સુગ્રીવ એવા હર્ષમાં આવી ગયો અને તે લાંબો થઇ શ્રીરામના પગમાં પડ્યો, ને બોલ્યો કે-હવે હું આપને ઓળખી ગયો છું,આપ માનવ નથી પરમાત્મા છો.આપનાં દર્શન થી હવે મને ભાન થયું છે કે-સુખ,સંપત્તિ,ધન પરિવાર –બધું ખોટું છે,સાચું માત્ર આપનું શરણ છે,હવે હું બધું છોડી ને આપની સેવા કરીશ.વાલી ને પણ હું હવે મારો હિતેચ્છુ માનું છું કારણકે એની સાથે વેર ના બંધાયું હોત તો મને દુઃખ-માત્ર નો નાશ કરનાર,એવા આપનાં દર્શન કેવી રીતે થયાં હોત?
એટલે હવે હું સર્વ છોડીને માત્ર આપનું ભજન કરીશ,મારે બીજું કશું જોઈએ નહિ.

રામજી તો  સર્વજ્ઞ છે,તેમને સુગ્રીવ નો આ સ્મશાન વૈરાગ્ય જોઈ ને હસવું આવ્યું ને એને બે વેણ કહી ને એની શાન ઠેકાણે લાવી,અને કહ્યું કે- જા,હવે વાલીને યુદ્ધ નો પડકાર કર.

સુગ્રીવ તરત જ દોડ્યો,ને કિષ્કિંધા નગરીના દરવાજે જઈને વાલી ને યુદ્ધ માટે પડકાર કર્યો.
બંને વચ્ચે ભીષણ યુદ્ધ થયું.શ્રીરામ પાસેના ઝાડ ની પાછળ સંતાઈ ને ઉભા હતા,તેમને વાલી ને મારવા ધનુષ્ય સજ્જ કર્યું પણ બંને ભાઈઓ એટલા બધા સરખા દેખાતા હતા કે-એમાં વાલી કયો ને સુગ્રીવ કયો તે ઓળખાતું નહોતું.એટલે તેમણે ધનુષ્ય પર બાણ ચડાવ્યું નહિ.

બીજી બાજુ વાલીના હાથ નો માર ખાઈને સુગ્રીવ અધમુઓ થઇ ગયો,અને જીવ બચાવવા નાઠો.
વાલી તેને પકડવા દોડ્યો,પણ સુગ્રીવ ઝડપથી મતંગમુનિ ની હદમાં ધુસી ગયો.તેથી બચી ગયો.
વાલી વિજય નું હાસ્ય કરી ને પાછો વળી ગયો.
સુગ્રીવે રામજી ને ફરિયાદ કરી કે તમારે વાલી ને મારવો નહોતો તો મને શું કામ આટલો માર ખવડાવ્યો.
તમારે મને પહેલેથી કહેવું જોઈતું હતું.

ત્યારે રામજીએ બધી વાત કરી.ને કહ્યું કે-હું  વાલી ને ઓળખી શક્યો નહિ,એને મારવા જતાં કદાચ તને મારી બેસું,એટલે હું તને ઓળખી શકું તેવું કંઈક કરવું પડશે.
પછી લક્ષ્મણે ફુલ ની એક માલા બનાવી ને સુગ્રીવ ની ડોકમાં પહેરાવી,અને એ માળા પહેરીને સુગ્રીવ ફરીથી વાલીની સામે લડવા ગયો.

આ વખતે વાલીની પત્ની તારાએ,વાલીને રોકતાં કહ્યું કે-પુત્ર અંગદ ના દ્વારા મને જાણવા મળ્યું છે કે-
સુગ્રીવે દશરથ-પુત્ર રામની મૈત્રી કરી છે,રામ મહા સમર્થ છે તે વિના સુગ્રીવ આમ લડવા આવે નહિ,
માટે તમે યુદ્ધ નો વિચાર છોડી ને ભાઈની સાથે સુલેહ કરો.ગમે તેવો તો યે એ તમારો ભાઈ છે.
પણ વાલીએ તેની સલાહ ગણકારી નહિ અને સુગ્રીવ ની સામે લડવા નીકળી પડ્યો.

બંને ભાઈઓ ફરી એકવાર બરોબર ટકરાયા,બંને લોહી લુહાણ થઇ ગયા.
શ્રીરામે વૃક્ષના ઓથે થી બાણ છોડ્યું જે વાલી ની છાતીમાં વાગ્યું અને વાલી ચીસ પાડી ધરાશયી થયો.
પણ હજી તેનામાં પ્રાણ હતા.રામ-લક્ષ્મણ તેમની સામે જઈને ઉભા,એટલે વાલી હવે સમજી ગયો કે-
મને મારનાર શ્રીરામ છે,એટલે મરતાં મરતાં તે રામને કઠોર વચનો સંભળાવે છે.

વાલી,શ્રીરામને કહે છે કે “હે,રામ,એક ક્ષત્રિય તરીકે તેં દગાથી,છુપાઈને મને વાનર ને વગર અપરાધે માર્યો છે.આથી તારો યશ કલંકિત થયો છે,તું અધર્મી છે ને રાજધર્મ ને જાણતો નથી.સાધુચરિત દશરથ રાજાનો પુત્ર થઇ તું આવો શઠ કેમ પાક્યો? સામી છાતીએ તું મારી સાથે લડવા કેમ ના આવ્યો?
તારું  ધર્મ-ધ્વજ-પણું,એ ઘાસથી ઢંકાયેલા કુવા જેવું  છે,
તું જટા-વલ્કલ નો વેશ ધારણ કરી ને આવો અધર્મ આચરે છે?

રાવણ ની સામે લડવામાં સુગ્રીવ ની મદદ મળે,તે માટે તેં મને માર્યો હોય તો,તારે મદદ માટે મને પહેલાં થી જ મળવું જોઈતું હતું.હું એક દિવસમાં તને સીતા પછી લાવી આપત.
સૌ જાણે છે કે -હુ રાવણ ને પહોંચી વળું તેવો છું,એકવાર તે મને સતાવવા આવ્યો હતો ત્યારે મેં એણે મારી બગલ માં ઘાલીને તેણે રોવડાવ્યો હતો.
દોસ્તી કરવી હોય તો બળવાન ની કરવી જોઈએ,એ રાજનીતિ છે તે પણ તું જાણતો નથી?
હે,રામ મરવા નો મને ખેદ નથી પણ મને અધર્મ થી કેમ માર્યો તે મારે જાણવું છે.

ત્યારે રામે વાલી ને કહ્યું કે-તું મારા દોષ કાઢે છે પણ તારા દોષને કેમ જોતો નથી?
દીકરી,બહેન,પુત્રવધૂ, અને ભાઈની સ્ત્રી સમાન છે-એ શાસ્ત્ર વચન નો ભંગ કરી,તેં પાપ કર્યું છે તે કેમ ભૂલી જાય છે? રાજા થઇ ને રાજ-ધર્મ થી ઉલ્ટા ચાલીને તેં મહાપાપ કર્યું છે.નાના ભાઈને વગર અપરાધે દેશનિકાલ કરી ને એની માલ-મિલકત પડાવી લીધી,તે શું  અનાચાર નથી?
હે,વાલી,તારા સ્વભાવગત અવિચારીપણા ને લીધે તથા દર્પ ને લીધે,તું આ વાત સમજવા માગતો નથી.
બાકી શુભ શું ને અશુભ શું?ન્યાય શું ને અન્યાય શું ? તે તારા અંતરઆત્માને પૂછ.
બાકી ધર્મ નું રહસ્ય તર્ક થી સમજવું મુશ્કેલ છે.

તું મને પૂછે છે કે-મેં સીતાજી ને પાછાં લાવવામાં તારી મદદ કેમ ના માગી?
પણ તારા જેવા દુરાચારીની મદદ દુરાચારી જ લઇ શકે.મને એવી મદદ નો મોહ નથી.હું તો સુગ્રીવ નો મિત્ર છું ને રહીશ. તેં મારા સ્વર્ગસ્થ પિતા દશરથ નું નામ લીધું તો સાંભળ,અત્યારે દશરથ-પુત્ર
ભરતનું રાજ્ય છે,અને અધર્મ ને રસ્તે ચાલનારા ને સજા કરવાની તેમની આજ્ઞા છે.
જે પુરુષ પોતાની પુત્રી,ભગીની કે નાના ભાઈની સ્ત્રી સાથે અઘટિત વ્યવહાર કરે,તેનો વધ કરવો એ ધર્મ છે,
આમ તું પાપી હોઈ તારો વધ ધર્મ-યુક્ત છે.

રામજીની આ વાત સાંભળી,વાલીની આંખો ખુલી ગઈ,તેને ધર્મ નું સ્વરૂપ સમજાયું.
વાલીમાં દર્પ છે પણ રાક્ષસના ને વાનર ના દર્પમાં ફરક છે,રાક્ષસ પોતાની ભૂલ જોતો નથી,
પણ વાલી ને પોતાની ભૂલ સમજાણી.અને શ્રીરામ નો દોષ જોતાં અટકે છે.
અને શ્રીરામ ના હાથે પોતાનો અંત આવ્યો અને અંતકાળે રામજીનાં દર્શન થયાં,તેની સમજ આવતા,
તેણે શ્રીરામ ના ચરણમાં માથું મૂકી દીધું અને કહે છે કે-
પ્રભુ હું પાપી છું,પણ મને બતાવો કે,કઈ પોથીમાં એવું લક્ષ્યું છે કે-પાપીને તમારાં દર્શન થાય?

જનમ જનમ મુનિ જતનું કરાહી,અંત રામ કહિ આવત નાંહિ.
મુનિઓ અનેક જાણ લાગી અનેક પ્રકારનાં સાધનો કરતા રહે છે,તો પણ અંત-કાળે તેમના મુખમાંથી રામનું નામ મુખમાંથી નીકળતું નથી.જયારે આજે હું તમારું નામ લઈને અને તમારાં પ્રત્યક્ષ દર્શન કરી ને મરું છું.
માટે હવે તમે જ કહો,હવે હું શું પાપી રહ્યો? હું તો એમ સમજુ છું કે મારા જેવો પુણ્યશાળી કોણ?

ત્યારે રામજી એ કહ્યું કે-તને અત્યારે મારાં દર્શન થયા,તે તારા પુણ્યે નહિ,પણ સુગ્રીવ મારો મિત્ર થયો છે,
ને મારે શરણે આવ્યો છે,અને તું સુગ્રીવ નો ભાઈ છે,એ નાતે હું તારો ઉદ્ધાર કરવા આવ્યો છું.
વાલી આ સાંભળી,સુગ્રીવ ને પ્રણામ કરવા લાગ્યો,અને કહે છે કે-તારા લીધે મને રામનાં દર્શન થયાં.

ત્યારે સુગ્રીવ કહે છે કે-ના,મોટાભાઈ તમારા લીધે મને શ્રીરામ નાં દર્શન થયાં.તમે મને કાઢી મુક્યો ના હોત તો,મને રામજી નાં દર્શન થયાં ના હોત.હું તમારો ઋણી છું,મારો અપરાધ માફ કરો.
વાલી કહે છે કે-તારો કોઈ અપરાધ નથી.
પછી વાલીએ શ્રીરામને કહ્યું કે-મારો પુત્ર અંગદ હું આપના હાથમાં સોંપું છું,તમે એને દાસ કરી રાખજો.
શ્રીરામે તે વાત નો સ્વીકાર કર્યો.

શ્રીરામ ની કૃપાથી ભાઈ-ભાઈ નાં વેરઝેર આમ મટી ગયાં.
મહાત્માઓ કહે છે કે-જિંદગીમાં કદી વેર-ઝેર ને પોષશો નહિ,વેર-ઝેર ને વાસના રાખી ને મરે તેનું મરણ બગડે છે.મરણ તો સૌ ના લલાટે લખાયેલું જ છે,પણ સારું,સંયમી જીવન જીવી ને તે મરણ ને સુધારવું તે મનુષ્યના પોતાના હાથની વાત છે.માટે જીવનમાંથી વેર-ભાવના ને છોડવી જોઈએ.

વાલી હવે મૃત્યુને ભેટવા અધીરો થયો હતો,તેણે શ્રીરામને નમન કરીને કહ્યું કે-મને હવે રજા આપો.
ત્યારે રામજી એ તેના મસ્તક પર પોતાનો હાથ પધરાવી કહ્યું-કે- હું તારા પર પ્રસન્ન છું,
તમે શરીર રાખવા ઈચ્છતા હો તો કહો,હમણાં જ તમને બેઠા કરી દઉં.

વાલી ને મારવાની જેમણે પ્રતિજ્ઞા કરી હતી,એ જ રામ એણે જીવતો કરવાનું કહે છે!!
પણ,આથી શ્રીરામની પ્રતિજ્ઞા ને કંઈ આંચ આવતી નથી,કારણકે,શ્રીરામે જે વાલીને હણવાની પ્રતિજ્ઞા કરી હતી તે દુષ્ટ વાલી હતો,આ તો ભક્ત વાલી છે.ભક્ત પર પ્રભુ ની કૃપા જ કૃપા હોય છે.

ત્યારે વાલી કહે છે કે-અત્યારે શ્રીરામ મારા નેત્ર સમક્ષ ઉભા છે,આવું ફરી ક્યારે બને?માટે મરવાની આ જ ઉત્તમ પળ છે.હે,પ્રભુ,હું તમારી પાસે એટલું જ માગું કે-
કર્મ-વશ હું જે કોઈ યોનિમાં જન્મું,તેમાં આપનાં ચરણમાં મારું મન લાગેલું રહે.
આમ બોલતાં-જ વાલીએ શ્રીરામ નાં ચરણમાં દૃષ્ટિ સ્થિર કરી ને પ્રાણ-ત્યાગ કર્યો.
તુલસીદાસજી કહે છે કે-હાથીના કંઠમાંથી ફૂલની માળા પડી જાય,ને તેને જેમ એની ખબર પડતી નથી,
તેમ વાલીએ સહજ-સરળ-ભાવે શરીર નો ત્યાગ કર્યો.

વાલી ની સ્ત્રી તારા,રાજ-વહીવટમાં પણ કુશળતાપૂર્વક ભાગ લેતી હતી,પતિને લડવા જવાની ના,પાડ્યા

છતાં વાલીએ તેનું ગણકાર્યું નહોતું.તે,પતિના મૃત્યના સમાચાર સાંભળી તે દોડી આવી ને,પતિનું માથું ખોળામાં લઇ અતિશય વિલાપ કરવા લાગી,
ત્યારે રામજી એ કહ્યું કે-તમે કોના માટે રડો છો?જો પંચ-મહાભૂત ના શરીર માટે રડતાં હો,તે તમારા ખોળામાં છે,અને તે શરીરમાં વસતા આત્મા માટે રડતાં હો,તો આત્મા અમર છે,
એના માટે તમારા જેવી વિદુષી સ્ત્રીને શું રડવાનું હોય?

આ બધું જોઈ ને સુગ્રીવ નો ભ્રાતૃપ્રેમ ફરી ઉછાળી આવ્યો,તેનો વેરભાવ હવે શમી ગયો હતો.
એટલે હવે તેને પસ્તાવો થવા લાગ્યો,અને કહેવા લાગ્યો કે-
અરેરે,ધૂળ જેવા સુખ માટે મેં મારા ભાઈનો વધ કરાવ્યો!ખરેખર હું નીચ છું,મારે હવે રાજા થઈને શું કરવું છે?
મારે હવે રાજ્ય જોઈતું નથી,મને જીવતર નો હવે મોહ નથી,હું ચિતા ખડકી ને બળી મરવા માગું છું.

આ સાંભળી શ્રીરામ ના આંખમાં પણ આંસુ આવી ગયા.દુઃખ-માત્ર ના દર્શનથી શ્રીરામજી નું હૃદય પીગળી જાય છે,તે એવા કરુણાળુ છે.તેમણે સુગ્રીવ ને દિલાસો આપ્યો,ને તેના મન ની વિહવળતા દૂર કરી.

તે પછી,રામજી ની આજ્ઞાથી લક્ષ્મણે નગરવાસીઓ અને મંત્રીઓને બોલાવ્યા,અને
કિષ્કિંધા ના રાજા તરીકે સુગ્રીવનો રાજ્યાભિષેક કર્યો અને વાલી-પુત્ર અંગદને યુવરાજપદ આપ્યું.

શ્રીરામે,વાલી ને મારી કિષ્કિંધા નું રાજ્ય પોતાને માટે રાખ્યું નથી.શ્રીરામ ની અનાસક્તિ કેવી છે!!!
રાવણ ને મારીને,તેનું  રાજ્ય પણ વિભીષણ ને આપી દીધું છે,
કંસને માર્યા પછી શ્રીકૃષ્ણે રાજ્ય ઉગ્રસેન ને આપી દીધું છે.પ્રભુ જેવું બોલે છે તેવું આચરી બતાવે છે.

શ્રીરામ વાલી ને મારીને સુગ્રીવનું હિત કરે છે,અંગદને યુવરાજ-પદે સ્થાપી તેનું હિત કરે છે,
વાલીને સદગતિ આપી,તેનું હિત કરે છે.અને વેરઝેર દૂર કરી સૌનું હિત કરે છે.
તેથી શિવજી પાર્વતી ને કહે છે-કે-પિતા,માતા,બંધુ,ગુરૂ,દેવો,મનુષ્યો અને મુનિઓ-એ બધા સ્વાર્થ માટે પ્રીત કરે છે,કેવળ રામ નિસ્વાર્થ ભાવે પ્રીત કરે છે.

સુગ્રીવ ને રાજનીતિ નો ઉપદેશ કરી,શ્રીરામ પ્રવર્ષણ પર્વત પર જઈને રહ્યા.
ચાતુર્માસ એ પર્વત પર જ ગાળવાનો તેમનો નિર્ણય હતો,
ચાતુર્માસ એટલે ચોમાસાના ચાર-માસ.એ ચાર માસ શાંત-સંયમી જીવન ગાળવા માટેના મહિના છે.
ચાતુર્માસ એ એકાંત નું સેવન અને ભક્તિ,જ્ઞાન-વૈરાગ્ય માં તરબોળ થવા માટેના છે.

રામજી પ્રવર્ષણ પર્વત પર ચાતુર્માસ કરે છે.ચોમાસા ના દિવસો છે.
એક શિલા પર શ્રીરામ ને લક્ષ્મણ બેઠા છે. આવી રીતે ઘણીવાર તેઓ બેસે છે,અને ત્યારે,
લક્ષ્મણ મોટાભાઈને ધર્મનીતિ ના પ્રશ્નો પૂછે છે.શ્રીરામ તેના જવાબો આપે છે.અને જ્ઞાન,વૈરાગ્ય-ભક્તિ ની અનેક કથાઓ કહી,લક્ષ્મણ ને આનંદ આપે છે.

ઘણીવાર જયારે,આકાશમાં વાદળ ચડી આવે ને મોરલા આનંદમાં આવી થનગન-થનગન નાચે,
એ લક્ષ્મણ ને બતાવી ને રામજી કહે છે કે-
લક્ષ્મણ જો ભક્ત ને જોઈ વૈરાગી ખુશ થાય તેમ આ મોરલા મેઘને જોઈ ખુશ થઈને નાચે છે.
આકાશમાં વાદળાં ગાજે અને વીજળીના ચમકારા  થાય ત્યારે શ્રીરામ કહે છે કે-
દુષ્ટ માણસની પ્રીતિ જેવા આ વીજળીના ચમકારા છે,એ સ્થિર રહેતી નથી.
વાદળાં જો એકદમ વરસવા મંડી પડે તો, શ્રીરામ કહે છે કે-
જેમ આ પહાડ,વરસાદનો માર ખાય છે,તેમ,સંતો દુષ્ટોનાં વચનો સહી લે છે.

અને પર્વતો પરથી,પાણીના નાના-મોટા પ્રવાહો વહેવા માંડે અને નદી-નાળાં ઉભરાય તે બતાવી ને
રામજી લક્ષ્મણ ને કહે છે કે-
જેમ સદગુણો,સજ્જાનો પાસે આવે છે,તેમ ચારે બાજુના જળના પ્રવાહો,નદી-તળાવોમાં આવી ઠલવાય છે.
જેમ,થોડા ધનથી દુષ્ટ છકી જાય છે,
તેમ નદીઓ નાના-નાના જળ-પ્રવાહો,મળતાં કાંઠા તોડી ઉભરાઈ જાય છે,
જેમ,જીવ,માયામાં લપટાઈને મલિન થાય છે,તેમ વરસાદનું પાણી જમીન પર પડતાં ડહોળું થાય છે.
પરંતુ,છેવટે જેમ હરિનું શરણ લેતાં,જીવ પ્રભુમાં સ્થિર થાય છે,
તેમ,નદીનું પાણી સમુદ્રમાં જઈ સ્થિર થાય છે.

શ્રીરામ ચોમાસા નું વર્ણન કરે છે,પણ તેમની દૃષ્ટિ આંતર દૃષ્ટિ છે.જીવ ના ઉદ્ધારની દૃષ્ટિ છે,
અને માટે જ તેઓ જે કંઈ જુએ છે,અને વર્ણવે છે. તેને એક અલૌકિક રંગ આપે છે.

શ્રીરામ કહે છે-હે,લક્ષ્મણ તું જો તો,ખરો,જેમ પાખંડ મત ના ફેલાવાથી,સન્માર્ગ નષ્ટ થાય છે,
તેમ પૃથ્વી પર ઘાસ છવાઈ જવાથી રસ્તાની સૂઝ પડતી નથી.
ચારે બાજુ દેડકાંનો અવાજ થાય છે-તે જાણે વિદ્યાર્થીઓ વેદ-પાઠ કરતા હોય તેવું લાગે છે.
વિવેક સ્ફૂરવાથી સાધકનું મન જેમ પ્રફુલ્લ થાય છે,તેમ કેટલાંય વૃક્ષો નવા અંકુરો ફૂટવાથી પ્રફુલ્લ થયા છે.
હું ચારે બાજુ જોઉં છું તો ધૂળ ક્યાંય દેખાતી નથી,ક્રોધમાં જેમ ધર્મ ઢંકાઈ જાય છે,તેમ ધૂળ ઢંકાઈ ગઈ છે.
ચારે બાજુ,ધાન્ય થી લચકતાં ખેતરો કેવાં શોભી રહ્યા છે!! જાણે પરોપકારી પુરુષની સંપત્તિ.
મને એ જોયા કરવાનું જ મન થયે જાય છે.

થોડે દૂર પેલા ખેડૂતો,નકામું ઘાસ નીંદી રહ્યા છે,તે જાણે ભક્તો,મદ,મોહ ને અભિમાન ને,
મન-રૂપી જમીન પર થી ઉખાડતા હોય તેમ લાગે છે.
બીજી બાજુ, જેમ,પેલી જમીન જે નકામી પડી રહી છે,કે જેમાં આ વરસાદ પડવા છતાં ઘાસ ઉગતું નથી,
તેમ,હરિભક્ત ના હૃદયમાં વાસના-રૂપી ઘાસ કદી ઉગતું નથી,

સારા રાજાના રાજ્ય માં જેમ વસ્તી વધે ,તેમ,પૃથ્વી અત્યારે અનેક પ્રકારના જીવો (જીવ-જંતુઓ) થી
શોભી રહી છે,જેમ જ્ઞાન ઉપજતાં,ઇન્દ્રિયો વિષય તરફ જતી અટકે છે,તેમ પણે વટેમાર્ગુઓ અટકાઈ પડ્યા છે.
હે લક્ષ્મણ,ત્યાં,આકાશમાં જો,જેમ કુલાંગાર (ખરાબ) પુત્રથી કુળના ધર્મો નષ્ટ-ભ્રષ્ટ થઇ જાય છે,
તેમ,જોરદાર વાયુ વાતાં,વાદળાં આકાશમાં જ્યાં-ત્યાં વિખરાઈ જાય છે,

વળી,જે રીતે, કુસંગથી જ્ઞાનનો નાશ થાય છે,
તેમ,કોઈ વાર દિવસમાં,ઘનઘોર વાદળથી સૂર્ય ઢંકાઈ જાય છે,ને અંધારું થાય છે.
પણ જેમ,સત્સંગ થતાં જ્ઞાન પ્રગટે છે,વાદળાં વિખરાઈ જતાં સૂર્ય ફરી પ્રકાશે છે.

શ્રીરામ,વર્ષા-ઋતુ માં આમ આકાશને જુએ છે,પૃથ્વીને,વાદળાં ને પહાડ ને જુએ છે,ને સીતાજીની યાદ અને
વિરહને સમાવવા નો પ્રયત્ન કરે છે,પણ તેમની યાદ વધુ ને વધુ ગાઢ થતી જાય છે.
શ્રીરામ લક્ષ્મણ ને કહે છે કે-હે,લક્ષ્મણ વર્ષા-ઋતુ વીતી ગઈ પણ હજુ સુધી,સીતા ની કંઈ ભાળ લાગી નહિ,
રાજા થયો ને સાહ્યબી મળી,એટલે સુગ્રીવ, પણ મને ભૂલી ગયો.અને આમ વિચારતાં એમને એટલો બધો
ખેદ થઇ ગયો કે-એમનાથી બોલાઈ ગયું કે-શું એ પણ મોત માગે છે કે શું?

શિવજી પાર્વતી ને કહે છે કે-શ્રીરામે ક્રોધમાં કહ્યું કે-સુગ્રીવ મરવાનો થયો લાગે છે.પણ જેમની કૃપાથી
મદ,મોહ,કામ છૂટે છે,એ શું સ્વપ્ન માં પણ ક્રોધ કરે ખરો?એટલે આ તો રામજી ની લીલા છે.
પ્રભુએ માનવી નો અવતાર લીધો એટલે માનવીના રંગ-ઢંગ દેખાડે છે.

ભગવાન શ્રીરામ તો જીવ-માત્ર ના નિસ્વાર્થી અને સાચા મિત્ર છે,એ જીવને એ કહે છે કે-
તું પણ,જરાયે સ્વાર્થ રાખીને,પ્રેમ કરીશ નહી.પણ આ જીવ એવો છે કે-તે સ્વાર્થ રાખીને જ પ્રેમ કરે છે.

ઈશ્વર ને કોઈ વસ્તુની અપેક્ષા નથી,
જમીનને ખેડવાનું કામ મનુષ્ય કરે તો વરસાદ વરસાવવાનું કામ ઈશ્વર કરે છે,
તે જમીનમાં બી વાવવા નું કામ મનુષ્ય કરે તો બી ને ઉગાડવાનું કામ પરમાત્મા કરે છે,
અનાજ પાક્યા પછી ખાવાનું કામ મનુષ્ય કરે તો તેને પચાવવાનું કામ ઈશ્વર કરે છે.

ઈશ્વરની કૃપા,સુર્યના કિરણો અને વરસાદ ની જેમ સદાકાળ વરસતી રહે છે.
મનુષ્ય સૂઈ જાય પણ ઈશ્વર સૂતો નથી,તે સૂઈ જાય તો બધાનું અચ્યુતમ-કેશવમ થઇ  જાય.
આપણે રાતની ગાડીમાં બેઠા હોઈએ ને ચાલતી ગાડીએ સૂઈ જઈએ તો ગાડી ચાલે જ છે,કારણ કે ગાડીને
ચલાવનાર ડ્રાઈવર સૂતો નથી,તે ચાલતી ગાડીએ સૂઈ શકતો નથી.

પણ ઈશ્વરના આવા ઉપકારો,જીવ ભૂલી જાય છે,જીવ શઠ બની ગયો છે.
ઈશ્વર તરફથી નિસ્વાર્થ-પણે વગર માગ્યે બધું મળે છે તેની કોઈ કિંમત નથી.
ઈશ્વર પોતાના આવા અનંત ઉપકારો સામે,ફક્ત પ્રેમ સિવાય બીજા કશાની અપેક્ષા રાખતો નથી,
પણ મનુષ્ય એવો છે કે-ઈશ્વરને પ્રેમ કરવાને બદલે બીજી જ વસ્તુઓ પર પ્રેમ કરે છે.
જીવ દુખમાં પડે ત્યારે તેને ઈશ્વર યાદ આવે છે,સુખમાં હોય ત્યારે તેને ઈશ્વર યાદ આવતો નથી.
સુખમાં તો તે છાતી કુલાવી ફરે છે,ને એમ જ સમજે છે કે-આ સુખને બનાવનાર અને ભોગવનાર હું છું.

સુખ ને એ પોતાની કૃતિ સમજે છે,એટલે બહુ સહેલાઈથી અહમમાં આવી ઈશ્વરને ભૂલી જાય છે.
પણ દુઃખ આવે ત્યારે જીવ એમ નથી કહેતો કે આ દુઃખ એ મારી કૃતિ છે,કે મેં આ દુઃખ બનાવ્યું છે,
એ તો દુઃખના દોષનો અને દુઃખનો ટોપલો ભગવાન પર નાખીને ભગવાન ને કરગરવા માંડશે.
અને પ્રભુ કૃપાથી જેવું દુઃખ ગયું કે તરત પાછો એ સુખના મદ પર સવાર થઈને ઈશ્વરને ભૂલી જાય છે.
આમ દુઃખમાં મનુષ્ય ભગવાન ને યાદ કરે છે,પણ તે સાચી ભક્તિ નથી,સુખમાં થાય તે ભક્તિ સાચી.
સુખમાં ય કેટલાક,જાણે,ભગવાન ને ફોસલાવવા-પટાવવા ભક્તિ કરે તો તે પણ સાચી ભક્તિ નથી.
ભાવ વગર,માત્ર ચાંદીની ની મૂર્તિ કે ચાંદીની થાળી કે ઘંટડી થી કશું વળે નહિ.

મોટે ભાગે તો વધુ સુખ અને પૈસો થાય એટલે મનુષ્ય પરમાત્મા ને ભૂલી જાય છે,અને એશ-આરામ,
ભોગવિલાસ માં પડી જાય છે.કે જે ભોગ-વિલાસ સુખના દ્વારે થી દુઃખ ને દ્વારે ધકેલવાનો રસ્તો છે.
જે પરમાત્મા ને સદા સાથે રાખે,તેમની ભક્તિ કરે તે કદી દુઃખી થતો નથી,અને,
કદાચ,કોઈ ભાગ્ય ને વશ દુઃખી થાય તો પરમાત્મા તેને દુઃખ સહન કરવાની શક્તિ આપે છે.

જેમ ડોક્ટર ઓપરેશન કરતાં પહેલાં દવા લગાડી ને ચામડીને બહેરી કરી નાખે છે,અને
પછી તે બહેરી ચામડી પર કાપ મૂકે તો દર્દીને તેની પીડા થતી નથી,
એમ,પરમાત્મા નું શરણ જે લે છે,તેને દુઃખની વેદના કે પીડા થતી નથી.
એ સુખ ને જેમ ઈશ્વરની બક્ષિસ ગણીને સત્કારે છે,તેમ દુઃખ ને પણ ઈશ્વરની ભેટ સમજી વધાવી લે છે.
સમત્વ-ધારણ કરીને સુખમાં ને દુઃખમાં તે મનુષ્ય સ્થિર રહે છે,સ્વસ્થ રહે છે.

ઘણા સંતો ના જીવનમાં પણ ઘણા દુઃખો,આવ્યા ના દાખલા છે,પણ તે સંતો હંમેશાં સ્થિર-સ્વસ્થ રહે છે

તુકારામ મહારાજ ઈશ્વરના અનન્ય ભક્ત હોવા છતાં,તેમના જીવનમાં ઘણું દુઃખ આવ્યું હતું,

એક વખત ગામના લોકોએ તેમને ગધેડા પર બેસાડી ને ફેરવ્યા,છતાં તુકારામ મહારાજ સ્વસ્થ રહ્યા.
લોકો તાળીઓ પાડે ને ખુશ થાય ,તુકારામ તેમને તાળીઓ પાડતાં જોઈ ને ખુશ થાય.
સંત નું આ લક્ષણ છે,એમને પોતાનો કદી વિચાર આવતો જ નથી.સાધુ ની સાધુતા ને કોઈ સીમા નથી,
જયારે દુષ્ટો ની દુષ્ટતા કોઈ વાર હદ વટાવી જાય છે.

દુષ્ટ લોકોએ તેમની પત્ની ને જઈ કહ્યું કે- તમારા પતિ નો વરઘોડો નીકળ્યો છે,જોવા જેવો છે.
એમ કહી તેમની પત્ની ને બહાર લઇ આવ્યા.પતિને ગધેડા પર બેઠેલા જોઈ પત્ની ને બહુ દુઃખ થયું.

તે રડવા લાગ્યા.ત્યારે હસતાં-હસતાં તુકારામ મહારાજ કહે છે કે-
આ કંઈ ગધેડું નથી,આ તો ગરુડ છે,મારા ભગવાન નું વાહન.મારા ભગવાને આજે પ્રસન્ન થઈને અને મને
તેના પર બેસવા માટે મોકલ્યું છે.
સંતો અને ભગવાન નો એવો નાતો છે કે-સંતો નો બોલ ભગવાને રાખવો પડે છે.
તુકારામની પત્ની જુએ છે તો,તેમના પતિ ગધેડા પર નહિ પણ ગરુડ પર સવાર છે,
પ્રસન્ન થઇ તેમની પત્નીએ ગરુડ ને પુષ્પ-માળા પહેરાવી.

આમ,પરમાત્મા ને યાદ રાખીને જે જીવે તે કદી અહંકાર ને વશ થતો નથી,કે તે દુઃખી થતો નથી.
કષ્ટો સહન કરવાની તેનામાં શક્તિ આવે છે,અને દુઃખ ને તે સુખથી,સ્વીકારી સુખેથી જીવે છે.

મનુષ્ય,હંમેશાં પુણ્ય નો હિસાબ રાખે છે,કોઈ ગરીબને એકાદ ફદિયુ આપ્યું હોય તો યાદ રાખે છે,
પણ કદી પાપનો હિસાબ રાખતો નથી.મોજ-શોખ અને ભોગ-વિલાસ માં કેટલું ખર્ચ કરે છે તેનો હિસાબ
રાખતો નથી.

સુગ્રીવ રામની કૃપાથી,કિષ્કિંધા નો રાજા બન્યો,પછી રામનો ઉપકાર ભૂલી ગયો,એને યાદ નથી આવતું કે-
રામે મારું કામ કર્યું પણ મારે રામનું કામ કરવાનું બાકી છે,સીતાજી ની ભાળ કાઢવાની બાકી છે.
રામજી ને દુઃખ થયું છે,એ જાણી ને લક્ષ્મણે ધનુષ્ય-બાણ ઉપડ્યા ને કિષ્કિંધા તરફ જવા તૈયાર થયા.
શ્રીરામ,લક્ષ્મણ ના મુખ પર નો ક્રોધ જોઈ સમજી ગયા કે-લક્ષ્મણ જરૂર કંઈક આડું-અવળું કરી બેસશે,
એટલે તેમણે લક્ષ્મણ ને કહ્યું કે-સુગ્રીવ ને આપણે મિત્ર માન્યો છે,એટલે તેને મારતો નહિ.

બધા ભૂલે,પણ હનુમાનજી રામજી નો ઉપકાર ભૂલ્યા નહોતા.તેમેન ચારે તરફ દૂતો ને રવાના કરી દીધા
હતા,અને તમામ વાનરો ને કિષ્કિંધા માં હાજર થવાનો હુકમ કરી દીધો હતો,એટલે તમામ વાનરો ભેગા થયા
હતા,લક્ષ્મણજી ને આ વાતની ખબર નહોતી,તેમણે ધનુષ્ય નો ટંકાર કર્યો,એટલે બધા વાનરો ભાગાભાગ
કરવા લાગ્યા.અંગદ આ જોઈ ને દોડતો આવ્યો,ને લક્ષ્મણ ના પગમાં પાડ્યો,સુગ્રીવ ની તો તેમની પાસે
જવાની હિંમત જ નહોતી.એણે હનુમાનજી ને કહ્યું કે-ગમે તે કરી લક્ષ્મણ ને ટાઢા પાડો.

હનુમાનજી એ તેમની મધુર વાણીથી,લક્ષ્મણ જી ને શાંત કર્યા.ને એમને મહેલ માં લઇ આવ્યા.
સુગ્રીવ તેમાંના પગમાં પડ્યો.શ્રીરામના શબ્દો ને યાદ કરી ને લક્ષ્મણે તેનો અપરાધ માફ કર્યો.અને
બધા રામજી ની પાસે આવ્યા.સુગ્રીવે રામજી ના ચરણમાં માથું નમાવી,પોતાનો અપરાધ કબૂલ કરતાં કહ્યું
કે-અતિસુખ અને ભોગ-વિલાસ જોઈ ને દેવો ને ઋષિ-મુનિઓ નાં મન પણ ચંચળ થાય છે,તો હું તો
ચંચળ મન નો વાનર છું.આપની માયા અતિ-પ્રબળ છે,ને માનવી ને ભૂલ-ભૂલામણી માં નાંખી દે છે.
આ સાંભળી ને રામજીએ તેનો અપરાધ માફ કરતાં કહ્યું કે-ભાઈ,તમે તો મને ભરત-સમાન પ્રિય છો.

પ્રભુ જેને અપનાવે છે તેને પોતાનો જ કરી નાખે છે,પોતાનું સર્વસ્વ તેને દઈ દે છે.
ગીતાજી માં ભગવાન એટલે કહે છે કે-પાંડવોમાં હું ધનંજય છું.(એટલે હું અર્જુન સ્વરૂપ છું)

ભક્તો સાથે ભગવાન ની આટલી એકતા છે.

સુગ્રીવ સાથે વાત-ચીત ચાલતી હતી ત્યારે જ ચારે બાજુ થી વાનરો નાં ટોળેટોળાં ત્યાં આવતાં દેખાયાં.
વાનરો હજારો ની સંખ્યામાં છે,ગણ્યા ગણાય નહિ તેટલા વાનરો જોતજોતામાં ભેગા થઇ ગયા.

શ્રીરામ એ સૌ વાનરો ને એક સાથે મળ્યા.ને પછી,એક એક વાનર ને મળી તેમનું કુશળ પૂછ્યું.
તુલસીદાસજી કહે છે કે-પ્રભુ ની આ કંઈ મોટાઈ નથી,આ તો તેમનો સ્વભાવ છે.પ્રભુ સર્વ-વ્યાપક છે.
વિશ્વ-રૂપ છે,     <u>યહ કછુ નહિં પ્રભુ અધિકાઈ,બિસ્વરૂપ બ્યાપક રઘુરાઈ.</u>

વાનરો ની સભા એકઠી થઇ અને સુગ્રીવે,એક વાત સૌ ને સમજાવી દીધી કે-ચારે બાજુ જાઓ,
રાવણનાં ખાનગી નિવાસસ્થાનો ખોળી કાઢો,ને રામજી ની બીક થી સીતાજી ને ગમે ત્યાં રાખ્યાં હોય,
તેની શોધ કરો,એક મહિના ની મુદત આપું છું,ભુલતા નહિ કે આ રામજીનું કામ છે.

અને તરત વાનરો ની ટોળકીઓ નીકળી પડી સૌના અંતરમાં રામજી નું કામ  કરવા નીકળ્યાનો ગર્વ હતો,.
સૌ આને મોટું માન સમજતા હતા.
અંગદ,નલ,નીલ,હનુમાન અને જાંબવાન-જેવા વીર ધીર અને બુદ્ધિશાળી વાનર મહારથીઓ પણ શ્રીરામ નું
કામ કરવા જવાને થનગની રહ્યા હતા.સુગ્રીવે તેમને બોલાવી જણાવ્યું કે-તમારે દક્ષિણ દિશામાં જવાનું
છે,સીતાજી ની શોધમાં મન,વચન અને કર્મથી આ એક જ કામમાં લાગી જજો.શ્રીરામ આપણા માલિક છે,
તેમની સર્વ-ભાવે સેવા કરવાની છે,ને તેમાં જ દેહની સાર્થકતા છે.
સુગ્રીવ ની રજા લઇ ને સર્વ જવા નીકળ્યા ત્યારે,શ્રીરામે હનુમાનજી ને પોતાની પાસે બોલાવ્યા,ને તેમના
મસ્તક પર હાથ પધરાવી,પોતાના હાથથી વીંટી ઉતારીને તેમના હાથમાં મૂકી.

શ્રીરામ જાણતા હતા કે,મારું કામ હનુમાનજી ના હાથે જ થવાનું છે,તેથી તેમને વીંટી આપતાં કહ્યું કે-
સીતાજી ને ધીરજ આપજો અને એમને મારા બળની અને વિરહ-વેદના ની વાત કરજો.અને કહેજો કે-
હું તમારા મનમાં છું અને તમે મારા મનમાં છો. જાઓ,કામ ફતેહ કરો.
શ્રીરામે પોતાના પર આટલો વિશ્વાસ પ્રગટ કર્યો તેથી હનુમાનજી કહે છે કે-મારો જન્મ સફળ થઇ ગયો.

વાનરો વનવગડા,નદી,સરોવરો પહાડો,ગુફાઓ-શોધતા ચાલી નીકયા.અંગદ અને હનુમાન ની ટુકડી પણ
દક્ષિણ દિશામાં આગળ વધતી હતી,રસ્તામાં કોઈ રાક્ષસ નો ભેટો થઇ જાય તો અંગદ એક લપડાક થી જ
તેને પુરો કરી નાખતો હતો,બીજા કોઈને લડવાની  તક પણ ના આપતો.કારણ કે પોતે યુવરાજ હતો,અને
ટોળી નો નાયક હતો તે પુરવાર કરવાની એક પણ તક તે જવા દેવા માગતો નહોતો.

એક વખત બધા ભૂખ-તરસથી પીડાતા હતા,પણ આજુબાજુ ક્યાંય પાણી નહોતું,તેવામાં તેમને એક ગુફા
જોઈ,કદાચ ગુફામાં પાણી મળશે એમ સમજી બધા ગુફામાં પેઠા.અંધારામાં બહુ દૂર સુધી ગયા,છેવટે,
થોડું અજવાળું જણાયું,ત્યાં જોયું તો નાના-મોટા તળાવો,ફળોથી લચી પડેલા વૃક્ષો, અને મહાલયો
જોવામાં આવ્યા,બધાને ખૂબ જ આનંદ થયો.

ત્યાં આગળ તેમણે એક તપસ્વિની,સ્વયં-પ્રભાને જોયા.હનુમાનજી એ પ્રણામ કરી,સર્વ હકીકત જણાવી અને
ફળ તથા પાણી લેવાની આજ્ઞા માગી.સ્વયં-પ્રભાને રામજી ના દૂતો ને મળીને ઘણો આનંદ થયો અને
તેમણે રજા આપી.વાનરો પણ ફળ અને પાણી થી રાજી થયા.

હનુમાનજી એ કહ્યું કે- માતાજી,અમે ભૂખ-તરસ થી અધમૂવા થઇ ગયા હતા,આપે અમારો જાન બચાવ્યો,
આપના આ ઉપકાર નો બદલો અમે કેવી રીતે વાળી શકીએ? તે કહો.

ત્યારે સ્વયં-પ્રભાએ કહ્યું કે-હું એક મુનિ ની પુત્રી છું અને આ બધો વૈભવ તો હેમા નામની અપ્સરા નો છે, તેના વતી હું આ જમીન સાચવું છું અને તપશ્ચર્યા કરું છે,તમે અમારા આંગણે અતિથી તરીકે આવ્યા, તેથી મને ઘણો આનંદ થયો,તમારા મનમાં આટલો ઉપકાર વસ્યો અને આટલું બોલ્યા તે જ ઘણું છે, હું તમારા પર પ્રસન્ન છું,બોલો હું તમારી શી રીતે સેવા કરી શકું?

હનુમાનજી એ કહ્યું-અમે સીતાજી ની શોધમાં નીકળ્યા છીએ,અને અહીંથી બહાર જવાનો રસ્તો ઘણો અટપટો છે,કૃપા કરી અમને બહાર નીકળવાનો રસ્તો બતાવો.
સ્વમ-પ્રભાએ કહ્યું કે- તમે અહીં આવ્યા તે જ નવાઈ ની વાત છે,અહીંથી નીકળવાનો માર્ગ ખરેખર દુષ્કર છે, પણ તમે શ્રીરામનું કામ કરવા નીકળ્યા છો,એટલે તમે બધા આંખ મીંચી દો,હું તમને મારા યોગ બળથી બધાને ગુફાની બહાર મૂકી દઈશ.

બધા વાનરોએ આંખ મીંચી અને જેવી ફરીથી ખોલી ત્યારે બધા મહાસાગર ને કિનારે પહોંચી ગયા.
એ પછી તો સ્વયં-પ્રભા શ્રીરામની પાસે પહોંચી ગઈ અને,તેમના ચરણમાં પ્રણામ કરી કહ્યું કે-
પ્રભુ આજે મારી તપસ્યા સફળ થઇ,આપનાં દર્શન થયા,હું આપની પાસે એટલું જ માગું કે મારી જીભ સદા આપના નામ નો જપ કરતી રહે,અને એક ક્ષણ પણ આપને ભૂલું નહિ.
પછી શ્રીરામે તે યોગિની ને બદ્રિકાશ્રમ જવાની આજ્ઞા કરી.પ્રભુની આજ્ઞા માની ને,યોગિની બદ્રિકાશ્રમ જઈને વસ્યાં.ને ત્યાં સતત રામ-નામ નો જપ કરવા લાગ્યાં.

તુલસીદાસજી કહે છે કે-શરીર એ ઘર છે,મુખ એ બારણું છે,અને જીભ એ ઉમરો છે.
જેમ,ઉમરા પર દીવો મુકવામાં આવે તો ઘરની અંદર અને બહાર બંને જગ્યાએ અજવાળું કરે છે,તેમ,
જીભ-રૂપી ઉમરા પર રામનામ નો દીવો મુકવાથી,પુરુ શરીર પ્રકાશ થી ઝળહળી ઉઠશે.
નામ-જપથી જીવ નો અંધકાર દૂર થશે.માટે જીભને રામનામ થી પ્રકાશિત કરો.

જરા વિચાર કરવામાં આવે તો સમજાય છે કે-પ્રભુએ માનવીને બે આંખો,બે નસકોરાં,બે કાન આપ્યા છે પણ જીભ એક જ આપી છે.
બે, આંખો-પણ તેનું કામ તો- એક-જોવાનું,બે કાન, પણ તેમનું કામ-એક-સાંભળવાનું,
બે નસકોરાં, પણ તેની કામ-એક-શ્વાસોશ્વાસનું, આમ એક કામ માટે બે સાધન આપ્યા છે,
પણ જીભ એક છે ને તેને- બે- કામ કરવાં પડે છે,બોલવાનું અને ખાવાનું.
કોઈ પશુ પંખી ને મન-બુદ્ધિનું દાન પ્રભુએ કર્યું નથી,માત્ર માનવી ને કર્યું છે.
ભગવાન જોવા માગે છે કે-મેં આને મન, બુદ્ધિ આપી તો જોઉં કે તે જીભ નો ઉપયોગ કેવો કરે છે.
પણ મનુષ્ય,બીજાની નિંદા કરવામાં કે બીજા ને ગાળો દેવામાં જ જીવન વિતાવી દે છે.
ઘડીભર આગળ વિચારીએ તો જણાશે કે-પૃથ્વી પર માનવમાત્ર ની જીભ બોલવાનું બંધ કરી દે તો શું થાય?
ખરે,જગતમાં જે સારું-ખોટું થાય છે,તેમાં જીભ નો કેટલો હિસ્સો છે?!!!

જીભ જેવું મહાન સાધન પ્રભુએ આપ્યું છે તો,એ પ્રભુના ઉપકાર ને ભૂલી જનાર માનવી ને શું કહેવું?
જીભ થી જો પ્રભુના નામ નો જપ ના થાય તો પછી એ જીભ શું કામની?
જો કે મનથી પણ જપ થઇ શકે છે,પણ મનથી થતો જપ માનવી ને કદીક છેતરે છે.
કારણ કે અંદર જપ ચાલતો હોય અને મન બહાર ભટકતું હોય તો તે જપ નો કોઈ અર્થ નથી.
જેમ,ધોવાનું કામ એ સારું છે,પણ મેલા વસ્ત્ર ને મેલા પાણીથી ધુઓ તો વસ્ત્ર મેલું ને મેલું જ રહે છે,તેમ,
માનસિક જપ સારો છે,પણ જો મન ભટકતું હોય તો જપ કર્યો કે ના કર્યો તે સરખું જ છે.

મહાત્માઓ કહે છે કે-

એટલે જ મન ને ભટકતું રોકવા જીભ ને મદદમાં લેવાની છે,મન ની સાથે જીભથી પણ જો જપ થાય તો
મન પર લગામ આવશે,એટલે જીભથી શબ્દ દ્વારા જપ થાય તે વધારે સારું છે.

મનુષ્ય માંદો પડે તો, ડોક્ટર પાસે દોડે છે,ને ગજા ઉપરાંત ખર્ચ કરી નાખતાં પાછું વાળીને જોતો નથી,
જે એક દિવસ પડવાનું છે,એવા ક્ષણ-ભંગુર શરીરને સાજું રાખવા મનુષ્ય એટલી બધી દોડાદોડ કરે છે,
પણ પોતાના આત્માના ખાતર એ કંઈ કરવા તૈયાર થતો નથી તે કેવી આશ્ચર્ય ની વાત છે!!!
દુનિયાદારીમાં ફસાયેલો,અને કામ,ક્રોધ,મદ-મોહથી ઘેરાયેલો,જીવ પણ સદાનો માંદો જ છે,
પણ તે માંદગી દૂર કરવા કોઈ ડોક્ટર પાસે ઝટ જતું નથી.

આખા જગતનો ધન્વંતરી (ડોક્ટર) એવો ભગવાન માથે બેઠેલો છે,વળી તે તો કોઈ ફી પણ લેતો નથી,
છતાં તેની પાસે કોઈ જતું નથી,એનાથી વધુ આશ્ચર્ય શું હોઈ શકે?

વાનરો દક્ષિણ ના છેક છેલ્લા છેડા પર આવી ને બેઠા છે,સામે અફાટ મહાસાગર ઘૂઘવતો હતો,
હજી સીતાજી નો પત્તો લાગ્યો નહોતો,તેથી બધાંના મન ઉદાસ બની ગયા છે.
એક મહિનો તો ક્યારનોય વીતી ગયો,બધાને ઉત્સાહ આપનાર અંગદ પણ હવે હતાશ થઇ ગયો છે.
એમ નેમ ખાલી હાથે સીતાજી ની કોઈ પણ માહિતી લીધા વગર પાછા ઘેર જવાનું એને મન થતું નથી,
એટલે કહે છે કે-હું તો અહીં સમુદ્ર તટે બેસી રહીશ અને ભૂખ્યો-તરસ્યો રહી મારા પ્રાણ છોડીશ.
આટલું બોલતાં તેના આંખમાં આંસુ આવી ગયાં.ત્યારે બીજા વાનરોએ પણ કહ્યું કે-
અમને પણ કાર્ય-સિદ્ધિ વાર જીવવાનો મોહ નથી.અમે પણ તમારી સાથે અહીં પ્રાણ-ત્યાગ કરીશું.

ટોળી ના નાયક અંગદ સાથે બધા વાનરો નું ટોળું પણ પ્રાણત્યાગ કરવાનો નિશ્ચય કરીને બેસી ગયા,એકલા,
હનુમાનજી મનમાં વિચારે છે કે-આ ઠીક લાગતું નથી,આમ નિરાશ થઇ ને મરવાથી કંઈ સીતાજી જડે નહિ.

એટલામાં જ એક મહા ભયંકર ગીધ,પર્વતની ગુફામાંથી ચાલીને બહાર આવ્યો,અને આટલા બધા વાનરો
જોઈને તે રાજી થઇ કહેવા લાગ્યો કે-આજે તો ખાતાં ખૂટે નહિ એટલું ખાવાનું મારા હાથમાં આવ્યું છે.
આ સાંભળી વાનરો ફફડી ઉઠયા-ને કહેવા લાગ્યા કે ઉપવાસ કરી મરવાનું પુણ્ય પણ શું આ નહિ લેવા દે?

અંગદ ના શોક નો પાર નહોતો,તે શ્રીરામને યાદ કરી બોલી ઉઠયો કે-શ્રીરામના કામ માટે નીકળ્યા છીએ તો,
એમ ને એમ ગીધના ખોરાક ના થવાય, હતાશા છોડીને,આ ગીધ ની સામે લડીને ,અને લડતાં લડતાં,જટાયુ
ની જેમ મરવું સારું, કમસે કમ શ્રીરામના કામ માટે તો મરીશું. શ્રીરામનું કામ કરીને ,તેમના ચરણમાં માથું
મૂકીને મરવું સારું,ધન્ય છે તે જટાયુ ને....જીવ્યો અને મર્યો તો રામજી ની માટે.....

જટાયુ નું નામ સાંભળી પેલો ગીધ ચમક્યો,તેણે વિનયથી કહ્યું કે-જટાયુ નું નામ દેનાર જે પણ હોય,તે મને
જટાયુ ની વાત કરે તો સારું.હું જટાયુ નો મોટો ભાઈ સંપાતિ છું,ઘણા વખતથી મને મારા ભાઈ વિષે ના
કોઈ જ સમાચાર નથી.તમે જટાયુ ના વખાણ કર્યા તેથી હું પ્રસન્ન થયો છું,હવે હું તમને નહિ ખાઉં.
વાનરો એ પછી તો સંપાતિ ને વચ્ચે બેસાડ્યો.અને સંપાતિ એ પોતાની બધી વાત કરી,અને પોતે પોતાના
વહાલા ભાઈથી કેવી રીતે છુટો પાડ્યો તેનું વૃતાંત કહ્યું. સંપાતિ ની પાંખો બળી ગઈ હતી.
અંગદે પણ જટાયુ ની વાત કહી સંભળાવી અને કહ્યું કે-સીતાજી ની તપાસ કરતા અમે અહીં સુધી આવ્યા
છીએ.પણ રાવણ સીતાજી ને હરી ને ક્યાં લઇ ગયો તેની કોઈ ભાળ મળતી નથી.

સીતાજી ની અને રામની વાત સાંભળી,સંપાતિની આંખો નવા તેજે ચમકી,તેણે કહ્યું કે-
હું ઘરડો થયો અને આંખે ઓછું દેખાય છે,પણ રામજી ની સેવામાં હું પણ પાછો નહિ પડું.
પછી એ કેટલીયે વાર સમુદ્ર તરફ તાકી રહ્યો (ગીધ-દૃષ્ટિ?) અને પછી બોલ્યો કે-

ઓ,હો,જુઓ હું જોઈ શકું છું કે-સો જોજન દૂર,સમુદ્રની વચ્ચે,ત્રિકૂટ-પર્વત પર રાવણ ની લંકા નગરી છે,
ત્યાં અશોક નામના ઉપવનમાં સીતાજી બેઠાં બેઠાં વિલાપ કરે છે.

"સો જોજન,બાપ રે," વાનરો ના મુખમાં થી નિઃશ્વાસ નીકળી ગયો.
ત્યારે સંપાતિએ કહ્યું કે-નિરાશ ના થાઓ,પાપી પણ રામનું નામ દેતાં સંસાર સાગર તરી જાય છે,
જયારે તમે તો રામના દૂત છો ને તમારા હૃદયમાં રામનો વાસ છે,પછી ફિકર શી છે?
તમે નાના છો,એવો વિચાર કરશો જ નહિ,કારણ કે જે નાનો કરી શકે છે તે મોટો નહિ કરી શકે.
કુવો જ તરસ છીપાવી શકે છે-સમુદ્ર નહિ.

સંપાતિ આટલું બોલી રહે ત્યાં તો એક અજબ વાત બની,તેને નવી પાંખો ફૂટી નીકળી.
તે અતિ આનંદમાં આવી કહેવા લાગ્યો કે-જોઈ લો આ રામ સેવા નો ચમત્કાર,સીતાજી ની ભાળ
કાઢવા માટે મને નવી આંખો અને નવી પાંખો મળી.મારું જીવન સફળ થયું,ને તમારું પણ થશે.
સીતાજી ની શોધમાં તમે જરૂર સફળ થશો.

સો જોજન દૂર,અને અફાટ મહાસાગરની વચ્ચે,આવેલી લંકા નગરી માં જવું કેવી રીતે?
બધા અંદરોઅંદર ચર્ચા કરવા લાગ્યા.કોઈ કહે કે- હું પાંચ જોજન કુદી શકું,
તો બીજો કોઈ કહે કે-હું પચીસ જોજન કુદી શકું.તો કોઈએ વળી પચાસ જોજન ની હિંમત દેખાડી.
પણ,નલ,નીલ,અંગદ,જાંબવાન,હનુમાન વગેરે આગેવાનો ચુપ બેઠા હતા.
છેવટે જાંબવાને કહ્યું કે-હું ઘરડો થયો છું,મારામાં પહેલાં નું જોર નથી,પણ અંગદ તમે કુદી શકશો.

અંગદે હિંમત એકઠી કરી કહ્યું કે-કુદી તો શકું,પણ પાછા આવવાની મારામાં શક્તિ રહેશે કે નહિ તે હું કહી
શકતો નથી. ત્યારે જાંબવાને કહ્યું કે-તમે ટુકડી ના નાયક છે,એટલે તમને સાહસ કરવા પણ ના દેવાય.

પછી જાંબવાને હનુમાનજી તરફ જોઈ ને કહ્યું કે-હે,વીર શ્રેષ્ઠ,હનુમાન તુ કેમ કશું બોલતો નથી?
હે કપિશ્રેષ્ઠ,બળમાં તો તુ રામ લક્ષ્મણ જેવો છે,જન્મતાં જ તેં અદભૂત પરાક્રમ કર્યું હતું,તે બીજા
ભલે ના જાણતા હોય પણ હું જાણું છું.એક વાર સૂરજ ને પાકેલું લાલ-ફળ સમજી ને તે ખાવા તું,
મા ના ખોળામાંથી આકાશમાં ઉડ્યો હતો,ને છેક સૂરજ ની નજીક પહોંચી ગયો હતો !
તારું આ પરાક્રમ જોઈ ને ઇન્દ્રે તને હનુ (હડપચી) પર વજ્ર માર્યું ને જેથી તું પૃથ્વી પર મૂર્છિત થઈને પાડ્યો
હતો.હનુ (હડપચી) પર વાગ્યું તેથી તું હનુમાન કહેવાય છે.

તું સાક્ષાત પવનદેવ નો પુત્ર છે.
યુદ્ધમાં તને અસ્ત્ર કે શસ્ત્ર થી કોઈ મારી શકે તેમ નથી,તું વજ્ર-દેહી છે.ને ઈચ્છા-મૃત્યુ તને વરેલું છે.
તું મહા-સમર્થ છે,છતાં અત્યારે કેમ ચૂપ બેસી રહ્યો છે?જેમ વિષ્ણુ એ ત્રણ પગલા ભરીને મહા પરાક્રમ કર્યું
હતું તેમ,તું પણ આ સમુદ્ર ને કુદી ને મહા-પરાક્રમ કર.જગતમાં એવું કોઈ કાર્ય નથી કે જે તું ના કરી શકે,
શ્રીરામનું કામ કરવા માટે જ તારો અવતાર થયો છે. "રામકાજ લગી તબ અબતારા"

જાંબુવાને હનુમાનજી ની છુપાઈ રહેલી આત્મ શક્તિ ને જગાડી, ને,જેથી હનુમાનજી ને પોતાની શક્તિ નું
ભાન થયું.તે સિંહ-નાદ કરી ને બોલી ઉઠયા કે-હા,શ્રીરામનું કામ કરવા જ મારો જન્મ થયો છે,
હું ઉગતા સૂરજ ને પકડનારો,સો જોજન નો દરિયો કૂદવો (ઓળંગવો) તે મારે મન રમત વાત છે.

આમ,બોલતાં બોલતાં હનુમાનજી માં એવો વીર-ભાવ આવ્યો કે-તેમની કાયા વિશાળ બની ગઈ,
તેમણે પોતાનું મહાન –વિશાળ રૂપ. પ્રગટ કર્યું.તેમની આત્મ-શ્રદ્ધા વિશાળ રૂપ ધરી પ્રગટ થઇ.
બધા વાનરો "ધન્ય હો" કરી તેમની પ્રશંસા કરવા લાગ્યા.હનુમાનજી એ હર્ષથી પૂંછડું જમીન પર પછાડ્યું,

ને જાણે વધારે ને વધારે બળવાન બની ગર્જના કરવા લાગ્યા.

જાંબવાન અને અંગદ ની સામે જોઈ તેમણે કહ્યું કે-બોલો હવે હું શું કરું?તમે કહો તો,રાવણ ને મારી ને આખી લંકાને મૂળમાંથી ઉખેડી અહીં લઇ આવું.
ત્યારે જાંબવાને ઉશ્કેરાઈ ના જતા,સ્વસ્થતા સાચવી કહ્યું કે-હે,વીર,તમે માત્ર સીતાજી ની ખબર કાઢી જલ્દી પાછા આવો,ત્યાં સુધી અમે તમારી વાત જોતાં અહીં બેઠા છીએ.અમારું જીવન-મરણ તમારા હાથમાં છે.

પછી હનુમાનજી મહેન્દ્ર પર્વત પર ચડયા,પગ ઠોકી ઠોકી ને એમને તપાસ કરવા માંડી કે એમના કૂદવાનો ધક્કો ખમી શકે તેવું શિખર કયું છે? છેવટે તેમણે એક શિખર પસંદ કર્યું,ત્યાં ઉભા રહી,
એમને પિતા,વાયુદેવ નું સ્મરણ કરી ને દક્ષિણ દિશામાં છલાંગ મારી.

રામાયણ ની ભાષા પણ ભાગવત ની જેમ સમાધિ-ભાષા છે.
માનવીના જીવન ને ઉન્નત કરીને પ્રભુ-પરાયણ કરવાનું તેનામાં (રામાયણમાં) અપાર બળ છે.
જયારે જાંબવાન,હનુમાનજી ને કહે છે કે-તમે કોણ છો તે તમે ભૂલી ગયા છો,તમે સામાન્ય નથી,પણ શ્રીરામનું કામ કરવા જન્મેલા છો.
અને આ શબ્દો થી હનુમાનજી ની આત્મ-શક્તિ જાગૃત થાય છે.

મનુષ્યે પણ પોતાની આત્મ-શક્તિ આ પ્રમાણે જ જગાડવાની છે.દરેક જીવ,કંઈ સામાન્ય નથી,
"આત્મ-સ્વરૂપ જીવ" નો જીવન ધારણ કરવાનો હેતુ,પોતાને પરમાત્મ-સ્વરૂપ બનાવવાનો છે.
આ હેતુ નું ભાન થવાની જરૂર છે. "આ તો બહુ મોટું કામ છે.મારાથી થાય નહિ"એમ કહી નિરાશ થવાની જરૂર નથી.કારણકે પ્રભુએ જે કામ આપણ ને સોંપ્યું છે,તે ના થઇ શકે તેવું કદી હોઈ શકે જ નહિ.
આ દુનિયામાં જો કોઈ એક માણસ તે કામ કરી શકે તો દુનિયાનો દરેક જીવ તે કરી શકે તેમ જ છે.
માર્ગ પણ ઘણો સ્પષ્ટ છે,અને અનંત ને પહોંચવાના અનેક સાધનો પણ આપણા શાસ્ત્રોમાં,તથા અનેક સંતોએ બતાવેલા છે.

સ્વામી વિવેકાનંદે પણ કહ્યું છે કે-"ઉઠ,ઉભો થા,ને ધ્યેય-પ્રાપ્તિ માટે મંડી પડ"
જરૂર છે,માત્ર જાગવાની....મનુષ્ય જાગી જાય તો બેડો પાર છે.

**કિષ્કિંધા કાંડ સમાપ્ત**

<u>**સુંદરકાંડ**</u>

તુલસીદાસજી કહે છે કે-શ્રી રઘુનાથજી નું બાણ છૂટે એવા વેગ થી હનુમાનજી એ લંકા તરફ પ્રયાણ કર્યું.
<u>જિમિ અમોઘ રઘુપતિ કર બાના,એહી ભાંતિ ચલેઉ હનુમાના.</u>

તેમના વેગીલા સુસવાટથી,કેટલાંય વૃક્ષો ઉખડી પડ્યાં,અને પ્રવાસે જતા સંબંધી ને વળાવવા જતા હોય,
તેમ થોડે દૂર સુધી,હવામાં તેમની પાછળ ઉડ્યા.
હનુમાનજી ના ઉડવા ના વેગ થી સમુદ્રનાં મોજાં ખેંચાઈ ને ઉંચે ઉંચે ઉછળવા લાગ્યાં.
હનુમાનજી એ ઉડતી વખતે,પૂંછડું ઊંચું રાખ્યું હતું,જે આકાશમાં મેઘ-ધનુષ્ય સમાન ભાસતું હતું.

હનુમાનજી ને પોતાની ઉપરથી જતા જોઈને,સમુદ્ર ને થયું કે મારે પણ,હનુમાનજી ને કંઈ મદદ કરવી
જોઈએ.એટલે એણે પોતાની અંદર પોઢેલા પર્વત મૈનાક ને કહ્યું કે- તુ બહાર આવ,જેથી હનુમાનજી ઘડીક
આરામ કરીને આગળ વધે. એટલે મૈનાક તરત સમુદ્રમાંથી બહાર ઉંચે આવ્યો,અને
હનુમાનજી ને પોતાના શિખર પર આરામ કરવા વિનંતી કરવા લાગ્યો.
હનુમાનજી એ તેણે માત્ર હાથથી સ્પર્શ કરી તેનો આભાર માની કહ્યું,કે-
શ્રીરામનું કામ કર્યા વિના મને વિસામો કેવો?. "રામ કાજુ કીન્હેં બિનુ મોહિ કહાં વિશ્રામ?"

બીજી બાજુ દેવો ને થયું કે-હનુમાનજી માં જેવું બળ છે તેવી બુદ્ધિ છે કે નહિ –તે જોવું પડશે.
તેમણે સુરસા નામની નાગ માતા ને મોકલી,સુરસા વિકરાળ રાક્ષસી -નું રૂપ ધરી,
હનુમાનજી ના માર્ગ માં આવી ઉભી,ને બોલી-તું મારો ખોરાક છે,ચલ મારા મોમાં પેસી જા.
દેવોએ તારું ભોજન કરવાની મને આજ્ઞા આપી છે.

આ સાંભળી હનુમાનજી એ કહ્યું કે-તું મને ખાવા જ માગે છે તો મને ભલે ખાજે પણ હમણાં નહિ,
હમણાં હું શ્રીરામ નું કામ કરવા જાઉં છું,ત્યાંથી પાછા ફરી,સીતાજી નો સંદેશો રામને પહોંચાડી દઉં,
ત્યાં લાગી થોભી જ,પછી હું જાતે જ તારા મોમાં પેસીશ.
પણ સુરસા કહે છે કે –"ના-હમણાં જ હું તને ખાઉં.હાલ જ તું મારા મોમાં પેસ."
બહુ લાંબી વાત કરવાનો વખત નહોતો-હનુમાનજી એ કહ્યું કે-"તો ફાડ મોં."

સુરસા એ હનુમાનજી ને ગળી જવા મોં ફાડ્યું,ત્યારે હનુમાને પોતાનો દેહ બમણો મોટો કર્યો,
સુરસા એ મોઢું બમણું પહોળું કર્યું,હનુમાનજી એ ચારગણો દેહ કર્યો એટલે સુરસા એ પણ ચાર ગણું
મોં પહોળું કર્યું....એમ કરતાં કરતાં સુરસાનું મોં સોળ ગણું પહોળું થયું,
ત્યારે હનુમાનજી એ પોતાનું શરીર એકદમ અંગુઠા જેવડું કરી ને સુરસા ના મોમાં પ્રવેશ કરીને,
ઘડી માં તો બહાર નીકળી આવ્યા,ને તેને કહેવા લાગ્યા કે-
તારા કહેવા મુજબ મેં તારા મોમાં પ્રવેશ કર્યો પણ તું મને ખાઈ શકી નહિ,એટલે હું બહાર આવી ગયો છું,
હનુમાનજી ની બુદ્ધિ પર પ્રસન્ન થઇ ને સુરસા એ પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કરીને કહ્યું કે-
ધન્ય છે,હનુમાન,ધન્ય છે તારી બુદ્ધિ શક્તિને.જ,તારું કામ સિદ્ધ કરીને આવ.

જેમાં શક્તિ અને બુદ્ધિ નો સમન્વય છે તે હનુમાન.
શક્તિ હોય પણ બુદ્ધિ ના હોય તો શક્તિ અનર્થ-રૂપ બની જાય છે.

સુરસા ની કથાનું રહસ્ય એવું છે કે-
સંસાર ના સર્વ જીવો ને આ સંસાર-રૂપી  સમુદ્ર ઓળંગવાનો છે.ને એ સમુદ્ર ઓળંગતા,સામે સુરસા આવે જ

છે.એ સુરસા ને જેર (હરાવી) કરી શકે તે જ આ (સંસાર) સમુદ્ર પાર કરી શકે.
નૈષ્ઠિક બ્રહ્મચર્ય અને રામ-ભક્તિ વગર સુરસા ને હરાવી શકાય નહિ,સમુદ્ર પાર થઇ શકે નહિ,અને,
સમુદ્ર ને પાર કર્યા પછી પરા-ભક્તિ-સ્વ-રૂપ સીતાજી નાં દર્શન થાય નહિ.

સુરસા-એટલે "સુ"-રસા=સારા રસ-વાળી-એટલે કે જીભ.
જીભ જો લૌકિક રસ માં અટવાઈ જાય,તો એ પ્રભુના નામનો રસ માણી શકશે નહિ.
પ્રભુ નું કે-પ્રભુએ બતાવેલું-કામ કરી શકશે નહિ.

સુંદરકાંડ માં શ્રીરામનું બહુ વર્ણન આવતું નથી.પણ હનુમાનજી ની ને સીતાજીની કથા મુખ્ય છે.
હનુમાનજી "સેવા" નું સ્વરૂપ છે,અને સીતાજી "પરા-ભક્તિ" નું સ્વરૂપ છે.
આમ,સુંદરકાંડમાં સેવા અને પરાભક્તિ નો મહિમા ગાયો છે.
જેમ,હનુમાનજી લંકા જતાં વચ્ચે આરામ કરવા ક્યાંય રોકાતા નથી,
તેમ,પ્રભુના કામ માં જોડાયેલો માનવી,નથી આરામ કરતો કે નથી આળસ કરતો.

જીભ ના જે સ્વાદ કરે છે તેને સુરસા ખાય છે.પણ,જીભના સ્વાદ જેને નથી તેની આગળ સુરસા ની હાર થાય
છે.આ સંસારમાં સુરસા ની (જીભના સ્વાદની) ઘણી બોલબાલા છે.
ચારે તરફ લોકો ખાવા-પીવા પાછળ જાણે પાગલ બન્યા છે.વિવેક ને ભૂલીને,સમય-કસમયે,
ભક્ષ્ય કે અભક્ષ્ય (જે ના ખાવા જોઈએ તેવા) ભેદ જોયા વિના –સ્થાન કે અસ્થાને-ગમે ત્યાં-
બસ લૂલી નાં (જીભ નાં) લાડ લડાવ્યે જાય છે.
એમના જીવન ની સાર્થકતા જાણે –ખાવા-પીવામાં જ છે.ચટાકેદાર ખાવું,એ જ એમના જીવન નો હેતુ છે.
પછી એમને સુરસા ના ખાય તો બીજું શું થાય?તેઓ ક્યારના યે સુરસાનો કોળિયો થઈને જ બેઠેલા છે.

હનુમાનજી આગળ વધે છે,ત્યાં રસ્તામાં બીજી સિંહીકા નામની રાક્ષસી નો ભેટો થાય છે,તેનો નાશ કરી ને
પાછા આગળ વધવા લાગ્યા.હવે દુરથી તેમણે લંકા નગરીને પર્વત ના શિખર પર વસેલી જોઈ.

બગીચાઓ,જળ સરોવરો,અને મોટી ઈમારતો,ચારે બાજુ કિલ્લાથી ઘેરાયેલી અને ખાઈ થી રક્ષાયેલી તે
લંકા-નગરી ના દરવાજા પર સોનાની કારીગીરી,અને આગળ સોનાના હાથી મુકેલા હતા.
આખી નગરીમાં જાણે જ્યાં જુઓ ત્યાં સોનું જ વપરાયેલું હતું એટલે જ લંકા સોનાની બનેલી છે.તેમ કહેવાતું.
રાજા રાવણના મહેલના વૈભવનું તો શું કહેવું?તેનું વર્ણન કરવામાં તો પાનાં ભરાઈ જાય.
રાજમહેલ ની વચમાં રાવણનું પોતાનું વિમાન (પુષ્પક) તો પૃથ્વી પર નું શ્રેષ્ઠ વિમાન હતું.

વિલાસી રાવણનો વૈભવ ને તેની વિલાસી સોનાની લંકાનું પણ શું કહેવું?
રાવણ શક્તિશાળી હતો,ધર્મ-શાસ્ત્રો નો જ્ઞાતા હતો,શંકર નો ભક્ત હતો,બ્રાહ્મણ-કુળમાં જન્મેલો હતો,
પણ વિલાસી અને અભિમાની હતો,અધિક પડતા ધને તેને વિવેકહીન બનાવ્યો હતો,
અને મનુષ્ય જયારે વિવેક ચુકે ત્યારે તેનું પતન થતાં વાર લાગતી નથી.

ભર્તૃહરિ કહે છે કે-સ્વર્ગમાંથી ગંગાજી નું પતન થયું,ભલે ને શિવજી ના મસ્તક પર પણ તે પડ્યાં તો ખરાંને?
શિવજી ના મસ્તક પરથી નીચે,તેનાથી નીચે એમ કરતાં છેવટે ખારા સમુદ્રમાં જઈ ને પડ્યાં.
આમ, જે,વિવેક ચૂક્યો તે પડ્યો,અને પડ્યો એટલે ગયો....પછી તેનું જ્ઞાન,ડહાપણ કે જીવ્યું નકામું છે.

શક્તિશાળી માણસો,પોતાની શક્તિ નો ઉપયોગ કેવળ શરીર ના સુખ માટે કરે છે ત્યારે તેઓ કેવા-
હીન અને મતિ-ભ્રષ્ટ થઇ જાય છે તેનું રાવણ ઉદાહરણ છે.
સોનું,રૂપું,હીરા –વગેરે કિંમતી પદાર્થો ની કેવળ માલિકી મનુષ્ય ને સુખી કરી શકતી નથી,

ઉલટું,તે અનેક દુઃખો અને અંતિમ વિનાશના કારણ-રૂપ બને છે.

હનુમાનજીએ વિચાર કર્યો કે-લંકા નગરીની ફરતો રાક્ષસો નો મોટો ચોકી-પહેરો છે,એટલે દિવસે તો શહેરમાં પ્રવેશ કરવો મુશ્કેલ હતો,તેથી સૂક્ષ્મ-રૂપ ધરીને તેમણે રાત્રે શહેરમાં પ્રવેશ કર્યો.
પણ રાવણ નો ચોકી પહેરો કંઈ જેવો તેવો નહોતો......

હનુમાનજી હજુ લંકામાં પ્રવેશ કરે જ છે ત્યાં-લંકિની નામની રાક્ષસીએ તેમને રોક્યા-
એઈ,વનચર,મારી રજા વગર ક્યાં જાય છે ચાલ,મારો કોળિયો થઇ જા.
હનુમાનજી એ પૂછ્યું કે-કોણ છે તું વળી?
લંકિની કહે-હું લંકાની અધિષ્ઠાત્રી દેવી છું,લંકાનું રક્ષણ કરવાની જવાદારી મારી છે,હું કોઈ ચોરને લંકામાં ઘુસવા દેતી નથી,ચોરને પકડી ને ખાઈ જવાનો મારો નિયમ છે.
હનુમાનજી કહે છે કે-હું તો માત્ર શહેર જોવા આવ્યો છું,જોઈને પાછો ચાલ્યો જઈશ મને જવાદે.
લંકિની એ આ જવાબ માં હનુમાનજી ને લપડાક લગાવી ને ચોપડાવી-"ઉભો રહે ચોરટા"

મોટો ચોર તો રાવણ-કે જેને સીતાજી ની ચોરી કરી અને તે ચોરની નોકરડીએ પોતાને ચોર કહી ને લપડાક લગાવી,-તે હનુમાનજી થી કેમ સહન થાય?
તેમને તે લપડાક ના જવાબમાં ડાબા હાથનો એક મુષ્ટિ-પ્રહાર કર્યો.તે બીજા પ્રહાર ની જરૂર જ ના રહી, લંકિની ધૂળ ચાટતી થઇ ગઈ. તેના મુખમાંથી લોહી નીકળવા માંડ્યું.
ને જાણે એકદમ લંકિની માં કોઈ ફેરફાર થઇ ગયો,તે હાથ જોડી કરગરવા લાગી,ને કહેવા લાગી-
હે વીર,વાનર,તું મને હણતો નહિ.હું મારી હાર કબૂલ કરું છું.

હનુમાનજી એ તેને છોડી દીધી,પછી લંકિની કહેવા લાગી કે-મને બ્રહ્માજીએ એવું કહ્યું હતું કે-
કોઈ વાનર તને જીતે,ત્યારે જાણજે કે-રાક્ષસો નો કાળ પેદા થયો છે.તેમનો અંત નજીક હશે.
મને આજે ખાતરી થઇ ગઈ છે કે-સીતાજી નું હરણ કરીને રાવણે પોતાનો વિનાશ નોતર્યો છે.
તું રામનો દૂત છે અને તારા એક ઘડીના સત્સંગ થી મારામાં રામ-ભક્તિ જાગી છે.
<u>તાત,મોર અતિ પુન્ય બહુતા.</u>

મને આજે આનંદ નો અનુભવ થયો છે.સ્વર્ગનું અને મોક્ષનું સુખ મને આની આગળ તુચ્છ લાગે છે.
તું ખુશીથી લંકા-પુરીમાં દાખલ થા.
તને ઉપદેશ કરવાને હું લાયક નથી,પણ ઘડીક ના તારા સત્સંગ થી હું ધન્ય થઇ છું,અને એ સત્સંગ થી જે જ્ઞાન મારામાં સ્ફૂર્યું છે તે મને જે કહેવાનું કહે છે તે હું બોલું છું.
શ્રીરામને અંતરમાં રાખી ને ડગલું ભરજે. શ્રીરામનું સ્મરણ કરતાં વિષ પણ અમૃતમય બની જશે,
શત્રુ-એ મિત્ર બની જશે,સમુદ્ર-એ ગાયની ખરી જેવડો થઈ જશે અને પહાડ એ રજ જેવડો બની જશે.

લંકિની, અહીં,આજે, હનુમાનજી ના "મુષ્ટિ-પ્રહાર" ને "સત્સંગ" કહે છે.
અને તે સત્સંગ ની અસર તો જુઓ!! હવે તે હનુમાનજી ને ભલે ભોળા ભાવે –પણ-બોધ આપે છે.
પણ હનુમાનજી ને બોધ આપવા કોણ સમર્થ છે?હનુમાનજી તો સકળ વિદ્યા ના આચાર્ય છે.
કદાચ લંકિનીના મનમાં એવું હશે કે-લંકામાં હનુમાન,રાક્ષસ-રાક્ષસીઓ નો વિહાર જુએ તો,એના આંખમાં વિકાર આવે,તેથી તેમને ચેતવવા બોધ આપે છે.

એકાંત માં બેસી બ્રહ્મ-ચિંતન કરવું સહેલું છે,પણ સમાજમાં વિલાસી લોકોની વચ્ચે રહીને નિર્વિકાર રહેવું અઘરું છે.શરીર થી પાપ ના થાય તો આંખથી પાપ થવાનો સંભવ-કે-ભય રહે છે.
આંખ એ પાપ નું પ્રવેશ-દ્વાર છે.માટે શાસ્ત્રોમાં આંખ ને ખૂબ સાચવવાનું કહ્યું છે.

હનુમાનજી સૂક્ષ્મ-રૂપે ઘેર ઘેર તપાસ કરે છે.તેમને રાવણ ના બધા મહેલો જોઈ નાખ્યા.
પણ ક્યાંય સીતાજી દેખાયા નહિ.ત્યાંથી તે ઇન્દ્રજીત ના મહેલ માં આવ્યા.ઇન્દ્રજીત ની પત્ની
સુલોચનાને જોઈ તેમને થયું કે-કદાચ આ જ સીતાજી હશે.
શોધ સફળ થઇ-એવું વિચારીને તે ગેલમાં આવી ગયા,પણ તરત જ વિચારવા લાગ્યા કે-
રામના વિયોગમાં સીતાજી આમ પલંગ માં પોઢે નહિ.
એટલે પછી ફરીથી તેમણે તપાસ આદરી.સીતાજી ને શોધ્યા વગર,જંપીને બેસવું નહિ તેવો તેમનો નિર્ધાર હતો,એવામાં એમને એક મકાન જોયું,કે જેના આંગણામાં તુલસી ક્યારો હતો,એમને એ મકાન માં પ્રવેશ કર્યો.તો ત્યાં તેમને “રામ-રામ” નો ઉચ્ચાર સંભળાયો.

તે ઘર વિભીષણ નું હતું.,બ્રાહ્મ-મુહૂર્તમાં વિભીષણ ઉઠીને ભગવાન નું નામ લઈને પથારી નો ત્યાગ કરતા હતા,હનુમાનજી ને થયું કે-આ તો કોઈ સાધુ-પુરુષ લાગે છે,આવાની તો સામે ચાલીને ઓળખાણ કરવી જોઈએ.કારણ સાધુપુરુષ કોઈને હાનિ કરતો નથી.

બ્રાહ્મણ નું રૂપ લઇ હનુમાનજી વિભીષણની સામે જઈ ઉભા રહ્યા.વિભીષણે આંગણે બ્રાહ્મણને આવેલો જોઈ પ્રણામ કર્યા,ને પછી પૂછ્યું કે-આપ કોણ છો ? આપ શ્રીરામ તો નથી ને?
સવારના પહોરમાં આપનાં દર્શન થયા તેથી મને અત્યંત હર્ષ થયો છે,મારું જરૂર કલ્યાણ થશે.
હનુમાનજીએ પોતાની ઓળખાણ આપી.ત્યારે વિભીષણના આનંદનો પર ના રહ્યો.તેમણે પોતાની ઓળખાણ આપતાં કહ્યું કે-હું રાવણ નો ભાઈ છું,દાંતની વચ્ચે જીભ રહે તેમ અહીં રહું છું,પણ પ્રભુની મારા પર કૃપા થઇ,એ વિના તમારા જેવા સંતના મને દર્શન થાય નહિ. <u>બિનુ હરિકૃપા મિલહિં નહીં સંતા.</u>
હનુમાનજી કહે છે કે-પ્રભુ તો અત્યંત દયાળુ છે,તેઓ સેવક પર સદા પ્રેમ કરે છે,જુઓને હું તો નીચ વાનર છું,મારું કુળ શું કે જાત શું? તોયે પ્રભુની મારા પર કેવી દયા છે!! બોલતાં બોલતાં હનુમાનજીની આંખમાંથી આંસુ આવી ગયાં. <u>સુનહુ વિભીષણ પ્રભુ કૈ રીતિ,કરહિ સદા સેવક પર પ્રીતિ</u>.

પછી તો હનુમાનજી એ સીતાજી ના દર્શન ક્યાં થશે?તે પૂછ્યું,જવાબમાં વિભીષણે અશોક-વાટિકા દેખાડી.
શ્રીરામે કહ્યું હતું કે –જ્યાં આસપાસના વાતાવરણમાં થી,નિર્જીવ પદાર્થો માંથી પણ, રામ-નામનું રટણ સંભળાય તો ત્યાં સીતાજી છે,એમ માનજો. હનુમાનજી તરત અશોક-વાટિકા જઈ પહોંચ્યા.
સીતાજીને, રાવણે,જે અશોક-વાટિકામાં રાખ્યા હતાં,ત્યાં,સીતાજી સતત રામ-નામ નું રટણ કરતાં હતાં,
અને આજુબાજુના ઝાડ-પાનમાં પણ રામ-નામ નું રટણ,હનુમાનજી ને સંભળાણું.

જપ ની આવી તાકાત છે.એક વાર જનાબાઈ એ નામદેવ ની આગળ ફરિયાદ કરી કે-
મારાં છાપેલાં છાણાં કોઈ ચોરી જાય છે,ચોરને પકડવો જોઈએ.
ત્યારે નામદેવે કહ્યું કે- છાણાં તો બધાનાં સરખાં હોય,તો ચોર કેવી રીતે પકડાય?
ત્યારે જનાબાઈએ કહ્યું કે-મારાં છાણાં તમે કાને ધરશો તો તેમાંથી વિઠ્ઠલ-વિઠ્ઠલ નો ધ્વનિ સંભળાશે.
જનાબાઈ છાણાં થાપતી વખતે વિઠ્ઠલ-વિઠ્ઠલ નો જપ કરતાં,તેઓ જપમાં એવાં તલ્લીન થતાં કે-તેમનાં છાણાં પણ એ જપ કરતાં!! નામદેવ ને એ વાતની ખાતરી કરવા જનાબાઈનું થાપેલું એક છાણું ઉઠાવી કાને મુક્યું તો તેમાંથી વિઠ્ઠલ-વિઠ્ઠલ નો જપ સંભળાણો.તેમણે જનાબાઈને કહ્યું કે-
મારું નામ નામદેવ છે,પણ હું નહિ પણ તું નામદેવ છે. આવી છે હરિના નામ-જપ ની તાકાત.

હનુમાનજી એ એક ઝાડ ની નીચે,રાક્ષસીઓથી ઘેરાયેલાં સીતાજી ને જોયા.
સીતાજી મોં નીચું રાખી ને બેઠાં હતાં,તેમના મુખમાંથી રામ-નામનો ઉચ્ચાર સ્પષ્ટ સંભળાતો હતો.
સીતાજી ની આવી દીન- સ્થિતિ જોઈ ને હનુમાનજી એ અપાર વેદના અનુભવી.
<u>નિજ પદ નયન દિએ મન,રામ પદકમલ લીન. પરમ દુઃખી ભા પવનસુત,દેખી જાનકી દીન</u>.
હનુમાનજી શોકાતુર થયા છે,ને વિચારે છે કે શું કરું?માતાજી નું દુઃખ કેવી રીતે દૂર કરું?

એટલામાં રાવણ,પોતાની રાણી,મંદોદરી વગેરે ને લઇ ને-પુરા ભપકા થી ત્યાં આવ્યો.
રાવણ ને જોઈ હનુમાનજી ના હાથ સળવળ્યા,બોલ્યા-પરાક્રમ તો આને હણવામાં છે.
પણ તરત વિચાર્યું કે ખોટું સાહસ કરી બેસું તો માલિક નું કામ બગડી જાય.એ બીકે તે મન પર કાબુ રાખી.
ઝાડની ઉંચી ડાળ પર ચડી ગયા.ને સંતાઈ ને જોવા લાગ્યા.

વાત એવી બનેલી કે-આગલી રાતે રાવણ ને સ્વપ્ન આવેલું કે-રામે એક વાનર ને લંકા,સીતાજી ની ભાળ કાઢવા મોકલ્યો છે.ને સ્વપ્ન માં એ દૃશ્ય જોઈ ને તેણે થોડી ગભરામણ થયેલી,એટલે,અત્યારે તે પોતાના મનનો ડર કાઢવા,દારુ પી ને પોતાની રાણી ને લઈને અહીં સીતાજી ને ડરાવવા આવ્યો હતો.
સીતાજી ની સામે અક્કડ બની રાવણે સામ,દામ-ભય--ભેદ ની સર્વ નીતિ અપનાવી ને સીતાજી ને સમજાવવાનો પ્રયાસ કરવા લાગ્યો.નફ્ફટ થઈને તે કહે છે કે-હે,જાનકી,હું મારું આખું રાજ તને આપી દઉં, હું પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે-મારી બધી રાણીઓ ને તારી દાસી બનાવીશ.બધી રાણીઓ તારી સેવા કરશે. તારી ઈચ્છા વિરુદ્ધ હું તને સ્પર્શ નહિ કરું,તને જોઉં છું-ને મારી આંખો ત્યાં જડાઈ જાય છે,મારી સ્ત્રીઓ માં પણ પછી મને આશક્તિ થતી નથી,મારી સામે એકવાર તો જો.<u>“એક બાર બિલોક મમ ઓરા”</u>

સીતાજી પોતાની અને રાવણ ની વચ્ચે એક તણખલું મૂકે છે.<u>“તરુણ ધરિ ઓટ કહતી બૈદેહી”</u>
તણખલું મુકીને તે એવું સૂચવે છે કે-હું તને તણખલા બરાબર ગણું છું,અરે દુષ્ટ રામ-બાણ એટલે શું? તેની તને ખબર નથી.તું બહાદુર હતો તો પછી મને ચોરી-છુપી થી શું કરવા હરી લાવ્યો?
સામે મોઢે રામની સામે લડવા આવવું હતું ને/ક્યાં તું અને ક્યાં રામ?ક્યાં શિયાળ અને ક્યાં સિંહ?

રાવણ નો ગુસ્સો આસમાને પહોંચ્યો ,તેણે તલવાર કાઢી,કહ્યું કે –ગુસ્સો તો એવો આવે છે કે તારો હમણાં જ વધ કરી નાખું,પણ શું થાય? મેં તને બાર મહિનાની મહેતલ આપી હતી તેમાં બે મહિના હજુ બાકી છે,એટલે ત્યાં સુધી હું રાહ જોઇશ,ત્યાં સુધીમાં જો માની જશે તો રાજ-રાણી થશે,નહિતર મારી આ તલવાર તારા ગળામાં પડશે તે તું નક્કી જ જાણજે.

ત્યારે સીતાજી એ કહ્યું કે-મારી આ ડોકમાં કમળ ની માળા સરખી ને હાથીની સૂંઢ સરીખી,શ્રીરામની ભુજા પડશે કે તારી તલવાર પડશે,આ મારી સત્ય-પ્રતિજ્ઞા છે.
પછી રાવણ ની તલવારને સીતાજી કહે છે કે-“હે,તલવાર,તારી શીતળ તેજ ધાર વડે તું જ મારા વિરહ-તાપ ને હરી શકે તેમ છે.” ત્યારે રાવણે તલવાર ઉંચી કરી ને કહ્યું કે-“તો,લે તારો તાપ દૂર કરું” કહી સીતાજી ની ગરદન પર મારવા આગળ થયો કે –મંદોદરીએ તેનો હાથ પકડી ને શાંત પાડ્યો.
કહે છે કે-હજુ બે મહિના ની મહેતલ આપી ચુક્યા છો પછી આ શું કરો છો?

રાવણે તલવાર મ્યાન કરી અને ગુસ્સામાં પગ પછાડ્યા, ને સીતાજી ની ચોકીમાં બેઠેલી રાક્ષસીઓને કહ્યું કે-કોઈ રીતે આને ઠેકાણે લાવો,હું તમને ભારે ઇનામ આપીશ. આમ કહી ને તે ચાલ્યો ગયો.
રાવણ ના ગયા પછી ટોળે વળેલી રાક્ષસીઓ સીતાજી ને બીવડાવવા માંડી.”અમે તને મારી ને ખાઈ જશું”
એટલામાં ત્રિજટા નામની એક રાક્ષસી આવી કહ્યું કે-હે પાપીણીઓ,તમે કોને ખાવાની વાત કરો છો!!
એ તો જગદંબા છે.મને સ્વપ્ન આવ્યું હતું તેમાં મેં જોયું હતું કે એક વાનર આવ્યો અને તેણે લંકાને બાળી, પછી રામ-લક્ષ્મણ આવ્યા ને રાવણ ને મારી લંકા ને જીતી,સીતાજી ને છોડાવી,લંકાનું રાજ વિભીષણને આપ્યું.લંકામાં વિભીષણ ની જય બોલાતી હતી ને વિભીષણ રામ-સીતાની જય બોલતો હતો.

આ સાંભળી ને બધી રાક્ષસીઓ ડરી ગઈ ને સીતાજી પગે પડી,ત્યાંથી ચાલી ગઈ.
એકલી ત્રિજટા ત્યાં રહી. સીતાજીએ ત્યારે ત્રિજટા ને કહ્યું કે-મારું એક કામ કરશો?રામજી નો વિરહ હવે મારાથી ખમાતો નથી, તું મને ચિતા ખડકી ને અગ્નિ લાવી આપ,કે જેથી હું બળી મરું.
તું મારા પર સ્નેહ રાખે છે તો તે સ્નેહ સાચો કર. “સત્ય કરહિ મમ પ્રીતિ,સયાની”

ત્યારે ત્રિજટાએ સીતાજી ને ખૂબ સાંત્વન આપ્યું,તેનેદૃઢ વિશ્વાસ હતો કે –થોડા જ સમયમાં મારું સ્વપ્નું સાચું પડશે. એથી સીતાજી ને વારંવાર દિલાસો આપી તે તેના ઘેર ગઈ.
ત્રિજટા હિતેચ્છુ હોવાં છતાં પોતાની વાત માનતી નથી એ જોઈ ને સીતાજી અશોક-વૃક્ષ ને આજીજી કરે છે કે-હે,અશોક-વૃક્ષ મારી વિનંતી સાંભળ,મારો શોક હરી લે,ને તારૂં અશોક નામ સાર્થક કર.

બરાબર આ સમયે,તે વૃક્ષ પર બેઠેલા,હનુમાનજી એ રામજી ની વીંટી સીતાજી ની આગળ નાખી.
"મારો શોક દૂર કરવા,ને ચિતા સળગાવી બળી મરવા,શું અશોક-વૃક્ષે મને અંગારો આપ્યો કે શું?"
એમ સમજી સીતાજીએ વીંટી હાથમાં લીધી.ને જોયું તો રામ ના નામથી અંકિત થયેલી રામજી ની વીંટી.
રામજી ની વીંટી ઓળખાતા તેમને વાર ના થઈ,એમનું મન આનંદ થી ભરાઈ ગયું,
પણ તરત જ કોઈ અકળ વિચારો થી પાછું તેમનું મન શોક-મગ્ન બની ગયું.

તે વિચારે છે કે-રામજી ની વીંટી અહીં કેવી રીતે આવી? રામજી ને મારીને તો નહિ લાવ્યા હોય?
પણ તરત જ બીજો વિચારે કહે છે કે-
એ બની શકે જ નહિ,રામજી તો અજેય છે,કદાચ કોઈ રાક્ષસ ની આ માયા હશે?
હનુમાનજી હવે વૃક્ષની નીચલી ડાળ પર ઉતારી આવી,મધુર સ્વરે શ્રીરામના ગુણગાન ગાવા લાગ્યા.
રામ-ગુણ-કીર્તન સાંભળીને સીતાજી ને અત્યંત આનંદ થયો,કોણ બોલે છે તે જોવા તેમણે ઉપર નજર કરી,
ને કહ્યું કે-ભાઈ તું જે હો તે પ્રગટ થા.

ત્યારે હનુમાનજી હાથ જોડી સીતાજી ના સામે આવી ને ઉભા,ને કહ્યું કે-
માતાજી,હું,હનુમાન, શ્રીરામનો દૂત છું,આ વીંટી હું જ લાવ્યો છું.રામજીએ જ મને તે આપને આપવા આપી છે.આ સાંભળી સીતાજી ની આંખમાં હર્ષના આંસુ આવી ગયાં.
રામજી ની વીંટી હૃદય-સરસી ચાંપી તેમણે કહ્યું કે-હે,વીર હનુમાન,વિરહ સમુદ્રમાં ડૂબતી મને, તેં,વહાણ બની ને તારી છે,હવે તું મને કહે કે મને રામનાં દર્શન ક્યારે થશે?મને તે યાદ કરે છે ખરા?

હનુમાનજીએ સીતાજી ને ,સીતાહરણ પછી બનેલા બધા બનાવો નું અને પોતે કેવી રીતે લંકામાં પ્રવેશ કર્યો, તે બધું સવિસ્તર કહી સંભળાવ્યું.અને રામજી નો સંદેશો પણ કહ્યો.કે તેમને પણ સીતાજી નો વિરહ સાલે છે.
આ સાંભળી સીતાજી,રામજી ના પ્રેમમાં મગ્ન બની ગયાં.
તેમણે કહ્યું કે-હે હનુમાન,તારા વચન મને અમૃત સમાન લાગે છે,શ્રીરામનું મન મારામાં છે,તે જાણી આનંદ થાય છે,પણ શ્રીરામ શોક-મગ્ન રહે છે તે જાણી સાથોસાથ દુઃખ પણ થાય છે.
મારા જીવનની માત્ર બે મહિનાની મુદત રહી છે,તેટલા સમયમાં શ્રીરામ અહીં કેવી રીતે આવી શકશે?

હનુમાનજી એ કહ્યું-માતાજી તમે ચિંતા ના કરો,શ્રીરામ મહાસમર્થ છે,થોડા જ સમયમાં તે અહીં આવી પહોંચ્યા જાણો.રાક્ષસો-રૂપી પતંગિયાં રામબાણ રૂપી અગ્નિમાં બાળીને ખાખ થઇ જશે.
રામની સેનાનો એક એક વાનર મહાવીર છે!!

વાનર અને તે પણ વીર નહીં પણ મહાવીર?!! એ સાંભળી આવા દુઃખમાં પણ સીતાજી ને હસવું આવ્યું.
ત્યારે હનુમાને કહ્યું કે-માતાજી આપ આજ્ઞા કરો તો હમણાં જ આપણે મારી પીઠ પર બેસાડી રામજી ની પાસે પહોંચાડી દઉં,અરે,રાવણ સહિત આખી લંકાને ઉપાડી જવા હું સમર્થ છું.
સીતાજી ને ફરી હસવું આવ્યું,આવો નાનો સો વાનર બોલવામાં બહુ ચતુર છે.સીતાજી-કહે છે કે-
તુ નાનો વાનર અને આ રાક્ષસો તો માયાવી અને મહાભયંકર છે.

ત્યારે હનુમાનજી એ હવે વિશાળ રૂપ ધારણ કર્યું.મેરુ પહાડ –તો તેની આગળ કંઈ નથી-તેવું સ્વરૂપ !!!
તેવું સ્વરૂપ જોઈને સીતાજી ને હવે હનુમાનજી ની વાત પર વિશ્વાસ બેઠો.

હનુમાનજીએ તરત જ પાછું નાનું સ્વરૂપ ધારણ કરી દીધું.
સીતાજી એ પ્રસન્ન થઇ આશીર્વાદ દીધા કે-હે.તાત, તારા પર રામજીની ઘણી કૃપા હો.
મને ખાતરી થઇ ગઈ કે તુ મને અહીંથી ઊંચકીને લઇ જવા સમર્થ છે.હું તારી સાથે આવું,પણ એમાં રઘુવીર ની કીર્તિ ઝાંખી પડે,શ્રીરામ આવી ને રાક્ષસોને મારીને,મને લઇ જાય,એ જ ઇષ્ટ લાગે છે.
તુ તો મારે પુત્રવત છે,પણ શ્રીરામ સિવાય-કોઈ પણ પર-પુરુષનો સ્પર્શ કરવામાં સમાજની મર્યાદા તૂટે છે.

પછી હનુમાનજીએ સીતાજી ને કહ્યું કે-માતાજી,આ બાગમાં આટલાં બધાં ફળ જોઈ ને મને ભૂખ લાગી છે,
આપ આજ્ઞા આપો તો હું તે ફળ ખાઉં.
અહીં,અત્યંત બળવાન હનુમાનજીની તીક્ષ્ણ બુદ્ધિ અને વિવેક જોવામાં આવે છે.
બાગ તો કંઈ સીતાજી નો નથી,ફળ ખાવામાં તેમની આજ્ઞા લેવાની કોઈ એવી જરૂર પણ નહોતી,
છતાં પણ આવા,આજ્ઞા માગતા, બળ-બુદ્ધિમાન અને વિવેકી હનુમાનજી ને જોઈ સીતાજી કહે છે કે-
રઘુપતિ નું નામ લઈને,ઝાડની નીચે પડયાં હોય તે ફળ ખાજે,ફળ તોડતો નહિ.
<u>દેખી બુદ્ધિ બલ નિપુણ કપિ,કહે ઊ જાનકી જાહુ,રઘુપતિ ચરણ હ્રદય ધરી તાત મધુર ફળ ખાહુ</u>.

ભૂખ્યા હનુમાનજી ને હવે ભોજન ની રજા મળી,એટલે તેમણે વિચાર્યું કે-ફળ તોડવાની ના પાડી છે,પણ
ઝાડ હલાવવાની કે ઝાડ પાડવાની -ક્યાં ના પાડી છે?
એટલે એક પછી એક ઝાડ નીચે પાડતા જાય,
ને,મુખે થી રામનું નામ લેતાલેતા પાકાં ફળ મોમાં મૂકતા જાય.
આમ એક પછી એક ઝાડ પડતા ગયા,ને છેવટે આખી વાડીના બધા ઝાડ નો કચ્ચર ઘાણ નીકળી ગયો.

વાડીના રખેવાળ રાક્ષસો દોડી આવ્યા,ને હનુમાનજી ને બિવડાવવા નો ને મારવાનો પ્રયત્ન કર્યો.
પણ હનુમાનજી જેમનું નામ,તેમને બીક શાની?તેમને વળી કોણ મારી શકે?
મારવા આવનારા રાક્ષસો જ માર ખાઈ ને જમીન ભેગા થઇ ગયા.અશોકવનમાં સોપો પડી ગયો.
બચેલો કોઈ એક રાક્ષસ,રાવણને ખબર આપવા દોડી ગયો.
"કોઈ બંદર આવ્યો છે,તેણે અશોક-વાટિકાને ઉજ્જડ કરી નાખી છે.અસંખ્ય રાક્ષસોને તેણે મારી નાખ્યા છે."

રાવણના ક્રોધનો પાર રહ્યો નહિ,તેણે મોટા મોટા યોદ્ધાઓ ને ત્યાં મોકલ્યા અને કહ્યું કે-
જાઓ તેને અહીં જીવતો પકડી લાવો,એ બંદર ને.
અત્યંત બળવાન રાક્ષસ યોદ્ધાઓ એક સાથે હનુમાનજી પર તૂટી પડયા.
પણ થોડીવારમાં તો,હનુમાનજીએ તે સર્વ નો ઘાણ કરી નાખ્યો.
જે એકાદ બે વધ્યા તે ભાગીને રાવણ ને ખબર આપવા પહોંચ્યા.

પોતાના મોટા મોટા યોદ્ધાઓ નો નાશ થયેલો સાંભળી,રાવણને ભયંકર ગુસ્સો ચડયો અને તેણે,
પોતાના સેનાપતિ,જંબુમાલીને હુકમ કર્યો કે-જાઓ એ બંદર ને પકડીને મારી આગળ લઇ આવો.
સેનાપતિ રથમાં બેસી ઉપડયો,હનુમાનજી દરવાજા આગળ તૈયાર ઉભા હતા,સેનાપતિ ના મારા સામે
હનુમાનજી એ એવો પ્રતિકાર કર્યો કે,ઘડીક માં તો તે સેનાપતિ ધૂળ ચાટતો થઇ ગયો.

પછી રાવણે સાત પ્રધાન-પુત્રોને મોકલ્યા,તે સાતે ને હનુમાનજી એ પુરા કર્યા,
ત્યાર બાદ પાંચ સેનાપતિઓને મોકલ્યા પણ તેમની યે  તેવી જ દશા થઇ.
હવે રાવણ ગભરાયો,તેણે સભામાં પડકાર કર્યો કે- છે કોઈ એ બંદર ને પકડી લાવનાર?
એક બહાદુર રાક્ષસ (અક્ષયકુમાર નામનો) તૈયાર થયો.તેણે બહાદુરીથી હનુમાનજી નો સામનો કર્યો,
પણ છેવટે તો તેના પણ રામ રમી ગયા.

છેલ્લે રાવણે પોતાના પુત્ર ઇન્દ્રજીત ને મોકલ્યો,બંને વચ્ચે ઘોર યુદ્ધ થયું,
ઇન્દ્રજીત ને લાગ્યું કે-આ બંદર જેવો જબરો છે તેવો જ ચપળ છે.એટલે તેને કેદ કરવાની યુક્તિ કરી,
તેમના પર બ્રહ્માસ્ત્ર છોડ્યું.હનુમાનજી એ વિચાર કર્યો કે-જો હું બ્રહ્માસ્ત્ર ને નહિ માનું તો પછી બ્રહ્માજી નો
મહિમા નહિ રહે.એટલે તે બ્રહ્માસ્ત્ર ને વશ થઇ,તે બ્રહ્માસ્ત્ર ના લાગવાથી મૂર્છિત થયા.
ઇન્દ્રજીત તરત દોડી આવ્યો અને નાગ-પાશથી બાંધીને રાવણના દરબારમાં લઇ ગયો.

હનુમાનજી માનવીને જોતાં જ તેનાં લક્ષણો પામી જતા હતા.દરબારમાં બેસેલા રાવણ ને જોઈ,તે મનમાં કહે
છે કે-આનામાં ઉત્તમ લક્ષણો છે,જો એક અધર્મ તેનામાં ના હોય તો એ દેવો નો પણ દેવ બની જાય!!!
હનુમાનજી ને બંધાયેલા જોઈ રાક્ષસોના આનંદ નો પાર રહ્યો નહિ.તેઓ નાચવા કુદવા લાગ્યા.
હનુમાનજી ને પણ ગમ્મત થઇ,પોતે પોતાનું બંધન તોડી નાખવા સમર્થ હતા,પણ એ જાણી જોઈને બંધાઈ
રહ્યા હતા.તે મનમાં વિચારે છે કે-આ પણ ઠીક થયું,આ બહાને રાવણની સભા જોવા મળી.
તેમણે જોયું તો રાવણની સભામાં દેવતાઓ પણ મોટી સંખ્યામાં હાથ જોડીને ઉભા હતા.
ભોગને છોડી ના શકનાર તે દેવો ની દશા દયાજનક હતી.

રાવણનિ આંખો ગુસ્સાથી લાલચોળ થઇ હતી,તેણે પૂછ્યું -હે,બંદર,તુ કોણ છે?ક્યાંથી આવ્યો છે?તુ કોની
આજ્ઞાથી મારી વાડીમાં પેઠો? ને મારી વાડી ઉજ્જડ કેમ કરી? મારા રાક્ષસો ને કેમ માર્યા?તુ ચોર છે.
શું તને રાવણ નો ડર નથી ? શુ તેં દશાનન રાવણની બહાદુરી સાંભળી નથી?

ત્યારે હનુમાનજી એ જવાબ આપ્યો કે-ચરાચર ના સ્વામી શ્રીરામ નો હું દૂત છું.
હું ચોર નથી પણ ખરો ચોર તો તું છે,તું સીતા-માતાજી ને ચોરી લાવ્યો છે.
મેં તો માત્ર ભૂખ લાગી એટલે ફળ ખાધા છે,વાનર નો એ ખોરાક છે ને એ ખાવાનો તેનો અધિકાર પણ છે.

કુદાકુદ કરવી ને ઝાડ ભાંગવા-એ વાનર નો સ્વભાવ છે,
તું મારા સ્વભાવ ને બદલાવનું કહે તે પહેલાં તારા સ્વભાવ ને બદલ.
તારા રાક્ષસો મને મારવા આવ્યા હતા,અને સ્વ-બચાવ કરવો તે ધર્મ છે,એટલે મેં તેમને માર્યા છે.
હે,દશાનન,તું કહે છે કે-"મારી બહાદુરી,તેં નથી સાંભળી?"
તો તેના જવાબ માં હું કહું છું કે-રાજા સહસ્ત્રાર્જુને તને ફટકાર્યો હતો, બલિરાજાએ તને બાંધ્યો હતો,
અમારા વાલી-મહારાજે તને બગલમાં ઘાલ્યો હતો.સીતાજી ના ધનુષ્ય-યજ્ઞ માં તું ધનુષ્ય નીચે ચંપાયો હતો.
એ બધી બહાદુરી હું અને આખું મલક જાણે છે.

એટલે જ હું તને અહીં કહેવા આવ્યો છું કે-મદ-મોહ ત્યજીને સીતાજી ને પાછી સોંપી દે,અને શ્રીરામની ક્ષમા
માગ,હે,રાવણ હું પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે-શ્રીરામનો દ્રોહ કરનારને હજારો,શંકર,બ્રહ્મા કે વિષ્ણુ –બચાવી
શકનાર નથી.માટે ડાહ્યો થઈને રામને ભજ.

ભરી સભામાં,હનુમાનજી ની વાતથી,રાવણ નો ગુસ્સો સાતમા આસમાને પહોંચ્યો,
તેણે ત્રાડ પાડી કહ્યું-કે ચુપ,મર બંદર,હું તારો હમણાં જ વધ કરી નાખું છું.
આમ કહી તેણે રાક્ષસોને હુકમ કર્યો કે –આનું માથું કાપી નાખો.

ત્યાં વિભીષણે ઉભા થઇ કહ્યું કે-મહારાજ,આ વાનર દૂત તરીકે આવ્યો છે,અને દૂત નો વધ કરવો એ
રાજનીતિ નથી,વળી તમે સિંહ થઈને શું દેડકાને મારશો?
રાવણ કહે છે કે- પણ આને સજા તો કરવી જ પડશે.ત્યારે વિભીષણે કહ્યું કે- બીજી કોઈ સજા કરો.
રાવણે વિચાર કર્યો કે-વાંદરાને પોતાનું પૂંછડું બહુ વહાલું હોય છે,માટે આનું પૂંછડું જ બાળી મુકું,
પછી એ છો ને બાંડો થઇ ને રામની પાસે જતો.

તેણે હુકમ કર્યો કે-તેલમાં બોળેલું કપડું બાંધી આનું પૂંછડું સળગાવી દો.
"કપિ કૈ મમતા પૂછ પર સબહિ કહેઉ સમુઝાઈ,તેલ બોરિપટ બાંધી,પુનિ પાવક દેહુ લગાઈ"
આ સાંભળી ને પણ હનુમાનજી તો મનમાં મલકાય છે,"જે થાય છે તે ઠીક જ થાય છે"

સુંદરકાંડ –એ ખરેખર સુંદર જ છે.એકનાથ મહારાજે તો વળી તેણે અધિક સુંદર કરીને લખ્યો છે.
તેમણે લખ્યું છે કે-હનુમાનજી શિવજી નું સ્વરૂપ છે.
તુલસીદાસજી પણ કહે છે કે-શિવજીએ જયારે હનુમાન નો અવતાર લેવાનું નક્કી કર્યું,ત્યારે
પાર્વતીજી એ કહ્યું કે-હું પણ તમારી સાથે અવતાર લઈશ.
ત્યારે શિવજી કહે છે કે-હું તો બ્રહ્મચારી થવાનો છું,તમારુ ત્યાં શું કામ?
ત્યારે પાર્વતીજી એ જીદ પકડી ને કહે છે કે-તમારા વગર હું રહી શકું નહિ.

પછી તો શિવજી થયા હનુમાન અને પાર્વતીજી થયા તેમનું પૂંછડું.
આમ હનુમાનજી નું પૂંછડું એ "યોગ-માયા" છે.!!!!
હનુમાનજી જયારે સીતાજીની શોધ લંકામાં કરતા  હતા ત્યારે એમનું પૂંછડું,બધા ઘરોની બારીઓ-જાળીઓ
માં ફરી વળ્યું હતું.અત્યારે એ યોગ-માયા ફરી વિસ્તરી.
રાક્ષસો કપડાં લાવી-લાવીને,જેમ જેમ પૂંછડાને વીંટે-તેમ તેમ તે પૂંછડું મોટું થયે જાય છે.

તુલસીદાસજી કહે છે કે-હનુમાનજી ના પૂંછડાને લપેટવામાં એટલું કપડું,તેલ અને ઘી ગયું કે-
આખી લંકા નગરીમાં કપડું,ઘી-કે તેલ રહ્યા નહિ.
રાક્ષસોને પણ મજા પડી ગઈ છે કે-કપડું તેલ,ઘી- તો બીજાં આવશે પણ વાંદરાની પૂંછડીએ આવો ભડકો
ક્યારેય જોવા નહિ મળે.
પછી હનુમાનજી એ રાવણને હસતાં હસતાં કહ્યું કે-તમે આ પુચ્છ-યજ્ઞ ના યજમાન છો તો મારા પૂછડે આગ
લગાડી,પહેલી ફૂંક મારો. રાવણ ફૂંક મારવા ગાયો,તો તેની દાઢીએ ઝાળ લાગી ગઈ,તે આઘો ખસી ગયો.

આ બાજુ રાક્ષસીઓ એ આવી સીતાજી ને સમાચાર આપ્યા કે-
પેલા બંદરનું આવી બન્યું છે,રાવણે તેની પૂંછડી સળગાવી છે.
સીતાજી ને આ સાંભળી બહુ દુઃખ થયું-એમના હૈયામાંથી શબ્દો નીકળી ગયા કે-
હે અગ્નિ દેવ,મેં પતિવ્રતા ધર્મનું પાલન કર્યું હોય તો,હનુમાનજી ના પૂંછડે તમે શીતળતા આપજો.
અને તે જ ઘડીએ હનુમાનજી ના પૂંછડે ઠંડક થઇ,તેમને આશ્ચર્ય થયું.કે –
એકાએક,મારે પૂછડે બરફ જેવી શીતળતા શી રીતે થઇ?

નાગપાશમાં બંધાયેલા હનુમાનજી એ,જેવી પૂંછડે આગ લાગી કે તરત જ,સૂક્ષ્મ રૂપ ધારણ કર્યું,
એટલે નાગપાશનું બંધન એકદમ સરી પડયું,ને હનુમાનજી મુક્ત થયા.
તેમણે ફરી વિશાળ સ્વરૂપ ધારણ કર્યું,ને જોરથી અટ્ટહાસ્ય કરીને ગર્જના કરી.અને ગઢના દરવાજા પર ચડી
ગયા.સળગતા પૂંછડા સાથે દરવાજા પર ઉભેલા હનુમાનજી મધ્યાહ્ન ના સૂરજ ની જેમ શોભતા હતા.

પછી તો હનુમાનજી એ લંકા નગરીના મહાલયો ઉપર કુદાકુદ કરવા માંડી,ને મહાલયોમાં આગ લાગી ગઈ.
જોતજોતામાં તો આખી લંકા નગરી ભડભડ બાળવા લાગી.
બધાના મહેલો સળગી ગયા,માત્ર એક વિભીષણ ના મહેલ સિવાય.
"વિભીષણ ધર્મ-અધર્મ નો ભેદ સમજીને ધર્મને માર્ગે ચાલનારો છે,અને રામજી નો ભક્ત છે."
એમ સમજીને એનો મહેલ હનુમાનજી એ બાળ્યો નહિ.

રાવણના મહેલ ને પણ એવી આગ લાગી કે-સોનાની જાળીઓ વાળો અને રત્ન-જડિત મહેલ ધરાશાયી

થયો.રાવણે,પોતાના દાસ,મેઘને હુકમ કર્યો કે –તમે વરસી પડો ને આ આગ હોલવી નાખો.
બારે મેઘ,રાવણ નો હુકમ થતાં તૂટી પડ્યા,પણ આગ હોલવાઈ નહિ પણ ઉલ્ટી વધી.
“રામ-દાસે” લગાડેલી આગ ને હોલવવાનું “રાવણ-દાસ” નું ગજું શું?
આ બધું નજરે જોયાં છતાં, રાવણ નો મદ ઓછો થતો નથી.
આગના ભડકા જાણે આકાશને અડવા લાગ્યા,ને લંકા-નગરી તેજના ગોળા જેવી દેખાવા માંડી.

ભડભડ બળતી આ લંકાને હનુમાનજી સંતોષથી જોઈ રહ્યા,અને પછી પૂંછ ને સમુદ્રમાં ડૂબાડી ઠાર્યું.
ઉશ્કેરાટ જેવો ઓછો થયો કે હનુમાનજી ને સીતાજી યાદ આવ્યા,ને તે વિચારમાં પડી ગયા કે-
મારા પૂંછડા નું વેર લેવા જતાં ઉશ્કેરાટમાં મેં આ શું કર્યું?સીઅત્જી ને ભૂલી ગાયો? ધિક્કાર છે મને.
સીતાજી ને તો કશું થયું નહિ હોય ને? નહિતર હું રામજી ને કેવી રીતે મારું મોઢું બતાવીશ?
તેમને હું શું કહીશ ? આના કરતા તો આ આગમાં બળી મરવું સારું.

હનુમાનજી આમ શોકમાં ડૂબી ગયા.એટલામાં જ તેમને બીજો વિચાર આવતાં તે મનમાં જ બોલ્યા કે-
હું કેવો મૂર્ખ છું,હું સમજુ છું કે લંકા મેં બાળી,પણ આ બાળવાનું સામર્થ્ય મારામાં ક્યાંથી આવ્યું?
જેણે મારા પૂંછડા ને શીતલ કર્યું,ને મને બળવા ના દીધો,અરે અગ્નિ ને પણ શક્તિ આપનાર,
આદ્ય-શક્તિ જગદંબા એ સીતાજી પોતે જ છે,તેમણે જ તેમની શક્તિ પ્રદાન કરી ને લંકાને બાળી છે,
તો તેમને કોણ બાળી શકે?મારું અંતર કહે છે કે-સીતાજી સલામત છે.

હનુમાનજી,પાછું નાનું સ્વરૂપ કરીને અશોક વાડીમાં આવ્યા.અને ત્યાં જોયું તો,વાડીનું એક પણ ઝાડ બળ્યું
નથી.એક પાંદડાને પણ આંચ આવી નથી ને સીતાજી ત્યાં સલામત બેઠાં હતાં.
હનુમાનજી એ બે હાથ જોડી ને કહ્યું કે-માતાજી,જેમ રામજી એ મને ચિહ્ન રૂપે વીંટી આપી હતી,
તેમ તમે પણ મને કંઈ આપો,તે હું શ્રીરામજી ને આપીશ.
મા,તું,મોહિ દીજે કુછ ચીન્હા,જૈસે રઘુનાયક મોહિ દીન્હા.
સીતાજીએ પોતાનો ચૂડામણિ આપ્યો.અને હનુમાનજી એ ઘણા હર્ષથી તે લીધો.
ચૂડામણિ ઉતારિ તબ દયઉ,હરશ સમેત પવનસૂત લયઉ.

અને સીતાજીએ સંદેશ કહ્યો કે-શ્રીરામને મારા પ્રણામ જણાવી કહેજો કે,આપ તો પૂર્ણ કામ છો,આપને કોઈ
કામના નથી,પણ દીન-દુઃખી પર દયા કરવી એ આપનું બિરુદ છે,અને હું દુઃખી છું,દીન છું,
તો આપનું એ બિરુદ યાદ કરી,હે,નાથ,મારું આ ભારે સંકટ હરો.
“દીન-દયાલ બિરિદુ સંભારી,હરહુ નાથ મમ સંકટ ભારિ”

આ દોહામાં તુલસીદાસે સીતાજી ની સમગ્ર વેદના જાણે ભરી દીધી છે.આ પદ મંત્ર નું સામર્થ્ય ધરાવે છે.
વિપત્તિ ના સમયમાં “હરહુ નાથ મમ સંકટ ભારિ” આ પદ નું રટણ કરી ને પ્રભુના ચરણમાં સમર્પણ કરવામાં
આવે તો –વિપત્તિઓના ઘનઘોર વાદળ વિખરાઈ જાય છે તેવો સંતો નો અનુભવ છે.

હનુમાનજી અતિ ભાવ-પૂર્ણ થઇ સીતાજી સામે હાથ જોડીને ઉભા છે,
ને સીતાજીનો રામજીને કહેવાનો સંદેશો સાંભળી રહ્યા છે.સીતાજી કહે છે કે-
રામજીને મારા વતી કહેજો કે-તમે જો એક મહિનામાં નહિ આવો તો મને જીવતી નહીં ભાળો.
હે,પવનપુત્ર, હનુમાન,તમને જોઈ ને મારા મન ને ટાઢક થઇ હતી,જીવવાનો ઉત્સાહ આવ્યો હતો,
પણ તમે તો ચાલ્યા,ને પાછાં મારા નસીબે તો તે જ દિવસ અને તે જ રાત રહ્યાં.
“પૂનિ મો કહું,સોઈ દિનુ,સો રાતી”

વિદાય વખતે,માતાજીએ હનુમાનજી ને આશિષ દીધી-કે-

તમે બળ અને શીલના ભંડાર થાઓ,અજર અને અમર થાઓ,શ્રીરામની તમારા પર ઘણી કૃપા હો.
"પ્રભુ ની કૃપા હો," એ શબ્દો કાને પડતાં જ હનુમાનજી અત્યંત ભાવવિભોર બની ગયા.
"અજર-અમર ગુનનિધિ,સુત હોઉ,કરહું બહુત રઘુનાયક છોહું.
કરહું કૃપા પ્રભુ,અસ સુની કાના,નિર્ભર પ્રેમ મગન હનુમાના."

સીતાજી ના ચરણોમાં મસ્તક નમાવી,હનુમાનજી કહે છે કે-હે માતા,આજે તો હું કૃત-કૃત્ય થઇ ગયો,
કહેવાય છે કે આપના અમોઘ,અને વિખ્યાત આશીર્વાદ સદા સફળ છે.
"અબ કૃત-કૃત્ય ભયઉ મૈ માતા,આશિષ તવ અમોઘ વિખ્યાતા."

અને પછી,હનુમાનજીએ,સીતાજી ને બહુ બહુ સમજાવીને -બહુ ધીરજ આપી,અને સીતાજીને વંદન કરી,
રઘુ-નાયક નું સ્મરણ કરી ને પાછા રામજી પાસે જવા નીકળ્યા.
"જનકસુતહિ સમજાઈ કરી,બહુ બિધિ ધીરજ દીન્હ,ચરણ કમળ સિરું નાઈ કપિ,ગવનું રામ પહિ કીન્હ"

રામાયણ માં સીતા ને હનુમાન ના આ મિલન નો પ્રસંગ સર્વોત્તમ છે.
સીતાજી અને હનુમાન ના,શ્રીરામ પ્રત્યે, ઊંડામાં ઊંડા અને પ્રબળ માં પ્રબળ,મનોભાવો અહીં પ્રગટ થયા છે.

એક એવી કથા છે કે-હનુમાનજી લંકા છોડી જવા નીકળ્યા ત્યારે –બ્રહ્માજી ને થયું કે-
હનુમાનજી શ્રીરામને મળશે ત્યારે લંકા-દહનના પરાક્રમની પોતાની વાત, પોતાના સ્વ-મુખે તો તે
કહેશે નહિ (.હનુમાનજી ની નમ્રતા નો કોઈ પાર નથી,)
એટલે હનુમાનજી ના બધા પરાક્રમ ની વાર્તા એક કાગળમાં લખી ને,બ્રહ્માજીએ પોતે ,
હનુમાનજી ને આપ્યો ને કહ્યું કે-આ કાગળ તમારે લક્ષ્મણજી ને આપવો.હનુમાનજી એ કાગળ પોતાની સાથે
લઇ ગયા હતા,ને તે કાગળ લક્ષ્મણજી એ રામજીને વાંચી સંભળાવ્યો હતો.

સીતાજી ની આજ્ઞા લઇ,ત્યાંથી વિદાય લઈને હનુમાનજી સમુદ્ર કુદીને સામે પાર પહોંચી ગયા.
ત્યાં અંગદ –વગેરે ની મંડળી તેમની રાહ જોતી ઉભી હતી.હનુમાનજી ને દુરથી આવતા કોઈ ને સર્વની
ખુશી નો પાર ન રહ્યો,વળી હનુમાનજી ના મુખ પરની પ્રસન્નતા જોઈને બધા સમજી ગયા કે રામજી નું કાર્ય
પૂર્ણ થયું છે.હનુમાનજી આવ્યા ને બધાને ભેટ્યા ને લંકામાં સીતાજી ની પરિસ્થિતિના સમાચાર કહ્યા.

તરત જ બધાએ કિષ્કિંધા જવા પ્રયાણ કર્યું ને રાત-દિવસ મજલ કાપીને કિષ્કિંધા પહોંચી ગયા.
સુગ્રીવ ને ખબર પડતાં જ તે દોડતો સામે આવ્યો ને બધાને ભેટ્યો,
ને બધા હનુમાનજી ને આગળ કરીને રામજી પાસે જવા નીકળ્યા.
શ્રીરામ અને લક્ષ્મણ,એક સ્ફટિક-શિલા પર બેઠા હતા.બધાએ તેમના ચરણમાં પ્રણામ કર્યા.
પછી,જાંબવાને હનુમાનજી ના સમુદ્રને કુદીને સીતાજી ની ભાળ લઇ આવ્યા,તે પ્રસંગ નું વર્ણન કર્યું.
હનુમાનજી, સીતાજીને મળી ને તેમના સમાચાર લઈને આવ્યા છે તેવું સાંભળતા જ,
શ્રીરામ હર્ષથી ગદગદ થઇ ઉભા થયી ને હનુમાનજી ને ભેટી પડ્યા.અને બોલ્યા કે-
મને હવે જલ્દી કહો કે,સીતા ત્યાં કેવી રીતે રહે છે? કેવી રીતે પોતાના પ્રાણ ની રક્ષા કરે છે?

હનુમાનજી,શ્રીરામને કહે છે કે-આપનું નામ,રક્ષક બની રાત-દિવસ પહેરો ભરે છે,આપનું ધ્યાન –તે બીડેલાં
દ્વાર-રૂપ છે,અને નેત્રો નિરંતર આપનાં ચરણમાં લાગેલાં રહે છે.પછી પ્રાણ જાય કયા માર્ગે?
પ્રાણ તો બહાર નીકળવા તરફડે છે,પણ બહાર નીકળવાનો કોઈ રસ્તો જ તેને જડતો નથી.
આપનું નામ અને આપનું ધ્યાન છૂટે તો તરત પ્રાણ નીકળી જાય,
પણ સીતાજી તો આપના-મય છે,આપનાં નામ-અને ધ્યાન,તો કેમ કરી ને છૂટે?

પછી તો હનુમાનજી એ સીતાજીએ આપેલો ચુડામણી રામજી ને આપ્યો,કે જે રામજી એ લઇ હૃદય-સરસો લગાવ્યો. અને હવે હનુમાનજી,શ્રીરામને, સીતાજી નો સંદેશો સંભળાવે છે.
"પ્રભુ,માતાજીએ આપનાં ચરણ પકડીને,આપણે તેમનો સંદેશો કહેવાની આજ્ઞા કરી છે કે-
આપનો વિયોગ થતા જ મારા પ્રાણ ચાલ્યા ના ગયા તેમાં મારા નેત્રો નો દોષ છે,
તે નેત્રો ને આપનાં દર્શન કરી સુખી થવાની લાલસા છે.તેથી તે આંસુ વહાવ્યા કરે છે.
એ આંસુ, વિરહાગ્નિ (વિરહ નો અગ્નિ) થી બળતા,દેહને બળી જતો અટકાવે છે!!!
તેમ ના હોત તો,આ દેહ,તે વિરહના અગ્નિમાં રૂ ના પેઠે બળી ગયો હોત.!!!"

સીતાજી નો સંદેશો સાંભળી માલિકની આંખો છલકાઈ આવી,અને ફરીથી હનુમાનજી ને છાતી સરસા ચાંપી ને ઘણા પ્રેમ અને માનથી પોતાની નજીક બેસાડી કહ્યું.
"હે,હનુમાન આજે તમે મારા પર જે ઉપકાર કર્યો છે,તેવો ઉપકાર આજ સુધી,કોઈ દેવ,મુનિ,મનુષ્ય કે,
શરીર ધારણ કરનાર કોઈ પ્રાણીએ પણ કર્યો નથી"
"સુનું કપિ તોહિ સમાન ઉપકારી,નહિ કોં સુર નર મુનિ તનુધારી"

ત્રણે ભુવનનો માલિક,આજે ઉપકાર તળે આવી જઈ ને હનુમાનજી સાથે નજર મિલાવી શકતો નથી!!!!!
હનુમાનજી એ કરેલા ઉપકાર ની સામે હનુમાનજી ને હું શું આપું ?તેમને હું શું કરું?
વનવાસમાં વિચરતા માલિક પાસે,જયારે આજે હનુમાનજી ને કંઈ આપવું છે ને પાસે કંઈ નથી!!!
માલિક ની નજર નીચી થઇ છે.અને મૂંઝવણમાં પડેલા શ્રીરામ પોતાના મન ની સાચે સાચી વાત કહી દે છે કે-હે,હનુમાન તારા ઉપકાર નો બદલો (પ્રતિ-ઉપકાર) હું કેવી રીતે વાળું?મારે પ્રતિ-ઉપકાર કરવો છે,
પણ હું આજે કશું કરી શકું તેમ નથી,મારું મન તારી સન્મુખ થઇ શકતું નથી,મારી નજર તારી નજરમાં નજર મિલાવી શકતી નથી. **"પ્રતિ ઉપકાર કરૌ કા તોરા,સનમુખ હોઈ ન શકત મન મોરા"**

ત્યારે હનુમાનજીતો માલિક ની વાતો સાંભળતા-સાંભળતા જ ,હર્ષથી પુલકિત થઇ,અતિ-પ્રેમ માં વ્યાકુળ બની ને,શ્રીરામના ચરણો માં ચોંટી ગયા.માલિક આવું બોલે,ને ઉદાસ બને, તે તેમને મંજુર નહોતું.
શ્રીરામ તેમના મસ્તક પર હાથ મૂકી તેમને ઉઠાડવા નો પ્રયત્ન કરે છે,પણ હનુમાનજી તે ચરણ છોડવા જાણે રાજી જ નહોતા.રામજીએ તેમનું મુખ ઊંચું કરી ને તેમની સામે જોયું,બંને ની આંખો ભરાણી છે,ને
બંને ના શરીર હર્ષથી પુલકિત થઇ ગયાં છે.હવે કોઈ કોઈને શું કહું કહે?
બંને એક બીજા ને જોઈ જ રહ્યા-જોઈ જ રહ્યા-ને તેમના મૌને હજારો વાતો કરી નાંખી!!!!

તુલસીદાસજી કહે છે કે-પાર્વતીજી ને આ પ્રસંગની વાત કરતાં શિવજી ભાવ-વિભોર બની ગયા છે.
અને સાચે જ આ પ્રસંગ રામાયણ માં શિરોમણી સરખો જ છે.

હજી હનુમાનજી એ કોઈની આગળ પણ લંકા-દહનની વાત તો કરી જ નહોતી,
હનુમાનજી વિનય ની મૂર્તિ છે, બ્રહ્માજી એ લખેલ કાગળ પણ આપવો કે ના આપવો?
તેની પણ,હજુ હનુમાનજી ને વિમાસણ છે.છેવટે તેમને નિર્ણય કર્યો કે-કાગળ મારાથી ના રખાય,
જેનો હોય તેણે દઈ દેવો જોઈએ.એટલે તેમણે તે કાગળ લક્ષ્મણજી ને આપ્યો.
લક્ષ્મણજી એ બધાની હાજરીમાં તે રામજી ને વાંચી સંભળાવ્યો.

અંગદ-વગેરે સર્વેને પણ પહેલી જ વાર લંકાદહન ની વાત જાણી,અને સર્વ આનંદમાં આવી કૂદવા લાગ્યા,
ને હનુમાનજી ની અને તેમના પૂંછડા ની વાહ,વાહ કરી,તેમના પૂંછડા ને ચૂમવા લાગ્યા.
શ્રીરામ પણ અતિ-પ્રસન્ન થઈને કહે છે કે-હે,હનુમાન,તમારા પરાક્રમ ને તો કોઈ હદ નથી,
હવે તમે જ કહો કે હું શું તમારું પ્રિય કરી શકું?
પણ હનુમાનજી ની નમ્રતા ને ક્યાં હદ છે?તેમણે હાથ જોડી કહ્યું કે-

મહારાજ,વાનર નો પુરુષાર્થ તો એક ડાળી થી બીજી ડાળી કૂદવા જેટલો જ હોય છે,આ તો બધો આપનો પ્રતાપ છે,આપના પ્રતાપે તો રૂ પણ વડવાનલ ને બાળી શકે છે.હે,નાથ,
હું તો આપની પાસે કર જોડી ને એટલું જ માગું કે-કૃપા કરી,આપની નિશ્ચલ ભક્તિ મને આપો,
એમાં જ મને પરમ સુખ છે. "નાથ,ભગતિ અતિ સુખદાયની,દેહુ કૃપા કરી અનપાયની"
ત્યારે રામજીએ અતિ-કૃપા કરી ને પ્રસન્ન થઇ ને કહ્યું કે-"તથાસ્તુ"

વાનરો એ હર્ષ થી પોકાર કર્યો-સિયાવર રામચંદ્રકી જય,પવનસુત હનુમાનજી કી જય"

મનુષ્ય ના જીવનના કર્તા-હર્તા પરમાત્મા છે,અને જીવ ને આ સત્ય ની પ્રતીતિ ત્યારે જ થાય જયારે પરમાત્મા માં પ્રીતિ થાય.બાકી જ્ઞાનની (કર્તા-હર્તા પરમાત્મા છે-એવી) મોટી-મોટી વાતોથી કશું વળતું નથી.
આપણે તો કોઈનું નાનું શું પણ કામ કર્યું હોય,તો મોટો વાઘ માર્યો હોય તેવી બડાઈઓ હાંકીએ છીએ.
અને "મેં કર્યું" એવો ખોટો ખોટો જશ લેવા દોડીપણ જઈએ છીએ.એ વખતે જીવ ભૂલી જાય છે કે-
"કર્તા-હર્તા ભગવાન છે,ને મેં કશું કર્યું નથી"
ગીતાજીમાં પ્રભુએ બૂમો પાડીને કહ્યું –કે-"ફળ પર તારો અધિકાર નથી".
પણ તેને સાચી રીતે ગીતાના એ "કર્મણ્યેવાધિકારસ્તે" ને સમજવાની જીવ ને ફુરસદ ક્યાં છે?

ગાડા નીચે કુતરું ચાલે અને માને કે આ ગાડા ને હું જ ખેંચું છું.મારા લીધે ગાડું ચાલે છે.
તેવી જ આપણી દશા છે.આ જીવ ના "હું અને મારા" નો ક્યાંય અંત થતો જ નથી.
નરસિંહ મહેતા એ કહ્યું કે-હું કરૂં હું કરું એ જ અજ્ઞાનતા,શકટ(ગાડા)નો ભાર જેમ શ્વાન (કુતરૂં) તાણે.
આપણે આ શ્વાન જેવા શઠના સરદાર છીએ.પછી પરમાત્મા ક્યાંથી પ્રસન્ન થાય? ઈશ્વર ક્યાંથી મળે?

શ્રીરામ, હનુમાનજી ને કહે છે કે-
હું તમારો ઋણી છું.અને એ ઋણ એવું છે કે હું કોઈ રીતે વાળી શકું તેમ નથી.
અહીં જોવામાં આવે તો-પરમાત્મા ની ભક્ત પ્રત્યે આવી વિનય-શીલ દૃષ્ટિ છે.પોતે જે જીવ માટે કર્યું છે,
તેની કોઈ વાત પોતે કરતા નથી,પણ ભક્ત નું ઋણ લેવાનું પસંદ કરે છે. બાકી કોઈ જીવે જો પરમાત્મા
જેટલું જ જો કંઈ કર્યું હોય તો કહી બેશસે-કે-હશે એને કર્યું એમાં શું નવાઈ,મેં પણ ઘણું કર્યું છે તેને. માટે.
પણ અહીં પરમાત્મા એવું કહેવા બેસતા નથી.અને "પોતે ઋણી છે" એમ કહે છે..

સાચો ભક્ત તો પ્રભુની કૃપાની પણ અપેક્ષા રાખતો નથી,સેવા કરવી એ સેવક નો ધર્મ છે,એમ સમજી સેવા કરે છે.સેવા કરવાની શક્તિ ભગવાને આપી છે,અને તો જ સેવા પણ થઇ શકે છે.
હનુમાનજી એ પણ કોઈ અપેક્ષા રાખી નથી,માલિકે અતિશય આગ્રહ કરીને કહ્યું –ત્યારે –પણ-
"આપની નિશ્ચલ ભક્તિ આપો" એ સિવાય બીજું કંઈ માગ્યું પણ નથી.
કારણ-કે ભક્ત ને માગવા-પણું છે જ નહિ,સાચો ભક્ત આશા-આકાંક્ષા થી પર છે.
તીવ્ર-ભક્તિ થાય ત્યારે આશા-આકાંક્ષા,સુખ-દુઃખ,ભાવ-અભાવ-એ બધા દ્વંદો નો છેદ ઉડી જાય છે.

કવિઓ,વિદ્વાનો ને મહાપુરુષો કહે છે કે-સુંદરકાંડ માં શું સુંદર નથી? એક એક વસ્તુ સુંદરતા થી ભરી છે.
સુંદરકાંડમાં માત્ર હનુમાનજીના પરાક્રમો નું વર્ણન છે એટલે જ તે સુંદર છે –એવું નથી,પણ,
તેમાં,અત્યંત પ્રસંશા કરવી પડે તેવા સદગુણો નો ભંડાર ખુલ્લો મુકાયો છે.
નિષ્કામ સેવા,ત્યાગ,આત્મ-સમર્પણ,નિસ્પૃહતા,વિનમ્રતા,નિરાભિમાનતા,નિર્ભયતા,દૃઢ સ્વામી-ભક્તિ,
આત્મ-વિલોપન-વગેરે અનેક સદગુણો નું સુંદર દર્શન સુંદરકાંડમાં થાય છે.

હનુમાનજી ની નિરભિમાનતા,સ્વામી-ભક્તિ,શરણાગતિ ને દાસ્ય ભાવની કોઈ તુલના થઇ શકે તેમ નથી..
રામાયણ માં કહ્યા મુજબ,તેઓ વિદ્વાન છે,વેદ-શાસ્ત્રોનો અભ્યાસ કરેલો છે,એમનામાં,વાક્પટુતા છે,

દુરંદેશીપણું છે,વિવેક છે,વિનય છે,સ્વભાવની સરળતા છે,માણસને ઓળખી નાખવાની એમનામાં શક્તિ છે.

શ્રીરામને  પણ એમના આ અદભૂત સદગુણો પર શ્રદ્ધા બેઠી,અને સીતાજી ની ખોજમાં જતા પહેલાં,
બીજા ઘણા બધા વિરલાઓમાંથી માત્ર હનુમાનજી ને બોલાવી,તેમને વીંટી અને સંદેશો આપે છે.
આ બતાવે છે કે-શ્રીરામને હનુમાનજી પર કેટલો વિશ્વાસ છે!! અને એટલે જ પોતાની શક્તિ પણ,સાથોસાથ,
કશું પણ કહ્યા વગર,તેમને પ્રદાન કરે છે.કે –કે જે સમુદ્ર ને પાર કરવાની અપાર શક્તિ, આપે છે.

સમુદ્ર ને પાર કરવાના પ્રસંગે પણ જયારે,હનુમાનજીને પોતાની શક્તિ યાદ નથી આવતી, ત્યારે,
જાંબવાનના શબ્દોથી,હનુમાનજી ની એ આત્મ-શક્તિ જાગૃત થાય છે.
અને આત્મ-શક્તિ નું મૂળ, એ દૃઢ-સ્વામીભક્તિ છે.
"કોઈ પણ રીતે સ્વામી (માલિક) નું કાર્ય થવું જ જોઈએ.અને મારે તે કરવું જ જોઈએ.
એમાં વળી શંકા-કુશંકાઓ ને ક્યાંથી સ્થાન?"
કંઈક આવું જ વિચારીને,શ્રીરામનું બાણ જેમ છુટે તેમ હનુમાનજી લંકા તરફ છૂટે છે.(ફૂદકો લગાવે છે)
બાણ (તીર) નું એક જ કામ હોય છે અને તે લક્ષ્ય ને વીંધવાનું,અને
હનુમાનજી નું એક જ લક્ષ્ય છે-સીતાજીનો પત્તો મેળવવાનું.

અને એટલે જ લંકા જતી વખતે તે રસ્તામાં ક્યાંય થાક ખાવા પણ થોભતા નથી.
કાર્યમાં જયારે આવી તન્મયતા હોય તો કાર્ય સિદ્ધ થયા વગર રહે જ નહિ.
મન ની આવી એકાગ્રતા એ જ સફળતાની ચાવી છે.

સુરસા,સિંહીકા,અને લંકિની-એ આ સંસાર ની ત્રિગુણી (ત્રણ-ગુણ વાળી) માયાનું સ્વરૂપ છે.
એને વશ કર્યા વગર કે તેનો નાશ કર્યા વગર લક્ષ્ય (સત્ય) ની સિદ્ધિ થતી નથી.
જીવનમાં સાત્વિક,રાજસિક અને તામસિક –એ ત્રણે ગુણો-રૂપી માયાનાં પ્રલોભનો,સામે આવી ને ઉભાં થઇ
જાય છે,ત્યારે તેમાંથી કોઈને વિવેકથી ને ચતુરાઈથી વશ કરવાં પડે, કોઈ નો નિર્મૂળ નાશ કરવો પડે છે,
તો કોઈના પર પોતાની શક્તિ નો પ્રયોગ કરી,નિર્બળ બનાવી, તેની મદદ પણ લેવી પડે છે.
અહીં હનુમાનજી,સુરસા ને ચતુરાઈ અને વિવેક થી વશ કરે છે,સિંહીકા નો નાશ કરી માર્ગ નિષ્કંટક કરે છે,
તો લંકિની પર મુષ્ટિ-પ્રહાર કરી અધમુઇ કરી તેને પોતાની મદદ માં લે છે.

પોતે લંકાને બાળી છે પણ તેમની નિરભિમાનતા કેવી અદભૂત છે!!
લંકા ને બાળવાથી સીતાજી ને કંઈ થયું તો નહિ હોય ને? એવી ચિંતા હનુમાનજી ને થઇ,
ત્યારે તે પોતાની જાતને જે કહે છે –તે સમજવા જેવું છે.
હનુમાનજી પોતાની જાત ને કહે છે કે-
"હું કેવો મૂર્ખ છું,હું સમજુ છું કે લંકા મેં બાળી,પણ આ બાળવાનું સામર્થ્ય મારામાં ક્યાંથી આવ્યું?
જેણે મારા પૂંછડા ને શીતલ કર્યું,ને મને બળવા ના દીધો,અરે અગ્નિ ને પણ શક્તિ આપનાર,
આદ્ય-શક્તિ જગદંબા એ સીતાજી પોતે જ છે,તેમણે જ તેમની શક્તિ પ્રદાન કરી ને લંકાને બાળી છે"
અહીં પોતાના એ અદભૂત પરાક્રમ નું શ્રેય પોતે લેતા નથી.તે તેમના જ્ઞાની હોવાનો પુરાવો છે.

હનુમાનજી જયારે અશોક-વાટિકામાં,સીતાજી ની વિદાય લેવાની આજ્ઞા માગે છે, ત્યારે,
સીતાજી,હનુમાનજી ના આવવાથી પોતાને એક નવું જીવન મળ્યું ને જીવવાની શક્તિ મળી,
એવું કહે છે.કે જે --હનુમાનજી પ્રત્યે નો વિશ્વાસ અને ભાવનાઓનું બતાવે છે.

દશ મહિના સુધી શ્રીરામના વિરહની આગમાં બળતાં,સીતાજી પોતે સાચે જ -આગ સળગાવી બળી મરવાની
ઈચ્છા કરતાં હતાં,ત્યારેજ તેમને રામજી નો સંદેશો સંભળાવવાનું સદભાગ્ય હનુમાનજી ને મળ્યું છે,અને

સીતાજી ને એ સંદેશા થી પ્રબળ આશ્વાસન મળે છે,ત્યારે એક રાજરાણી હોવાં છતાં,દુષ્ટ રાવણને ત્યાં બંદિની તરીકે રહેતી,ને પતિ-વિયોગ વેઠતી –એ સ્ત્રી (સીતાજી) –હનુમાનજી ને આશિષ સિવાય બીજું શું આપી શકે?

એટલે,સીતાજી જયારે આશીર્વાદ આપે છે-કે
બળ ને શીલ ના ભંડાર થાઓ,ને અજર અમર થાઓ,ને શ્રીરામ ની કૃપા તમારા પર બની રહો.
ત્યારે પણ હનુમાનજી ને બીજી કોઈ આશા નથી,ને તેમને મન તો તે આશીર્વાદ "અમોઘ" છે.દિવ્ય છે,
સંસારમાં પ્રખ્યાત એવા તે આશીર્વાદ, સંસાર ની કોઈ પણ ચીજ કરતાં વધારે કિંમતી છે.
હનુમાનજી ની "કૃત-કૃત્યતા" ની આ ભાવનાની દિવ્યતા પણ ક્યાં ઓછી છે?
અને એટલે જ જતી વખતે-માતાજીને સમજાવી ને "બહુ બિધિ ધીરજ દીન્હ"
(અનેક પ્રકારથી ધીરજ બંધાવે છે)
જગન્માતા ને ધીરજ ના પાઠ ભણાવવા એ –તેમની બુદ્ધિ શક્તિની ઓછી કારીગીરી નથી !!!

પાછા આવીને કોઈનેય પણ તેમણે લંકાદહન ના પરાક્રમ ની વાત કરી નથી.
બ્રહ્માજી નો પત્ર વંચાય છે ત્યારે બધા જાણે છે.અને જયારે સ્વયં-રામ તેમની પ્રશંસા કરે છે ત્યારે-
પણ હનુમાનજી એ બધો યશ શ્રીરામને જ આપે છે.(ફળ પર પોતાનો અધિકાર નથી-તે સાર્થક કરે છે)
ને કહે છેકે-"હું તો પામર કપિ છું,મારું ગજું શું?એક ડાળ થી બીજી ડાળ પર કૂદી જાણું એટલું જ"
હનુમાનજી ની નિરભિમાનતા ની આ એક ઉત્કૃષ્ટ ઉદાહરણ છે.

સ્વામી (માલિક) અને સેવક નો વ્યવહાર કેવો હોય? તે શ્રીરામ અને હનુમાનજી આપણને સમજાવે છે.
હનુમાનજી નો આદર્શ અને ધર્મ છે-નિષ્કામ સેવા નો.માત્ર કર્મ કરવા પર અધિકાર રાખ્યો છે,
કર્મ ના ફળ પર કોઈ અધિકાર રાખ્યો નથી,"મેં કશું કર્યું નથી-પ્રભુએ કરાવ્યું ને બધું ફળ પ્રભુનું છે"

તો પછી સ્વામી નો ધર્મ શું? સ્વામી નો ધર્મ છે- સેવક ની કદર કરવાનો.
શ્રીરામ ફરી ફરી હનુમાનજી ને છાતી સરસા લગાવે છે,ને આંખમાં હર્ષ ના આંસુ સાથે કહે છે કે-
"હું તારા ઉપકાર હેઠળ છું,હું તારું ઋણ કોઈ રીતે વાળી શકું તેમ નથી."

અહીં જો ઊંડાણથી વિચારવામાં આવે તો-
શ્રીરામ તે વખતે વનવાસી અને અકિંચન (ધન વગરના) હતા એટલે આવું કહ્યું હોય તેમ નથી,
વળી ભવિષ્ય તરફ તેમની દૃષ્ટિ હોય-એટલે કે-
"હું રાજા થઈશ ત્યારે આનો બદલો વાળીશ." એવું પણ તે કહેવા માગતા હોય તેવું નથી.
તેઓ તો કહે છે કે-"તો હિ ઉરીન મૈ નાંહિ"—"હું તારા ઋણમાંથી છૂટી શકું તેમ નથી."
અહીં તો શ્રીરામ,હનુમાનજી ના ઋણમાંથી છુટવા જ ઇચ્છતા નથી.

સ્વામી નો સેવક પ્રત્યે આવો ભાવ જોઈએ.ઉપકાર નો બદલો વાળે (આશિષ આપીને કે કૃપા કરીને)
તો પણ અંતરમાં તે એમ જ સમજે કે-ઉપકારના ઋણમાંથી કદી છુટાતું નથી.
અને એટલે જ શ્રીરામ તેમના નાનામાં નાના સેવક નો આભાર માનવામાં સંકોચ રાખતા નથી.

જેવો સેવક નો અનન્ય ભાવ છે,તેવી જ સ્વામી માં સહૃદયતા છે.મન ની ઉદાત્તતા છે.
શ્રીરામ તો પરમાત્મા છે,સર્વ-શક્તિમાન છે,રાજાધિરાજ છે.
હનુમાનજી એ જે કાર્ય કર્યું તે તો જો પોતે ધારે તો પલકમાં કરી શક્યા હોત.પણ,
સેવક ભલે ને સુગ્રીવ જેવો કે બીજા ગમે તેવો હોય,પણ અહીં ક્યાંય તેમનામાં સેવક પ્રત્યે જરા સરખી પણ કઠોરતા દેખાતી નથી.સેવક એકવાર તો શું?સો સો વાર મરવાનું પસંદ કરે તેવા આ સ્વામી છે.

અને આવા સ્વામી (પરમાત્મા) ને જ બધો યશ આપવામાં સેવક પોતાનું ગૌરવ સમજે છે.
અને એટલે જ હનુમાનજી કહે છે કે-
"પ્રભુ,મેં કશું જ કર્યું નથી,આ બધો પ્રતાપ તમારો છે,તમારા પ્રતાપ નો યશ મને આપી મને શરમાવો નહિ,
તમે ઈચ્છો તો રૂ વડવાનલ ને બાળી નાખે,અને તમે ના ઈચ્છો તો વડવાનલ પણ રૂ ને બાળી શકે નહિ..
હું તો રૂ જેવો ક્ષુદ્ર –તે વડવાનલ જેવી લંકાને બાળી શક્યો.તે આપનો જ પ્રતાપ છે."

અને હનુમાનજી ના આ શબ્દો –એ સુંદરકાંડ ની ઉત્કૃષ્ટતા નું દર્શન છે.

**સુંદરકાંડ-સમાપ્ત**

<u>લંકાકાંડ</u>

તુલસીદાસજી કહે છે કે-રામની કૃપાથી શું નથી થતું?
તુચ્છ ગણાતો વાનર,જે “રાક્ષસ” એવા નામનો ઉચ્ચાર થતાં બી ને ભાગે,અને જે રાક્ષસનો ખોરાક ગણાય, તે આજે રાક્ષસોના રાજા રાવણની સામે લડવા નીકળે છે.વાનરોના ઉત્સાહ નો પાર નથી,તેમની બધી ચંચળતા રણ-મેદાનમાં જવા અધીરી બની ગઈ છે.કોઈ કોઈ તો એવા કુદકા ને છલાંગો મારતા ચાલે છે કે-જાણે આકાશ-માર્ગે ઉડતા જતા હોય.વૃક્ષો અને પથ્થરો તેમનાં શસ્ત્રો બની ગયા છે ને બધા એક સાથે પોકાર પાડતાં જાય છે કે-સિયાવર રામચંદ્ર કી જય
અને કૂચકદમ કરતી રામજીની વિરાટ વાનર સેના સમુદ્ર કિનારે પહોંચી.

બીજી બાજુ,હનુમાનજી લંકાને આગ લગાડી ગયા ત્યારથી લંકાવાસીઓ ની ઊંઘ ઉડી ગઈ હતી.
તેમનામાં એવી ખરેખરી બીક પેસી ગઈ હતી કે-જેનો દૂત આવો બળીયો છે તે પોતે તો કેવો હશે?
એકલો દૂત જો,લંકાને બાળી ગયો,તો શ્રીરામ આવશે તો કેટલી ને કેવી ખૂવારી થશે?

લોકો ના આ ફફડાટ ની વાતો મંદોદરી (રાવણ ની પત્ની) ના કાને આવી,
આમેય તેના પોતાના મનમાં પણ આવો ફફડાટ હતો,તેણે ઘણીવાર રાવણને સમજાવવાનો પ્રયત્ન કર્યો હતો,અને હવે ફરી એકવાર રાવણને પ્રાર્થના કરી કહ્યું કે-હે,નાથ,કૃપા કરી સીતાને પાછી મોકલી દો,ને રામની સાથે સુલેહ કરો.શ્રીરામ પ્રાણીમાત્ર ના હિતકારી છે,તે તમારું પણ હિત કરશે.
નહિ તો રામનાં બાણ,જેમ સાપ દેડકાં ને ગળી જાય તેમ આખા રાજ-કુળ  ને ગળી જશે.

આ સાંભળી રાવણ ખડખડ હસીને બોલ્યો-તુ પણ બીજી સ્ત્રીઓ જેવી જ બીકણ છે,અરે આતો ખુશ થવાની વાત છે,રાક્ષસો ને વાનરો નો ખોરાક સામે ચડીને મળશે.તેઓ પણ લહેર કરશે.
આમ કહી તે રાજસભામાં ગયો.ને મંદોદરીએ કપાળ કૂટ્યું."આજે વિધાતા રૂઠ્યો છે”

રાવણ રાજસભામાં બેઠો હતો,ત્યારે ખબર આવી કે-રામની સેના સમુદ્ર કિનારે આવી પહોંચી છે.
એ સાંભળી રાવણે સભાસદો ને પૂછ્યું-કે તમારી શું સલાહ છે?
સભાસદો ગર્વથી ફુલાઈ ગયા,તેમણે થયું કે આજે રાવણ આપણી સલાહ માગે છે!!!
બધા ખુશામતિયાઓએ કહ્યું કે-લડી લેવાનું,એ વાનર-સેનાથી શું વળવાનું છે?

ત્યારે ત્યાં વિભીષણ (રાવણનો ભાઈ) હાજર હતો,તેનાથી રહેવાણું નહિ,તેણે ઉભા થઇ કહ્યું કે-
રાજા રાવણ વગર વિચાર્યે સીતા-હરણનું એક ખોટું કામ કરી આવ્યો છે,ત્યારે તમે બધા પણ વગર વિચાર્યે તેને શું કામ ટેકો આપો છે? હે, રાવણ,મારા ભાઈ તમે સીતાજી ને પાછા સોંપી દો,
શ્રીરામ એ સામાન્ય માનવી નથી એ તો “નર ભૂપાલા” પૃથ્વીને પાળનાર ચારે ભુવનના ઈશ્વર છે.
“તાત રામ નહિ નર ભૂપાલા,ભુવનેશ્વર કાલહું કર કાલા”
માટે માન,મોહ,મદ ત્યજી ને કોશલાધીશ ને ભજ. “પરિહરી માન,મોહ,મદ,ભજહું કોશલાધીશ”
પછી તેણે રાવણ ના પગ પકડીને વિનંતી કરી કે-હું કરગરીને કહું છું કે,સીતાજી ને પાછા સોંપી દો
જેનાથી,સર્વ નું અહિત થતું અટકી જશે,સુબુદ્ધિ એ જ સંપત્તિ છે,કુબુદ્ધિ એ જ વિપત્તિ છે.

આ સાંભળી રાવણના ગુસ્સાનો પર રહ્યો નહિ,તેણે કહ્યું-અરે,શઠ,મારું ધાન ખાઈ ને મારો જીવાડ્યો,એવો તુ, ભલે મારો ભાઈ પણ તુ શત્રુના પક્ષ ની તરફદારી કરે છે? ઝેરી સાપ સાથે વસવું સારું પણ તારા જેવા ની સાથે વસવું ખોટું.હે દુષ્ટ,તને ફિટકાર છે,તુ મારા નગરમાં રહેવાને લાયક નથી,જા,દુશ્મન ભેગો જઈને રહે.
આમ કહી રાવણે વિભીષણ ને એક લાત લગાવી દીધી.
વિભીષણ ધર્માત્મા હતો.સંત પુરુષો નું એક લક્ષણ એ પણ છે કે-તે બુરું કરનારનું પણ ભલું કરે છે.

રાવણે લાત મારી છે છતાં વિભીષણે રાવણ ના ચરણમાં પ્રણામ કરીને કહ્યું કે-મોટાભાઈ,આપ મારા પિતા સમાન છો.આપની આજ્ઞા હું માથે ચડાવું છું,ને રઘુવીરને શરણે જાઉં છું.આપને અણગમતી સલાહ આપવા માટે આપની ક્ષમા માગું છું.આપ સર્વે નું કલ્યાણ થાઓ.

આમ કહી વિભીષણ આકાશમાર્ગે,સમુદ્રની પેલે પર જ્યાં રામજી હતા ત્યાં જવા નીકળી ગયો.
વિભીષણ લંકામાંથી ગયો,અને લંકાના લોકો આયુષ્ય-હીન થઇ ગયા.
કહેવાય છે કે-દરેક ઘરમાં એક દૈવી જીવ હોય છે જ,અને તે જ્યાં સુધી ઘરમાં હોય ત્યાં સુધી ઘરનું પુણ્ય ટકે છે.અને સૌનું રક્ષણ થાય છે,

મહાત્માઓ કહે છે કે-રાવણ ની જેમ બુદ્ધિ બગડે ત્યારે સમજવું કે વિપત્તિ આવવાની છે.
પ્રભુનું સ્મરણ એ ખરી સંપત્તિ છે અને પ્રભુનું વિસ્મરણ એ જ વિપત્તિ છે.
પ્રભુનું વિસ્મરણ થાય ત્યારે સમજવું કે બુદ્ધિ બગડી છે,
"બુદ્ધિ બગડી છે કે સુધરી છે?" તે જાણવાની ચાવી એક જ છે -બુદ્ધિ ને પૂછવું કે-
"તુ ઈશ્વરનું સ્મરણ કરે છે? જો જવાબ "હા" માં આવે તો ખુશ થવું -નહીં તો નાહી નાખવાનું.

વિભીષણ રામજીનું ચિંતન કરતો કરતો રામજીને મળવા જાય છે.એનું મન ખુશ છે કે આજે મને શ્રીરામનાં દર્શન થશે.મને શ્રીરામનું શરણ મળશે.
પણ સાથે સાથે બીક પણ લાગે છે કે-રાવણના ભાઈ તરીકે મારો તિરસ્કાર તો નહિ કરે ને?
મને પાછો તો નહિ કાઢેને? તો હું ક્યાં જઈશ? તો તો નક્કી હું સમુદ્રમાં જ ડૂબી મરીશ,પણ પાછો રાવણ પાસે તો નહિ જ જાઉં. અને આમ વિચાર કરતાં કરતાં જ દૂરથી રામનાં તેને દર્શન થયા ને તે ગદગદ થઇ ગયો."<u>બહુરિ રામ છબીધામ બિલોકી</u>" પુલકિત થઇ તેના આંખમાંથી આંસુ વહેવા લાગ્યા.

વિભીષણને આવતો જોઈ વાનર-સેનામાં ખળભળાટ મચી ગયો.બધા અંદર અંદર પોતાનો અભિપ્રાય જાહેર કરવા લાગ્યા કે –નક્કી એ જાસૂસ છે ને બાતમી લેવા આવ્યો છે,એ દગો રમશે.
સુગ્રીવે રામને સમાચાર આપ્યા કે-રામનો ભાઈ આપને મળવા આવ્યો છે.
શ્રીરામે સુગ્રીવ ને પૂછ્યું કે –આ બાબત તમારી શું સલાહ છે?
સુગ્રીવ કહે છે કે-મને તો લાગે છે કે આપણો ભેદ જાણવા આવ્યો હોય તેમ લાગે છે,જો એ રાવણ નો વિરોધી જ હોય તો રાવણ એણે અહીં આવવા છુટો મૂકે નહિ,કારાગારમાં જ પુરી દે.અથવા તેને મારી નાખે.

શ્રીરામે પૂછ્યું -તે શું કહે છે? સુગ્રીવે કહ્યું-એ તો એટલું જ કહે છે કે હું સઘળું છોડીને રાઘવ ને શરણેઆવ્યો છું.
અને "રાઘવમ્ શરણં ગતઃ" એમ જ બોલ્યા કરે છે.
આ સાંભળી રામજીએ હનુમાનજી સામે જોયું-ત્યારે હનુમાનજી એ કહ્યું કે-વિભીષણ ના મનમાં છલ-કપટ નથી,અને આપ તો શરણે આવનાર પર પ્રેમ રાખનારા છો."શરણાગત બચ્છલ ભગવાના"
ત્યારે રામ કહે છે કે-હનુમાનજી એ મારા દિલ ની જ વાત કહી,શરણે આવેલાની રક્ષા કરવી એ મારી પ્રતિજ્ઞા છે.પછી ભલે ને તે દ્રોહી હોય કે દુશ્મન હોય,પણ તે મદ,મોહ,કપટ,છલ –છોડીને આવે તો હું તેને, સાધુ સમાન ગણું છું.વિભીષણ જો દુષ્ટ સ્વભાવનો હોત તો તેને મારી પાસે આવવાનું મન થાત જ નહિ.
એનું મોં આપણા તરફી થયું છે તે બતાવે છે કે એ નિર્મળ છે,છલ-કપટ વગરનો છે.
<u>જો નર હોઈ ચરાચર દ્રોહી,આવે સભય સરન તકી મોહી,</u>
<u>તજી મદ,મોહ,કપટ,છલ નાના,કરઊ સદ્ય તેહી સાધુ સમાના</u>

પછી તો રામની આજ્ઞાથી બધા ખૂબ આદર સહિત વિભીષણ ને રામ પાસે લઇ આવ્યા.આવતાની સાથે વિભીષણ રામજીનાં પગમાં ઢગલો થઇ પડી ગયો.રડતાં રડતાં કહે છે કે-
હે,નાથ હું રાવણ નો ભાઈ છું,મારી પ્રકૃતિ તામસિક છે,પણ મારી રક્ષા કરો,હું શરણે આવ્યો છું.

ત્યારે રામે ઉભા થઇ ને તેને છાતી સરસો લગાવ્યો ને કહે છે કે-તમને અનીતિ નથી ગમતી તે મને ખબર છે,તમે હવે અભય છો,હું તમને મારા ભાઈ લક્ષ્મણ સરીખો જ ગણું છું.

વિભીષણ કહે છે કે-આપનાં ચરણ ના દર્શન થી હવે મારું કુશળ થયું ને મારો ભય મટ્યો,હે પ્રભુ મને આપની પવિત્ર ભક્તિ સિવાય બીજું કશું ના જોઈએ,
શ્રીરામે કહ્યું કે-તમારે કંઈ ના જોઈએ,પણ હું તમને ખાલી હાથે કેમ રાખું?
આમ કહી એમને સમુદ્રમાંથી જળ મંગાવ્યું અને ત્યાં જ વિભીષણને લંકાની ગાદીનો રાજા બનાવી તેનો રાજ્યાભિષેક કર્યો.ને એને રાજ-તિલક કર્યું.

શ્રીરામે હજુ લંકાનું રાજ્ય જીત્યું પણ નહોતું અને તે રાજ્ય વિભીષણ ને આપી દીધું,ત્યારે,
સુગ્રીવ થી ના રહેવાણું એટલે તેણે ધીરેથી રામજી ને કહ્યું કે-પ્રભુ,આપે જરી ઉતાવળ કરી નાખી!
આજે આપે વિભીષણ ને લંકાનું રાજ્ય આપી દીધું,પણ હવે કદાચ કાલે રાવણ જો આપને શરણે આવી સીતાજી ને પાછાં સોંપી દે તો રાવણ ને શું આપશો?

ત્યારે શ્રીરામે કહ્યું કે-એની ચિંતા ના કર સુગ્રીવ,જે બોલાયું તે બોલાઈ ગયું,ને જે થવાનું હતું તે થઇ ગયું,
વિભીષણ લંકા-પતિ થશે જ,અને જો રાવણ શરણે આવે તો,હું એને અયોધ્યા-પતિ બનાવીશ.
આવી છે શ્રી રામની ઉદારતા.

તુલસીદાસજી કહે છે કે-રાવણે પોતાનાં દશ માથાં શિવજી આગળ વધેર્યા,પછી,તેને જે લંકાની સંપત્તિ મળી હતી,તે જ સંપત્તિ શ્રીરામે વિભીષણ ને સહેજમાં આપી અને તે પણ સંકોચાઈને આપી,અને સંકોચ સાથે કહ્યું કે-"આ તો બહુ જ થોડું આપું છું"

શ્રીરામ આવા દયાળુ છે,એમનું દર્શન કદી નિષ્ફળ જતું નથી,રામ નામનો સૂરજ જયારે ઉગે ત્યારે,
મમતાની અંધારી રાત હટી જાય છે,ને રાગ-દ્વેષ-રૂપી ધુવડો નું ત્યાં જોર ચાલતું નથી.
જ્યાં સુધી હૃદયમાં શ્રીરામ વસ્યા નથી ત્યાં સુધી,જ લોભ,મોહ,મદ,મત્સર –વગેરે દુષ્ટો હેરાન કરે છે.
અને ત્યાં સુધી જ વાસનાઓ જીવ ને પજવે છે.
માટે દુર્જન (રાવણ) નો સંગ છોડી પ્રભુના શરણમાં રહેવું વધુ ઉચ્ચતર છે.

પછી રામજીએ સુગ્રીવ-વિભીષણ –વગેરેને પૂછ્યું કે-આ સમુદ્રને કેવી રીતે પાર કરવો?
ત્યારે સુગ્રીવે કહ્યું કે-આપનું એક જ બાણ કરોડો સમુદ્રોને સુકવી નાખવા સમર્થ છે,પણ નીતિ એમ કહે છે કે-પહેલાં વિનય કરવો પછી ક્રોધ કરવો.આપ ત્રણ દિવસ ઉપવાસ કરી ને સમુદ્રને માર્ગ આપવા પ્રાર્થના કરો.

ત્યારે લક્ષ્મણે કહ્યું કે- મને એવી અરજ કે વિનંતી માં વિશ્વાસ નથી."દૈવ" (પ્રારબ્ધ) સહાય કરશે અને કામ પતી જશે,એવા વિશ્વાસે રહેવાય નહિ.આળસુ લોકો જ "દૈવ-દૈવ" (પ્રારબ્ધ) ને પોકારે છે.
માટે હું તો કહું છું કે-હમણાં જ સમુદ્રને સુકવી જ નાખો,પુરુષાર્થ વગર સિદ્ધિ નથી.

નદીના બે કિનારા જેવા-વિભીષણ ને લક્ષ્મણ.એ બંને ને સાંધનારા-સેતુ-સમાન શ્રીરામે,વિભીષણ ની વાત માની ને લક્ષ્મણ ને સમજાવી ને શાંત કર્યા.અને પછી સમુદ્ર-કિનારે દર્ભાસન પર બેસીને,ત્રણ દિવસના ઉપવાસ કરીને સમુદ્ર ને પ્રાર્થના કરી કે-"અમને રસ્તો આપો"
પણ સમુદ્રે કોઈ મચક આપી નહિ ત્યારે,ચોથે દિવસે શ્રીરામ ક્રોધ કરીને બોલ્યા.કે-
"હે,લક્ષ્મણ,મારું બાણ લાવ,ભય વગર પ્રીતિ થતી નથી" "ભય બિન હોઈ ન પ્રીતિ"
હું આ સમુદ્રને એક બાણથી જ સુકવી નાખીશ,તે નીચ વિનય થી માનતો નથી,
ને ભય દેખાડ્યા વિના ઠેકાણે આવશે નહિ.

પછી તો જેવી,રામજી એ ધનુષ્ય ની પણછ ચડાવી કે સમુદ્ર ગભરાઈ ગયો ને અભિમાન છોડી ને બ્રાહ્મણ નો વેશ ધરી રામજી પાસે આવીને ક્ષમા માગવા લાગ્યો.
“પ્રભુ,આપનો મહિમા હું સમજ્યો નહિ,આકાશ,વાયુ,અગ્નિ,જળ અને પૃથ્વી-એમની કરણી સ્વભાવ થી જ જડ છે.મને પુરતી શિક્ષા થઇ ગઈ છે,હવે આપ દયા કરો.મને આપ સુકવી નાખશો તો જગતમાં મારો ભાવ નહિ રહે.આપ તો શરણાગત ને મોટાઈ આપનારા છો,આપ મારી રક્ષા કરો,હું આપના શરણે આવ્યો છું.
પ્રભુ આપની સેનામાં નલ અને નીલ નામના બે વાનર-ભાઈઓ છે,તેમને આપ સમુદ્ર પર પુલ બંધાવાની આજ્ઞા કરો,આપના પ્રતાપ થી પુલ બંધાઈ જશે.

રામજી એ સમુદ્રને સુકવી નાખ્યો હોત તો તેમનું ઐશ્વર્ય દેખાઈ જાત,
પણ “મનુષ્ય દેહ ધારણ કરીને મનુષ્ય ની જેમ જ વર્તવું છે”-એમ સમજી ને તેમણે મધ્યમ-માર્ગ લીધો ને આગેવાનો ને બોલાવી કહ્યું કે –ઝટપટ પુલ બાંધવાની તૈયારી કરો.

નલ અને નીલ ને આ કામ સોંપવામાં આવ્યું.જાંબવાને બધા વાનરો ને અને રીંછો ને હુકમ કર્યો કે-જાઓ વૃક્ષો ને શિલાઓ ઉપાડી લાવો.
અને બધી સેના “શ્રી રામચંદ્રની જય” ના પોકાર સાથે શિલાઓ ઉપાડી લાવી,તેના પર “રામ” નું નામ લખી, પાણી પર નાખવા માંડી,અને રામનામ નો મહિમા જુઓ!!!સો-મણ ની શિલાઓ પણ પાણી પર તરવા લાગી,નલ-નીલ –તે શિલાઓ ને આંગળ ખસેડી ને નવી નવી શિલાઓ તેની પાછળ ગોઠવતા ગયા.

રામ-નામ થી જડ પથ્થરો તરે તો શું મનુષ્ય ન તરે?
સંતો કહે છે કે-મનુષ્ય પણ આ સંસાર સાગરમાં ડૂબવાને બદલે તરી જઈ શકે છે,પણ તે માટે, વિશ્વાસ રાખી શ્રદ્ધાથી રામનું નામ લેવું જોઈએ,કલિકાળ માં એ સિવાય બીજો કોઈ ઉપાય નથી.

નલ-નીલે પુલ બાંધ્યો.તેમાં તેમનો,કે સમુદ્રનો કંઈ મહિમા નથી,તેમાં વાનરોની કઈ  કરામત નથી,કે પથ્થરો નો યે કોઈ ગુણ નથી,જે પથ્થર પોતે ડૂબે ને બીજાને પણ ડુબાડે જ-એ વહાણની પેઠે તરતા થયા છે તે-પ્રતાપ બધો શ્રીરામનો છે.શ્રીરામના નામનો છે.

પુલ બંધાઈ ગયા પછી,શ્રીરામજીએ કહ્યું કે-આ ભૂમિ ઘણી સુંદર છે,હું અહીં ભગવાન શંકરની સ્થાપના કરીશ.
શ્રીરામ રોજ શંકર ભગવાનની પૂજા કરતા હતા,તેમણે હનુમાનજી ને શિવ-લિંગ લઇ આવવા મોકલ્યા.
હનુમાનજી ને આવતાં વાર થઇ એટલે,શ્રીરામે રેતીનું શિવ-લિંગ બનાવી ને તેની સ્થાપના કરી.
ને વિધિ-પૂર્વક તેની પૂજા કરી. શ્રીરામે સ્થાપેલા શંકર તે રામેશ્વર.

શ્રીરામ કહે છે કે-જે રામેશ્વર ને સેવશે તેને શંકર મારી ભક્તિ આપશે,શંકર સમાન મને બીજું કોઈ પ્રિય નથી.
હું અને શિવ એ –બે-જુદાજુદા  નથી પણ એક જ છીએ.
શ્રીમદ્ ભાગવતમાં અનેક વાર પ્રતિપાદન કર્યું છે કે-શિવ અને કૃષ્ણ એક જ છે.

એકનાથ મહારાજે ભાવાર્થ રામાયણ માં પણ હરિ-હર નો અભેદ બતાવ્યો છે.
વિષ્ણુ ભગવાન સત્વગુણ ના માલિક છે એટલે તે હોવા જોઈએ શ્વેત (સફેદ) પણ તે કાળા (કૃષ્ણ) છે,
અને શંકર ભગવાન તમોગુણના માલિક છે,એટલે તે હોવા જોઈએ કાળા,પણ તે સફેદ છે.
આનું કારણ શું? કૃષ્ણ કાળા ને શિવજી ગોરા કેમ?

તો એકનાથજી કહે છે કે-શિવજી આખો દિવસ નારાયણ નું ધ્યાન કરે છે એટલે નારાયણ નો અસલી ગોરો રંગ તેમનામાં આવ્યો અને નારાયણ આખો દિવસ શિવજી નું ધ્યાન કરે છે એટલે તેમનો અસલી કાળો રંગ તેમનામાં આવ્યો.ધ્યાન માં એવો ગુણ છે કે-જે જેનું ધ્યાન ધરે તેવો તે થાય છે.

આમ,હરિ-હર નો અભેદ સિદ્ધ છે.

શિવજી નિવૃત્તિ ધર્મ ના આચાર્ય છે,શ્રીરામ અને શ્રીકૃષ્ણ એ પ્રવૃત્તિધર્મ ના આચાર્ય છે.
અનેક પ્રકારની પ્રવૃત્તિ કરવા છતાં પ્રવૃત્તિમાં જરાયે ના લેપાય,તે આદર્શ જગતને બતાવ્યો છે.
ભાગવતમાં શ્રીવ્યાસે ભક્તિ નો અર્થ એવો નથી કર્યો કે-એક જ દેવ ને માનો ને બીજા ને ના માનો.

મહાત્માઓ કહે છે કે-અનન્ય ભક્તિ નો અર્થ છે કે-અનેકમાં એક જ દેવ ને નિહાળો.
પ્રભુ તો સર્વ-વ્યાપક છે એટલે જે સર્વમાં પ્રભુનાં દર્શન કરે છે તે,જ ઉત્તમ વૈષ્ણવ (ભક્ત) છે.
પોતાના ઇષ્ટદેવમાં પરિપૂર્ણ ભાવ રાખવો અને બીજા દેવો ને પોતાના ઇષ્ટદેવના અંશરૂપ સમજી ને પૂજવા.
પત્ની જેમ,પતિમાં અનન્યભાવ રાખે છે અને બીજાં સગાઓમાં સામાન્ય પ્રેમ રાખે છે તેમ.
કેટલાક વૈષ્ણવો (વિષ્ણુ ના ભક્તો) કહે છે કે-અમે શિવજી નું નામ લઈએ તો અન્યાશ્રય નો દોષ લાગે.
પણ આમ સમજવું તે ભૂલ-ભરેલું છે.

આ શરીર પંચ-તત્વનું (આકાશ.અગ્નિ,પૃથ્વી,જળ,વાયુ) બનેલું છે.
પંચ-તત્વો ભેગા મળી શરીર તો "એક" જ બનેલું છે.અને પંચતત્વો પણ "એક" જ તત્વ ના બનેલા છે.
એક એક તત્વ ના એક એક દેવ છે-પણ તે બધા –પણ-એક જ તત્વ માંથી બનેલા હોઈ ને- એક જ છે.
**<u>પૃથ્વી</u>**-તત્વ ના દેવ-**<u>ગણેશ</u>** છે,ગણપતિ વિઘ્ન-હર્તા છે.
**<u>જળ</u>**-તત્વ ના દેવ **<u>શિવજી</u>** છે,તે જ્ઞાન અર્પે છે.
**<u>તેજ</u>** (અગ્નિ) તત્વ ના દેવ **<u>સૂર્ય</u>** છે,તે આરોગ્ય બક્ષે છે.
**<u>વાયુ</u>** તત્વ નાં દેવી **<u>માતાજી</u>** છે,જે બુદ્ધિ અને ધન બક્ષે છે.
**<u>આકાશ</u>** તત્વ ના દેવ **<u>વિષ્ણુ</u>** છે,જે પ્રેમ બક્ષે છે.

જેમ આ પાંચે તત્વો મળી ને એક શરીર બને છે,તેમ આ આ પાંચે સ્વરૂપો એક તત્વ માંથી જુદા થયા છે ને
એક જ છે.મનુષ્ય ને જેમાં પ્રીતિ હોય તે દેવનું સ્મરણ,ચિંતન કે પૂજન કરે પણ ભેદબુદ્ધિ ના રાખવી જોઈએ.

રામનામથી સાગર માં પથ્થરો તર્યા પણ આપણે સંસાર સાગરમાં તરતા નથી(સંસારમાં ડૂબી જઈએ છીએ!)
કારણકે આપણને સંસારમાં ડૂબવામાં પ્રેમ છે અને તરવામાં પ્રેમ નથી.
જેમ,વાનરોમાં શ્રીરામ પ્રત્યે એકનિષ્ઠ ભક્તિ છે,અડગ શ્રદ્ધા છે,અને તેમનાં મન નિર્મળ અને નિષ્કપટ છે,
તેમ, તેવો આ ભક્તિભાવ નો ગુણ જો મનુષ્યમાં આવે તો –એ તારે અને તરે.

રામ ના "નામ" નો મહિમા જે એકવાર સમજી જાય પછી તેને કંઈ સમજવાનું રહેતું નથી.
નારદજીએ હનુમાનજી ને "રામ-નામ" નો મંત્ર આપતાં કહ્યું હતું કે-
બોલો, **<u>"ૐ શ્રીરામ જયરામ જયજય રામ"</u>**
આ મંત્રમાં "ૐ" એ વિશ્વ-રૂપ પરમાત્મા નું સ્વ-રૂપ છે.
"શ્રીરામ" એ (તે પરમાત્મા ને) સંબોધન છે-તેમના નામનો પોકાર છે.
"જયરામ" એ સ્તુતિ છે.અને "જયજયરામ" એ પૂર્ણ સમર્પણ છે.
એટલે આ મંત્ર કરતી વખતે –દરેક શબ્દે-એવો ભાવ કરવાનો છે કે-
**<u>"હે, ૐ સ્વરૂપ શ્રીરામ,હું આપની સ્તુતિ કરું છું,આપનો જય ગાઉં છું,આપના શરણે આવ્યો છું"</u>**

હરેક જુદા જુદા મંત્ર-પણ આમ જ સમર્પણ-અને શરણ ના મંત્ર છે.(મંત્ર પ્રભુને પામવાનું "એક" સાધન છે)
"શ્રીકૃષ્ણ શરણં મમ" "ૐ નમો ભગવતે વાસુદેવાય" "ૐ નમઃ શિવાય" –વગેરે મંત્ર,
ભક્તના મન ને પ્રભુ-ચરણ માં સમર્પિત કરવાનું સાધન છે.મંત્ર દ્વારા લક્ષ્યને જલ્દી પહોંચી શકાય છે.

મહારાજા દશરથ,જયારે રાજકુમાર હતા,ત્યારે,તેમનાથી ભૂલથી શ્રવણનો વધ થયેલો,જેનાથી તેમના મન ને ખૂબ અશાંતિ થયેલી અને પ્રાયશ્ચિત કરવા તે વશિષ્ઠ ના આશ્રમે ગયા,ત્યારે વશિષ્ઠ આશ્રમ માં નહોતા, એટલે એમના પુત્ર વામદેવ પાસે તેમણે પ્રાયશ્ચિત વિધિ કરાવી.
વામદેવે કહ્યું કે “ત્રણ વાર રામ-નામ બોલો” અને રાજા ત્રણ-વાર રામ-નામ બોલ્યા,ને એમના મન નો ભાર હળવો થઈ ગયો,ને ચિત્તને શાંતિ થતાં ઘેર પાછા ફર્યા.
થોડા વખત પછી વશિષ્ઠ આશ્રમ માં પાછા આવ્યા ત્યારે પુત્ર વામદેવે પિતાને પ્રાયશ્ચિત ની વાત કરી.

ત્યારે વશિષ્ઠે કહ્યું કે-હે,પુત્ર,રામ-નામ તો એકવાર લેવાય તોયે કોટિ-કોટિ પાપોનો નાશ થાય છે તો તેં ત્રણવાર કેમ લેવડાવ્યું? શું તને રામ-નામ માં શ્રદ્ધા નથી ? તારું આ કૃત્ય નિષાદ જાતિને યોગ્ય છે, ઋષિપુત્ર ને યોગ્ય નથી,માટે તુ નિષાદ થશે
વામદેવ પછી નિષાદ-રાજા ગુહ તરીકે અવતરેલા.ગુહ જન્મ માં તેમની રામ-નામ માં અચળ શ્રદ્ધા છે,અને રામજી ની અપૂર્વ-સેવા તેમણે બજાવી છે.

“રામ-નામ નો “માત્ર-એકવાર જ” ઉચ્ચાર કરવાથી માનવી તરી જાય છે.”
એટલી શ્રદ્ધા મનુષ્યમાં પેદા ના થાય ત્યાં સુધી-રામ-ભક્તિ સંપૂર્ણ થતી નથી.
અને ભક્તિ સંપૂર્ણ ના થાય,ત્યાં સુધી જીવન-મરણ નું દુઃખ લલાટમાં (પ્રારબ્ધમાં) લખાયેલું જ રહે છે.

“રા” બોલતાં (મોં પહોળું થાય છે) અને પાપ બહાર નીકળી જાય છે.અને
“મ” બોલતાં (મોં બંધ થાય છે) ને પાપ નો પુનઃપ્રવેશ અટકી જાય છે.
આવી “રામ-નામ માં શ્રદ્ધા” વાનરોએ સિદ્ધ કરી,એટલે તેમના હાથે નાંખેલા પથરા તરે છે,
અને આપણામાં આવી “શ્રદ્ધા” નથી,એટલે આપણી કાગળની નૌકાઓ પણ ડૂબી જાય છે.

લંકા સુધી નો સેતુ (પુલ) બંધાઈ ગયા પછી,શ્રીરામની વિશાળ વાનર-સેના પુલ પર થઈને ચાલવા લાગી.
વાનરો ના હર્ષ નો પાર નથી,બધા રામ-રામ કરતા જાય છે ને નાચતા-કૂદતા પુલ પર ચાલે છે.
શ્રીરામ-લક્ષ્મણ જ્યાં જ્યાં પુલ પર થઈને પસાર થાય છે-ત્યારે સમુદ્રના જળચળ પ્રાણીઓ-માછલાં,મગર, સર્પ વગેરે તેમના દર્શન કરવા પાણીમાંથી બહાર મોં બહાર કાઢે છે,અને એકવાર જુએ છે,
એટલે જોઈ જ રહે છે.વાનરો પણ આ જોઈ રહેલા પ્રાણીઓને જોઈને ખુશ થાય છે.

પ્રાણીઓ પુલના કિનારે આવીને બેસી જાય છે તો તેમને હટાવવાનો પણ કોઈ વાનર પ્રયત્ન કરતો નથી,
અને કોઈ હટાવે તો કોઈ પ્રાણી ત્યાંથી હટતું જ નથી.જળચળ પ્રાણીઓ નો જાણે જીવતો પુલ બની ગયો!!
જે પ્રાણીઓ ને જોઈને વાનરો ડરે તે જ પ્રાણીઓ,આજે વાનરોને પોતાના લાગે છે,
રામનો દૈવી-પ્રભાવ –જડ-ચેતન સકળ સૃષ્ટિમાં દેખાય છે,શ્રીરામને જોઈને પ્રાણીઓ વેર-ઝેર ભૂલી ગયા છે,

આને કોઈ કેવળ કવિની કલ્પના માની લે તો તે સાચું નથી,કારણ કે આજે પણ ઘણા સિદ્ધ મહાત્માઓના સાનિધ્યમાં હિંસક પ્રાણીઓ પણ પોતાની હિંસા-વૃત્તિ ભૂલે છે-તેવા દાખલા જોવા મળેલા છે.
તો શ્રીરામ તો પરમાત્મા છે,એમનું સામર્થ્ય તો આ સિદ્ધો કરતાં પણ અનંતગણું વધારે છે.

કેટલાક વાનરો તો મગર-મચ્છો ને જોઈને કેવળ પ્રસન્ન થઈને ના રહ્યા,પણ તેમની સાથે મૈત્રી પણ કરી દીધી,અને એ મગર-મચ્છો ની ઉપર સવાર થઈને,પુલ પર તેમની સવારીનો આનંદ લેવા માંડયા.

શ્રીરામ-લક્ષ્મણ આ કૌતુક જોઈને, પ્રસન્ન થઈને મલકાતા રહ્યા.પ્રાણીઓ ને પણ રામજી ને પ્રસન્ન કરવાનું મન હતું ,ને તેમને મદદ કરવાનું મન હતું તે –આવાં કામ કરીને પુરુ કરતા હતા.
અને એટલે જ કેવળ પથ્થરનો જ નહિ પણ જળચળ પ્રાણીઓનો પણ પુલ બંધાયો હોય તેમ લાગતું હતું.

એટલે તો -મહર્ષિ વશિષ્ઠ ને વિશ્વામિત્રે તો શ્રીરામને જ ધર્મ-સેતુ કહ્યા છે.

સર્વ સેના સમુદ્ર ની પેલી પાર લંકામાં પહોંચી ગઈ અને સુવેલ પર્વત પર છાવણી નખાઈ.
આસપાસ ફળફૂલ ની વાડીઓ હતી.વાનરોને મજા પડી ગઈ,ફળ તોડી તોડી ને ખાવા માંડ્યાં.
કોઈ રાક્ષસ મળી જાય તો પકડીને તેની પાસે નાચ નચાવવા માંડ્યા,તો કોઈના નાક-કાન કાપી નાખવા માંડ્યાં.ત્યારે કોઈ બચી ગયેલ રાક્ષસ રાવણને ખબર આપવા પહોંચી ગયો.

વાનરોએ સમુદ્ર પર પુલ બાંધીને આવી પહોંચ્યા છે –તે જાણીને રાવણને આશ્ચર્ય સાથે ગભરાટ પણ થયો.
પણ બીજી જ ક્ષણે પોતાના ગભરાટ નું ભાન થતાં,તે પાછો મદથી ટટ્ટાર થઇને મહેલમાં ગયો,
મંદોદરીએ આ સમાચાર જાણીને, ફરીથી પતિને પગ પકડીને સમજાવવાનો પ્રયત્ન કર્યો.કે-
શ્રીરામને સાધારણ મનુષ્ય સમજવાની ભૂલ કરો નહિ,સાધારણ મનુષ્ય આવું અસાધારણ કામ કરી શકતો નથી.માટે તમે સીતાજી ને પાછા સોંપી દો.જેથી મારું સૌભાગ્ય અચળ રહે.

પણ રાવણનો મદ ફરીથી જાગી ગયો હતો-તે કહે છે કે-તુ ફોગટ બીએ છે.મારા જેવો શક્તિશાળી જગતમાં કોઈ નથી.અને આવી વાનર સેના તો મારી આગળ મચ્છર-સમાન છે.
રાવણ મોઢેથી આમ બોલ્યો તો ખરો,પણ એના મનનો ભય ઓછો થયો નહોતો.અને આ ભયને ભૂલવા તે લંકાના શિખર પરના પોતાના રંગ-મહેલ પર પહોંચી ગયો,ત્યાં દારૂ પીને નાચ-ગાનની મહેફિલ જમાવી.

આ તરફ શ્રીરામે સુવેલ પર્વત પર મુકામ કર્યો.અને ત્યાં લક્ષ્મણજી એ બિછાવેલા તૃણ-પર્ણ ના આસન પર રામ વિરાજ્યા હતા.ત્યાં દૂર પર્વત વાદળાં-વીજળી વગેરે જોઈ શ્રીરામે વિભીષણ ને કહ્યું કે-
ત્યાં પર્વત વીજળી ઝબુકે છે,વાદળાં ગાજે છે,લાગે છે કે ત્યાં,મંદમંદ વરસાદ પડે છે.

વિભીષણ અનુભવી હતો,તે જાણતો હતો કે-રાવણના રંગ-મહેલ ના નાચગાન નો આ અવાજ છે.
તેણે કહ્યું કે-પ્રભુ આ વીજળી નથી પણ આતો રાવણ ના રંગ-મહેલમાં નાચગાન ચાલે છે,જુઓ,
પેલો રાવણ દેખાય....તેના માથા ઉપરનું કાળું છત્ર તે કાળી વાદળ-ઘટા જેવું જણાય છે.
એના માથાનો મુગટ વીજળી જેવો ચમકે છે.અને નાચગાનના મૃદંગનો અવાજ વાદળ-ગર્જના જેવો લાગે છે.

વિભીષણ ની વાત સાંભળીને રામે ધીરેથી એક બાણ છોડ્યું,કે જે રાવણના દશે મુગટ પાડી,અને માથાના છત્રને કાપીને –જમીનદોસ્ત કરીને -એમની પાસે પાછું આવી ગયું.
રાવણના રંગમાં ભંગ પડ્યો,નથી વાવાઝોડું,નથી ભૂકંપ,તો આ દશ મુગટ ને છત્ર શાથી પડી ગયાં?
બધા કહે કે "અપશુકન-અપશુકન"
રાવણ પણ મનમાં તો અપશુકન સમજીને ડર્યો,પણ તરત જ બહારથી હિંમત દેખાડી એણે કહ્યું કે-
"મારા જયારે મસ્તક પડ્યા હતા ત્યારે તે મારા માટે શુભ સાબિત થયું હતું (શિવજીએ સંપત્તિ આપી હતી)
તો પછી,મુગુટ નું પડવું તેને અપશુકન કેમ કહેવાય?માટે કોઈએ મનમાં વહેમ લાવવો નહિ,
જાઓ સર્વ ઘેર જાઓ ને આરામ કરો" આમ કહી તેણે જલસો બંધ કરી દીધો.

રાવણ ઘેર આવ્યો ત્યારે મંદોદરી તેણે ફરીફરી સમજાવે છે કે-શ્રીરામ એ માનવી નથી,વિશ્વરૂપ વિશ્વાત્મા છે.
અને મનુષ્ય-રૂપે પધાર્યા છે.માટે વેરભાવ છોડી તેમને શરણે જાઓ.
આ સાંભળી રાવણ જોરથી હસ્યો તેણે વાત ફેરવી નાખી અને કહ્યું કે-તારી ચતુરાઈ હું સમજી ગયો છું,તુ આ બહાને મારી પ્રભુતા જ ગાઈ રહી છે.કારણકે ચરાચર વિશ્વ તો,મને જ વશ છે.હું જ વિશ્વેશ્વર વિશ્વાત્મા છું,
આખું બ્રહ્માંડ મારા કહ્યામાં છે,પતિનું નામ ના લેવાય એટલે તેં મને રામ કહ્યો,તો એનો કોઈ વાંધો નહિ,
પણ તારી આ સમજ માટે હું તને ધન્યવાદ આપું છું.
ત્યારે મંદોદરી મનમાં નિશ્વાસ નાખી બોલી કે-હાય,દુર્દૈવ(ખરાબ નસીબ) ,વિનાશકાળે વિપરીત બુદ્ધિ.

બીજા દિવસની સવારે પોતાના સર્વ મંત્રીઓને બોલાવી રામે પૂછ્યું કે-હવે આગળ શું કરવું?
જાંબવાન બધામાં વૃદ્ધ અને ઠરેલ પ્રકૃતિનો હતો,વાનરોમાં એનું ઘણું માન હતું.બધાએ તેની સામે જોયું.
જાંબવાને વિનયપૂર્વક કહ્યું કે-પ્રભુ,યુદ્ધે ચડતાં પહેલાં યુદ્ધ કરવું જ ના પડે,તેવો એક પ્રયત્ન તો કરવો જોઈએ,વિષ્ટિ માટે દૂત મોકલવો જોઈએ.

ત્યારે રામે કહ્યું કે-કોને મોકલીશું? જાંબવાન કહે છે કે-અંગદ એ માટે બધી રીતે યોગ્ય છે,એ રાજકુમાર છે, વળી ગુણવાન,બળવાન અને બુદ્ધિમાન પણ છે.
શ્રીરામે પણ દૂત તરીકે મોકલવા માટે-અંગદ પર વિશ્વાસ પ્રગટ કર્યો,ને કહ્યું કે-વિષ્ટિ માટે અંગદ લાયક છે.
રામજીના આમ કહેવાથી અંગદ ખુશ ખુશ થઇ ગયો,ઘણા વખતથી તેણે મનમાં એવી હોંશ હતી કે-
શ્રીરામ મને કંઈક મોટું કામ સોંપે.હનુમાનજી ની પેઠે હું પણ કંઈ કરી દેખાડું.

શ્રીરામે અંગદ ને કહ્યું કે-અંગદ,તમે લંકામાં જાઓ,રાવણ ને મળો,એની સાથે એવી વાત કરજો કે,
જેથી આપનું કામ થાય અને શત્રુનું ભલું પણ થાય.

શ્રીરામ શત્રુના પણ હિતેષી છે.તેઓ રાવણનું પણ અહિત ઇચ્છતા નથી.તેઓ પોતાને રાવણ ના શત્રુ માનતા નથી,તેમની શત્રુતા “રાવણત્વ” સાથે છે. રાવણ કે જે દુષ્ટ વિચારધારા રાખે છે,તે વિચારધારા સામે છે.
એટલે શત્રુનું પણ કલ્યાણ કરવાની કામના તેમના મનમાં છે.

જે,વાલી ને રામે હણ્યો હતો,અને તે જ વાલીના પુત્ર અંગદને પોતાનો વિષ્ટિદૂત બનાવીને મોકલે છે!!
કારણકે રામની નીતિ અવિશ્વાસની નહિ પણ વિશ્વાસની છે.
અંગદ માનભેર અને આનંદની સાથે રાવણને મળવા ચાલ્યો,તેના મનમાં જરાયે ક્ષોભ નથી,ભય નથી.
જેના મન ને રામનો આશ્રય છે તેણે વળી ભય કેવો?

પણ અંગદ ને જોતાં ભય થયો,રાક્ષસો ના મનમાં.બધા રાક્ષસો કહે છે કે-પેલો લંકા બાળીને ગયો હતો તે પાછો આવ્યો,હાય,હવે શું થશે? ભયભીત બની બધા અંગદને જોઈને નાસવા લાગ્યા કે સંતાવા લાગ્યા.
કોઈ એક ને અંગદે પકડ્યો તો તેને વગર પૂછ્યે જ રાવણના દરબાર નો રસ્તો બતાવી દીધો.

અંગદ,રાવણના દરબારમાં આવ્યો,તેણે જોતાં જ સભાસદો ઉઠી ને ઉભા થયા.માન આપવું નહોતું,
છતાંયે બીક ના માર્યા બધા ઉભા થઇ ગયા.બધા એણે હનુમાનજી સમજતા હતા.અને મનમાં
વિચારતાં હતા કે એકવાર આ લંકા બાળી ગયો,શી ખબર આ વખતે શું કરશે?

અંગદે સીધા જ રાવણને કહ્યું કે-હે,રાવણ,હું રઘુવીર નો દૂત છું,મારા પિતાને ને તમારે મિત્રતા હતી તે સંબંધે હું તને સલાહ આપવા આવ્યો છું કે-દાંતમાં તરણું લઇ તુ શ્રીરામને શરણે આવ,અને સીતાજી ને પાછા સોંપી દે,તેમાં જ તારું કલ્યાણ છે.
રાવણે કહ્યું કે-અરે,મૂઢ,કયા સંબંધે તુ મને તારા બાપનો મિત્ર કહે છે?કોણ છે તુ?
અંગદે કહ્યું કે-મારું નામ અંગદ,હું કિષ્કિંધા-પતિ વાલીનો પુત્ર છું.

વાલીનું નામ સાંભળતા જ રાવણના મોં પર થી નુર ઉડી ગયું,તેમ છતાં હિંમત ધરી બોલ્યો.કે-
ઓહ,તુ વાલી નો પુત્ર! તું, બાપે કાઢી મુકેલા,પેલા વનવાસી ભિખારી રામનો દૂત બનીને આવ્યો છે?!
પછી મશ્કરીમાં કહે છે કે-કુલાંગાર,તારો બાપ તો કુશળ છે ને? રાવણ જાણે છે કે-રામે વાલીને માર્યો હતો.એટલે રામની સામે ઉશ્કેરવા અને તેને પોતાના પક્ષે લેવા આમ કહે છે.

પણ અંગદ પણ ક્યાં કાચો હતો?એણે સામો એવો જ ઘા કર્યો.
“મારા બાપના કુશળ તું મને શું કામ પૂછે છે?દશ દિવસ પછી તું એમની પાસે જ જવાનો છે,ત્યારે તેમને જ પૂછી લેજે ને ! તું મને કુલાંગાર કહે છે પણ તું પોતે કેવો કુલદીપક છે તે હું જાણું છું.
રાવણે કહ્યું કે-હું નીતિ અને ધર્મ જાણું છું,તેથી તને બોલવા દઉં છું,નહિ તો હમણાં તારી જીભ ખેંચી નાખું.
અંગદ કહે છે કે-તારી અધર્મ-શીલતા તો જગ જાહેર છે,તેં પારકી સ્ત્રીને ચોરી આણી છે.

રાવણ હવે ગુસ્સે થઈને બોલ્યો-અરે,તુચ્છ,તું મારું પરાક્રમ જાણતો નથી,મારી આ ભુજાઓએ શંકર-સહિત કૈલાસ ને ઉઠાવ્યો હતો.મારી સામે લડે તેવો,તારા સૈન્યમાંથી એક તો મને દેખાડ.
રામ તો બૈરીના વિરહમાં બળી લાકડું થઇ ગયો છે,લક્ષ્મણ સાવ રાંક છે,જાંબવાન ડોસલો છે,વિભીષણ બીકણ છે,સુગ્રીવ માં કંઈ દમ નથી,હા,એક વાંદરો જોરાવર ખરો,જે લંકા બાળી ગયો હતો.

અંગદ કહે છે કે-તું હનુમાનજી ને જો જોરાવર કહેતો હોય તો,તે તો સુગ્રીવ નો,નાનો હલકારો છે.
અંગદ હવે કટાક્ષ થી કહે છે કે-તું સાચું કહે છે કે-તારી સાથે લડવામાં શોભે તેવો કોઈ યોદ્ધો અમારી પાસે નથી! લડાઈ તો સરખે સરખાની શોભે ને? તને નિર્બળ ને મારવામાં રામની મોટાઈ નથી.

અંગદના કટાક્ષ-વચનો થી રાવણના ગુસ્સાને આગ ચંપાઈ,છતાં તેને હસીને સામો કટાક્ષ કરતાં કહ્યું કે-
વાનરો નો એક મોટો ગુણ છે કે જે એને પાળે છે,તેને એ નાચી ને નાચ બતાવી ખુશ કરે છે,
તારી તો ભારે સ્વામીભક્તિ!! હું તારા એ ગુણ ની કદર કરું છું.

અંગદે કહ્યું-હે,દશાનન,ખરેખર તું તો ભારે કદરદાન! -અને પછી વ્યંગમાં આગળ બોલીને કહે છે કે-
હનુમાન લંકા બાળી ગયો તો યે તું કંઈ બોલ્યો નહિ.તારામાં નથી રોષ કે નથી ચીડ!!ધન્ય છે તને.
પણ હું જાણવા માગું છું કે-જગતમાં મે ઘણા જુદીજુદી જાતના ઘણા રાવણ વિષે સાંભળ્યું છે-
તેમાં તું કયો રાવણ છે?
એક રાવણ ને બલિરાજાએ ઘોડારમાં બાંધ્યો હતો,બીજા રાવણને સહસ્ત્રાર્જુને દોડીને જીવડાની જેમ પકડ્યો હતો.તો ત્રીજા રાવણને બગલમાં ઘાલી ને મારા પિતા વળી સંધ્યા કરતા હતા.
આ સર્વમાં તું કયો રાવણ છે?

રાવણ કહે છે કે-હું કયો રાવણ છું તે શંકર ને જઈને પુછ.મેં કમળ-ફુલ ની પેઠે મારા દશે મસ્તક ચડાવી તેમની પૂજા કરી હતી.અરે,જેના ચાલવાથી પૃથ્વી નાવડાની જેમ ડોલે છે,તે હું રાવણ છું.
આવા મને તું તુચ્છ કહે છે અને તુચ્છ મનુષ્ય (રામ) ની બડાઈ કરે છે,શું આટલી જ છે તારી અક્કલ?

હવે અંગદ નો પ્રકોપ હાથ ના રહ્યો-તેણે કહ્યું-અરે,મૂર્ખ,પૃથ્વીને એકવીશ વાર નક્ષત્રિય કરનાર,
પરશુરામનો ગર્વ ઉતારનાર શ્રીરામને તું મનુષ્ય કહે છે?
હે,મૂઢ તું ભાન ભૂલ્યો છે,યુદ્ધ થશે તો વાનરો અને રીંછો તારા માથાનાં દડા બનાવીને ખેલશે.

રાવણ કહે છે કે-વાનરોની મદદથી પુલ બાંધ્યો એ જ તારા રામની તાકાત ને?સમુદ્ર તો ચકલાં યે ઓળંગે છે.એમાં એણે શું ધાડ મારી? બીજાની મદદ લેવી પડે,અને સમુદ્રને પાર કરવા પુલ ની જરૂર પડે તે મનુષ્ય નહિ તો બીજું શું છે? જયારે મારા ભુજબળ માં તો દેવો યે ડૂબી ગયા છે તો તારો રામ શી વિસાતમાં છે?
એ લડાઈમાં બીએ છે,એટલે તો તને દૂત બનાવી મોકલે છે.
શત્રુને કરગરવા દૂત મોકલતાં એણે લાજ પણ નથી.

અંગદ કહે છે-કે-તું એવો મોટો શૂરવીર તારી જાતને સમજતો હોય,છાનોમાનો ચોરની પેઠે,સીતાજીને શું કામ હરી લાવ્યો? તે વખતે રામ સામે લડવામાં તારી શૂરવીરતા ક્યાં ગઈ હતી?

હે,દુષ્ટ,શ્રીરામ ને તો વળી કોની બીક?અરે, મને પણ તારી કોઈ બીક નથી,મને શ્રીરામનો હુકમ નથી,
નહીં તો,હમણાંજ તને જમીન પર પટકીને આખી લંકાને ઉજ્જડ કરી ને સીતાજી ને લઇ જાઉં!!
પણ તું તો મરેલો જ છે,મરેલાને મારવામાં મોટાઈ નથી.
કહેવાય છે કે-કામી,ક્રોધી,કંજૂસ,વેદ-વિરોધી,સંત-વિરોધી,નિંદાખોર,દુબળો,માંદલો,ને ઘરડો-
આ બધા જીવતે મૂઆ જેવાજ છે.અને તું એમાંનો એક છે.

રાવણ કહે છે-કે "નાના મોઢે મોટી વાત ના કર.તારામાં કે તારા રામમાં શું બળ્યું છે તે હું જાણું છું,
તમને કોઈને પણ હું કોઈ વિસાતમાં ગણતો નથી.તારો રામ તો માનવ-દેહ ધારી મગતરું છે."
અંગદથી હવે શ્રીરામની નિંદા સહન ના થઇ અને તેણે ગુસ્સામાં આવી જોરથી પોતાના બે હાથ પૃથ્વી પર
પછાડ્યા.ધરતી ધ્રુજી ઉઠી,રાક્ષસો આસનો પરથી ગબડી પડ્યા,ખુદ રાવણ પણ આસન પરથી પડતાં પડતાં,
માંડમાંડ બચ્યો,પણ એના માથા પરથી દશે મુગટ જમીન પર પડી ગયા.

રાવણે ગુસ્સે થઇ ને હુકમ કર્યો –કે પકડો આ બંદર ને. અને મારા સર્વ યોદ્ધાઓ,તમે, દોડો,અને વાનર કે રીંછ
જે પણ મળે તેને મારો,તથા રામ-લક્ષ્મણ ને જીવતા પકડી ને મારી સામે લાવો.
પણ કોઈ રાક્ષસ હાલતો નથી,બધા ફાળ ખાઈ ગયા હતા,(ડરી ગયા હતા)

અંગદ કહે છે કે-અરે,દુષ્ટ રાવણ,તરે શું હજી મારું બળ જોવું છે ?
આમ કહી અંગદે થાંભલા ની પેઠે પોતાનો પગ જમીન પર રોપ્યો.ને હાકલ કરી કે-
"વાનર ને પકડવાની કે મારવાની વાત પછી કરજે,પણ પહેલાં મારો પગ અહીંથી હટાવ,
જો તું હટાવી શકે તો તું જીત્યો ને રામ હાર્યા !!!"
પછી મનમાં શ્રીરામને પ્રાર્થના કરી કે-પ્રભુ તું બોલાવે તેમ હું બોલું છું,મારી લાજ તમારે હાથ છે.

ભક્ત નો ભગવાન પર કેટલો અધિકાર છે !! કે-ભક્ત ભગવાનને પણ હોડમાં મૂકી શકે છે.
અને ત્યારે ભક્તની લાજ એ ભગવાનની લાજ બની જાય છે,ને ભગવાને ભક્ત ની લાજ સાચવવી પડે છે.
અહીં,ભક્ત અંગદે ભગવાન શ્રીરામની હાર-જીત હોડમાં મૂકી દીધી છે.

રાવણે પોતાના યોદ્ધાઓને હુકમ કર્યો કે-આ ઠીક લાગ છે,હટાવો ને ખેસવી નાખો આ વાંદરાના પગને,
પછી છો ને એ લંગડો થતો!!
પણ અંગદ નો પગ હટાવવા રાક્ષસોએ એવું જોર કર્યું કે તે જોરમાં પોતેજ ઉછાળી ને હેઠે પડ્યા ને
લૂલા-લંગડા થયા.સભામાં સૂનકાર થઇ રહ્યો.ત્યારે ઇન્દ્રજીત ઉઠયો પણ અંગદનો પગ એક તસુભાર પણ
ખસેડી શક્યો નહિ.બધા થાકીને નીચું મોં કરીને બેઠા. ત્યારે છેવટે રાવણ ઉભો થયો.
અને અંગદ નો પગ હટાવવા જેવો નીચો નમ્યો,કે તરત અંગદ ખડખડાટ હસીને બોલ્યો,કે-
અરે,દશાનન,મને શું કામ પગે પડે છે,રામજીને પગે પડ,તો તારો ઉદ્ધાર થઇ જશે.

રાવણ શરમાઈને ત્યાંથી જ પાછો ફર્યો,તેને ખાતરી થઇ ગઈ કે-આ રામનો સેવક જેવો બળવાન છે,
તેવો બુદ્ધિમાન પણ છે.તેના મોં પરથી નુર ઉડી ગયું ને નીચું મોં કરી સિંહાસન પર બેસી રહ્યો.

શંકર ભગવાન પાર્વતીને કહે છે કે-શ્રીરામ તણખલા ને વજ્ર જેવા બનાવે છે,ને વજ્ર ને તણખલું બનાવે છે,
તે એમના દૂત (અંગદ) ની પ્રતિજ્ઞા કેમ ખોટી પડવા દે?

અંગદે,વાણીથી,બળથી,ભયથી-વગેરે અનેક રીતે રાવણ ને સમજાવ્યો,પણ રાવણ સમજ્યો નહિ,
ત્યારે તેણે રાવણને કહ્યું કે-"રણક્ષેત્ર માં તને રમાડી રમાડી ને મારું નહિ તો મારું નામ અંગદ નહીં"
આમ કહી એ પાછો ફરી ગયો,ને રાવણ અને તેના યોદ્ધાઓ તેને જોતા જ રહી ગયા......

વળી એ રાતે મંદોદરી એ રાવણ ને સમજાવ્યો-કે-જેના દૂત આવા પરાક્રમી છે,તેને કેમ જીતી શકશો?
પણ રાવણે તેનું કંઈ કાને ધર્યું નહિ.ત્યારે મંદોદરી મનમાં બોલી-કાળ લાકડી લઈને કોઈને મારતો નથી,
પણ તે માણસની ધર્મ-બુદ્ધિને હરી લે છે,પછી માણસ,પોતે જ પોતાનો નાશ કરે છે.

આ બાજુ અંગદ જયારે છાવણીમાં પરત થયો,ત્યારે રામજીએ તેની ચતુરાઈ અને બહાદુરીની વાતો
સાંભળી અને તે સાંભળીને ખૂબ પ્રસન્ન થયા,તેમની આંખમાંથી હર્ષ નાં આંસુ આવ્યાં.

રાવણ ને જ્યારથી ખબર પડી હતી કે –રામ વાનર-સેના લઈને આવે છે,એટલે તે પોતાના જાસુસો ને
અવાર-નવાર મોકલી અને બધી માહિતી મેળવતો હતો.

શ્રીરામે સમુદ્ર પર સેતુ બાંધ્યો તે પહેલાં તેણે “શુક” નામના રાક્ષસને મોકલેલો.
રાવણે જોઈ લીધું હતું કે-રામને વાનરો નું મોટું બળ છે,અને સુગ્રીવ એ વાનરોનો અધિપતિ છે.
એટલે તેણે વિચારેલું કે –જો સુગ્રીવને રામથી છૂટા પાડી દેવામાં આવે તો,રામનું બળ તૂટી જાય.
એટલે સુગ્રીવ ને ફોડવા,તેણે શુક ને ભણાવીને મોકલેલો.
શુક છુપે વેશે રામની છાવણીમાં ગયેલો પણ વાનરોએ તેને પકડી પાડ્યો,શુક ને લાગ્યું કે પોતાનાં
નાક-કાન કાપી નાખશે એટલે તે બોલ્યો કે-તમે મારાં નાક-કાન કાપો તો તમને રામના સોગંધ છે.

શ્રીરામનું નામ આવ્યું એટલે વાનરોના હાથ હેઠા પડ્યા,અને બાંધી ને તેણે સુગ્રીવ ની પાસે લઇ ગયા,
શુક ને તો તે જ જોઈતું હતું-તેણે રાવણનો સંદેશો કહ્યો-કે-રાવણ આપના પર અત્યંત પ્રસન્ન છે,અને
તેમણે કહેવડાવ્યું છે કે-આપ મોટા કુળમાં જન્મેલા અને બળવાન છો,હું તમને શત્રુ નહિ પણ ભાઈ સમાન
ગણું છું,આપને મારી સાથે લડવાથી શો લાભ છે? મેં રામની સ્ત્રીનું અપહરણ કર્યું છે,તેમાં તમારું શું બગડ્યું
છે કે –તમે રામને સાથ આપો છો?ને મારા જેવા મહાબળવાન રાજવી જોડે વેર બાંધો છો?
સમજી ને તમારી સેના લઇ પાછા વળી જાઓ,તો હું તમારું ખૂબ માન સાચવીશ”

શુક ની આવી વાત સાંભળી,સુગ્રીવને એવો ગુસ્સો ચડ્યો કે –તે શુક ની ડોકી મરડી નાખે,પણ
સ્વસ્થતા જાળવી એણે કહ્યું કે-રાવણ ને કહેજે કે હું તારો મિત્ર નથી અને મિત્ર થવા પણ માગતો નથી,
હું રામજી નો છું ને રામજી નો જ રહીશ.હું તારી દયા માગતો નથી અને તારા પર દયા કરવાનો પણ નથી,
તારે દયા જોઈતી હોય તો રામજીની પાસે માગ.

તે જ વખતે અંગદ ત્યાં આવી પહોંચ્યો,તેણે કહ્યું કે-આ દૂત નથી પણ છુપે વેશે આવ્યો છે માટે જાસૂસ છે,
તેને કેદ કરવો જોઈએ.અને એ જ ઘડીએ શુક ને બાંધ્યો,ત્યારે શુકે,રામજીનું નામ લઇ બુમાબુમ કરી,
એ બૂમો રામજી ના કાને પહોંચી,અને તેમને આજ્ઞા કરી કે- એ ભલે જાસૂસ હોય તેને છોડી મુકો.
વાનરોએ શુક ને છોડી મુક્યો,શુકે જઈને રાવણને સુગ્રીવ નો જવાબ સંભળાવ્યો,તે સાંભળી રાવણ બોલ્યો-
એનું મોત આવ્યું હોય તેમ લાગે છે,એને તો હું ચપટીમાં ચોળી નાખીશ.

આ પછી જયારે રામની સેના સમુદ્ર ઓળંગી લંકામાં આવી પહોંચી ત્યારે રાવણના દિલમાં ફફડાટ પેઠો,
વાનરો સમુદ્ર પર પુલ બાંધી શકે તે વાત જ તેના માન્યામાં આવતી નહોતી.
એવા તે કેવા બળવાન આ વાનરો હશે? રામની સેનામાં કેવા કેવા યોદ્ધાઓ છે?સેનાનું બળ કેવું છે?
સેનાપતિઓ કોણ છે?રામ-લક્ષ્મણમાં ખરેખર કેટલી તાકાત છે?સેનાની વ્યૂહ રચના કેવી છે ?
વગેરે જાણવા માટે તેણે પોતાના “સારણ” નામના પ્રધાનને આજ્ઞા કરી.

સારણ મહા-ચતુર હતો,તે વાનરનું રૂપ લઈને વાનર-સેનામાં ઘુસી ગયો.ને માહિતી મેળવવા માંડ્યો.

ત્યાં વિભીષણ ની નજરે તે ચડી ગયો,ને વિભીષણે તેને જોતાં જ ઓળખી નાખ્યો.કે આ તો સારણ છે.
એટલે તરત તેને પકડી ને રામની સમક્ષ હાજર કર્યો.
સારણ કાંપવા લાગ્યો અને શ્રીરામની આગળ બે હાથ જોડી ને સાચી વાત કહી દયાની યાચના કરી.

શ્રીરામ તો પ્રાણી-માત્રના હિતકર અને વણમાગી દયાના કરનારા છે.તો જે દયા માગે તેના પર દયા કર્યા વિના એ કેમ રહે? તેમણે હસીને સારણ ને કહ્યું કે-જે જોવા આવ્યા હતા તે જોઈ લીધું હોય તો જાવ,અને હજુ જો જોવા તપાસવાનું કંઈ બાકી હોય તો,ખુશીથી જુઓ,હું વિભીષણ ને આજ્ઞા કરું છું કે જે તમને મારી આખી સેના બતાવશે.

દુશ્મનથી પણ જેમને કશું છુપાવવાનું નથી,એમનું નામ શ્રીરામ.
શ્રીરામમાં અચળ ધર્મ-નિષ્ઠા ને અમાપ-આત્મ-શ્રદ્ધા છે.સત્ય નો જ જય થશે તેવી અવિચળ શ્રદ્ધા છે.
જે વિભીષણે રાવણના જાસૂસને પકડયો હતો તેમને જ, તેને જે જોવું હોય તે બતાવવાની આજ્ઞા કરે છે,
અને વિભીષણ જરાયે હિચકિચાટ વગર આજ્ઞા માથે ચડાવે છે, શ્રીરામના બોલમાં તેમને અપાર શ્રદ્ધા છે.
પછી શ્રીરામે સારણ ને છોડી દેવાનો હુકમ કર્યો.સારણ પર શ્રીરામના વર્તાવની એટલી બધી અસર થઇ કે-
એણે પણ જતાં જતાં "રામજી નો જય હો" એવો પોકાર કર્યો.

પછી રાવણની પાસે જઈ તેણે કહ્યું કે-હું પકડાઈ ગયો હતો પણ રામજી ની દયાથી હું છુટીને આવ્યો છું.
આ સાંભળતાં જ રાવણ ગર્જ્યો-રામની દયાનું કોણ તને પૂછે છે?દુષ્ટ મે તને જે કામ માટે મોકલ્યો હતો તેની વાત કર. ત્યારે સારણે રામજી ની સેનાનું વર્ણન કર્યું,એક એક સેનાપતિની તાકાત ની વાત કરી.
અને છેલ્લે હિંમત કરીને કહી દીધું કે-શ્રીરામનું પોતાનું જ બળ અપાર છે,સુગ્રીવ,જાંબવાન,અંગદ કે હનુમાન –વગેરેની કોઈની યે મદદ ના હોય તો,પણ રામ એકલા આખી લંકા નગરીને છિન્નભિન્ન કરવાને સમર્થ છે.તે પોતે,વાનર સેનાથી જ સુરક્ષિત હોય તેવું નથી પણ વાનરસેના તેમનાથી સુરક્ષિત છે!!!
મારો અંદાજ એવો છે કે-શ્રીરામની સાથે સંધિ કરવામાં જ લાભ છે.

ત્યારે રાવણ એકદમ ગુસ્સે થઈને બોલ્યો કે-અરે,દુષ્ટ,તું શત્રુના વખાણ કરે છે અને તેને તાબે થઈ જવાની, મને સલાહ આપવાની હિંમત કરે છે? તું રાજનીતિ નો કક્કો પણ જાણતો નથી અને મને શું કરવામાં લાભ છે તે સમજાવે છે? ચલ હટ,અહીંથી ,મને તારું કાળું મોં બતાવતો નહિ,પાડ માન મારો કે –
અત્યારે હું તારો વધ કરાવતો નથી.
આ જ રીતે -જેટલા જાસૂસ ગયેલા તે બધા પાછા આવી ને રામજીના જ ગુણ-ગાન ગાતા હતા.
શાર્દૂલ નામનો રાક્ષસ-જાસૂસ તો રાવણને જાસૂસીના સમાચાર આપ્યા પછી રામના વખાણ કર્યા,ત્યારે રાવણ ગુસ્સે થયો,તો તેને પ્રણામ કરીને શાર્દૂલ ચાલી નીકળેલો,ને રામની સેનામાં જઈ ને વિભીષણ નો અનુચર બની ને રહેલો.

શ્રીરામ નો આ પહેલો જ વિજય કહી શકાય,ને તે પણ કંઈ જેવોતેવો નથી.શ્રીરામ પોતાના હૃદય દ્વારા અને પ્રેમ દ્વારા દુશ્મન ને જીતે છે. શસ્ત્ર-અસ્ત્ર એ તો રામજીનું છેલ્લામાં છેલ્લું સાધન છે,
સાચી વાત તો એ છે કે-રાવણ –નામના વ્યક્તિને હરાવવાનું આ યુદ્ધ નથી,
પણ આ તો-"રાવણ-નીતિ" અને "રામ-નીતિ" વચ્ચેનું યુદ્ધ છે.

આજે પણ આ નીતિ વચ્ચે નું યુદ્ધ ચાલી રહ્યું છે.
તુલસીદાસજી કહે છે કે-મન એ જ "મય દાનવ છે." (મય-દાનવે સોનાની લંકા બનાવેલી)
એ દાનવ –મન-રોજ રોજ નવી નવી સુવર્ણ ની લંકાઓ પેદા કરે છે.
લંકા એટલે પ્રવૃત્તિ નો ગઢ.એ ગઢ પર કોઈ વખત,દેવતા,કોઈ વખત દાનવ કે યક્ષો નું રાજ્ય થાય છે.

જો સત્કર્મ ની પ્રવૃત્તિ હોય તો,દેવોનું રાજ્ય સમજવું,
બીજાને હેરાન કરવાની પ્રવૃત્તિ હોય તો, દાનવનું રાજ્ય સમજવું,અને
પૈસા કમાવાની પ્રવૃત્તિ હોય તો યક્ષનું રાજ્ય સમજવું. જેવો સંગ તેવી લંકાની પ્રવૃત્તિ.
લંકિની (રાક્ષસી) એ લંકાની મૂળ પ્રવૃત્તિ છે,
પણ હનુમાનજી ના બે ઘડીના સત્સંગ થી તેનું મન શુદ્ધ થઇ ગયું હતું.

તે પછી તો યુદ્ધ ના વ્યૂહ નક્કી થયા, અને છેવટે,"રામજી નો જય હો" ના પોકાર સાથે,
વાનરો અને રીંછોએ,લંકાના ચારે દરવાજાઓ પર એક સાથે આક્રમણ કર્યું.
તેમની પાસે અસ્ત્ર-શસ્ત્ર નથી,પણ શિલાઓ અને વૃક્ષો ઉખાડી ને લડે છે.ને મુખેથી જ વિચિત્ર અવાજો કરીને
રણભેરી વગાડે છે.સામે રાવણે પોતાની સેના સામે મોકલી કહ્યું કે-જાઓ ઘેર બેઠાં વાનરોનું ભોજન આવ્યું
છે,તેમણે પકડી પકડી ને ખાઓ.રાવણ હજુ પણ,અહમમાં પોતાને જ કર્તા-હર્તા સમજે છે.

રાક્ષસો એ વાનરોની સામે હૂમલો કરી તેમણે પકડવાનો પ્રયત્ન કર્યો,પણ વાનરોએ પહેલા જ આક્રમણ માં
તેમણે મારી હઠાવ્યા.રાક્ષસો ભાગીને પાછા આવ્યા એટલે રાવણે હુકમ કર્યો કે-જે રણ-ક્ષેત્રમાંથી ભાગી
આવશે,તેનો વધ કરવામાં આવશે.એટલે રાક્ષસો ફરીથી લડવા ગયા.

પશ્ચિમ દરવાજા પર હનુમાનજી ને મેઘનાદ ની લડાઈ થાય છે,હનુમાનજી એ મેઘનાદ નો રથ ભાંગી ને તેની
છાતીમાં લાત મારી.એટલે મેઘનાદ પાછો હટ્યો.એટલામાં અંગદ હનુમાનજી ને જોડે આવી તેમણે સાથ
આપવા માંડ્યો.બંનેએ ભેગા મળી રાક્ષસો માં રાડ પડાવી નાખી.નાસતા રાક્ષસોને પકડીને વાનરો,
દરિયામાં ફેંકી દેતા હતા.દરિયાના મગર-માછલાં ને આજે ખોરાક મળી ગયો.

સૈન્ય ની આવી દશા જોઈને રાવણે નક્કી કર્યું કે-હું જાતે જ રણ-મેદાનમાં જઈશ.અને તે રણભૂમિ પર
આવ્યો.એને રણ-મેદાનમાં આવતો જોઈ વિભીષણે શ્રીરામને તેની ઓળખાણ આપી.
શ્રીરામ તો પ્રાણીમાત્રના મિત્ર છે,તેમને રાવણ શત્રુ લાગતો નથી.રાવણ ને જોઈને તે બોલ્યા કે-
અહો,રાક્ષસોનો રાજા મહા-દેદીપ્યમાન છે!!
રાવણને જોતાં જ સુગ્રીવે એક મોટી શિલા ઉપાડીને રાવણ સામે ફેંકી.
તો રાવણે એક બાણ મારીને તે શિલા ના ચૂરે ચુરા કરી નાખ્યા.અને બીજું એક અગ્નિ-બાણ છોડી
સુગ્રીવ ને વીંધી નાખ્યો.સુગ્રીવ ચીસ પાડી ધરતી પર મૂર્છિત થઇ પડ્યો,રાક્ષસોએ હર્ષ-નાદ કર્યો.

નલ અને નીલ દોડી આવી ને રાવણ ની સામે થયા,પણ રાવણના હાથ નો માર ખાઈને મૂર્છિત થઇ પડ્યા.
ત્યાં હનુમાનજી રાવણની સામે પહોંચી ગયા.હનુમાનજી ને જોઈને રાવણે કહ્યું કે-પહેલાં તું ઘા કર,તારું
પરાક્રમ જોયા પછી હું તારો નાશ કરીશ.
હનુમાનજી એ હસીને કહ્યું કે-હજી તારે મારું પરાક્રમ શું  જોવાનું બાકી છે? શું તે દિવસ તું ભૂલી ગયો?
આ સાંભળતાં જ રાવણ નો અહમ ઘવાયો,તેણે હનુમાનજી ની છાતીમાં લાત મારી,હનુમાનજી એક ક્ષણ તો
ધ્રુજી ઉઠયા,પણ સ્વસ્થતા ધારણ કરી,સામે કસકસાવીને એક લપડાક રાવણને લગાવી દીધી.
જાણે ધરતી ધ્રુજી હોય તેવો અવાજ થયો,રાવણ આખા શરીરે થરથરી ગયો.

થોડીવારે સ્વસ્થ થઇ તે બોલ્યો,શાબાશ છે તારા બળને વાનર,તું શત્રુ હોવા છતાં પ્રશંસાને પાત્ર છે.
ત્યારે હનુમાનજી કહે છે કે-ધિક્કાર છે મારા બળને કે મારો માર ખાધા પછી પણ તું જીવતો રહ્યો!!

બીજી બાજુ લક્ષ્મણજી પણ રામજીની આજ્ઞા લઈને રાવણની સામે યુદ્ધે ચડ્યા હતા,તે રાવણે જોયું એટલે,
હનુમાનજી ની છાતીમાં બીજો પ્રહાર કરી તે લક્ષ્મણ તરફ વળ્યો ને લક્ષ્મણ તરફ બાણ નો મારો ચલાવ્યો.
લક્ષ્મણે પોતાની તરફ આવતાં બધાં બાણો ને કાપી નાખ્યા ને રાવણનું ધનુષ્ય તોડી નાખ્યું.

રાવણ લોહીલુહાણ થઇ ગયો હતો,એટલે હવે તેણે બ્રહ્મદેવે આપેલી શક્તિ છોડી.

લક્ષ્મણજી એ બાણ મારી તે શક્તિના પણ ટુકડા કરી નાખ્યા પણ એનો એક અંશ તેમની છાતીમાં વાગ્યો અને તે મૂર્છિત થઇ પડ્યા.મૂર્છિત લક્ષ્મણને ઉપાડીને સમુદ્રમાં ફેંકી દેવાના ઈરાદાથી રાવણ ત્યાં આવ્યો, પણ પોતાના વીસ હાથે જોર કરવા છતાં લક્ષ્મણ ને ઉપાડી શક્યો નહિ.તે વખતે હનુમાનજી ત્યાં દોડી આવી અને રાવણ પર એવો મુષ્ટિ-પ્રહાર કર્યો કે-રાવણ તમ્મર ખાઈને જમીન પર પાડ્યો,તેના નાક,કાન,મોં-માંથી લોહી નીકળવા માંડ્યું,મહા-કષ્ટે તે પોતાના રથમાં ચડીને બેભાન થઈને પડ્યો.

હનુમાનજી એ તરત જ લક્ષ્મણજીને ફુલ ની જેમ ઉપાડ્યા,ને રામજીની પાસે લઇ ગયા.
રામજી ની પાસે જતાં જ લક્ષ્મણજી ના દેહમાં થી રાવણે મારેલી શક્તિ ની અસર નીકળી ગઈ.અને લક્ષ્મણજી ભાનમાં આવી ગયા.
રાવણની સામે હવે રામજી યુદ્ધે ચડ્યા.
શ્રીરામ પાસે તો કોઈ વાહન નહોતું,તેઓ પગે ચાલીને ઉઘાડા પગે રાવણની સામે જતા હતા,
તે જોઈ હનુમાનજીએ કહ્યું કે-રથમાં બેઠેલા રાવણની સામે તમે પગે ચાલીને જાઓ તે ઠીક નથી,
વિષ્ણુ ભગવાન ગરુડ પર બેસીને જાય તેમ આપ મારા ખભે બિરાજો.

હનુમાનજી નો ભાવ જોઈને શ્રીરામ તેમના ખભા પર વિરાજ્યા.ને રાવણના રથ તરફ પ્રયાણ કર્યું.
રાવણ પણ હવે ભાનમાં આવી ગયો હતો,હનુમાનજી ને જોતાં જ –પહેલાં તેમને જ પુરા કરવા,તેણે બાણ નો મારો ચલાવ્યો.અને હનુમાનજી ને ઘાયલ કરી નાખ્યા.
આ જોઈ રામજી ને ક્રોધ ચડ્યો,તેમને તીક્ષ્ણ બાણો છોડીને,રાવણ નો રથ ભાંગી નાખ્યો,એના આયુધો નો નાશ કર્યો,પછી,રાવણની છાતીમાં બાણો નો પ્રહાર કર્યો.રાવણનો મુગટ નીચે પડ્યો,તેના હાથમાંથી ધનુષ્ય પડી ગયું,ને એ નિસ્તેજ થઈને પડ્યો.

રાવણની આવી લાચાર હાલત જોઈ રામે તેના પરનું આક્રમણ થંભાવી દીધું અને કહ્યું કે-
આજે તું ખૂબ લડ્યો છે,તેથી થાક્યો હશે,માટે ઘેર જઈ આરામ કર,ફરીથી તાજો થઈને આવજે.
આ સાંભળી,રાવણ,રણભૂમિ પર થી ઉઠીને વીલે મોઢે લંકામાં ચાલ્યો ગયો.

રણ-ભૂમિમાં રાવણને જિંદગીમાં,હાર નો આ પહેલી-વાર જ અનુભવ થયો.
અત્યાર સુધી તેના મનમાં ગર્વ હતો કે –કોઈ તેને હરાવી શકે નહિ,પણ હવે તો તેના મનમાં ડર પેઠો કે-હરાવી તો શું?પણ મને મારી શકે તેવો નર પેદા થયો છે.
તે મનમાં ને મનમાં દુઃખી થયો કે-શું મે કરેલું ઘોર તપ અને તેનાથી મળેલું વરદાન નિષ્ફળ ગયું?
કે,જે નર અને વાનર ને હું તુચ્છ ગણતો હતો,પણ એ તુચ્છ લોકો આજે મને તુચ્છ ગણે છે.

“રાજનીતિ” કહે છે કે –શત્રુને મૂળમાંથી ઉખેડી નાખવો,અને જયારે એ ઢીલો પાડ્યો હોય ત્યારે તેણે પુરો કરી નાખવો.પણ “રામ-નીતિ” તો અહીં જુદું જ કહે છે.તે તો દુશ્મન પર દયા કરવાનું કહે છે.
ઘવાયેલા રાવણને આરામ કરવા ઘેર જવાનું –જેવું  રામે કહ્યું છે તેવું ઇતિહાસ માં બીજા કોઈ પુરુષે કહ્યું હોય તેવું બન્યું નથી.
શ્રીરામ શત્રુ સાથે પણ સરળ છે,રાવણ પણ મનમાં રામની સ્તુતિ કરે છે કે-આવો તો કોઈ જોયો નથી.
આવાને હાથે મરવામાં પણ માન છે,મરવાની શોભા છે.

રાવણની અડધી સેનાનો નાશ થઇ ગયો હતો,રાવણે રાજસભા બોલાવી અને પશ્ન કર્યો કે- હવે શું કરવું?
વૃદ્ધ માલ્યવાને રાવણ ને સલાહ આપી કે-તું સીતાજી ને લંકામાં લઇ આવ્યો ત્યારથી બધાની દશા બેઠી છે,
એટલે વેર છોડીને શ્રીરામના શરણે જા,એમાં જ તારું અને સૌનું કલ્યાણ છે,મને ખાતરી થઇ ગઈ છે કે-

રામ મનુષ્ય નથી પણ બ્રહ્મા અને શંકર જેને ભજે છે તે પરમાત્મા પોતે જ છે.ને સીતાજી જગદંબા છે.

રાવણ આ સાંભળી ગુસ્સે થયો,તેણે કહ્યું કે,દાદા,તમે ઘરડા થયા એટલે તમારી બુદ્ધિ પણ ઘરડી થઇ,
એટલે તમને ભય દેખાય છે,પણ શાણા માણસે રાજાને મજબૂત થવાની સલાહ આપવી જોઈએ,
બીકણ થવાની નહિ.
ત્યાર પછી મેઘનાદે સભામાં કહ્યું કે –કાલે હું યુદ્ધ કરીશ,કાલે જો જો મારું પરાક્રમ !!

બીજે દિવસે ફરીથી યુદ્ધના હોકારા-પડકાર ચાલુ થયા.વાનરોએ શિલાઓ થી મારો ચલાવ્યો
ત્યારે મેઘનાદ આગળ આવ્યો અને પડકાર કર્યો કે-ક્યાં છે રામ-લક્ષ્મણ,નલ-નીલ,વિભીષણ?
અને તેણે બાણ નો મારો ચલાવ્યો,કેટલાયે વાનરો ધરાશયી થઇ ગયા,ત્યારે હનુમાનજી એ ગુસ્સામાં આવીને
એક મોટો પહાડ મેઘનાદ ના રથ પર નાખ્યો,કે જેથી તેના રથના ચૂરે ચુરા થઇ ગયા.

મેઘનાદે હવે પોતાની રાક્ષસી-માયા બતાવવા માંડી,તેણે આકાશ માં ચડી ને અંગારા વરસાવવા માંડ્યા.
ત્યારે શ્રીરામે એક બાણ છોડી ને રાક્ષસી માયાનો નાશ કરી નાખ્યો,એટલે વાનરો ફરી જોરમાં આવી ગયા.

હવે લક્ષ્મણજી મેઘનાદ ની સામે યુદ્ધ કરવા આવી ગયા.લક્ષ્મણજી એ બાણો નો મારો કરીને મેઘનાદ ને
અધમૂઓ કરી નાખ્યો.મેઘનાદ ને બીક લાગી કે- હવે હું મરવાનો...એટલે,એણે સર્પ ના જેવી ઝેરી-શક્તિ નો
લક્ષ્મણજી ની છાતીમાં પ્રહાર કર્યો,અને લક્ષ્મણજી મૂર્છા ખાઈને પડયા.
મેઘનાદે વિચાર કર્યો કે -આને ઉપાડી જઈને કેદ કરું.તે લક્ષ્મણજી ને ઉપાડવા આવ્યો,પણ તેનાથી તે
ઉપડાયા નહિ,બીજા અનેક રાક્ષસો ભેગા થઈને ઉપાડવા નો પ્રયત્ન કર્યો પણ તેમાં તે સર્વે નિષ્ફળ રહ્યા.
એટલામાં તો રણ-હુંકાર કરતા હનુમાનજી ત્યાં આવી પહોંચ્યા,તેમને જોઈ ને રાક્ષસો ત્યાંથી ભાગ્યા.

લક્ષ્મણજી શેષજી નો અવતાર છે.બ્રહ્માંડ ને ધારણ કરનાર શેષને મેઘનાદ કેમ કરી ઊંચકી શકે?
હનુમાનજી પાસે બ્રહ્મચર્ય ની પ્રચંડ “શક્તિ” છે,અને રામ-લક્ષ્મણ પ્રત્યે “ભક્તિ” પણ છે,
હનુમાનજી એ ફુલ ની જેમ લક્ષ્મણજી ને ઉઠાવ્યા અને રામજી પાસે લઇ ગયા.

લક્ષ્મણ ને મુર્છાવશ જોઈ ને શ્રીરામના દુઃખ નો પાર ના રહ્યો.અને તે વિલાપ કરવા લાગ્યા.
“ભાઈ,લક્ષ્મણ,તું કેમ બોલતો નથી? તું શાથી મારા પર રીસાયો છે?મારા માટે તેં માતા-પત્ની-વગેરેનો
ત્યાગ કરી,વન ની વિટંબણાઓ સહી.જો હું જાણતો હોત કે તને હું વનમાં ખોઈ બેસીશ –તો પિતાનાં
વચન માનીને હું વનમાં આવત નહિ,તારા વગર હું જીવી શકીશ નહિ,અત્યાર સુધી તું મારી પાછળ આવ્યો,
હવે હું તારી પાછળ આવીશ.સ્ત્રી લેવા જતાં હું ભાઈ ખોઈ બેઠો,હવે હું શું મોઢું લઈને અયોધ્યા જાઉં?
સ્ત્રી ખોયા નો અપજશ સહન થાત પણ ભાઈ ખોવાનો શોક મારાથી સહન થશે નહીં.
તું માતા સુમિત્રા નો એક નો એક પુત્ર ને તેમનો પ્રાણાધાર છે,માતાજીને હું શું જવાબ દઈશ?
તેમણે,તને મોંઘી થાપણ ની પેઠે મને સોંપ્યો હતો,તેની રક્ષા હું કરી શક્યો નહિ,હવે તેમને હું શું કહીશ?
અરેરે,મારાં વ્યાકુળ વચનો સાંભળીને તું ઉઠતો કેમ નથી?મારા સામું કેમ જોતો નથી?

શ્રીરામની કમળ-પાંખડી જેવી આંખોમાંથી આંસુનો પ્રવાહ વહે છે.ને તે જોઈને આખી સેના પણ આંસુ વહાવે
છે અને સ્તબ્ધ જેવી થઇ ગઈ છે.બધા અસ્વસ્થ થયા છે પણ જાંબવાન અને હનુમાનજી સાવધ છે.
જાંબવાન કહે છે કે-લંકામાં સુષેણ કરીને વૈદ્ય છે તેને બોલાવવો જોઈએ.
હનુમાનજી એ કહ્યું કે- હું એને લઇ આવું.એમ કહી હનુમાન જી સૂક્ષ્મ રૂપ કરીને લંકામાં ઘુસી ગયા ને
સુષેણ ને ખોળી કાઢી ને એને રામ પાસે લઇ આવ્યા.

સુષેણ કહે છે કે-દ્રોણાચલ પર્વત પર સંજીવની વનસ્પતિ છે,તેનો રસ જો પાવામાં આવે તો જ લક્ષ્મણની

મૂર્છા વળે. પણ ક્યાં લંકા ને ક્યાં દ્રોણાચલ પર્વત? એટલે દૂરથી રાતોરાત કોણ સંજીવની લાવી શકે?
શ્રીરામે હનુમાનજી સામે જોયું,ને હનુમાનજી તરત જ ઉપડ્યા.

બીજી બાજુ ગુપ્તચર દ્વારા રાવણને આ વાતની ખબર પડી એટલે તેણે કાલનેમિ નામના રાક્ષસ ને બોલાવ્યો
અને તેને કહ્યું કે-કંઈ કપટ કરીને તું હનુમાનજી ને રસ્તામાં જ રોકી પાડ.
કાલનેમિ કહે છે કે-જેણે તારા દેખતા જ લંકાને આગ લગાડી તેને રોકવાનું સામર્થ્ય મારામાં નથી.
શ્રીરામ પરમાત્મા છે ને કાળ ના યે કાળ છે,માટે શ્રીરામને શરણે જા,ને તારા જીવનનું કલ્યાણ કર,
એટલું તું નક્કી જાણ કે શ્રીરામને તું કોઈ કાળે જીતી શકવાનો નથી.

આ સાંભળી રાવણ ગુસ્સે થયો,અને તેણે તલવાર કાઢી, કાલનેમિ સમજી ગયો કે –જો હું નહિ માનું તો આ
મને મારી નાખશે,અને આ પાપીના હાથે મારવા કરતાં રામ-દૂત હનુમાનજી ના હાથે મરવું સારું.
એટલે તેણે રાવણ ની વાત કબૂલ કરી અને હનુમાનજી ના જવાના રસ્તા પર પોતાની માયાથી સુંદર
બાગ-બગીચા-તળાવ-વાળો આશ્રમ રચ્યો.અને પોતે એક ઋષિ નો વેશ લઇ ત્યાં બેઠો.

આકાશમાર્ગે જતા હનુમાનજી,સુંદર આશ્રમ જોઈ પાણી પીવા થોભ્યા,અને કાલનેમિ પાસે પાણી માગ્યું,
ત્યારે કાલનેમિ એ કમંડળ માંથી પાણી આપ્યું ને અલક મલક ની વાતો કરી હનુમાનજી ને વધુ વાર
થોભાવવા નો પ્રયત્ન કરવા લાગ્યો.હનુમાનજી એ વધુ પાણી માંગ્યું તો તે કહે છે કે-વધારે પાણી જોઈએ,
તો પેલું સરોવર રહ્યું,પાણી પીતા આવો ને સ્નાન કરતા આવો પછી,હું તમને મંત્ર-દાન કરીશ.

હનુમાનજી સરોવરમાં પાણી પીવા ગયા,ત્યાં જેવો પાણીમાં પગ મૂક્યો કે એક મગરીએ તેમનો પગ પકડ્યો,
હનુમાનજી એ તેને બહાર ખેંચી ને મારી નાખી.ત્યારે મગરી દિવ્ય-અપ્સરા રૂપે પ્રગટ થઈને બોલી-
દુર્વાસા ના શાપે હું મગરી બની હતી પણ આજે તમારા હાથે મારો ઉદ્ધાર થયો.
પછી પ્રણામ કરી તે બોલી કે-
તમે જેણે ઋષિ સમજો છો તે ઋષિ નથી પણ કાલનેમિ નામે રાક્ષસ છે ને તમને દ્રોણાચલ પર જતાં રોકવાનો
પ્રયાસ કરવા રાવણના કહેવાથી આવ્યો છે.માટે તેમાં ફસાતા નહિ.

હનુમાનજી તરત જ પાછા આવ્યા એટલે કાલનેમિ કહે છે કે-ચાલો તમને મંત્ર-દીક્ષા આપું.
હનુમાનજી કહે છે કે-પહેલાં ગુરુદક્ષિણા લો પછી મંત્ર આપજો.
આમ કહી તેમણે કાલનેમિ ને પૂંછડામાં લપેટી ને ઉંચો કરીને પછાડ્યો,અને
કાલનેમિ એ “રામ-રામ” કહીને પોતાના પ્રાણ છોડી દીધા.

હનુમાનજી તરતજ બમણા વેગથી આગળ ચાલ્યા,ને દ્રોણાચલ પર્વત પર પહોંચી ગયા,ને સંજીવની ને
શોધવા લાગ્યા,પણ સંજીવની ઔષધિ તેમનાથી ઓળખી શકાઈ નહિ,એટલે,તેમણે વિચાર્યું કે-
આટલે સુધી આવીને ભળતી જ ઔષધિ લઇ જવી પાલવે નહિ,એટલે એમણે આખો દ્રોણાચલ પહાડ જ
ઉઠાવ્યો.અને લંકાના રસ્તે પડ્યા.

આ તરફ રામજીના વિલાપનો અંત નથી,લક્ષ્મણજી નું માથું પોતાના ખોળામાં લઈને બેઠા છે અને
હનુમાનજી ના આવવાના રસ્તા તરફ તાકી રહ્યા છે.અને કહે છે કે-
“અડધી રાત થઇ તો યે હજુ હનુમાન આવ્યા નહિ,અરે રે,દૈવ,તેં શું ધાર્યું છે? ઓ ભાઈ લક્ષ્મણ,
તેં મારા માટે બધું છોડ્યું ને હું તારા માટે મારા મામુલી પ્રાણ છોડી શકતો નથી?”
રામજી નો વિલાપ સાંભળી આખું સૈન્ય સ્તબ્ધ થઈને તેમની સાથે જ વિલાપ કરે છે,
ત્યાં જ કરુણ-રસથી ભરપૂર આવા વાતાવરણ જાણે અંત આવી ગયો,ને સર્વે એ હનુમાનજી ને
આખો,દ્રોણાચલ પર્વત લઈને આવતા દૂરથી જોયા.

હનુમાનજી એ આવી ને સુષેણ વૈદ્યને કહ્યું કે-ઔષધિ તો જડી નહિ એટલે આખો પહાડ ઉઠાવી લઇ આવ્યો છું, હવે તમે તેમાંથી ઔષધિ ખોળી કાઢો.
સુષેણે તરત જ ઔષધિ ખોળી કાઢી ને તેનો રસ કાઢી ને લક્ષ્મણજી ના ગળામાં ઉતાર્યો.

કહે છે કે-આ વખતે હનુમાનજી ને અભિમાન થયું કે-આટલો મોટો પહાડ આટલે દૂરથી,આટલા સમયમાં મારા સિવાય કોણ લઇ આવી શકત?હું છું તો લક્ષ્મણજી બચી જશે.
સુષેણ વૈદ્ય ને પણ થયું કે-મારી દવાથી લક્ષ્મણજી બેઠા થશે,મેં તેમને જીવાડ્યા છે.
દવા ગળામાં ઉતારી પણ હજુ લક્ષ્મણજીમાં ચેતન આવતું નથી,બધા વિચારે છે કે-આમ કેમ?
ત્યારે વૃદ્ધ જાંબવાને કહ્યું કે-વૈદરાજ,તમે દવા તો બરાબર આપી પણ એમાં અનુપાન ની ખામી છે.
વૈદ્યે કહ્યું-એટલે શું? જાંબવાને કહ્યું કે-દવાની સાથે શ્રીરામની ચરણરજ આપો તો દવાની અસર થશે.

પછી તો રામની ચરણરજ લઇ ઔષધિ માં આપી કે તરત જ લક્ષ્મણજી હોંકારો કરતા બેઠા થઇ ગયા.
પરમાનંદ થયો છે.હનુમાનજી અને સુષેણ નું પણ અભિમાન ઓગળી ગયું.
હનુમાનજી સમજી ગયા કે- આ તો બધી પ્રભુની લીલા છે.
મૂર્છા પણ લીલા,વિલાપ પણ લીલા, અને ઔષધિ પણ લીલા.આમ કરીને પ્રભુ ભક્તો ને યશ આપે છે.
નહિ તો દ્રોણાચલ સુધી પહોંચવાની મારી તાકાત ક્યાં હતી?
આખો દ્રોણાચલ ઉપાડી લાવવાનું મારું ગજું શું? આ બધું ઈશ્વરની ઇચ્છાથી જ થાય છે.
સુષેણ પણ સમજી ગયો કે-કર્તા-હર્તા ભગવાન છે,હું તો નિમિત્ત છું.હું વળી જીવાડનાર કોણ?
પછી હનુમાનજી સુષેણને લંકામાં પાછા મૂકી આવ્યા.

રાવણને ખબર પડી કે-કાલનેમિને મારી હનુમાન ઔષધિ લઇ આવ્યા કે જેનાથી લક્ષ્મણ મૂર્છામાંથી ઉઠયા છે એટલે તેને પોતાને મૂર્છા આવી ગયા જેવું જ થયું.રાક્ષસોની મોટાભાગની સેના ખતમ થઇ ગઈ હતી,હવે શું કરવું?વિચાર કરતાં તેને પોતાનો ભાઈ કુંભકર્ણ યાદ આવ્યો.
કુંભકર્ણને બે વાનાં પ્રિય હતાં-ખાવું અને ઊંઘવું.ખાઈને ઊંઘવા માંડે ને ઊંઘમાંથી ઉઠે ત્યારે ખાવા લાગે.
રાવણે વિચાર કર્યો કે કુંભકર્ણ ને ઉઠાડું.પણ તેને ઉઠાડવાનું એટલું સહેલું નહોતું.

એની ચારે બાજુ ખાવાનું તૈયાર રાખવામાં આવ્યું,ને પછી જોરથી તેના કાન આગળ ઢોલ-નગારાં વગાડવામાં આવ્યા,ત્યારે એ જાગ્યો,અને જાગતાં જ એ ઘડેઘડા મદિરા પી ગયો,અને બે હાથે ખાવાનું ખાવા લાગ્યો.પછી તેણે રાવણ ને પૂછ્યું કે-મને અડધી (કાચી) ઊંઘમાંથી કેમ ઉઠાડ્યો? તારું મોં ઉદાસ કેમ છે?

ત્યારે રાવણે સીતા-હરણ,લંકા દહન અને રામની ચડાઈ ની વાત કરી અને વાનરોના હાથે રાક્ષસોનો સંહાર-કે જેમાં મોટા મોટા યોદ્ધાઓ પણ ખપી ગયા છે –તેની વિસ્તારથી વાત કરી.

કુંભકર્ણ વિચારમાં પડી ગયો,તેણે મનમાં ને મનમાં કંઈક તાળો મેળવ્યો,અને પછી તે બોલ્યો-
હે,રાવણ તું મૂર્ખ છે,જે વાનરો ની કોઈ હેસિયત નથી તેવા વાનરો,જેના પ્રતાપથી આટલું પરાક્રમ કરી શકે છે,તે રામ ને તું શું સામાન્ય મનુષ્ય સમજે છે?સીતા તો જગદંબા છે,તેને હરી લાવી ને તું શું કલ્યાણ ની આશા રાખે છે? શિવ અને બ્રહ્મા,જેના સેવક છે,એવા રામનો વિરોધ કરી તેં મહાન ભૂલ કરી છે.
હું તને આમાં કંઈક પણ મદદ કરવા તૈયાર નથી.હું તો તને એટલું જ કહીશ કે-અભિમાન છોડીને તું રામને શરણે જા,તેમાં જ તારું કલ્યાણ છે.”અજહું તાત ત્યાગી અભિમાના.ભજહું રામ હોઈ હિ કલ્યાના”

આમ કહી તે ઊંડા વિચારમાં ડૂબી ગયો,થોડીવાર પછી તે બોલ્યો કે-
રામના રૂપ-ગુણ નું સ્મરણ કરતાં મને અપૂર્વ આનંદ થાય છે,હું તો હવે તેના શરણે જઈશ.
રાવણ એકદમ ગભરાઈ ગયો,ને એકદમ કુંભકર્ણ ને વળગી પડી પોતાની ભૂલ નો એકરાર કરતાં કહે છે કે-

“મારી ભૂલ નો હું સ્વીકાર કરું છું,પણ અત્યારે એનાં ચૂંથણા કરવાનો વખત નથી,જે બની ગયું તે –ન બન્યું-
એવું બનવાનું નથી,પણ હવે મુંડાયા પછી શું કરવું તે કહો,શું તમે તમારા ભાઈને મોંમાં ખાસડું મૂકી
દુશ્મન ને પગે પડવાની સલાહ આપશો?આટલા રાક્ષસો મર્યા પછી,શું તમે મને મારો જીવ વહાલો કરવાનું
કહેશો? “ રાવણ કોઈ પણ પ્રકારે કુંભકર્ણ ની મદદ ચાહતો હતો.

રાવણે ભૂલ નો સ્વીકાર કર્યો અને તેની આવી વાતો સાંભળી કુંભકર્ણ નું મન તેની તરફ વળ્યું,તે બોલ્યો-
થનાર વસ્તુ થઇ ગઈ,તેં ભૂલ કરી છે,અને લડાઈ થઇ જ છે તો લડીને રામના હાથે મરવું સારું.

અને કુંભકર્ણ યુદ્ધે ચડયો.વિભીષણે રણક્ષેત્ર માં જેવો તે આવ્યો એટલે સામે આવી તેને પ્રણામ કર્યા,
ને કહ્યું કે-રાવણે મારી સલાહ અવગણી ને મને લાત મારીને કાઢી મૂક્યો હતો,
એટલે હું રામના શરણે આવ્યો છું.
કુંભકર્ણે તેને ભેટીને કહ્યું કે-રાવણ કાળને વશ થયો છે,હે,વિભીષણ તેં કંઈ ખોટું કર્યું નથી,ઉલટાનું તને ધન્ય
છે,કે તેં રાક્ષસ કુળ ને ઉજાળ્યું છે.

પછી વિભીષણ,કુંભકર્ણ થી છુટો પડી ને શ્રીરામની પાસે ગયો અને તેમણે કુંભકર્ણ ની ઓળખાણ આપી.
ઘડીક માં તો કુંભકર્ણે યુદ્ધ-ભૂમિમાં કેર વર્તાવી દીધો,હનુમાનજી પર તેણે એવો મારો ચલાવ્યો કે તે ચક્કર
ખાઈ પૃથ્વી પર પડી ગયા,નલ-નીલ ને પણ તેણે પછાડયા ને સુગ્રીવ ને મૂર્છિત કરીને બગલ માં ઘાલીને
તે ચાલ્યો.સુગ્રીવને થોડી મૂર્છા વળી ત્યારે તે સમજી ગયો કે-કુંભકર્ણ ના પંજામાંથી છૂટવું અઘરું છે,
એટલે તે એકદમ મડદા જેવો બની ગયો.

કુંભકર્ણ સમજ્યો કે-આ તો મરી ગયો છે,એટલે તેણે મડદું ફેંકી દેવા બગલમાંથી તેની પકડ જરા ઢીલી કરી,
એટલે સુગ્રીવ એકદમ કુદ્યો ને કુંભકર્ણ ના નાક પર બચકું ભરી,ને તેના કાન કાપી ને નાઠો.
પણ કુંભકર્ણે, તે નાસતા સુગ્રીવને પક્ડીને, ભોંય પર પછાડયો.પણ સુગ્રીવ બચી ગયો.
તેણે મોટેથી બુમ પાડી-“સિયાવર રામચંદ્રકી જય” અને વાનરો એ પણ જય બોલાવી ને કુંભકર્ણ પર
તૂટી પડયા.કુંભકર્ણ પણ મરણિયો બન્યો હતો,વાનરોને પકડી પકડી તે મચ્છરની જેમ મસળી કાઢતો હતો.

વાનરોમાં ભય ફેલાઈ ગયો છે જાણી,શ્રીરામે ધનુષ્ય નો ટંકાર કર્યો.
હવે રામ અને કુંભકર્ણ નું ભયંકર યુદ્ધ થયું,કુંભકર્ણે પોતાનું અપૂર્વ પરાક્રમ બતાવ્યું,પણ છેવટે,
રામના બાણથી તેનું માથું ધડથી જુદું થઇ ગયું.ને રાવણ ની આગળ જઈ પડયું,.
કુંભકર્ણ ના શરીરમાંથી દિવ્ય તેજ નીકળ્યું ને શ્રીરામના શરીરમાં સમાઈ ગયું,
બીજી રીતે પણ,રામને શરણે જવાની કુંભકર્ણ ની ઈચ્છા આ રીતે પુરી થઇ.

તુલસીદાસજી કહે છે કે-અહંકાર –એ કુંભકર્ણ છે.તે ઊંઘતો પડ્યો હતો,અડધી સેના ખલાસ થઇ ગઈ,
ત્યારે રાવણ તેને જગાડે છે.એનો અર્થ એ કે-અડધું જોર ખલાસ થઇ જાય ત્યારે,અહંકારી જાગે છે.
કુંભકર્ણ એટલે ઘડા જેવા કાન-વાળો.અહંકારી મનુષ્યના કાન ઘડા જેવા,એટલે કે,ઘડા જેવા મોટા કાન સદા
ખડા,રાખીને પોતાની પ્રશંસા સાંભળવા માટે ફરે છે.

ઘડામાં જેમ દૂધ પણ ભરાય ને દારુ પણ ભરાય.તેમ કાન સારું પણ સાંભળે ને ખરાબ પણ સાંભળે.
અને જેવું સંભળાય તેવું બોલાય,એટલે કુંભકર્ણ ઘડી સારું બોલે ને ઘડી ખરાબ પણ બોલે.
એકવાર રામનાં વખાણ કરે અને થોડીવાર પછી એમની સામે લડવા પણ તૈયાર થઇ જાય.
એટલે તો કુંભકર્ણ ત્યારે રાવણ ને ઠપકો દે છે ત્યારે તે સાંભળી રહે છે,ગુસ્સે થતો નથી,તેને ખબર છે કે-
કુંભકર્ણ ને બદલાતાં વાર નહિ લાગે.જયારે વિભીષણે તો કુંભકર્ણ કરતાં ઓછાં કઠોર વચનો કહ્યાં હતાં,
છતાં તેણે લાત મારી કાઢી મૂકે હતો.અહીં,રાવણ, યુક્તિથી,કુંભકર્ણ ના સ્વાભિમાન ને પંપાળે છે,પોતાની ભૂલ

કબૂલ કરે છે,પરિણામે કુંભકર્ણ લડવા તૈયાર થાય છે.

અહંકારી મનુષ્ય કુંભકર્ણ જેવો હોય છે.એ વખાણ કરશે રામનાં અને ઉભો રહેશે રાવણ ના પડખે.
તે ભક્તિ નો લાંબો ઉપદેશ કરશે,પણ ઉપદેશનો અમલ કરવાનો આવે ત્યારે રાવણની બાજુએ સરી જશે.
કુંભકર્ણ રાવણની વતી લડવા નીકળે છે ત્યારે કહે છે કે-મારે કોઈની જરૂર નથી હું એકલો લડીશ.
અહંકારીની પાસે અહમ છે પછી,તેને બીજા કોઈની મદદની જરૂર નથી.બીજા દુર્ગુણો એકબીજાની મદદ
લઈને સદગુણોની સામે લડે છે જયારે અહંકાર એ એકલે હાથે સર્વ સદગુણો સામે લડે છે.

કુંભકર્ણ સામે વાનરો (સદગુણો) લડવા જાય છે ત્યારે તેમનું કશું ચાલતું નથી,બધા રોળાઈ જાય છે.
અહંકાર આગળ એકલા સદગુણો નું જોર ચાલ્યું નહિ,એ અહંકાર પ્રભુની કૃપા વગર હટે નહિ.
વાનરો જયારે પ્રભુ ને શરણે ગયા ત્યારે અહંકાર (કુંભકર્ણ) થી મુક્તિ મળી,

સુગ્રીવ એ બુદ્ધિ છે,બુદ્ધિનું પણ અહંકાર આગળ કંઈ ચાલ્યું નહિ,અહંકાર (કુંભકર્ણ) તેને બગલમાં દબાવે છે
એટલે તે બુદ્ધિ (સુગ્રીવ) મરેલા જેવી થઇ જાય છે.સુગ્રીવ ને મરેલો સમજી કુંભકર્ણ તેની પકડ ઢીલી કરે છે,
ત્યારે કુંભકર્ણ નાં નાક-કાન કાપી,સુગ્રીવ “સિયાવર રામચંદ્ર કી જય” કહી રામનું શરણું લે છે,ત્યારે
ભગવાન શ્રીરામ આગળ આવે છે,ને વાનરો તેમની પાછળ રહે છે,કારણ પોતાના જોરે તે અહંકાર(કુંભકર્ણ)
ને મારી શક્યા નહોતા.ભગવાનને આગળ કર્યા તો કુંભકર્ણ (અહંકાર) નો નાશ થયો.

કુંભકર્ણ મરાયો એટલે રાવણના શોકનો પાર રહ્યો નહિ,તેને હવે પસ્તાવો થાય છે કે-
વિભીષણ કે કુંભકર્ણ નું કહેવું,મેં કાને ધર્યું નહિ,પણ તેમની વાત હવે સાચી પડતી લાગે છે.
શોકના આવેશમાં તે આવું બોલી જતો ને તરત જ પાછો તેનો અહંકાર “યુદ્ધ-યુદ્ધ” પોકારતો.

ત્યારે ફરી મેઘનાદ (ઇન્દ્રજીત) આગળ આવ્યો.અને તેણે કહ્યું કે-કાલે મારું પરાક્રમ જોજો,મારું ખરું બળ તો
કોઈને હજુ ખબર નથી,મને ઇષ્ટ-દેવતાએ યુદ્ધમાં લડવા માયામય રથ આપેલો છે.

આ મેઘનાદ એ જ ઇન્દ્રજીત.એના બાપ રાવણ જેવો જ તે પરાક્રમી હતો,તેણે દેવાધિદેવ ઇન્દ્રને હરાવી કેદ
કર્યો હતો,તેથી તે ઇન્દ્રજીત તરીકે ઓળખાતો,રાવણ ને તેનો ગર્વ હતો અને તેને એવો વિશ્વાસ હતો કે-
મારા,ઇન્દ્રજીત ને કોઈ મારી શકે નહિ,ઇન્દ્રજીત ને વરદાન મળેલું હતું કે-બાર વર્ષ સુધી જેણે આહાર-નિંદ્રા
ત્યજ્યાં હોય તે જ તેને મારી શકે.પણ બાર વર્ષ સુધી આહાર-નિંદ્રા વગર તો કોણ જીવી શકે? એવો મનુષ્ય
ક્યાં હોય? એટલે રાવણ ને ઈન્દ્રજીતના “અવધ્ય-પણા “ ની ખાતરી હતી.

માયામય રથમાં બેસી ને ઇન્દ્રજીત રણે ચડ્યો.આ માયામય રથ એવો હતો કે-તેને કોઈ દેખી શકે નહિ,
પણ તે સર્વ ને દેખી શકે.આકાશમાં અદૃશ્ય રહી ને શ્રીરામની સેના પર મારો ચલાવ્યો.
વાનરો ભયભીત થઇ ગયા,સુગ્રીવ,અંગદ,હનુમાન,નલ,નીલ-વગેરે સર્વ યોદ્ધાઓ પણ ઘાયલ થયા.
ત્યારે ઇન્દ્રજીત પ્રગટ થયો કે,પણ તેને જોતાં જ જાંબવાન તેની સામે ધસ્યો.

ઇન્દ્રજીતે તેની સામે ત્રિશુલ ફેંક્યું,તે ત્રિશુલ ને આવતું જ પકડીને,તે જ ત્રિશુલ તેને ઇન્દ્રજીતની જ છાતીમાં
માર્યું.ઇન્દ્રજીત મૂર્છિત થઇ ને પડ્યો, પણ તે મર્યો નહિ.
ઇન્દ્રજીત ને એવું વરદાન હતું કે-આખરી યુદ્ધ લડતાં પહેલાં,જો એ નિકુમ્ભીલા દેવી નો યજ્ઞ કરે તો તેને
પછી કોઈ જીતી શકે નહિ,એટલે એ પોતાના માયામય રથમાં બેસી અદૃશ્ય થઈને યજ્ઞ કરવા ચાલ્યો ગયો.

વિભીષણ ને આ વાતની ખબર પડી ગઈ,તે સમજી ગયો કે,જો ઇન્દ્રજીતની આ હવન ક્રિયા પુરી થઇ
તો,પછી,દેવો કે અસુરો-પણ તેને પકડી ના શકે તે રીતે અદશ્ય રહી શકશે,ને પછી તેને કોઈ પણ રીતે જીતી

નહિ શકાય.એટલે તે શ્રીરામ ની પાસે દોડ્યો.

તેણે શ્રીરામને કહ્યું કે-ઇન્દ્રજીત ને યજ્ઞ કરતાં રોકવો જોઈએ,તે માટે લક્ષ્મણજી ને મોકલો.
તેમના સિવાય ઇન્દ્રજીત ને કોઈ મારી શકવાનું નથી.કારણ કે ઇન્દ્રજીત ને વરદાન છે કે-જેણે બાર વર્ષ સુધી,રાત-દિવસ.નિંદ્રા અને આહાર નો ત્યાગ કર્યો હોય તે જ તેને મારી શકે.અને મને ખબર છે કે-
માત્ર લક્ષ્મણજી જ એવા છે- કે જેમણે વનવાસમાં આવ્યા પછી આહાર-નિંદ્રા નો ત્યાગ કરી ને
રાત-દિવસ,આપની સેવા કરી છે.એટલે તરત જ લક્ષ્મણજી ને મોકલવા આવશ્યક છે.

શ્રીરામે લક્ષ્મણજી ને બોલાવી ને કહ્યું કે-જાઓ,ઇન્દ્રજીત નો યજ્ઞ ભંગ કરો,અને તેને હણો.
લક્ષ્મણજી એ પ્રતિજ્ઞા કરી કે- "આજે હું ઇન્દ્રજીત ને માર્યા વગર પાછો નહિ ફરું."
ગઈ વખતે ઇન્દ્રજીતે એમને મૂર્છા વશ કર્યા હતા તેનો તેમને રંજ હતો,એમાં આજે રામજી ની આજ્ઞા મળી.

વિભીષણ ને યજ્ઞ ના ગુપ્ત સ્થળ ની માહિતી હતી,એટલે તે રસ્તો બતાવતા હતા ને તેમની સાથે
લક્ષ્મણજી અને પૂરી વાનરસેના પણ સાથમાં ચાલી.
અસંખ્ય રાક્ષસો તે સ્થળ નું રક્ષણ કરતા ઉભા હતા,તે સર્વ નો વાનરોએ નાશ કર્યો.
જે યજ્ઞ-કુંડ આગળ ઇન્દ્રજીત બેઠો હતો,ને આહુતિ અર્પણ કરતો હતો,તે યજ્ઞ-કુંડ વાનરોએ તોડી નાખ્યો.
યજ્ઞ નો ભંગ થયો,એટલે ઇન્દ્રજીત ક્રોધે ભરાઈ ને પોતાનાં અસ્ત્ર-શસ્ત્ર લઈને ઉભો થયો.
લક્ષ્મણજી સાથે તેનું ભીષણ યુદ્ધ થયું,બંને યોદ્ધાઓ સામસામે અતિશય ઝડપથી,બાણોનો એવો વરસાદ
વરસાવતા હતા કે-લોકો સમજી પણ શકતા નહોતા કે તે ક્યારે ભાથામાં થી બાણ કાઢે છે ને ક્યારે ચડાવે છે.

બંને ચારણી જેમ વિંધાયેલા અને લોહી લુહાણ થઇ ગયા હતા,છેવટે લક્ષ્મણજીએ કાન સુધી પણછ ખેંચીને-
બાણ ને રામની આણ દેતાં કહ્યું કે-હું શ્રીરામ નું નામ લઈને કહું છું કે-શ્રીરામ ધર્મનિષ્ઠ અને સત્યનિષ્ઠ હોય,
તો હે બાણ,તું ઇન્દ્રજીત નું માથું ઉડાવી દે.

અતિ ઝડપથી તે શક્તિશાળી બાણ છૂટ્યું ને ઇન્દ્રજીત નું માથું કપાઈને જમીન પર પડ્યું.
જે થોડા ઘણા રાક્ષસો બચ્યા હતા તે રાવણ ને ખબર આપવા ભાગી ગયા,વાનરોએ પૂંછડાં પછાડીને
રામ-લક્ષ્મણનો જયજયકાર કર્યો.

ઇન્દ્રજીત ની કથાનું રહસ્ય એવું છે કે-
ઇન્દ્રજીત (જેણે પોતાની ઇન્દ્રિયો જીતી છે તે) લક્ષ્મણે,ઇન્દ્રજીત (ઇન્દ્ર ને જીતનાર) ને માર્યો!!!

ઇન્દ્રજીત રાવણ નો પુત્ર છે,રાવણ કામ-સ્વરૂપ છે તો ઇન્દ્રજીત મોહ નું સ્વરૂપ છે.
લક્ષ્મણજી જેવો જેનામાં સંયમ હોય,અને તેમના જેવી રામજીમાં નિષ્ઠા-ભક્તિ હોય –તે મોહને મારી શકે.
લક્ષ્મણજી ની જેમ વનવાસ ના બાર વર્ષ સુધી અન્ન-નિંદ્રા નો ત્યાગ કરી,પરમાત્મા (રામજી) ની સેવા કરી
હોય,પ્રભુનું સ્મરણ-ભક્તિ કર્યું હોય તે મોહ ને તરી જઈ શકે,મોહ ને મારી શકે છે.

રામની આણ (ભક્તિ) સિવાય મોહ મરી શકે નહિ,એટલે જ છેવટે લક્ષ્મણજી એ બાણ ને રામની આણ આપી.
લક્ષ્મણજી ની શ્રીરામ પર ની શ્રદ્ધા અપાર છે,તે શ્રીરામ જ કર્તા-હર્તા છે એમ જ સમજે છે.
પરમાત્મા પર નો આવો અચળ વિશ્વાસ હોય તો મોહ મરેલો જ છે.
અને મોહ મર્યા વગર કામ મારતો નથી.તેથી રાવણ (કામ) ને મારતાં પહેલાં,
મોહ (ઇન્દ્રજીત) ને મારવો પડે છે.

ઇન્દ્રજીત ના મરણ સંબંધી એક બીજી પ્રચલિત કથા એવી છે કે-

લક્ષ્મણજી એ જયારે ઇન્દ્રજીતનો વધ કર્યો ત્યારે તેનું માથું રામજી ની પાસે જઈ પડ્યું ને તેનો એક હાથ એના મહેલમાં જઈને પડ્યો.ઇન્દ્રજીત ની પત્ની સુલોચના સાધ્વી-સ્ત્રી હતી,તે શેષ-નાગ ની કન્યા હતી.
અને પૂર્ણ સતી-ધર્મ પાળતી હતી.

મહેલમાં જયારે સુલોચના ની સામે પતિનો કપાયેલો હાથ આવી ને પડ્યો,ત્યારે પતિનો હાથ ઓળખતાં જ સતી ને સત્ ચડ્યું,તેણે પતિના કપાયેલા હાથ આગળ કાગળ અને કલમ મૂકી પ્રાર્થના કરી કે-
આપનું મરણ શાથી થયું ને આપનું મસ્તક ક્યાં છે તે કહો.!!
કપાયેલા હાથે કલમ પકડી ને લખ્યું કે-મને લક્ષ્મણે માર્યો છે ને મારું મસ્તક શ્રીરામ પાસે છે.

સુલોચાનાએ સતી થવાનો નિશ્ચય કર્યો,તે રાવણ પાસે ગઈ ને તેને ઇન્દ્રજીત નું મસ્તક લાવી આપવાનું કહ્યું.
ત્યારે રાવણે કહ્યું કે-તું જ એ રામની પાસથી લઇ આવ.
સુલોચના કહે છે કે-તમે મને શત્રુ પાસે મોકલો છે?ત્યાં મારી મર્યાદા કેમ રહેશે?

ત્યારે રાવણ શ્રીરામ નાં વખાણ કરતાં કહે છે કે-હું રામને ઓળખું છું,તે તને માતાની જેમ માનશે,તારું પુરુ માન સાચવશે,હું રામ ની સાથે વેર રાખું છું પણ તે મને શત્રુ માનતા નથી.માટે તું રામને શરણે જા.
તે તને જરૂર તારા પતિનું મસ્તક આપશે,તું સતી થવા માગે છે તો અગ્નિમાં પ્રવેશતાં પહેલાં,એકવાર તું રામજી નાં દર્શન કરી લે.રામદર્શન થી તારું મૃત્યુ મંગલમય થશે.
શત્રુ (રાવણ) પણ જેનાં વખાણ કરે તે જ પરમાત્મા (શ્રીરામ) છે,તે જ પરમાત્મા સમાન છે.

સુલોચના શ્રીરામ પાસે આવી,શ્રીરામે પૂછ્યું કે તને કેવી રીતે ખબર પડી કે- તારા પતિને લક્ષ્મણે માર્યો અને મસ્તક મારી પાસે છે?
સુલોચના કહે છે કે-મારા પતિ ના કપાયેલા હાથે લખી ને મને તે વાત કહી છે.
શ્રીરામ કહે છે કે-ધન્ય,છે તને અને તારા પતિને!!

પણ આસપાસ ઉભેલા સુગ્રીવ –વગેરે ને આ વાત માનવામાં આવી નહિ,એટલે સુગ્રીવે કહ્યું કે-
કપાયેલા હાથે લખ્યું એ વાત માનવામાં આવતી નથી,પણ જો તમારા પતિ નું આ મસ્તક જો હસે તો અમે એ વાત સાચી માનીએ.

સુલોચનાએ કપાયેલા મસ્તક ને કહ્યું કે-હે,પતિદેવ,રોજ તમે મને જોઈને હસતા હતા,તેમ અત્યારે હસો.
પણ મસ્તક હસ્યું નહિ,ત્યારે સુલોચના અકળાઈને બોલી-
હે નાથ તમારું મરણ થશે એવી મને ખબર પડી હોત તો પાતાળમાંથી મારા પિતા-શેષનાગ ને તમારી મદદે બોલાવત. અને આ સાંભળી ઇન્દ્રજીત નું મસ્તક ખડખડાટ હસી પડ્યું.

મસ્તક શાથી હસી પડ્યું તે સુલોચના કે બીજા કોઈને ય સમજાયું નહિ.
ત્યારે રામજીએ ખુલાસો કરતા કહ્યું કે-સુલોચના શેષનાગ ની પુત્રી છે,અને તેણે જે શેષનાગને બોલાવવાનું કહ્યું, તે શેષનાગ (લક્ષ્મણ) ના હાથે જ ઇન્દ્રજીત નું મરણ થયું છે.
લક્ષ્મણ પોતે શેષનાગ નો અવતાર છે.ઇન્દ્રજીત આ જાણે છે એટલે તે હસ્યો.

લક્ષ્મણ-ઇન્દ્રજીત નું યુદ્ધ એ સસરા-જમાઈ નું યુદ્ધ નહિ પણ બે પતિવ્રતા નારીઓ વચ્ચે નું યુદ્ધ પણ હતું.
લક્ષ્મણની પત્ની ઉર્મિલા અને ઇન્દ્રજીત ની પત્ની સુલોચના વચ્ચે નું યુદ્ધ હતું.
તેમાં સુલોચના ની હાર થઇ.સુલોચાનાએ લક્ષ્મણજી ને કહ્યું કે-જીત તમારી નથી પણ તમારાં પત્ની ઉર્મિલા ની છે.મારા પતિ અધર્મ ને પડખે રહ્યા,તેમણે પરસ્ત્રીમાં કુભાવ રાખનાર ને મદદ કરી,
તેથી તે હાર્યા અને ઉર્મિલા ની જીત થઇ.

પછી રામે પ્રસન્ન થઇ સુલોચનાને કહ્યું કે-કહો તો તમારા પતિને સજીવન કરું,ને હજારો વર્ષનું આયુષ્ય આપું.
રામની આવી વાત સાંભળી સુલોચનાને ખાતરી થઇ ગઈ કે-લોકો શ્રીરામનાં વખાણ કરે છે,તે સાચાં જ છે.
શ્રી રામ એ સામાન્ય માનવી નહિ,પરંતુ અવતારી પુરુષ છે,ખુદ પરમાત્મા જ છે.
તેણે કહ્યું કે-ના, મારા પતિ તમારા ચરણમાં સદગતિ ને પામ્યા છે,તેમણે જીવતા થઇ,ફરીથી આનાથી વધારે સારું મૃત્યુ કેમ કરી ને મળવાનું?આપનાં દર્શન એ જ મારે માટે મોટું વરદાન છે,મારે બીજું કશું જોઈતું નથી,
આપનાં દર્શન થી મારું પણ મૃત્યુ મંગલમય થશે.
અને તે પછી સુલોચના પતિનું મસ્તક ખોળામાં લઇ ને સતી થઇ.

ઇન્દ્રજીતના મરણથી રાવણને ખૂબ આઘાત લાગ્યો.વાલ્મીકિજીએ એનું કરુણ વર્ણન કર્યું છે.
અતિ શક્તિશાળી રાવણ પણ પુત્રપ્રેમના લીધે,મૂર્છિત થાય છે,ભાનમાં આવી,રુદન કરે છે,અને
શોક કરતાં કરતાં તેનો રાક્ષસી સ્વભાવ જાગ્રત થઇ જાય છે,અને એ ક્રોધમાં આવી કહે છે કે-
“આ સર્વનું મૂળ સીતા છે.” અને ખુલ્લી તલવાર લઇ સીતાજી નો વધ કરવા દોડે છે.

કોઈ તેની પાસે જવાની હિંમત કરતુ નથી,ત્યારે સુપાર્શ્વ નામનો તેનો મંત્રી વચમાં ઉભો થઇ જઈને કહે છે કે-
અરે,મહારાજ,તમારો બધો ક્રોધ રામ પર ઉતારવાને બદલે.તમે આ શું કરો છો?
તમે વેદ-શાસ્ત્ર ને જાણનારા ને અગ્નિ-હોમ કરનારા સ્ત્રી-હત્યા કરવા કેમ તત્પર થયા છો?
મંત્રીનાં આવા વચનો થી રાવણનો વિવેક જાગૃત થયો,ને ત્યાંથી તે પાછો ફરી ગયો.

ઇન્દ્રજીત ના મરણથી આખી લંકામાં હાહાકાર ફેલાઈ ગયો હતો.
અત્યાર સુધીમાં અસંખ્ય રાક્ષસો નો નાશ થઇ ચુક્યો હતો.તેમની પત્નીઓ,બહેનો,માતાઓ-
આજ લાગી રાવણ ની બીકે રોઈ પણ શકતાં નહોતાં,પણ આજે રાવણના મહેલમાં જ કલ્પાંત
ચાલે છે,એટલે હવે રાક્ષસીઓ ને કોણ રોકી શકે?

બધી રાક્ષસીઓ ભેગી થઇ ને રાવણની નિંદા કરે છે,શૂર્પણખાને ગાળો દે છે.
રાવણે આ કરુણ રુદન સાંભળી નિસાસો નાખ્યો,અને પોતાની નિંદા કરીને પોતાને “બીકણ-બાયલો”
વગેરે કહેવાતી વાતો પણ સાંભળી રહ્યો છે.જિંદગીમાં પહેલીવાર રાવણ બીજાના દુઃખે. દુઃખી થતો દેખાય છે.
અને પોતાના સ્વભાવથી વિરુદ્ધ,સેનાપતિઓને હાથ જોડી વિનવે છે ને તેમણે નાસીપાસ ન થવા કહે છે.

ઇન્દ્રજીત ના મરણ પછી મંદોદરી ફરી સમજાવવા મથે છે-કે-કદી કોઈથી ન મરે તેવો ઇન્દ્રજીત મર્યો,
હજી તો કંઈ સમજો,ને રામને શરણે જાઓ.
ત્યારે રાવણે કહ્યું કે-હું એ જ કરી રહ્યો છું,આજે તને હું પેટ-છૂટી વાત કહું છું તે તુ સાંભળ.
મેં જાણી-સમજી ને રામની જોડે વેર બાંધ્યું છે.રામને ભજવાથી મારો એકલાનો ઉદ્ધાર થાત,પણ તેમની સાથે વેર બાંધવાથી આખું રાક્ષસ કુળ તેમના હાથે મરીને ઉદ્ધાર પામશે.હું પણ રામની તીર ગંગામાં સ્નાન કરીને પાવન થઇ જઈશ,અને તુ પણ રામનાં છેલ્લાં દર્શન કરીને પાવન થઈશ.આમાં ચિંતા કરવા જેવું શું છે?
પહેલી જ વાર રાવણ ના મોઢેથી આ રહસ્ય સાંભળી મંદોદરી સ્તબ્ધ થઇ ગઈ.!!!!

હવે રાવણ યુધ્ધે ચડે છે.તેણે રાક્ષસો ને હુકમ કર્યો કે-
તમે રીંછ-વાંદરાંને મસળી નાખો,હું રામ-લક્ષ્મણ ને મારું છું.
રાવણ યુદ્ધમાં આવ્યો છે તે સાંભળી રામ-સેના,અતિ-જુસ્સામાં આવી ગઈ.ઇન્દ્રજીત નો વધ થવાથી
તેમની તાકાત વધી ગઈ હતી.જાણે પર્વત ને પાંખો આવી હોય એવો એમનો જુસ્સો જોઈને લાગતું હતું.
નખ,દાંત,પર્વત ને વૃક્ષ તેમના હથિયાર હતાં. “રામજી નો જય” પોકારી સેનાએ જાહેર કર્યું કે-
ગાંડા હાથી જેવા રાવણને અમારા સિંહ જેવા રામ ઘડીક માં ધૂળ ચાટતો કરી દેશે.

શ્રીરામને રાવણની સામે પગપાળા લડવા જતા જોઈ વિભીષણ મનમાં વિચારે છે કે-
આમની પાસે રથ નથી,કવચ નથી,પગમાં જોડા નથી- તો રાવણ ને કેમ કરી ને જીતશે?
પ્રેમ વશ થઇ ને તેણે શ્રીરામને પોતાની મુંઝવણ કહી પણ નાખી.
ત્યારે શ્રીરામે કહ્યું કે-મારી પાસે જીતવાનો બીજો રથ છે,અને તેનું નામ “વિજય-રથ” છે.
જેની પાસે વિજય રથ હોય તે કદી હારતો નથી.
વિભીષણ નવાઈ પામ્યો,અને કહે છે કે –વિજય-રથ? અહીં તો કશું દેખાતું નથી!!

ત્યારે વિભીષણની આગળ “વિજયરથ” નું વર્ણન કરતાં શ્રીરામ કહે છે કે-
“શૌર્ય” અને “ધૈર્ય” એ આ વિજયરથ નાં “બે પૈડાં” છે,જેમ,એક પૈડાથી રથ ના ચાલે,તેમ,
એકલું શૌર્ય પણ ના ચાલે,સાથે સાથે ધૈર્ય પણ જોઈએ.અને તે બંને સાથો-સાથ ચાલવાં જોઈએ.

“સત્ય અને શીલ”-એ વિજયરથ ની “ધજા-પતાકા” છે,
“બળ,વિવેક,સંયમ અને પરોપકાર”-એ ચાર એના “ઘોડા” છે,કે જે-
“ક્ષમા,દયા,અને સમતા” ની “લગામ” થી રથમાં જોતરેલા છે.
”ભક્તિ” (ઈશ્વરનું ભજન) એ વિજયરથ ને હાંકનાર “સારથી” છે.

“વૈરાગ્ય” એ “ઢાલ” છે,”સંતોષ” એ “તલવાર” છે,”દાન” એ “પરશુ” છે.”બુદ્ધિ” એ “પ્રચંડ શક્તિ” છે,
“વિજ્ઞાન” એ “ધનુષ્ય” છે,”નિર્મળ અને અચળ મન” એ “ભાથો” છે.
“શમ,દમ,યમ,નિયમ” એ “બાણો” છે,અને “સદ-ગુરૂ-કૃપા” એ અભેદ્ય “કવચ’ છે.

આવો ધર્મ-રૂપી વિજય રથ જેની પાસે હોય તેની સામે લડવાની હામ ભીડે તેવો જગતમાં કોઈ શત્રુ નથી,
તેને કોઈ શત્રુ તેને હરાવી શકતો નથી તો પછી રાવણ નો તો શો વિસાત !!
શ્રીરામની આ વાત સાંભળી,વિભીષણ ના મુખ પર સંતોષ નું હાસ્ય આવ્યું ને તેણે રામજી ના પગ પકડી લીધા.તેને ખ્યાલ આવી ગયો કે,આ ધર્મ-અને અધર્મ વચ્ચે નું યુદ્ધ છે,અધર્મ ગમે તેટલું જોર કરે પણ તે ધર્મ સામે ટકી રહેનાર નથી.
જેને ધર્મ ના પક્ષે “બળ” ના દેખાતું હોય તો તેમાં “ધર્મ” નો કોઈ દોષ નથી,દોષ જોનાર નો છે.

શ્રીરામે વિભીષણ ને જે ઉપદેશ કર્યો તેને મહાત્માઓ “ધર્મ-ગીતા” પણ કહે છે.
અને શ્રીરામ ના આ “વિજયરથ” ને-“ધર્મરથ” કે-“રામરથ”-પણ કહે છે.

આજના યુદ્ધમાં બંને બાજુના યોદ્ધાઓ અત્યંત ખુમારીથી ભરપૂર બન્યા હતા.
વાનરોના મનમાં ખુમારી હતી કે-અમારો પક્ષ ધર્મ નો છે,અને અમે જીતવાના જ છીએ.
જયારે રાક્ષસો ને તેમના બાહુબળ ની ખુમારી હતી,જો કે જીત વિશે તેમને શંકા હતી.
બંને પક્ષો એક બીજા પર પોતાનાથી બને તેટલું બળ અજમાવી અને એક બીજાનો નાશ કરવામાં પડ્યા હતા.

રાવણ લક્ષ્મણ તરફ ધસી ગયો,અને પોતાના પુત્ર ઇન્દ્રજીત ને મારનાર,લક્ષ્મણ ને જોઈને,
અત્યંત ક્રોધમાં આવી તેણે વેર લેવા જોરદાર ધસારો કરીને બાણો નો વરસાદ વરસાવી,
લક્ષ્મણજીને એકવાર તો મુર્છાવશ કરી નાખ્યા.પણ થોડા વખતમાં જ સ્વસ્થ થઇ ને લક્ષ્મણજી
રાવણની સામે યુદ્ધે ચડ્યા.તેમનો સાથ આપવા હવે શ્રીરામ આવી પહોંચ્યા.
અને રામ-અને રાવણ હવે સામસામા આવી ગયા.

ઇન્દ્ર વગેરે દેવો પણ રામ-રાવણ નું યુદ્ધ જોવા આવ્યા હતા.
પાર્વતી ને શિવજી કહે છે કે-હું પણ તે વખતે ત્યાં હાજર હતો.
ઇન્દ્ર ને થયું કે શ્રીરામ પગપાળા લડે તે સારું નહિ,એટલે તેણે પોતાનો રથ મોકલ્યો.અને એ રથ પર સવાર થઇ રામ રાવણ ની સ્સામે લડવા આવ્યા હતા.

શ્રીરામને સામે આવેલા ઉભા જોઈ ને રાવણે કહ્યું કે-આજે તુ જીવ બચાવવા કેવો દોડે છે? એ બધા જ જોશે.
શ્રીરામે કહ્યું કે-જગતમાં ત્રણ પ્રકારના પુરુષો હોય છે.
એક કેવળ બકવાદ કરે છે,એ કહે છે બહુ -પણ કશું કરતો નથી,
બીજો કહે છે અને કરે પણ છે,જયારે ત્રીજો કેવળ કરે છે,મોઢેથી કશું બોલતો નથી.
તુ આમાં પહેલા પ્રકારનો પુરુષ છે.

પોતે ખાલી બોલે છે ને કશું કરતો નથી,એવી-રામની વાત સાંભળી રાવણે તરત જ બાણો નો મારો ચલાવ્યો.રાવણને જોઈ ને શ્રીરામના ભાથામાં તેમના બાણો,જાણે ક્યારનાં યે ઊંચાં-નીચાં થઇ રહ્યાં હતાં, પણ ધૈર્ય-શીલ શ્રીરામ,પોતે ધીરજ ધરીને જાણે, તેમને પણ ધીરજ રાખવાનું કહેતા હતા,
પરંતુ,હવે જ્યાં રાવણ નાં બાણ છૂટ્યા,એટલે શ્રીરામે પણ પોતાનાં બાણો સામે છોડીને તે રાવણના બાણો નો કચ્ચરઘાણ કરી દીધો.

જાણે પાંખો-વાળા સર્પો હોય તેવા શ્રીરામના બાણ ચાલ્યા ને રાવણ ના દશેદશ મસ્તક ને વીંધીને પેલી પાર નીકળી ગયાં.તેમ છતાં રાવણનાં મસ્તક જમીન પર પડ્યા નહિ,પણ હતા તેમને તેમ જ રહ્યાં.
શ્રીરામે ફરીથી બાણો છોડયાં, અને આ વખતે,રાવણ નાં દશે માથાં અને વીસ હાથ કપાઈને જમીન પર પડ્યાં.વાનરો આ જોઈ ને તાળીઓ પાડવા લાગ્યા.પણ તેમની તાળીઓ અધ્ધર જ રહી!!આશ્ચર્ય વચ્ચે બધા, જુએ છે તો,રાવણને નવાં દશ મસ્તક અને નવા વીસ હાથ ઉગી નીકળ્યા.
શ્રીરામે ફરીથી તે માથાં અને હાથ કાપ્યા તો તે ફરીથી ઉગ્યા.

વિષય-લાલસા નિત નિત વધે અને લોભ થી જેમ લોભ વધે,તેમ,રાવણનાં માથાં વધતાં જ જતાં હતાં.
એનાં કપાયેલાં માથાં પણ રાહુની પેઠે આકાશમાં દોડતા હતાં,અને "રામ ક્યાં છે ?લક્ષ્મણ ક્યાં છે?"
એવી બૂમો પાડીને વાનરોમાં ત્રાસ ફેલાવતાં હતાં.
એવામાં રાવણે વિભીષણને જોયો,એને જોઈ તેણે પ્રચંડ શક્તિ છોડી,શ્રીરામે જોયું કે વિભીષણ એની સામે ટકી નહિ શકે,એટલે એ શરણાગત (શરણે આવેલા) નું રક્ષણ કરવા,વચ્ચે કુદી પડ્યા ને શક્તિને પોતાની છાતી પર ઝીલી લીધી, કે જેનાથી રામ ક્ષણભર મૂર્છિત થયા.એટલે વિભીષણ રાવણ ની સામે ધસી ગયો, અને એની છાતીમાં અત્યંત શક્તિથી પ્રહાર કર્યો,રાવણ જમીન પર પડી ગયો ને તેના મુખમાંથી લોહી વહેવા લાગ્યું,પણ પાછો તરત જ તે ખડો થઇ ગયો,ત્યારે હનુમાનજી દોડી આવ્યા અને શ્રીરામનું સ્મરણ કરીને રાવણ પર પ્રહાર પર પ્રહાર કરવા લાગ્યા.

માર ખાતા રાવણે હવે પોતાની રાક્ષસી માયા કરી અને જેટલા વાનરો અને રીંછો હતા તેટલા રાવણ તેણે પ્રગટ કર્યા ને એક એક રાવણ એક-એક વાનર કે રીંછ સાથે લડવા માંડ્યો.
વાનરો ભયભીત થઈને -"બચાવો-બચાવો" ની બૂમો પાડવા લાગ્યા.
ત્યારે શ્રીરામે એક બાણ છોડીને રાવણ ની માયા ભેદી નાખી.હવે માત્ર એક જ રાવણ રહ્યો,
એટલે વાનરો ને પાછા હોશ આવ્યા.

હવે અંગદ,નલ,નીલ,સુગ્રીવ-વગેરેએ એક સાથે રાવણ પર હુમલો કર્યો.જાંબવાને રાવણ ની છાતીમાં પોતાનાથી બને તેટલા જોરથી લાત મારી,જેનાથી રાવણ રથ પરથી ઉથલી પડ્યો ને મૂર્છા પામીને જમીન પર પડ્યો.

હવે રાત પડવા આવી હતી એટલે રાવણનો સારથી તેને રથમાં નાખી ને લંકામાં લઇ ગયો.

આ તરફ સીતાજી ને ખબર પડી કે-માથાં કપાવા છતાં રાવણ મારતો નથી,ત્યારે તે વ્યાકુળ બની ગયાં,અને ત્રિજટાને કહે છે કે-આ મારું દુર્ભાગ્ય જ તેને જીવાડે છે,મારા દુર્ભાગ્યે જ મને મૃગ જોઈને લલચાવી, મારા દુર્ભાગ્યે જ મેં લક્ષ્મણજી ને કડવા વેણ કહ્યાં અને મારું દુર્ભાગ્ય જ હજી મારા પ્રાણને ટકાવી રહ્યું છે. કોણ જાણે મારું દુર્ભાગ્ય હજી મને શું શું દેખાડશે?

સીતાજી નો આવો વલોપાત સાંભળી ને ત્રિજટા કહે છે કે-રાવણ ને હૃદયમાં બાણ વાગશે તો જ તે મરશે, પણ રામજી એના હૃદયમાં બાણ એટલે માટે નથી મારતા કે –તેના હૃદયમાં હજુ તમે છો,અને તમારા હૃદયમાં રામજી વસે છે.તો રામજી ના હૃદયમાં આખું બ્રહ્માંડ વસે છે.તેથી રાવણના હૃદયમાં જો રામજી બાણ મારે તો –આખા બ્રહ્માંડનો નાશ થઇ જાય.
પણ વારંવાર મસ્તક કપાતાં-એ વ્યાકુળ થશે અને તેના હૃદયમાંથી તમારું ધ્યાન હટી જશે ત્યારે રામજી તેને મારશે. આમ અનેક રીતે સમજાવી ત્રિજટા ,સીતાજી ને આશ્વાસન આપી રહી.

બીજી બાજુ અડધી રાતે રાવણ જાગ્યો ને સારથી ને ગાળો દેવા લાગ્યો કે-તુ મને રણ-મેદાનમાંથી કેમ પાછો લાવ્યો? સારથીએ કરગરીને સમજાવ્યો ત્યારે રાવણ ઢીલો પડ્યો પણ બીજી સવારે તે રથમાં ચડી ને યુદ્ધભૂમિ પર હાજર થઇ ગયો.

સવારમાં જ રાવણને યુદ્ધ કરવા આવેલો જોઈ ને શ્રીરામ જરા ચિંતાતુર થયા,હજુ ગઈકાલ નો થાક પણ ઉતર્યો નહોતો.એ વખતે અગસ્ત્યમુનિ પણ ત્યાં યુદ્ધ જોવા આવેલા હતા તેમણે રામજીને ચિંતાતુર થયેલા જોઈ ને કહ્યું કે-હે રામ,તમે “આદિત્ય હૃદય” સ્તોત્ર (સૂર્ય નું સ્તોત્ર) નો ત્રણ વાર પાઠ કરો તો સર્વ શત્રુઓને જીતી શકશો.

સૂર્ય એ બુદ્ધિના માલિક દેવ છે અને રાવણ કાળનું સ્વરૂપ છે.સૂર્યદેવ ની સ્તુતિ વગર કાળ મરતો નથી. યજુર્વેદ માં કહ્યું છે કે-સૂર્ય,એ સ્થાવર-જંગમ-તમામ પદાર્થો નો આત્મા છે.ને જગત ને પ્રકાશિત કરે છે.

તે પછી,શ્રીરામે સૂર્યની સામે જોઈ ને ત્રણવાર “આદિત્ય હૃદય” સ્તોત્ર નો જપ કર્યો,અને રાવણની સામે યુદ્ધ કરવા ચાલ્યા.છેવટનું રામ-રાવણ નું ભયાનક યુદ્ધ શરુ થયું.
રાક્ષસો અને વાનરો નું સૈન્ય સજ્જ થઈને સામસામે ઉભું છે,પણ આજે તે સામસામે યુદ્ધ કરવાને બદલે રામ-રાવણ ના યુદ્ધને જોવામાં સ્થિર થઇ ને ઉભા છે.એવું આ યુદ્ધ છે.
આજનું યુદ્ધ જગતમાં કદી કોઈ દેવો,ગાંધર્વો,ઋષિઓએ –કે કોઈએ પણ તે પહેલાં કદી જોયું નહોતું.

વાલ્મિકીજી આ યુદ્ધ ની કોઈ ઉપમા આપી શકતા નથી (કે યુદ્ધ કયા યુદ્ધ જેવું છે?કેવું છે?)
બીજા કશાને ઉપમા આપી શકાય,જેમ કે-સમુદ્ર એ આકાશ જેવો છે કે આકાશ સમુદ્ર જેવો છે.
પણ રામ-રાવણ ના યુદ્ધ માટે તેમને કોઈ ઉપમા ના જડી એટલે,
વાલ્મિકીજી કહે છે કે-રામ-રાવણ નું યુદ્ધ તો રામ-રાવણ ના યુદ્ધ જેવું જ છે.

તુલસીદાસજી કહે છે કે-રામ-રાવણ ના યુદ્ધ નું વર્ણન,સેંકડો શેષનાગ,સરસ્વતી,વેદો અને કવિઓ-અનેક કલ્પ સુધી,ગાય તો પણ,તેનો પાર ના આવે,તો,હું તો તે બધાની આગળ,એક માખી જેવો છું, માખી ઉડી-ઉડીને આકાશમાં કેટલી ઊંચે ઉડે? (જિમિ નિજબલ અનુરૂપ તે,માછી ઉડઈ આકાશ)

મસ્તકો અને ભુજાઓ અનેકવાર કપાયા છતાં,રાવણ મરતો નહોતો,અને કાળો કેર મચાવતો હતો, ત્યારે શ્રીરામે “રાવણ કેમ કરીને મરે?” તે વિશે -વિભીષણની સલાહ પૂછી.

શિવજી કહે છે કે-શ્રીરામ તો કાળના યે કાળ છે,એમને તો બધી ખબર છે,પણ શરણાગતને જશ આપવા માટે એ વિભીષણ ને પૂછે છે-રાવણ નું મૃત્યુ ક્યાં છે?

વિભીષણ કહે છે કે-હે,પ્રભુ,રાવણ ના **<u>નાભિ-કુંડ માં અમૃતનો વાસ છે</u>**!!,એના જોર પર રાવણ જીવે છે.
એ અમૃત કુંડ ને શોષી લો તો પછી એણે નવાં મસ્તકો ફૂટશે નહિ.
ત્યારે શ્રીરામે,કાન સુધી ને ધનુષ્ય ખેંચી ને એકત્રીસ બાણ છોડયાં.

કાલસર્પ જેવાં એ બાણ છુટ્યાં, કે એમાં ના પહેલા બાણે,રાવણના નાભિમાંના અમૃત-કુંડને શોષી લીધો,
ને બીજાં ત્રીસ બાણે તેનાં દસ મસ્તકો ને વીસ ભુજાઓ ને છેદી નાખ્યાં.
અમૃત-કુંડ શોષાઈ જતાં,અતિ વિહ્વળ અને દુઃખી થયેલ રાવણના હૃદય પર તરત જ એક બીજું બાણ છોડી તેને વીંધી નાખ્યું.(અતિ દુઃખમાં રાવણનું હૃદય સીતાજીને ભૂલી ગયેલ હતું.(સંદર્ભ=ત્રિજટા)

રાવણ ના મસ્તક અને ભુજાઓને મંદોદરી સુધી પહોંચાડી,શ્રીરામનાં બાણ ભાથામાં પાછા આવી ગયાં.
પણ હજુ,લડાઈના મેદાનમાં રાવણ નું માથા વગરનું ધડ વેગથી દોડીને વાનરોનો કચ્ચરઘાણ કરતુ હતું,
ત્યારે છેવટે રામે છેલ્લું બાણ મારી ને તેને પોઢાડી દીધું.
રાવણ પડયો,એના શરીરમાંથી તેજ નીકળી શ્રીરામના શરીરમાં સમાઈ ગયું.
વેરભાવે પણ રાવણ,પ્રભુ પદ ને પામ્યો.
દેવોએ અને મુનિઓએ પુષ્પ-વૃષ્ટિ કરી ને શ્રીરામની પ્રાર્થના ને સ્તુતિ કરી.

આ બાજુ પતિનાં મસ્તકો અને ભુજાઓ જોઈને મંદોદરી વિલાપ કરે છે.
"હે,નાથ,તમારી જે ભુજાઓએ કાળ અને યમરાજને પણ જીત્યા હતા,તે આજે અનાથની જેમ અહીં પડી છે!
વિધાતાની આખી સૃષ્ટિ જે તમારા મસ્તકો ને મસ્તક નમાવતી હતી,તે મસ્તકો અહીં ધૂળમાં રગદોળાય છે!
અહંકારમાં તમે કોઈનું યે માન્યું નહિ,અને શ્રીરામ સાથે વેર બાંધ્યું,તો આજે તમારા કુળમાં કોઈ રડનારું યે ના રહ્યું,કે ના તમને અગ્નિસંસ્કાર કરનાર પુત્ર પણ રહ્યો.

શિવ અને બ્રહ્મા-આદિ દેવો જેમને ભજે છે,તે કરુણાળુ ભગવાન ને તમે ભજ્યા નહિ,છતાં તેમણે તમારા પર કૃપા કરી,તમને નિજ-ધામ આપ્યું.ખરેખર,શ્રીરામ કૃપાના સાગર છે.

કુટુંબની સ્ત્રીઓને વિલાપ કરતી જોઈને વિભીષણ ને બહુ દુઃખ થયું.ને તેનું મન ભારે વિષાદથી ભરાયું.
ત્યારે શ્રીરામે તેને આશ્વાસન આપતાં કહ્યું,કે-તારો ભાઈ રાવણ શૂરવીર ની પેઠે યુદ્ધ માં મર્યો છે,માટે તેનો શોક કરવો ઘટતો નથી,વળી,એ મોટો તપસ્વી,અગ્નિહોત્રી,કર્મકાંડમાં અગ્રણી અને વેદ-ઉપનિષદના જ્ઞાનવાળો હતો,વળી પ્રાણીમાત્ર નું મરણ તો છે જ,માટે તુ શોક ત્યજીને જે કરવાનું છે,તે કર.

રામના આવા ઉપદેશથી વિભીષણ શાંત થયો,એટલે શ્રીરામ આગળ કહે છે કે-
હે,વિભીષણ,રાવણ ભલે અધર્મ અને અસત્ય ને વરેલો હોય,પણ વેર,તેના મૃત્યુ સુધી જ રહે છે.
મૃત્યુ ની સાથે વેરનો અંત આવે છે.હવે તો રાવણ જેવો તારો સંબંધી(સ્વજન) છે તેવો જ મારો સંબંધી છે.
જેટલો તને પ્રિય છે તેટલો જ મને પ્રિય છે.માટે તેનો વિધિ-પૂર્વક અગ્નિસંસ્કાર કરો.

શ્રીરામની આજ્ઞા પ્રમાણે,વિભીષણે રાવણ નો વિધિપૂર્વક અગ્નિ-સંસ્કાર,અને બીજી વિધિઓ કરી.

રાવણ વિશે શ્રીરામે વિભીષણને કહેલા છેલ્લા શબ્દોમાં,શ્રીરામના સર્વ-પ્રત્યેના અલૌકિક પ્રેમ-ભાવ નું દર્શન થાય છે.અગાઉ પણ રાવણને જયારે તેમણે પહેલી જ વાર જોયો,ત્યારે વિભીષણને તેમણે કહ્યું હતું કે-
અહો,રાક્ષસો નો આ રાજા મહા દેદીપ્યમાન છે!

અને આવું કહીને રાવણ (દુશ્મન) ના વ્યક્તિત્વ ની પણ કદર કરે છે.(ભલે એ ગમે તેવો હોય)
રાવણ પ્રત્યે તેમના હૃદયમાં જરા પણ કટુતા નથી.અને તેઓ રાવણને પોતાનો સ્વજન કહે છે.
હૃદય નો આવો ઉદારભાવ-એ જ શ્રીરામ (પરમાત્મા) નું અલૌકિક તત્વ છે.

**રડાવે** તે રાવણ અને **રમાડે** તે રામ.
કામ,ક્રોધ,લોભ,મોહ-વગેરે રાવણનાં સ્વરૂપો છે,જે માનવીને **રડાવે** છે.
મનુષ્યના આ મહાન શત્રુઓ છે,કે જે માનવી ને સમજાવે છે-લલચાવે છે કે-અમે તને સુખી કરીએ છીએ.
માનવી તેમની મધ-લાળ માં ફસાય છે,ને માને છે કે- હું સુખી થાઉં છું.
તે સુખ લાંબુ ટકતું નથી અને અંતે તે રડાવે છે.ને પછી એકાએક ભાન થાય છે કે-હું જેને સુખ માનતો હતો તે સાચું સુખ નથી,હું જેને મિત્ર માનતો હતો તે મિત્ર નથી પણ શત્રુ છે.

શ્રીરામ એ પરમાત્મા નું સ્વરૂપ છે,અને લીલા (માયા) કરી તે જીવને **રમાડે** છે.
પ્રભુ ની લીલા એ પ્રભુની માયા છે,અને વ્યવહારમાં માયા નો વિવેકથી ઉપયોગ કરવામાં આવે તો,એટલે કે-
વિવેકથી,માયાના દાસ થયા વ્યવહાર કરવામાં આવે તો,માયા સાથ આપે છે.ને ભક્તિ કરવા દે છે.
અને ભક્તિ દ્વારા જ માયા નું દાસત્વ છૂટે છે.નહિતર માયા રમાડે જ જાય છે.

જેમ,કોઈ પણ ઘરમાં,અંદર જવું હોય તો,બારણા માંથી જ જવાય,ભીંત (દિવાલ) જોડે ગમે તેટલાં માથાં કુટવામાં આવે તો માથું તૂટે પણ ઘરમાં દાખલ થઇ શકાય નહિ,
તેમ,પ્રભુની કૃપા,એ ઘર છે,ભક્તિ તેનું દ્વાર છે,અને અહંકાર એ દિવાલ છે.
ભક્તિ-દ્વારમાં થઈને પ્રભુની કૃપાના સન્મુખ થઇ શકાય,પણ અહંકાર ની દિવાલ માંથી નહિ.

માટે સંત-મહાત્માઓ કહે છે કે-અહંકાર છોડો અને ભક્તિનું દ્વાર પકડો.રામ સાથે કોઈ સંબંધ બાંધો.
પ્રભુ સાથે સંબંધ જોડવાથી પ્રભુ સાથે લાગણી થાય છે.પ્રભુ પોતાના લાગે છે.
પ્રભુ સાથે સંબંધ જોડવો-એ જ- માનવ-જન્મ નો ઉદ્દેશ છે.માનવ-જન્મ આપ્યો છે જ એટલા માટે.
એકલા માનવ ને જ વાણી,મન,બુદ્ધિ,વિવેક -વગેરે આપ્યાં છે,પ્રભુની માનવ ને આ મોટી બક્ષિસ છે.
પ્રભુ એ વિચાર કર્યો કે-મનુષ્ય આ બધાનો ઉપયોગ કરશે,પણ જો એ બધાં નો ઉપયોગ કરવાનો ના જ હોય,કે જો કરે જ નહિ- તો પ્રભુએ પશુ પંખી નો અવતાર તે માનવ માટે નક્કી જ કરી દીધો છે.!!!

સંત-મહાત્માઓ કહે છે કે-સૌ પ્રથમ જીવન નું લક્ષ્ય (એક સત્ય-પરમાત્મા) નક્કી કરો.ને પછી,
નક્કી કરો કે-આજથી મારું જીવન ભોગ માટે નથી,ધન ભેગું કરવા માટે નથી,પણ પરમાત્મા માટે જ છે.
આટલું જ જો સમજી લેવામાં આવે તો આગળ નો રસ્તો આપોઆપ સરળ થઇ જશે.
પરમાત્મા ને સ્વામી માનો કે પિતા માનો.જો પિતા કહેતાં શરમ આવતી હોય તો-
પરમાત્મા તમારો બેટો (પુત્ર) થવા પણ તૈયાર છે.પણ કોઈ પણ રીતે તેમની સાથે સંબંધ જોડો.

રાવણે શત્રુતા નો સંબંધ કર્યો હતો,છતાં તે શત્રુ શ્રીરામનાં વખાણ કરતાં તે કહેતો હતો કે-
“શ્રીરામનાં દર્શન થી મૃત્યુ મંગલમય બને છે.હું રામને શત્રુ માનું છું પણ તેઓ મને શત્રુ માનતા નથી”
સામે શ્રીરામ પણ રાવણ ને મહા દેદીપ્યમાન,મહાતપસ્વી,વેદવિદ અને અગ્નિહોત્રી કહી માન આપે છે.

અને રાવણ એવો હતો પણ ખરો.એણે અપૂર્વ તપસ્યા કરી હતી,એનું બળ એ તેની તપસ્યાનું બળ છે,
પણ એ બળ ને એના અહંકારે ચૂંથી નાખ્યું.અહંકાર,વાસનાઓ,લોભ,ક્રોધ અને કામ-એને ખેંચીને
વિનાશ ની એવી ઊંડી ખીણમાં લઇ ગયો કે જ્યાંથી તે પાછો આવી શકતો નથી.
એ જાણે છે આ બધું પણ તેનું પોતાનું –પાપનું એ પગલું તે રોકી શકતો નથી.

દશરથરાજાને જેમ અંતકાળે શ્રવણ-વધ નું પાપ યાદ આવે છે તેમ-
રાવણ ને પણ તેના છેલ્લા સમયમાં “વેદવતી” યાદ આવે છે.

વેદવતી ની કથા એવી છે કે-
એક વાર રાવણ ફરતો ફરતો હિમાલયના વનમાં જઈ ચડ્યો.ત્યા એણે કઠોર તપ કરતી એક રૂપવતી કન્યાને જોઈ તેના પર મોહી પડ્યો.તેણે તે કન્યાને પૂછ્યું કે-તારું નામ શું?તું કયા ઉદ્દેશ માટે તપ કરે છે?
તપસ્વિની એ કહ્યું કે-હું દેવતાઓના ગુરૂ બૃહસ્પતિના પુત્ર,બ્રહ્મર્ષિ કુશધ્વજ ની કન્યા વેદવતી છું,અને હું વિષ્ણુ ને પરણવા માટે તપ કરી રહી છું.

રાવણે કહ્યું કે-એ વિષ્ણુ માં શું છે?એને પરણવાની વાત છોડી,મને પરણ,હું લંકાપતિ દશાનન રાવણ છું, અને મારા જેવો પરાક્રમી ને શક્તિશાળી આ જગતમાં કોઈ નથી.
વેદવતી કહે છે કે-અરે,અહંકારી,ચુપ રહે,સર્વ લોક જેને નમસ્કાર કરે છે તેની નિંદા કરનાર તું મૂઢ છે.
તું શક્તિશાળી કે પરાક્રમી શાનો? તું તો પામર છે.

આ સાંભળી રાવણ ને ગુસ્સો ચડ્યો અને વેદવતીને ઉપાડી જવા તેનો ચોટલો પકડ્યો.ને પોતાના તરફ ખેંચી.ત્યારે પોતાનો હાથ તલવાર ની જેમ વીંઝી ને પોતાના કેશ કાપીને તે રાવણ ની પકડમાંથી છૂટી થઇ, તેની આંખોમાંથી અંગારા વરસતા હતા,હવે તેની નજીક જવાની રાવણ ની હિંમત રહી નહિ.

વેદવતી બોલી કે-હે અનાર્ય,તારા હાથ નો મને સ્પર્શ થયો એટલે હવે હું જીવવા માગતી નથી,તારા દેખતાં જ હું અગ્નિમાં પ્રવેશ કરું છું,પણ એટલું લખી રાખજે કે-જે કારણથી તેં મને અહીં વનમાં સ્પર્શ કર્યો, તે જ કારણે હું તારો વિનાશ કરવા ફરીથી પૃથ્વી પર પ્રગટ થઈશ.

રાવણને અંત સમયમાં એ વેદવતી યાદ આવે છે,અને એ વેદવતી જ સીતા-રૂપે અવતરી પોતાનો વિનાશ કરવા આવી હોય તેવું તેને લાગે છે.
વાલ્મિકીજી કહે છે કે-સીતા એ જ વેદવતી છે,અને શ્રીરામ એ મનુષ્ય-રૂપે વિષ્ણુ છે.

વેદવતી ની કથાનું રહસ્ય એવું છે કે-વેદવતી એટલે વેદને જાણનારી,વેદ ને ગ્રહણ કરનારી.
વેદવતી એ સાક્ષાત વેદ ની વાણી છે,વેદ ની વિદ્યા છે.
રાવણ પોતે વેદ-વિદ હતો,વેદ ભણેલો હતો પણ વેદ ની વિદ્યા (જ્ઞાન) થી તે દૂર હતો.
જ્ઞાન ની સાથે,વિવેક,નમ્રતા,નિર્લોભીપણું,નિષ્કામતા-વગેરે ન હોય તો તે જ્ઞાન ભાર-રૂપ થઇ પડે છે,
રાવણ એવા ભાર-રૂપ જ્ઞાન ને લઈને ફૂલ્યો હતો,એટલે વેદ-વિધા (જ્ઞાન) તેનાથી દૂર હતી.

વિદ્યા (અહીં-વેદવતી) બળાત્કારે પ્રાપ્ત થઇ શકતી નથી,વિદ્યા અહંકારથી પ્રાપ્ત થતી નથી,
વિદ્યા તો વિષ્ણુ ને (વિષ્ણુત્વને) વરેલી છે.

ભૃગુ-ઋષિ,અહંકારથી વિષ્ણુ ની છાતીમાં લાત મારે છે,તો વિષ્ણુ ગુસ્સે થવાને બદલે તેમના પગ પંપાળે છે, અને કહે છે કે-મારી કઠોર છાતી પર મારવાથી તમારા પગને વાગ્યું તો નથી ને?
અને ભૃગુ ના અવિવેક ને પણ કૃપા માની ને તે પગની નિશાની શરીર પર ધારણ કરે છે.
આવા શ્રીવિષ્ણુ જેવા જે ગુણ ને કેળવે તેની પાસે જ વેદ ની વિદ્યા (જ્ઞાન-વેદવતી ) આવે છે.
અહીં,વેદવતી,રાવણની સામે જોતી પણ નથી,ઉલટું તેના વિનાશનું કારણ બને છે.

વિશ્વમાં કાર્ય-કારણ ની આ ઘટમાળ પ્રભુ એ જ યોજી છે,અને “સત્ય” એ તેમના ન્યાય નો “અફર કાનુન” છે.
ધર્મ અને સત્ય નો જય –તેમ- જ-અધર્મ અને અસત્ય નો ક્ષય (નાશ) એ કાનુન નું સૂત્ર છે.

ભગવાન ગીતાજીમાં કહે છે કે-અસુર (રાક્ષસ) કોણ ?
અસુર (રાક્ષસ) એ કોઈ માથે સિંઘડા વાળો કોઈ જુદો મનુષ્ય નથી,પણ,
જે મનુષ્ય મૂઢ (અજ્ઞાની) છે તે.,એવો મૂઢ અહંકાર,લોભ,કામ,અને ક્રોધ નો આશ્રય કરીને,
પોતાની અંદર રહેલા ઈશ્વર-આત્મા અને બહાર રહેલા પરમાત્મા નો દ્રોહ કરે છે
તે રાક્ષસ (અસુર) છે.અને “રાવણ” આવો અસુર (રાક્ષસ) છે.

પરમાત્મા શ્રીરામ એ અંતર્યામી અને સર્વ ના આત્મા છે.અને સર્વ મનુષ્ય માં વિરાજી રહ્યા છે.
આ રામ-રાવણ નું યુદ્ધ આપની અંદર અને બહાર સદાકાળ ચાલી રહ્યું છે.
આપણો રાવણ (અંદરનો અહંકાર) પણ ભણેલો છે,વેદવિદ છે,જ્ઞાની છે,વાદ-વિવાદ માં તેને કોઈ પહોંચી શકે તેમ નથી.વેદવતી નો ચોટલો પકડીને ખેંચી શકે તેવો તે જબરો પણ છે,પણ વેદવતી તેના હાથમાં આવતી નથી,સાચી વિદ્યાનું તેને દર્શન થતું નથી,ઉલટું,વિદ્યાનો શાપ એને માથે ચડે છે.

રાવણના વધનું રહસ્ય એવું છે કે-
રાવણ અને કુંભકર્ણ –એ બંને,આમ તો, ભગવાનના પોતાના પાર્ષદો-જય અને વિજય  હતા,
(મૂળે દુષ્ટ નહોતા) પણ શાપ ના લીધે રાક્ષસકુળમાં જન્મ્યા હતા.
કોઈ પણ વ્યક્તિ મૂળ-રૂપે દુષ્ટ નથી જ. જીવ એ ઈશ્વરનો અંશ છે,ઈશ્વરના જે ગુણ-તે જીવ ના ગુણ.
પણ આ ઈશ્વરનો અંશ –જીવ- કોઈ એવી, પરિસ્થિતિ માં પડતાં આસુરી વ્યવહાર કરવા લાગે છે,
આ દુનિયામાં ખૂબ ભલા માણસો,ઘણી વખત રાતો રાત બુરા બની જતા હોવાના દાખલા જોવા મળે છે.

ભગવાન શ્રીરામે રાવણ નો વધ કર્યો અને તેને સજા કરી એટલે રાતોરાત તેમનું અવતારી કાર્ય પુરુ થઇ ગયું –તેવું નથી.કારણ રાવણ એક નથી,અને એક મરે તો બીજો પેદા થઇ જાય છે.
એટલે રામજી નું કાર્ય તો જયારે રામ-રાજ્ય ની સ્થાપના થાય છે ત્યારે જ પુરુ થાય છે.

ભગવાને રાવણનો વધ કરવામાં ઉતાવળા થતા નથી,એને સમજાવવાના ઘણા પ્રયત્ન કરે છે.
એટલે તો,રાવણ ને તેમાં શ્રીરામની નબળાઈ લાગે છે ને તે વધારે અક્કડ બને છે.
રાવણે અંગદને પૂછ્યું પણ હતું કે-રામ એવો બળવાન છે તો ફરીફરી સંધિની દરખાસ્ત શું કામ કરે છે?
પણ શ્રીરામ એક કુશળ ચિકિત્સક (ડોક્ટર) જેવા છે.કુશળ ડોક્ટર, જો હાથ પર ફોલ્લો થયો હોય તો આખો હાથ કાપી નાખે નહિ,પણ જો હાથ કાપ્યા વગર બાકીના શરીરને બચાવવું અશક્ય હોય તો જ હાથ કાપશે.

એટલે જ રાવણના વધ થી શ્રીરામજીનું કામ પતી જતું નથી.એક અપરાધીને હણવાથી –
“અપરાધ ની વૃત્તિ નો” નાશ થતો નથી.
શ્રીરામનો અવતાર એ અપરાધની વૃત્તિ નો નાશ કરી ને રામ-રાજ્ય સ્થાપવા માટે થયો છે.

રામ-રાજ્ય નો એક સિદ્ધાંત એવો છે કે-નોકરના ગુના બદલ,એને અને એના શેઠ બંનેને સજા કરવી.
પોતાના પાર્ષદો ને ત્રણ વાર જન્મ લેવા પડે છે,ત્યારે ભગવાન પણ પોતે પાર્ષદો ખાતર જન્મ લે છે.
ભગવાન પોતાના માથે પણ સજા ઓઢે છે!! ગુનાની જવાબદારી એકલા ગુનેગાર પર નાખી દેવામાં આવે તો કામ પતી જતું નથી,વળી દુષ્ટ ગુનેગારને સજા કરી દેવાથી જ તેની દુષ્ટતા નો અંત આવતો નથી.ઉલટું ઘણીવાર સજાથી દુષ્ટતા વકરે છે.એક માથું કાપતાં બીજાં દશ માથાં પેદા થાય છે.
રાવણના વધથી દેવો ભલે ખુશ થયા હોય,અને ભલે દેવો ને એમ લાગતું હોય કે –અમારું કામ પતી ગયું છે.
પણ રામજી ને તેમ લાગતું નથી.
તેમનું કાર્ય ત્યારે પૂર્ણ થાય.કે જયારે “દુષ્ટો” સાથે “દુષ્ટતા ની વૃત્તિ” પણ નાશ પામે.ને રામરાજ્ય સ્થપાય.

દેવતાઓ ની ભોગવૃત્તિ છે,અને આ ભોગ-વૃત્તિ એ સ્વાર્થ-વૃત્તિ ની બહેન છે.
દેવો ને તો તેમના રસ્તા પર આવતા કંટકો ને દૂર કર્યા સિવાય,તે વિષયમાં બહુ ઊંડા ઉતારવાની ટેવ નથી,
કારણકે બહુ ઊંડા ઉતરે તો તેમના ભોગો કેમ ભોગવાય?(સ્વાર્થ)
એટલે તો,રાવણ નામનો કાંટો હટી ગયો, એટલે દેવો સમજે છે કે તેમનું કામ પૂર્ણ થઇ ગયું!!!
તુલસીદાસજી એટલે તો દેવો ને સ્વાર્થી કહે છે.

હવે જો વિચારવામાં આવે કે-રાવણ નો નાશ કરવા ભગવાને અવતાર લેવાની કેમ જરૂર પડી?

રાવણ કોઈ એવો મહા-બળવાન નહોતો,કે તે કોઈથી તે હારી શકે નહિ કે મરી શકે નહિ.
વર્ણન છે કે-વાલીએ રાવણ ને છ મહિના સુધી બગલમાં દાબી રાખ્યો હતો,અને વળી,
સહસ્ત્રાર્જુને પણ રાવણને હરાવ્યો હતો.
રાવણ ને જો મારવો જ હોત તો તે કામ વાલી-કે-સહસ્ત્રાર્જુન કરી શકત.તે રાવણ ને મારી શકત.
પણ પછી શું?
એક દુરાચારી,બીજા દુરાચારી ને મારે,એટલે એક દુરાચાર પર બીજા દુરાચાર નો જ વિજય થાત.
પહેલાં પણ દુરાચાર ને પછી પણ દુરાચાર.
સમાજમાં દુરાચાર નો "જય" બોલાત,ને તેથી કંઈ દુરાચાર હટી શક્યો હોત નહિ.

મરતી વખતે જયારે વાલી શ્રીરામને કહે છે કે-સીતાજી ને પાછી લાવવા આપ સુગ્રીવ ને વહારે ધાયા છો,
પણ આ કામ હું તમને ચપટીમાં અને સહેલાઈથી કરી આપત.
શ્રીરામ જાણતા હતા કે-વાલી જેવું બોલે છે તેવો પરાક્રમી જરૂર છે,પણ,વાલી નો આશ્રય લેવામાં,
દુરાચાર નો આશ્રય લેવાતો હતો,એટલે તેનાથી દૂર રહ્યા છે.

આ જગતમાં આપણે જોઈએ છીએ કે-એક દુષ્ટતા ને બીજી વધારે દુષ્ટતા હરાવે છે.
પણ એક દુષ્ટતા –જો બીજી દુષ્ટતા ને જીતે –તો તેથી કંઈ જીતાતું નથી,કારણકે દુષ્ટતા તો તેની તે જ રહે છે.એટલે તે જીત નથી. જીત તો તે છે કે-જયારે સચ્ચાઈ, તે દુષ્ટતા ને જીતે.
જો જગતમાં ક્રોધ,લોભ,મોહ કે અહંકાર જીતે –તો તેથી સમાજ નું કલ્યાણ થતું નથી.
સમાજનું કલ્યાણ તો જયારે સચ્ચાઈ (સત્ય) જીતે તો જ થાય છે.

રાવણ ને મારવા ભગવાને અવતાર લેવાની કેમ જરૂર પડી? તે વિશે હજુ જો આગળ વિચારવામાં આવે તો-પરશુરામ પણ અવતારી પુરુષ હતા,અને તેમણે સહસ્ત્રાર્જુન ને હરાવી તેની હજાર ભુજાઓ કાપી નાંખી હતી તો,રાવણ ની વીસ ભુજા ઓ નો તો ક્યાં હિસાબ? પરશુરામ પ્રબળ શક્તિશાળી પણ છે,અને અવતારી પણ છે, તો પછી રામના અવતારની ક્યાં જરૂર રહી?

ત્યારે મહાત્માઓ કહે છે કે-પરશુરામ એ આવેશ-અવતાર છે.પરશુરામનું શસ્ત્ર છે-પરસુ (ફરશી)
શ્રીરામે રાવણની સામે લડવા જતાં જે –"ધર્મ-રથ" નું વર્ણન કર્યું છે,તેમાં પરસુ ને "દાન" નું પ્રતિક કહ્યું છે.
પરશુરામ એ "નિર્લોભ" અને "દાન" નું પ્રતિક છે.
તેમણે રાજ્યો જીતી ને પોતાની પાસે નહિ રાખતાં દાનમાં દઈ દીધાં હતાં.
પણ જીત થી અને દાન થી પરશુરામ માં "અહંકાર" ની વૃદ્ધિ થઇ હતી.

તુલસીદાસજી કહે છે કે-પરશુરામ નું ચરિત્ર નદી જેવું છે,તે નદીમાં જયારે 'અહંકાર'ની રેલ આવી
ત્યારે શ્રીરામ તેના પર બંધ બની ને પધાર્યા.
પરશુરામજી "પ્રકાશ" સ્વરૂપ છે,પ્રકાશ આંખને સહ્ય (સહી શકાય તેવો) હોય ત્યા સુધી વાંધો નહિ,
પણ જો પ્રકાશ અતિ તીવ્ર બની જાય તો,તે આંખો ને આંજી નાખે ને કશું જોઈ શકાય નહિ,(અંધારું થાય)

અંધકાર જેમ કામનો નથી,તેમ તીવ્ર પ્રકાશ થી થતો પણ અંધકાર –એ પણ અંધકાર જ છે,તે કશા કામનો નથી.શ્રીરામે રાવણનો દુષ્ટતા-રૂપી અંધકાર હટાવ્યો ને પરશુરામનો તીવ્ર પ્રકાશ નો અંધકાર પણ હટાવ્યો.

આપણું જીવન પણ આવું જ છે.એમાં પ્રકાશ પણ છે ને અંધકાર પણ છે.
અને નવાઈની વાત એ છે કે આપણે એ બંને ને સાચવી રાખવા માગીએ છીએ.એટલે કે-
આપણું અડધું મન દુષ્ટતા ની સામે લડે છે તો અડધું મન એ દુષ્ટતાને સાથેસાથે સાચવે પણ છે.
આ એના જેવું છે કે-ડોક્ટર દર્દીને સાજો કરે છે,અને પોતાના હાથે દર્દી સાજા થતા રહે તેવું પણ ઈચ્છે છે,
પણ સાથે સાથે સમાજમાંથી રોગ સાવ નિર્મૂળ થઇ જાય તેવું તે ઈચ્છતો નથી.
(તેવું થાય તો-પોતાનો ધંધો બંધ થઈ જાય)

આપણને ભોગ પણ જોઈએ છે ને યોગ પણ જોઈએ છે.અને ઉંધુ-ઉંધુ વિચારીએ છીએ કે-
આકાશમાં અંધારું હોય તો જ આગિયો ચમકી શકે ને?અંધારું હટી જાય તો આગિયા ની ચમક ક્યાંથી રહે?!
દાન આપનાર ઈચ્છે છે કે-મને દાન દેવાની તક મળે તે માટે જગતમાં ગરીબ રહેવા જોઈએ!!!
પણ સત્ય એ છે કે-આપણે કર્મ કરીએ છીએ અને "હું કર્મ કરું છું" (કર્તૃત્વ) એમ વિચારીએ છીએ.
જયારે શ્રીરામ માં કર્મ છે (શ્રીરામ કર્મ કરે છે),પણ કર્તૃત્વ (હું કરું છું તેવું) નથી.

શ્રીરામ અને પરશુરામ ના ચરિત્ર માં જે ભેદ છે તે અહીં છે.
પરશુરામ એ જેઠ મહિનાનાં મધ્યાહ્ન ના સૂર્ય જેવા,પ્રચંડ પ્રતાપી છે,એમની સામે જોવાની કોઈ હિંમત ના કરી શકે.ચહેરો એવો કરડો છે કે-તેઓ પ્રસન્ન-મુદ્રામાં હોય તોયે "હમણાં હણી નાખશે" તેવું લાગે.
જયારે શ્રીરામ એ કારતક મહિનાના સૂર્ય જેવા છે,તેમની સામે જોવું ગમે,એમનો પ્રકાશ ઝીલવો ગમે,
ટાઢ ઉડી જાય અને હુંફ મળે.

પરશુરામ થી ડરી ને બધા પ્રણામ કરે છે,પણ બીજા ને ઝુકાવે તે મોટો નથી,
જે ઝુકે છે તે મોટો છે,બીજા ને મોટાઈ આપે તે મોટો છે.
પરશુરામ અક્કડ રહે છે,ત્યારે શ્રીરામ તેમને પ્રણામ કરે છે.
શ્રીરામમાં અહં નથી.જયારે પરશુરામ અહંકાર નું સ્વરૂપ બની ને ઉભા છે કારણકે-કર્મ કરવા ની સાથે કર્તૃત્વ –એટલે -હું કરું છું- એવું,એમના ચહેરાની એક રેખા કહે છે.(તેમના ચહેરા પર દેખાય છે)

શ્રીરામ પરશુરામને કહે છે કે-મારામાં ગુણ નથી!!(નિર્ગુણ),પણ તમારામાં તો નવ ગુણ છે!!

શ્રીરામ માં ગુણોનો અભાવ છે.એટલે કે-શ્રીરામ નિર્ગુણ છે.
પ્રભુ જો પોતાને ગુણવાળા કહે તો તમને ગુણના બંધન માં બંધાવું પડે.(પોતે તો નિર્ગુણ-મુક્ત છે)
પરશુરામજી તો ગુણો ના ભંડાર છે.
હા,રામજી પાસે એક ગુણ છે,અને તે છે તેમની ધનુષ્ય ની દોરી.(દોરીને સંસ્કૃત માં "ગુણ" કહે છે)
પણ એ ગુણ કેવો છે? તેમના ધનુષની દોરી માત્ર યુદ્ધ માં જ ચડે,ને કામ પતે એટલે ઉતરી જાય.

જયારે પરશુરામની ફરશી તો સદા તૈયાર.તેને ચડાવવી કે ઉતારવી ના પડે.
શ્રીરામ અને પરશુરામ વચ્ચે નું યુદ્ધ એ શસ્ત્ર નું યુદ્ધ નહોતું,પણ પ્રકાશ સામે પ્રકાશ નું યુદ્ધ હતું.
શ્રીરામ માત્ર અંધકાર સામે જ નહિ પણ (અતિ) પ્રકાશ (અહંકાર) ની સામે પણ લડે છે!!
અને પરિણામ એ હતું કે પરશુરામ રામજી ને સમર્પિત થઇ જાય છે.

પરશુરામ મહાન છે,અવતારી છે,પણ જગતની સમસ્યાઓ નું સમાધાન આપી શકતા નથી.એ સમાધાન શ્રીરામજી જ આપી શકે છે.જે નિર્ગુણ છે,એટલે કે ગુણો થી પર છે તે જ સમાધાન આપી શકે.

શ્રીરામજી ના સમયમાં,વશિષ્ઠ-વિશ્વમિત્ર જેવા ઋષિઓ છે,દશરથ અને જનક જેવા મહાન રાજાઓ છે,
પરશુરામ જેવા વીર છે-છતાં રાવણ બધે ત્રાસ ફેલાવી શકે છે,

રાવણ દુર્ગુણો નો પ્રતિનિધિ છે.અને દુર્ગુણો નો સ્વભાવ છે સંગઠિત થવાનો.
સદગુણો સંગઠિત થઇ શકતા નથી.જેમકે-વિશ્વામિત્ર અને વશિષ્ઠ વચ્ચે કે રાજાઓ-રાજાઓ વચ્ચે સંગઠન નથી.એટલે કે આ સદગુણ વચ્ચે વિરોધ ચાલે છે,
સદગુણો વાળાનો ઉદ્દેશ –આ લોકમાં પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવા નો હોય છે,તેમને પોતાની,અને પોતાના સદગુણો ની જાહેરાત કરવી ગમે છે,અને ગુણગાન કરાવતી વ્યક્તિઓ સામસામી ટકરાય છે.વિરોધ થાય છે.
તેમની વચ્ચે-સંગઠન થઇ શકતું નથી,
દરેક પોતપોતાના વાડા -"વાદ" –મંદિરો ને આશ્રમો બનાવી ને બેસી જાય છે.

આવા લોકોને સત્ય ની ચિંતા એટલી થતી નથી,જેટલી પોતાને સત્યવાદી કહેવડાવવાની થાય છે.
એટલે તેઓનો પ્રયાસ ખાલી "બીજા ની નજરે કેમ પડાય?કેમ સારા દેખાવાય?" તે પુરતો જ હોય છે.
લોકો પોતાની પાસે આવી ક્યારે તેમને પૂજે ને તેમની વાહવાહ કરે તેની રાહ જોઈને બેઠેલા હોય છે.
હા,એ સાચું છે કે-તે કોઈ એક વાતે મહાન દેખાય કે હોઈ શકે,પણ બધી દ્રષ્ટિએ તે મહાન હોતા નથી.

"સત્ય" એ નિરપેક્ષ અને "એક" જ છે.એમાં મારું સત્ય-તારું સત્ય-આ સત્ય-એવું હોઈ શકે જ નહિ.
સદગુણ-સંપન્ન વ્યક્તિઓમાં "સાત્વિક અહંકાર" હોય છે તેથી તે સંગઠિત થઇ શકતા નથી.
જયારે દુર્ગુણ ની પ્રવૃત્તિઓ છૂપી (સંતાયેલી) છે,દુર્ગુણો વાળો પોતાની પ્રવૃત્તિઓ ગુપ્ત રાખે છે,
તેથી કોઈ એક દુર્ગુણવાળાની નેતાગીરી સ્વીકારવામાં બીજા દુર્ગુણીને વાંધો થતો નથી.
રાવણ દુર્ગુણો નો નેતા છે.ને દુર્ગુણો નું સંગઠન કરીને જીત પર જીત મેળવે છે.

રાવણ ની પાસે,મુનિઓનું શાસ્ત્ર-જ્ઞાન છે,તે શાસ્ત્ર-પંડિત છે,વળી તેની પાસે રાજાઓનું શસ્ત્ર-જ્ઞાન પણ છે.
વિશ્વામિત્ર જયારે યજ્ઞ-રક્ષા અર્થે રામ-લક્ષ્મણની માગણી કરવા આવે છે,
ત્યારે રાવણ નું નામ સાંભળી,દશરથરાજા ફફડી ઉઠે છે,
જનકરાજા નું પણ તેવું જ છે.સ્વયંવર વખતે તેની (રાવણની) સાથે ઝગડો કરવા કોઈ રાજી નહોતું.

વશિષ્ઠ ને વિશ્વામિત્ર ની વિચારધારાઓ પણ અલગ છે.
વિશ્વામિત્ર પ્રચંડ પુરુષાર્થવાદી છે તો વશિષ્ઠ વિધિ-વાદી છે.
વિશ્વામિત્ર તપના પુરુષાર્થ દ્વારા ક્ષત્રિય મટી બ્રહ્મર્ષિ-પદ ને પામે છે,તે માને છે કે
પુરુષાર્થ દ્વારા બધું જ ધર્યું બની શકે છે.
જયારે વશિષ્ઠ માને છે કે-સૌ પોતપોતાના કર્મ (નિયતી) પ્રમાણે પામે છે માટે તેને અનુકૂળ થવું તે ધર્મ છે.
શ્રીરામ આ બંને વિચારધારા નો સમન્વય કરાવે છે,ને વશિષ્ઠ અને વિશ્વામિત્ર ને ભેગા કરે છે.
બંને ને પોતાના ગુરૂ માનીને બંને ને એક-સુત્રે બાંધે છે.

શ્રીરામે પુરુષાર્થ કરીને રાવણ ને હણ્યો,ને વાનર જેવા-પ્રાણીમાં પણ અન્યાય ની સામે થવાની ચેતના જગાડી.પુરુષાર્થ ના બળથી છકી ગયેલા રાવણ ને તેમણે તેનાં કર્મ નું ફળ ચખાડ્યું,નિયતીનું બળ દેખાડ્યું.
આમ શ્રીરામે પુરુષાર્થ અને વિધિ (નિયતી-કર્મ) બંને વિચારધારા નો સમન્વય કરી દેખાડ્યો.

વિશ્વામિત્રે એક ત્રિશંકુ માટે નવા સ્વર્ગ ની સ્થાપના કરી હતી,પણ શ્રીરામે રામરાજ્ય દ્વારા,પ્રત્યેક વ્યક્તિના જીવનમાં સ્વર્ગ ની સ્થાપના કરી.
આવેશ-અવતાર પરશુરામ થી આવા સમન્વય નું કામ,રામરાજ્ય નું કામ બની શકે તેમ નહોતું,
એટલે શ્રીરામના અવતાર ની આવશ્યકતા સિદ્ધ થઇ છે.

ત્યાર પછી તો વિભીષણ પાલખી લઈને આવે છે ને સીતાજી ને તેમાં બેસાડી રામજી પાસે લઇ જાય છે.
હવે શ્રીરામે રાવણને મારવાની કરેલી લીલા નો અંત આવે છે.પંચવટીમાં શ્રીરામે સીતાજી ને કહેલું કે –
હવે લીલા કરવાનો સમય આવ્યો છે.તમારા સ્વરૂપને મારામાં પ્રવેશ કરાવી ને છાયા- સ્વરૂપ થઇ જાઓ,
ત્યારે સીતાજીએ અગ્નિને સમર્પિત થઇ ,પોતાના સ્વરૂપને શ્રીરામમાં પ્રવેશ કરાવ્યું હતું તે છાયા-સ્વરૂપને
આજે ફરી અગ્નિને સમર્પિત કરીને અને પોતાના "લૌકિક કલંક"બાળી ને  સાચા સીતાજી પ્રગટ થાય છે.

સત્ય માં જોવા જાવ તો,જેમ સૂર્ય અને સૂર્ય-પ્રકાશ એક છે,ભક્ત અને ભક્તિ એક છે,શિવ અને શક્તિ એક છે.
તેમ રામ અને સીતા એક જ છે,સીતાજી તો સદાય શ્રીરામના હૃદયમાં વસે છે.

સીતાજી શ્રીરામના ડાબા પડખે વિરાજ્યાં.એક તરફ લક્ષ્મણજી અને બીજી બાજુ હનુમાનજી ઉભા છે.
પરમાનંદ થયો છે.દેવો આવી ને શ્રીરામની સ્તુતિ કરે છે.
સ્તુતિ કર્યા પછી ઇન્દ્રે પ્રભુ ને વિનંતી કરી કે-મને કંઈક આજ્ઞા કરો.

ત્યારે પ્રભુ એ કહ્યું કે-મારા જે વાનરો ને રીંછો આ યુદ્ધમાં મર્યા છે તેમને સજીવન કરો.
સાચે તો પ્રભુ પોતે એક ઈચ્છાથી સૃષ્ટિ ની ઉત્પત્તિ અને લય કરવાવાળા છે,તે ઇન્દ્રને આવી વિનંતી
શુ કામ કરે?પોતે સમર્થ છે છતાં ઇન્દ્રને જશ આપવા માગે છે.પ્રભુ ની આ જ મોટાઈ છે.
ઇન્દ્રે અમૃત વરસાવી ને વાનરો ને રીંછો ને સજીવન કર્યા.ત્યારે સજીવન થયેલા તે બધા-
"શ્રીરામ નો જય હો" કરતા રામના ચરણ પાસે દોડી આવ્યા.

ઇન્દ્રે રણ-ક્ષેત્ર માં અમૃત ની વર્ષા કરી –તો તે વખતે રણ-ક્ષેત્ર માં રાક્ષસો પણ મરેલા પડ્યા હતા,
તો તે કેમ જીવતા ના થયા?માત્ર વાનરો અને રીંછો જ કેમ જીવતા થયા?
મહાત્માઓ તેનું રહસ્ય કહેતાં કહે છે કે-રાક્ષસો રામાભિમુખ થઈને,એટલે કે રામજી ની સામે તેમના
મુખારવિંદ નાં દર્શન કરતાં કરતાં લડ્યા હતા,ને મરતી વખતે શ્રીરામનાં દર્શન થતાં તેમના મન રામાકાર
થઇ ગયા હતાં,તેથી શ્રીરામે તેમને મુક્તિ દઈ દીધી હતી.તેઓ પ્રભુના ધામ માં ગયા હતા,અને ત્યાં ગયા
પછી જીવ પાછો ફરતો નથી. એટલે એ પાછા કેમ આવે?
જયારે વાનરો અને રીંછો તો ભગવાન ની લીલા નો અંશ હતા,
તેથી ભગવાને ઈચ્છા કરી તેમને પાછા બોલાવી લીધા હતા.

ત્યાર પછી વિભીષણે,પ્રાર્થના કરી કે-હે પ્રભુ આ રાજ્ય અને આ સંપત્તિ આપનાં જ છે,તેનો તમે સ્વીકાર કરો.
શ્રીરામ કહે છે કે-તારી ભાવના સાચી છે,પણ એ બધું મેં તને સોંપી દીધું,એટલે હવે હું કશાનો યે સ્વીકાર
કરીશ નહિ,પણ તેમાંથી તારે વાનરો અને રીંછોને જે આપવું હોય તે આપ.
પછી શ્રીરામે કહ્યું કે-મને મારો ભાઈ ભરત બહુ યાદ આવે છે,વનવાસની અવધિ હવે પુરી થવા આવી
છે,અને જો તે અવધિ ચુકીશ તો મારા ભાઈને હું જીવતો જોવા પામીશ નહિ.

ત્યારે વિભીષણે,કુબેર નું પુષ્પક વિમાન શ્રીરામની સેવામાં અર્પણ કર્યું.
આખું વિમાન ભરીને તે વસ્ત્રાભૂષણો,રત્નો વગેરે - લઇ આવ્યો હતો તે તેણે સર્વ વાનરો અને રીંછોમાં
વહેંચ્યું.વાનરો ને રીંછો તે પહેરીને રામજીને બતાવે છે,રામજી હસી ને તેમનાં વખાણ કરતાં કહે છે કે-
હે દોસ્તો,તમારા જ બળથી મેં રાવણ ને માર્યો છે,હું તમારો ઘણો ઋણી છું,તમારો જશ વ્યાપી રહો.
આ સાંભળી વાનરો કહે છે કે-તમે અમને મોટાઈ આપો છો,પણ અમે જાણીએ છીએ કે-
મચ્છર ગરુડ ને શું મદદ કરી શકે?

ત્યાર પછી શ્રીરામે સર્વ વાનરો ને અને રીંછો ને પોતપોતાના સ્થાને પાછા જવાનું કહ્યું.

આ સાંભળી ને બધા ધ્રુસકે-ધ્રુસકે રડી પડ્યા.અને કહે છે કે-આ આજ્ઞા અમારા થી નહિ પાળી શકાય.
કારણ-કોઈને પણ શ્રીરામ થી છૂટા પડવાનું મંજુર નહોતું.

ખૂબ ખૂબ વહાલ કરીને શ્રીરામે બધાને સમજાવી ને તેમને તેમના ઘર ભણી વાળ્યા.
પણ જતાં જતાં પણ બધા પૂંઠ વાળીને જુએ છે કે-કંઈ કરતાં પણ રામજી પાછા બોલાવે છે!

હનુમાનજી,સુગ્રીવ,નલ,નીલ,જાંબવાન અને વિભીષણે-રામજી ની સાથે અયોધ્યા જવાની ઈચ્છા પ્રદર્શિત કરી,ત્યારે શ્રીરામે કૃપા કરીને તેમની એ ઈચ્છા માન્ય કરી.
ત્યાર બાદ ,બધા પુષ્પક વિમાનમાં ચડયા.ને વિમાને ઉત્તર તરફ,અયોધ્યા ભણી પ્રયાણ કર્યું.

કહે છે કે-પુષ્પક વિમાન પહાડ જેવડું મોટું હતું,તેમાં અસંખ્ય માળ અને ઓરડાઓ હતા.અને તેને સુવર્ણ ની ઘંટડીઓ થી શણગારેલું હતું,અને માલિક ની ઈચ્છા પ્રમાણે ઉડતું હતું.!!!!!!
શ્રીરામ-સીતા એક ઉંચા આસન પર વિરાજ્યા અને શ્રીરામ સીતાજી ને નીચે આવતી બધી જગ્યાઓ બતાવતા જાય છે,"જુઓ,આ સમુદ્ર પર નો પુલ,અને આ રામેશ્વર કે જેની મેં સ્થાપન કરી હતી"

તીર્થરાજ-પ્રયાગ આગળ ભરદ્વાજ મુનિના આશ્રમ આગળ વિમાન ને ઉતારી સૌએ ત્યાં મુકામ કર્યો.
અને ત્રિવેણીમાં સ્નાન કર્યું.શ્રીરામ-ને જોઈ સૌ આશ્રમ-વાસીઓ આનંદમાં આવી ગયા.
તેમણે જયઘોષ કર્યો."સિયાવર રામચંદ્ર કી જય"

<u>લંકા (યુદ્ધ) કાંડ સમાપ્ત</u>

<u>ઉત્તરકાંડ</u>

તીર્થરાજ પ્રયાગમાં શ્રીરામે,હનુમાનજી ને આજ્ઞા કરી કે-બ્રાહ્મણનું રૂપ લઇ તમે અયોધ્યા જાઓ,અને નંદીગ્રામ માં ભરતજી ને અમારા કુશળ સમાચાર અને આગમન ના સમાચાર કહી વહેલા પાછા આવો. પવન-પુત્ર હનુમાન તરત જ આકાશમાર્ગે ઉપડ્યા.ને ઘડીક માં તો નંદીગ્રામ પહોંચી ગયા.

હનુમાનજીએ બ્રાહ્મણ સ્વરૂપ લીધું છે,ને જુએ છે તો-વલ્કલ અને જટાધારી ભરતજી,દર્ભાસન પર બેસી, દીનભાવે શ્રીરામચન્દ્રજી ની પાદુકાઓ નું પૂજન કરતા હતા,તેમના મુખમાંથી અખંડ રામ-નામ નો ધ્વનિ નીકળતો હતો.અને આંખમાંથી અશ્રુઓનો પ્રવાહ વહેતો હતો.

ભરતજી ની રામ-ભક્તિ જોઈ ને હનુમાનજી વિહ્વળ થયા,અને તેમની આંખમાંથી પણ આંસુ વહેવા લાગ્યા. રામ-ભક્તિ અને રામ-ભક્ત એ હનુમાનજી ને સહુથી વહાલી વસ્તુ છે,તે એકદમ ભરતજી ના ચરણમાં પડી ગયા,અને કહેવા લાગ્યા કે-જેના વિરહમાં આપ રાત-દિવસ શોક કરો છો તે,
શ્રીરામજી,સીતાજી અને લક્ષ્મણજી સહિત,આવતી કાલે અહીં પધારે છે,તેઓ અતિ ક્ષેમ-કુશળ છે.

આ શબ્દો સાંભળતાં જ,તરસ્યા ને જેમ અમૃત મળે અને તૃષાનું દુઃખ ભૂલી જાય તેમ,
ભરતજી,બધું દુઃખ ભૂલી ગયા,તેમની આંખોમાંથી હર્ષ ના આંસુ વહી ચાલ્યાં.ઉભા થઇ તે એકદમ
હનુમાનજી ને ભેટી પડ્યા ને બોલ્યા-મને ફરી કહે,તુ મને ફરી કહે કે –શ્રીરામ ક્યારે પધારે છે?
હનુમાનજી કહે છે કે-શ્રીરામ આવતીકાલે વિમાનમાં અહીં પધારશે.આજે ભારદ્વાજ મુનિના આશ્રમ માં છે.

ભરતજી ને હજુ વિશ્વાસ ના થતો હોય તેમ ફરી ફરી હનુમાનજી ને તેનો તે જ પ્રશ્ન પૂછે છે.અને
હનુમાનજીને છેવટે કહે છે કે-તું કોણ છે? મને ફરીથી કહે કે શ્રીરામ મને યાદ કરે છે?
હનુમાનજી કહે છે કે-હું તો રામજી નો દાસ છું.
અને “હું રામજી નો દાસ છું” એમ સાંભળતા જ ભરતજી આવેશમાં આવી ફરી હનુમાનજી ને ભેટી પડ્યા.
ત્યારે હનુમાનજી એ પોતાનું અસલ રૂપ ધારણ કર્યું,ને પોતાની અસલી ઓળખાણ આપી.અને કહે છે કે-
પ્રભુ, આપ શ્રીરામને પ્રાણ સમાન પ્રિય છો,હે,તાત,મારું આ વચન બિલકુલ સત્ય છે.

ભરતજી ના આનંદનો પાર રહ્યો નથી,તેમણે કહ્યું કે-હે,હનુમાન,તમારાં દર્શનથી મારાં બધાં દુઃખ મટી ગયાં,
તમને મળ્યાથી મને હું શ્રીરામને મળ્યો હોઉં,તેટલો આનંદ થાય છે.
ને પછી તો ભરતજી અને હનુમાનજી શ્રીરામની વાતો કરવામાં મશગૂલ થયા,
ભરતજી ફરીફરી શ્રીરામના સમાચાર પૂછે છે ને હનુમાનજી ફરીફરી શ્રીરામના સમાચાર કહે છે.
નથી શ્રોતા ને એકની એક વાત સાંભળવામાં કંટાળો કે નથી વક્તાને કહેવામાં કંટાળો.
દુનિયામાં આવા શ્રોતા અને વક્તા મળવા મુશ્કેલ છે,
કહેવાય છે કે-હનુમાનજી તો આજે પણ પૃથ્વી પર રોજ રામકથા સાંભળતાં વિચરે છે ને રોજ
લાખવાર રામકથા સાંભળવા છતાં તેમણે એનો થાક નથી.”રામ” એ શબ્દ ઉચ્ચારતાં ની સાથે,
એમને તો આખી રામકથા સંભળાઈ જાય છે તેવા,તે રામકથા સાથે એકાકાર છે.

હનુમાનજી એવા અદભૂત શ્રોતા છે,વળી,એમને બોલવા બહુ ઓછું જોઈએ,તેવા,હનુમાનજી ની આજે
ભરતજી સામે જીભ ખુલી ગઈ છે,અને વક્તા થઇ ને બેઠા છે,રામજી ની કથા કહેતાં,એમની આંખોમાંથી
અશ્રુઓ નો પ્રવાહ વહ્યે જાય છે,ને શ્રોતા બનેલા ભરતજીની આંખોમાંથી પણ અશ્રુ-પ્રવાહ ચાલે છે.
ભરતજી વારવાર હનુમાનજી ને ભેટે છે,તેમના હ્રદય નો આનંદ સમાતો નથી.

આમ ઘણી ઘણી વાતો થઇ,ને છેવટે ભરતજી ની રજા લઈને હનુમાનજી શ્રીરામ પાસે પહોંચી ગયા.

ભરતજી ખૂબ જ આનંદ માં આવી ને નાચતા નાચતા અયોધ્યામાં આવી સહુ ને ખબર આપે છે કે-
“રામજી આવે છે.” અને આ ખબર સાંભળતાં જ આખા નગરમાં પણ આનંદ ની ભરતી આવી ગઈ.
સૌ તાબડતોબ રામજીના સ્વાગતની તૈયારી માં લાગી ગયા.

આજે રામજી આવે છે,ને તેમના સ્વાગત માટે રસ્તાઓ પર જળ છંટાયા ને ફૂલો વેરાણા.
આખા નગરમાં ધજા –પતાકાઓ ફરફરવા લાગી,સુવર્ણ ના થાળમાં દહી,દુર્વા,ફુલ,તુલસી-ભરીને
સૌભાગ્યવતી સ્ત્રીઓ ગાતી ગાતી રામનું સ્વાગત કરવા ચાલી,ને માથે સુવર્ણ-કલશો લઇ કન્યાઓ ચાલી.
બ્રાહ્મણો ને ઋષિમુનિઓ પણ ચાલ્યા,ને બાળક ને ઘરડાઓ  સિવાય ઘરમાં કોઈ રહ્યું નથી.
કૌશલ્યા વગેરે માતાઓ,વશિષ્ઠ,સુમંત્ર અને ભરત-શત્રુઘ્ન પણ રામનું સ્વાગત કરવા ચાલ્યા.

વિમાનમાંથી અયોધ્યા-પુરી નાં દર્શન થતા જ શ્રીરામે વિભીષણ-સુગ્રીવ ને એ બતાવી કહ્યું કે-
આ અયોધ્યાપુરી જેટલું મને બીજું કશું પ્રિય નથી.આ નગર પવિત્ર છે,આ સરયુ નદી પવિત્ર છે,
અને અયોધ્યાની ભૂમિ જ અતિ પવિત્ર છે.

શ્રીરામે જેવો વિમાનમાંથી ઉતરી ને ભૂમિ પર પગ મુક્યો કે –“સિયાવર રામચંદ્ર કી જે” ના ઘોષ થી
આકાશ ગાજી રહ્યું.વસિષ્ઠ મુનિ ને જોઈ,શ્રીરામે ધનુષ્ય-બાણ બાજુએ મૂકી ને દોડીને તેમને પગે પડ્યા.
વશિષ્ઠ મુનિએ તેમને ઉઠાડી ને ભેટી ને તેમના કુશળ પૂછ્યા.
ત્યાર પછી સર્વે ઋષિમુનિઓ ને મસ્તક નમાવી શ્રીરામે વંદન કર્યા,ત્યાં ભરતજી દોડતા આવી ને તેમના
ચરણોમાં ઢગલો થઈને પડ્યા.શ્રીરામ એમને ઉઠાડે છે પણ તે ઉઠતા નથી,પગ પકડીને પોતાના આંસુઓથી
તેમના પગ ને પખાળતા રહ્યા....! પરાણે શ્રીરામે એમને ઉઠાડી ને છાતી-સરસા ચાંપ્યા.
બંને ના રોમે રોમ માં હર્ષ વ્યાપી ગયો,ને બંને ના આંખોમાંથી અશ્રુ-પ્રવાહ વહે છે.
આ જોઈને આસપાસ ઉભેલાં સર્વ સ્ત્રી-પુરુષો નાં નેત્રોમાંથી પણ અશ્રુ-પ્રવાહ વહેવા લાગ્યો.
પરમાનંદ થયો છે.

શ્રીરામે ભરતનું કુશળ પૂછ્યું,પણ ભરતજી તો એવા આનંદ-વશ હતા કે તે બોલી શક્યા જ નહિ.
ભરતજીનું એ સુખ વાણી અને મનથી પર છે,એ તો જેને અનુભવ્યું હોય તે જ જાણી શકે.
બહુ વારે સ્વસ્થ થઇ ભરતજી એ શ્રીરામના ચરણોમાં તેમની પાદુકાઓ ધરી કહ્યું કે-
આપે જે રાજ્ય મને થાપણ તરીકે સોંપ્યું હતું તે આજે હું તમને પાછું સોંપું છું,આજે મારો જન્મ સાર્થક થયો,ને
હું પરમ ભાગ્યશાળી છું.કે,આજે હું અયોધ્યા ને રાજા ને અયોધ્યામાં આવેલા જોઉં છું.
આપનાં તેજ અને બળ ના પ્રતાપે અયોધ્યાની સંપત્તિ પણ ચૌદ વર્ષમાં દશ-ગણી થઇ ગઈ છે.

શ્રીરામનાં દર્શન કરીને અયોધ્યા-વાસીઓ પણ પ્રેમ-વિભોર બની ગયા હતા,તેથી શ્રીરામે એવી લીલા કરી
કે,
અનેક-રૂપ ધારણ કરીને સૌ ને એક સાથે જ મળ્યા.જેનો જેવો ભાવ તેવા ભાવે શ્રીરામ તેમને મળ્યા.
ત્યારે કૌશલ્યા અને સર્વ માતાઓ રામને મળવા દોડી.
તુલસીદાસજી કહે છે કે-નવી વિયાયેલી ગાયો વાછરડાં ને છોડી ને આખો દિવસ વનમાં ચરવા ગઈ હોય,
અને સાંજે વાછરડાં ને મળવા-હંભા-હંભા-કરતી દોડે તેમ માતાઓ શ્રીરામ તરફ દોડી.

રામજી સર્વ માતાઓ ને મળ્યા ને વંદન કર્યા.માતાઓ વિચાર કરી રહી કે-આવા સુકુમાર શરીરે રાવણ ને
કેવી રીતે માર્યો હશે?સુમિત્રા-માતા લક્ષ્મણજી ને છાતીએ વળગાડી રહ્યાં.પુત્ર ની રામચરણમાં રતિ જોઈ,
માતાના હર્ષનો ને ગર્વ નો પાર નહોતો.સુમિત્રાજી નું સમર્પણ અદભૂત છે.
સીતાજી પણ સર્વ સાસુઓને પગે લાગ્યાં અને સર્વ ના આશીર્વાદ લીધા.

પછી શ્રીરામે વિભીષણ,સુગ્રીવ,હનુમાન વગેરેની ઓળખાણ વશિષ્ઠ જી ને કરાવી કહ્યું કે-
આ બધા મારા મિત્રો છે ને તેઓ મને ભરત અને ભાઈઓ સમાન વહાલા છે.
સર્વે મિત્રોએ પણ વશિષ્ઠ અને કૌશલ્યા મા ને પ્રણામ કર્યા ત્યારે કૌશલ્યા મા એ કહ્યું કે-
તમે બધા મને રામ સમાન વહાલા છો.

શ્રીરામ નગરમાં પધાર્યા,એ વખતે નગરની શોભા જોઈ ને દેવો પણ લજાઈ ને કહેવા લાગ્યા કે-
સ્વર્ગ તો આ અયોધ્યા નગરી આગળ તુચ્છ છે.
આખા રસ્તા પર શ્રીરામ પર અવિરત પુષ્પ ની વૃષ્ટિ થતી રહી.અને આરતી ઉતરાતી રહી.

રાજભવન આગળ આવી ને શ્રીરામ પહેલાં કૈકેયી ના આવાસમાં ગયા ને પ્રેમ થી ભેટ્યા,પછી
બીજી માતાઓના ભવન માં જઈ ને તેમને ભેટી,પગે લાગી આશીર્વાદ લીધા.

વૈશાખ સુદ પાંચમ ના દિવસે શ્રીરામે અયોધ્યામાં પુનઃપ્રવેશ કર્યો, અને સાતમ ના દિવસે અયોધ્યાના
રાજસિંહાસન પર તેમનો રાજ્યાભિષેક થયો.
સૌ પ્રથમ શ્રીરામે ભરત અને લક્ષ્મણ ની જટા ઉતારી અને ત્રણે ભાઈઓને પોતાના હાથે સ્નાન કરાવ્યાં.
અને પછી પોતે પણ જટા ઉતારી સ્નાન કર્યું.પોતે ભાઈઓની સેવા કરે છે પણ ભાઈઓની સેવા લીધી નહિ.
શ્રીરામ કહે છે કે-રાજાથી સેવા કરાય,સેવા લેવાય નહી. શ્રીરામ આવા ઉચ્ચ આદર્શ સાથે શરૂઆત કરે છે!!

સ્નાન પછી શ્રીરામને, શત્રુઘ્ને શણગાર્યા,અને સીતાજીને, કૈકેયી એ શણગાર્યા.
વશિષ્ઠમુનિએ શ્રીરામ અને સીતાજી ને રાજ-સિંહાસન પર બેસાડ્યા.
સીતાજી,શ્રીરામની ડાબી બાજુએ,વિષ્ણુ ની પડખે લક્ષ્મી શોભે તેમ શોભી રહ્યાં.
સૌ પ્રથમ વશિષ્ઠમુનિએ શ્રીરામ ને રાજ તિલક કર્યું,ને તેમના મસ્તક પર ઇક્ષ્વાકુવંશનો રાજમુગટ મુક્યો.
ચારેકોર “સિયાવર રામચંદ્ર કી જે” નો ઘોષ ગાજી રહ્યો.

પછી સર્વ ઋષિ-મુનિઓ અને બ્રાહ્મણોએ વિધિ કર્યો.કૌશલ્યા અને માતાઓએ હર્ષથી સીતારામની આરતી
ઉતારી,આકાશમાં ગંધર્વો ગીત ગાવા લાગ્યા,ને દેવો પુષ્પ વરસાવવા લાગ્યા,દુંદુભિ-નગારાં વાગ્યાં,
ભરતજી છત્ર ધરી ઉભા રહ્યા,લક્ષ્મણજી ચમાર ઢોળવા લાગ્યા,ને શત્રુઘ્ન પંખો નાખવા લાગ્યા.
હનુમાનજી ચરણ આગળ બેસી ગયા.

તુલસીદાસજી કહે છે કે-આ શોભા અને સુખ નું કોઈ વર્ણન કરી શકે તેમ નથી.
એનો રસ અને આનંદ તો,કેવળ એક શિવજી જ જાણે છે.-“સો રસ જાન મહેશ”

રાજ્યાભિષેક પ્રસંગે,બ્રાહ્મણો ને,યાચકો ને,દીન-દરિદ્રને પુષ્કળ ધન આપવામાં આવ્યું,
યાચકો –અયાચક (ફરી માંગવું ના પડે તેવા) બની ગયા તો દીન-દરિદ્ર, શ્રીમંત બની ગયા.
શ્રીરામે અંગદ,સુગ્રીવ વગેરે ને મહામુલી ભેટો આપી.અને સીતાજી ને પણ એક મણિ-મુકતા નો હાર
પહેરાવ્યો,સીતાજીએ તે હાર પોતાની ડોકમાંથી કાઢીને સભા પ્રતિ જોઈ રહ્યા છે,ત્યારે શ્રીરામ તેમના
મન નો ભાવ સમજી ગયા અને કહ્યું કે-તમે જેના પર પ્રસન્ન હો.તેને આ હાર ખુશીથી આપો.

આ સાંભળી,સીતાજી ની પ્રસન્નતાનો પાર ના રહ્યું,ને તેમણે તે હાર,રામજી ચરણ આગળ બેઠેલા,
હનુમાનજી ની ડોકમાં પહેરાવી દીધો.આખી સભામાં જયજયકાર થઇ રહ્યો.
શ્રીરામના રાજયાભિષેક સાથે જાણે હનુમાનજી નો પદાભિષેક થઇ ગયો..!
શ્રીરામની સાથે હનુમાનજી નો જય પણ ગાજી રહ્યો.

એક એવી કથા છે કે-જયારે સીતાજીએ હનુમાનજી ને હાર પહેરાવ્યો,ત્યારે હનુમાનજી એ હાર ને ફેરવી ફેરવી ને જોઈ રહ્યા,પછી હાર ના એક એક મોતીને દાંત થી તોડી-તોડીને જોઈ ને ફેંકી દેવા લાગ્યા.
ત્યારે શ્રીરામે એ જોઈ પૂછ્યું કે-અરે આ શું કરો છો?
હનુમાનજી કહે છે કે-હું તો જોઉં છું કે આમાં મારા રામ ક્યાં છે?જેમાં મારા રામ ના હોય તેની મારે મન કોઈ કિંમત નથી. એ ચીજ મારા કામ ની નહિ.

આ સાંભળી શ્રીરામ એકદમ સિંહાસન પરથી ઉભા થઈને હનુમાનજી ને ભેટી પડ્યા.ને બોલ્યા કે-
હે.કપિવર,જ્યાં સુધી જગત રહેશે,ત્યાં સુધી પૃથ્વી પર મારી કથા રહેશે,અને
જ્યાં સુધી મારી કથા રહેશે,ત્યાં સુધી તમારી કીર્તિ અને તમારા “પ્રાણ” રહેશે. તમે અજર-અમર થશો.
તમે મારા પર અસંખ્ય ઉપકારો કર્યા છે,તેમાંના એક એક ઉપકારના બદલામાં હું મારા પ્રાણ દઉં તો પણ, તમારું ઋણ વાળી શકાય તેમ નથી,તો બધા ઉપકારો નું ઋણ કેવી રીતે વાળી શકું?પ્રતિ-ઉપકાર થી ઋણ વળે છે,પણ હુ તો,તમારો ઋણી જ રહીશ.તમારું ઋણ પ્રતિ-ઉપકાર થી વળે તેવું નથી.
સભામાં ફરીથી જયજયકાર વ્યાપી રહ્યો.

યુવરાજ પદ સ્વીકારવા માટે,ભરતજી એ પહેલેથી જ ના પાડેલી,એટલે શ્રીરામે લક્ષ્મણજી ને કહ્યું કે-
હું તારો યુવરાજ પડે અભિષેક કરવા માગુ છું.લક્ષ્મણજી એ પણ સવિનય તે પદ સ્વીકારવાનો ઇન્કાર કર્યો.એટલે શ્રીરામે ભરતજી ને ફરી આગ્રહ કરી ને તેમનો (ભરતજી નો) આગ્રહ છોડાવ્યો,
ને છેવટે શ્રીરામે ભરતજી ને જ યુવરાજ-પદે સ્થાપ્યા.

ચારે-વેદો ચારણ નું રૂપ ધારી ને શ્રીરામના દરબારમાં આવ્યા,એમને શ્રીરામના ચરણોમાં પ્રણામ કર્યા ને પછી સ્તુતિ કરી.કે- હે,સગુણ અને નિર્ગુણરૂપ,આપનો જય થાઓ, હે શરણાગત નું રક્ષણ કરનારા, આપનો જય થાઓ,હે,નાથ,જેના પર આપની કૃપા-દૃષ્ટિ થાય છે,તે જ માયાના ત્રિવિધ તાપથી બચે છે,
હે,ભવ-કષ્ટ-નાશન,અમારી રક્ષા કરો,અમે તમને નમસ્કાર કરીએ છીએ.

હે,હરિ,જે લોકો અભિમાનમાં મદોન્મત બની આપની ભક્તિનો અનાદર કરે છે,તેમને ઉચ્ચ પદ થી નીચે પડતા અમે જોયા છે,પરંતુ,જેઓ દૃઢ વિશ્વાસથી આપના દાસ થઈને રહે છે,તેઓ કેવળ આપનું નામ જપી, સંસાર સાગરને સહેલાઈથી તરી જાય છે.તે પણ અમે જાણીએ છીએ.
હે,કરુણા ના ધામ,હે,સદગુણો ની ખાણ,હે દેવ,અમારા પર કૃપા કરી અમને એ વર આપો કે-
મન,વચન,કર્મ થી અમે આપનાં ચરણોમાં જ પ્રેમ કરીએ.

વેદો,આમ પ્રાર્થના કરી ને વિદાય થયા,પછી ભગવાન શંકર પધાર્યા,તેમનું રોમરોમ શ્રીરામને જોઈને હર્ષથી નાચતું હતું,રાવણના વધ પછી તેમણે શ્રીરામને કહેલું કે-રાજ્યાભિષેક વખતે હું આવીશ,
તે પ્રમાણે તેઓ આજે આવી પહોંચ્યા હતા,હર્ષ-પુલકિત થઇ ગદગદ સ્વરે તેમણે પ્રાર્થના કરી.અને
અંતે કહે છે કે-હું ફરીફરી આપની પાસે એ વરદાન માગું છું કે મને આપનાં ચરણ-કમળમાં અનન્ય ભક્તિ અને સદા સત્સંગ પ્રાપ્ત થાઓ,હે,શ્રીરંગ,મને પ્રસન્ન થઇ ને આ વર આપો.
<u>“બાર બાર બર માગઉ,હરષી દેઉ શ્રીરંગ,પદસરોજ અનપાયની, ભગતિ સદા સત્સંગ.”</u>

શ્રીરામનું રાજ્ય-એટલે રામ-રાજ્ય.આજે પણ લોકો રામ-રાજ્ય ને યાદ કરે છે,
પ્રત્યેક ભારત-વાસીના અંતરમાં રામ-રાજ્ય જોવાની આકાંક્ષા રહી છે.
રામ-રાજ્ય માં કોઈ દુઃખી નથી.કોઈ દરિદ્ર નથી!!
દાન કરવાનો લોકો નો એવો સ્વભાવ થઇ ગાયો છે કે,લોકો ને કશું સંઘરવાનું મન થતું નથી.
દાન દીધા જ કરે છે,દાન લેનારા વળી બીજા ને દે છે.કારણ કે દરિદ્રતા ક્યાંય રહી નથી.અને
અસંતોષ પણ ક્યાંય નથી!! લઈને રાખવું ક્યાં? એટલે માટે દાન દીધા કરે છે.

ક્યાંય કોઈ વાતનો શોક નથી,બધા ધર્મ-પરાયણ જીવે છે,ને બીજાને સુખી કરવામાં સુખ માને છે.
સૌ એકબીજાના પર સ્નેહભાવ રાખે છે,અને પરસ્પર વિશ્વાસ થી કામ કરે છે,કોઈને પણ કોઈની સામે વેર નથી,વેર શા માટે કરવું તે પણ કોઈ જાણતું નથી.

સત્ય,દયા,તપ અને દાન એ ધર્મ ના ચાર પગ છે.
રામરાજ્ય માં એ ચારે પગે સ્થિર છે.બધાં શરીરે નિરોગી છે.કોઈ દીન નથી કે કોઈ દુઃખી નથી,
કોઈ મૂર્ખ નથી કે કોઈ મૂઢ નથી.દંભ કે કુડકપટ નથી.સૌ હળીમળીને,એકબીજા પર વિશ્વાસથી રહે છે.
ને એકબીજા ને સહાય કરવામાં તત્પર રહે છે.
રામરાજ્યમાં બધા પુરુષો એક-પત્નીવ્રત પાળે છે ને સ્ત્રીઓ પતિપરાયણ રહે છે.

સામ,દામ,દંડ અને ભેદ-એ ચાર રાજનીતિ ના પાયા ગણાય છે,રાજાઓ શત્રુઓ સામે ને પ્રજાપાલન માં આ નીતિ નો ઉપયોગ કરે છે.પરંતુ,રામરાજ્યમાં ચોર-લુંટારા નહોતા,અધર્મ અને અનીતિ કરનાર નહોતા,
કે શત્રુ પણ નહોતા.એટલે દંડ કે ભેદ નીતિ નો ત્યાં ઉપયોગ થતો જ નહોતો.
જેમાં દંડ કે ભેદ ની જરૂર જ ના પદે તે જ સાચો માનવ-સમાજ.અને તે શ્રીરામે જગતને બતાવ્યું છે.
બાહ્ય કાયદા કાનુન થી નહિ પણ હૃદય-મન ના પરિવર્તન થી જ આ સ્થિતિ સિદ્ધ થઇ શકે.

તુલસીદાસજી કહે છે કે-રામરાજ્ય માં કોઈ ને કાળ નું દુઃખ નથી,કર્મ નું દુઃખ નથી.
દુઃખો બધાં શ્રીરામે પોતાના માથા પર લઇ લીધાં ને પોતાનો સ્વાભાવિક આનંદ સર્વ ને છૂટે હાથે વહેંચ્યો.

ચિત્રકૂટ માં ભરતજી મળ્યા ત્યારે શ્રીરામે કહેલું કે-આપણે બે ભાઈઓ વિપત્તિ વહેંચી લઈએ.
અહીં સુખ વહેંચવાની વાત નથી કે બાપની મિલકત વહેંચવાની વાત નથી,પણ વિપત્તિ વહેંચવાની વાત છે.
ભરત ની તપસ્યા અને રામનો વનવાસ એ રામરાજ્ય નો પાયો છે.
લોકો શ્રીરામને ગાદીએ બેસાડી દે એટલે રામરાજ્ય થતું નથી!!!
કે માત્ર રામ ગાદીએ બેસે એટલે રામરાજ્ય થતું નથી!!

વનમાં જવાની વાત પર જો શ્રીરામે જનતાના મત લીધા હોત તો –
મંથરા ને કૈકેયી ના બે મત સિવાય ના બધા મત તેમને ગાદીએ બેસવાના મળત!!
પણ સાચે તો -રામરાજ્ય માં –એ બે મત પણ વિરુદ્ધમાં ના હોવા જોઈએ.

અરે,માનો કે-સર્વ સંમતિ હોય,ને કદાચ કૈકેયી ને મંથરા કહે કે –
રામ તમે ગાદી પર બેસો,તો યે રામરાજ્ય ન થાય..!!
રામ રાજ્યમાં કોઈ સત્તા ના સ્વામી નથી.રામરાજ્ય કોઈ વ્યક્તિ ની ભલાઈ કે બુરાઈ પર આધાર રાખતું નથી,પણ રામ-રાજ્ય એ “ધર્મ” નું રાજ્ય છે.”ત્યાગ” નું રાજ્ય છે.
બીજાનું દુઃખ પોતાને માથે ઉપાડી લઇ ને પોતાનું સુખ વહેંચવાનું રાજ્ય છે.

શ્રીરામ પોતે સિંહાસન (રાજ્ય) પાસે જતા નથી પણ સિંહાસન (રાજ્ય) તેમની પાસે આવે છે.
શ્રીરામ કહે છે કે-ભરતનું નામ મારા કરતાં પણ વધારે કલ્યાણકારી છે,ભરત મૂર્તિમાન “પ્રેમ” છે.
અને પ્રેમ થી મનુષ્યના હૃદયનું પરિવર્તન થઇ શકે છે.અને
મનુષ્યો ના હૃદય-પરિવર્તન વગર રામરાજ્ય થતું નથી.

એકલા શ્રીરામ,રામરાજ્ય બનાવી શકતા નથી,સાથે ભરત (ભરત નો પ્રેમ) જોઈએ.
ઈશ્વર અને પ્રેમ –એ બેનું મિલન થાય ત્યારે રામરાજ્ય સ્થપાય.
ભરત પોતાના,પ્રેમ-મય અને ત્યાગ ના જીવન દ્વારા રામ-નીતિ ને સમાજમાં પ્રત્યક્ષ કરે છે,

અને લોકો ના હૃદય નું પરિવર્તન કરે છે,ત્યારે રામરાજ્ય થાય છે.

રામરાજ્યમાં પશુ-પંખીઓ પણ વેર-ભાવ ભૂલી ગયા હતાં.વનમાં પશુઓ નિર્ભય થઈને ફરતાં.
બધાં અરણ્યો-એ અભયારણ્યો બની ગયા હતાં.વૃક્ષો ફળ થી લચી પડતાં હતાં,પક્ષીઓ મધુર કલરવ
કરતાં હતાં ને શીતલ,મંદ અને સુગંધી પવન વાતો હતો.(શુદ્ધ પર્યાવરણ!!)

રામરાજ્યમાં ધરતી ધાન્ય થી ભરપૂર હતી,માંગ્યા મેહ વરસતા,નદી-સરોવરો નિર્મળ જળથી છલકાતાં
રહેતાં,પર્વતો હીરા-માણેક ની ખાણો પ્રગટ કરતા,સમુદ્ર રત્નો ઠાલવતો,ચંદ્ર અમૃતમય કિરણોથી પૃથ્વી ને
પ્રસન્ન રાખતો અને સૂર્ય જરૂર જેટલો જ તપતો!!

રામરાજ્યમાં કોઈ દુઃખી નહોતું,પણ બે જણા પોતાના ધંધા માટે પસ્તાતા હતા-વૈદ્યો ને વકીલો.
લોકો માંદા પડતા નહોતા અને મરવા-કાળે, બહુ સંતોષથી,સુખથી,શાંતિથી પ્રાણ ત્યજતા હતા,
તેથી વૈદ્યો ની તેમને બહુ ગરજ નહોતી.કે વૈદ્યો ની જરૂર નહોતી.
તેવું જ વકીલોનું હતું,લોકો ન્યાય-નીતિ થી ચાલતા હતા,એટલે કજિયા થતા જ નહોતા.
આથી જ રામરાજ્યમાં વૈદ્ય ને વકીલો નો ધંધો હલકો ગણાતો હતો.
પૃથ્વી પર ચોમેર શ્રીરામ નો યશ ફેલાયો હતો,શ્રીરામનું નામ સાંભળતાં જ લોકો તેમને પગે લાગતા હતા,
ને શ્રીરામના જ ગુણ ગાતા. પૃથ્વી પર આવો યુગ કદી આવ્યો નહોતો.

શ્રીરામ સર્વમાં રહેલા છે,ને તે સર્વ ને આનંદ આપે છે,આખી સૃષ્ટિ રામની કીર્તિ-રૂપ છે.
સુખ,માન સંયોગ વગેરે શબ્દો ના વિરોધી શબ્દો-જેમકે-દુઃખ,અપમાન,વિયોગ-વગેરે જોવા મળે છે,
પણ જગતમાં એક “આનંદ” એ શબ્દ એવો છે કે-જેનો કોઈ વિરોધી શબ્દ જોવા મળતો નથી.
કારણ કે આનંદ એ પરમાત્મા નું સ્વરૂપ છે.

જગતને આનંદ શ્રીરામ આપે છે,અને શ્રીરામને આનંદ સીતાજી આપે છે.
સીતાજી એ કોઈ સ્ત્રી નથી પણ આહ્લાદિકા-“શક્તિ” છે.
જેમ સૂર્ય અને સૂર્ય-પ્રકાશ અભિન્ન છે તેમ શ્રીરામ અને સીતા અભિન્ન છે.
પરમાત્મા ની “દયા” અને કૃપા”-ની શક્તિ” નું જ બીજું નામ સીતાજી છે.

નિર્વિશિષ્ટ (નિરાકાર) બ્રહ્મ ની કોઈ પૂજા કરી શકતું નથી,
પૂજા તો “શક્તિ-વિશિષ્ઠ” (સાકાર) બ્રહ્મ ની જ થાય છે.
મહાત્માઓ કહે છે કે-પાણીમાં રહેલા માછલા ને પાણી ની ઠંડક મળે છે,પણ તેને પાણી પીવા,પાણી ની બહાર
આવવું પડે છે,પાણી માં રહેવા છતાં માછલી “પ્યાસી” રહે છે,
એમ (નિરાકાર) બ્રહ્મ-રસ માં મગ્ન બનેલા મહાત્માઓની
હાલત “પાનીમેં મીન (માછલી) પિયાસી” જેવી છે.તેમને અગાધ શાંતિ મળે છે પણ આનંદ મેળવવા માટે
બ્રહ્મ-રસમાં થી બહાર નીકળી ભક્તિરસ માં આવવું પડે છે.ભક્તિરસ પીવો પડે છે.

જ્ઞાની જો ભક્તિ ને હસી કાઢે તો તે ભક્તિને નહિ પણ પોતાના જ્ઞાન ને જ હસે છે.
કારણકે જ્યાં સુધી દેહ-દશા નું ભાન રહે ત્યાં સુધી જ્ઞાની પણ જો ભક્તિને છોડે તો,તેનું પતન થાય છે.
ભક્તિ ના ટેકા વગર જ્ઞાન-એ અભિમાન બની જાય છે,તેવી જ રીતે
જ્ઞાન ના ટેકા વગર ભક્તિ સંકુચિત થઇ જાય છે,
પરમાનંદ માટે- જ્ઞાન,ભક્તિ સાથે વૈરાગ્ય પણ એટલો જ આવશ્યક છે.

રામરાજ્યમાં ચારે ભાઈઓ હળી-મળીને રહેતા હતા,સાથે જમતા અને સાથે જ સર્વ કાર્ય કરતા.

છેલ્લા ઘણા વખત થી ત્રણે ભાઈઓના મનમાં કંઈક પ્રશ્નો ઉઠતા,અને શ્રીરામજી ને તે પ્રશ્નો પૂછવાનું
મન તેમને થયા કરતું,પણ તેઓ પૂછી શકતા નહોતા.
એક વખત બધા સાથે બેઠા હતા ત્યારે સર્વે ભાઈઓ એ હનુમાનજીની સામે જોયું ને ઈશારાથી હનુમાનજી ને
કહ્યું કે-"અમારા વતી તમે જ એ પ્રશ્ન પૂછો." હનુમાનજી સર્વ નું હૃદય બની ગયા હતા,
શ્રીરામે હનુમાનજી સામે જોયું અને તે સમજી ગયા કે-તે કંઈક પૂછવા માગે છે.
તેથી તેમણે જ હનુમાનજી ને પૂછ્યું કે-હનુમાન શું છે?

હનુમાનજી એ હાથ જોડી કહ્યું કે-પ્રભુ,ભરતજી કંઈક પૂછવા માગે છે,પણ પૂછી શકતા નથી.
શ્રીરામે કહ્યું કે-ભરતમાં ને મારામાં કંઈ જુદાઈ નથી. "ભરત હિ મોહિ કછુ અંતર કાહુ?"
ભરતજી માં હવે હિંમત આવી ને તેમણે પૂછી નાખ્યું કે-
હે,પ્રભુ,સંત કોને કહેવો? ને અસંત કોને કહેવો? તેની હજુ મારા મનમાં પુરી ગડ (સમજ) પડતી નથી,
માટે આપ, જ એ સમજાવો.

ભરતજી નું જીવન એવું સરળ અને નિર્દોષ છે કે-એમને જગતમાં કંઈ અનિષ્ટ હોઈ શકે,કોઈ અસત્ હોઈ શકે,
એવો ખ્યાલ જ આવતો નથી,તો પછી તે સંત કે અસંત ને ઓળખે કેવી રીતે?
એમને તો બધાય સંત લાગે છે,એટલે જ શ્રીરામને પૂછે છે કે-અસંત ને ઓળખવો કઈ રીતે?

ત્યારે શ્રીરામ તેમણે સંતો નાં લક્ષણો જણાવે છે ને કહે છે કે-ભાઈ,સંત એ ચંદન જેવા, અને અસંત, કુહાડી
જેવા છે,કુહાડીનો સ્વભાવ કાપવાનો છે,તે ચંદન ને કાપે છે,જયારે ચંદન નો સ્વભાવ સુવાસિત કરવાનો છે,
તે પોતાને કાપનાર કુહાડીને પણ સુવાસિત કરે છે.
ચંદનનો આવો ગુણ છે એટલે તે દેવો ના તિલક માં વપરાય છે,દેવો ને માથે ચડે છે,ને પ્રિય થઇ પડે છે,
જયારે કુહાડી કાપે છે તો તેના પાના ને શિક્ષા મળે છે,તેને અગ્નિમાં તપાવી ને ટીપવામાં આવે છે.

બીજાઓના દુઃખ જોઈને સંતોને દુઃખ થાય છે,ને બીજાઓના સુખ જોઈ ને તે સુખી થાય છે.
સંતો સદા,સર્વત્ર,સર્વમાં સમ-ભાવ રાખે છે.તેમણે કોઈ શત્રુ નથી,કોઈ મિત્ર નથી,
તેમને નથી લોભ,ક્રોધ,મદ કે ભય.તેમનાં ચિત્ત બહુ કોમળ હોય છે,તેઓ દીન પર દયા કરે છે,ને
સર્વ ને માન આપે છે,પણ પોતે માન લેતા નથી.તેમને કોઈ કામના નથી,
વળી - સ્વભાવે,તેઓ, શીતળ,સરળ,નમ્ર અને પ્રસન્ન હોય છે.

સંતો નિંદા-સ્તુતિ ને સમાન ગણે છે,કોઈ એમની સ્તુતિ કરે તો તે ખુશ થતા નથી,અને નિંદા કરે તો નાખુશ
થતા નથી.જે મળ્યું છે તેનાથી તેમને સંતોષ છે,આ કેમ મળ્યું?ને પેલું કેમ ન મળ્યું?
એવો પ્રશ્ન જ તેમના મનમાં ઉઠતો નથી.

હે,ભરત,આ થઇ સજ્જનો ની વાત,હવે દુર્જનો લક્ષણો વિશે સાંભળ.
હરાયું (રખડી ખાતું) ઢોર,સારા ઢોર ને બગાડે,તેમ દુર્જનો નો સંગ સજ્જનોને પણ અસરકારક હોય છે.

દુષ્ટો ના દિલમાં ઈર્ષા ની આગ હોય છે,પારકી સંપત્તિ જોઈ ને એ આગ ભભૂકે છે,
પોતે પારકા ની નિંદા કરે છે અને પારકી નિંદા થતી હોય તો તેમને તે સાંભળવી ગમે છે.
તે દુષ્ટોને કોઈની સાથે વેર બાંધવા કોઈ કારણ ની જરૂર નથી પડતી,વગર કારણે તેઓ વેર બાંધે છે.
સજ્જન ગમે તેટલી ભલાઈ કરે પણ દુર્જન તો બુરાઈ જ કરવાનો.
દુષ્ટો નું લેવાનું જુઠ્ઠું,દેવાનું જુઠ્ઠું,ને તેમનું ભોજન પણ જુઠ્ઠું."ઝૂઠઈ લેના,ઝૂઠઈ દેના, ઝૂઠઈ ભોજન"

દુષ્ટો ઉપર- ઉપરથી મીઠું બોલે છે પણ તેમના હૃદયમાં હળાહળ ઝેર હોય છે.

પારકી વસ્તુ પડાવી લેવામાં જ તેમનું મન રહે છે,અતિ-લોભ જ એમનું ઓઢણ અને પાથરણ છે.
કોકનું સારું સાંભળી તેમને ટાઢ ચડી જાય છે ને કોઈ ને મુસીબતમાં જોઈ તેમને સુખ થાય છે.
ઉધઈ જેમ લાકડાને કોરી ખાય છે તેમ, તે દુષ્ટો પોતાના કુળ ને કોરી ખાઈ ને કુળનો નાશ કરે છે.
તેઓ માતા,પિતા,ગુરૂ કે બ્રાહ્મણ કોઈને માનતા નથી,દુનિયામાં માત્ર પોતે જ હોશિયાર છે તેમ સમજી ને
છેવટે તો તેઓ, પોતાનો નાશ કરે છે,સાથે સાથે સાથે બીજાઓનો પણ નાશ કરે છે.

સંત અને અસંત વિશે ટૂંકમાં જો કહેવું હોય તો-એમ કહી શકાય કે-બીજાને સુખી કરે તે સંત,અને
બીજાને દુઃખી કરે તે અસંત.જગતમાં પરોપકાર સમાન પુણ્ય નથી અને પરપીડન સમાન પાપ નથી.

ભરત,લક્ષ્મણ,શત્રુઘ્ન અને હનુમાનજી –એક ચિત્તે શ્રીરામની વાણી સાંભળી રહ્યા હતા.
દુષ્ટો નું વર્ણન સાંભળી ભરતજી કહે છે કે-આવા દુષ્ટો હોય તો સંસારમાં તેમની શી ગતિ થતી હશે?

શ્રીરામે કહ્યું કે-હે,ભાઈ,મનુષ્ય શરીર ધરી જે લોકો બીજાને દુઃખ દે છે,તે જન્મ મરણ ની ચક્કીમાં પિસાયા
જ કરે છે.તેવાઓનો હું (ઈશ્વર) કાળ છું,હું વારંવાર તેમને અસુરયોનિમાં જ નાખું છું.
પરિણામે જન્મે જન્મે તેઓ વધારે અધમ ગતિ ને પામે છે.

સંતોનાં સત્કર્મ અને દુષ્ટોનાં દુષ્કર્મો-ના ફળ આપનારો હું છું.
મારે એક બીજી વાત પણ અહીં કહેવી છે કે-
સત્કર્મ કરનાર શાણો ખરો,પણ,હું તેને ચતુર ગણતો નથી.સત્કર્મો પણ ધણી વખત બંધનરૂપ બને છે.
તેથી ચતુર અને હોંશિયાર પુરુષ શુભ-અશુભ ફળ આપનારાં કર્મો થી દૂર રહે છે.
તે જાણી લે છે કે-ગુણ અને દોષ સાચાં નથી,પણ માયાના રચેલા છે.
વળી ગુણ અને દોષ એ અલગ ચીજ નથી પણ એક જ છે,માયાને લીધે તે બે દેખાય છે.
તેથી સમજદાર-અને ડાહ્યો મનુષ્ય બંનેને (ગુણ અને દોષને) એક જ સમજી એ બંને થી દૂર રહે છે.
એ નથી ગુણ ની સામે જોતો કે નથી દુર્ગુણની સામે જોતો.

ગુણ-દુર્ગુણ ને જોવા નહિ, શુભ-અશુભ ફળ આપનારાં કર્મો નો ત્યાગ કરવો,અને
નિષ્કામ બનવું એનું નામ-“વિવેક” અને એ સિવાય નું બાકી બધું તે “અવિવેક”
વિવેક મનુષ્ય ને મુક્ત કરે છે ને અવિવેક મનુષ્ય ને બાંધે છે.

શ્રીરામ ની સંત-અસંત ની સમજાવટ સાંભળી, સૌ ભરત,લક્ષ્મણ,શત્રુઘ્ન અને હનુમાનજી ને આનંદ થયો.

શ્રીરામ ના દરબારમાં પણ ઘણીવાર જ્ઞાન ચર્ચા થતી.શ્રીરામ નો દરબાર બ્રહ્મ-જિજ્ઞાસુઓ અને
બ્રહ્મ-નિષ્ઠ મનુષ્યો ની સભા જેવો હતો,ઘણીવાર,ઋષિ-મુનિઓ,બ્રાહ્મણો,કે નાગરિકો-
શ્રીરામ ની સામે કોઈ પ્રશ્ન ઉપસ્થિત કરતા,અને શ્રીરામ એ વિશે માર્ગદર્શન આપતા.

આવી રીતે એકવાર દરબાર ભરાયો હતો,કે જેમાં વશિષ્ઠ અને બીજા ઘણા ઋષિ-મુનિઓ હાજર હતા.
બ્રાહ્મણો ને નગરજનો ની મોટી ભીડ થઇ હતી,તે જોઈ,શ્રીરામે નગરવાસીઓ ને કહ્યું કે-
હે,નગરવાસીઓ,મારી વાત સાંભળો,હું આજ્ઞા કરીને કંઈ કહેતો નથી,માટે મનમાં કોઈ પણ જાતનો સંકોચ
રાખ્યા વગર મારી વાત સાંભળજો,ને જો એ સાચી લાગે તો તે પ્રમાણે વર્તજો,અને જો હું કંઈ ખોટું કહેતો હોઉં
તો બેલાશક મને અટકાવજો.

શ્રીરામ કહે છે –બધા શાસ્ત્રો કહે છે કે આ મનુષ્ય શરીર દેવોને પણ દુર્લભ છે.મહાભાગ્યથી તે મળે છે.

આ શરીર એ મોક્ષ નું દ્વાર છે,માનવ શરીર ધારણ કર્યા પછી,જેણે એનો સદુપયોગ ના કર્યો,એ પરલોકમાં દુઃખ પામે છે ,ને તેને પાછળથી માથું પછાડી ને પસ્તાવા નો વારો આવે છે.

આ શરીર વિષય-ભોગ ભોગવવા માટે નથી મળ્યું.આ સંસાર ના ભોગો ક્ષણિક છે.દુઃખ ના દેનારા છે.
અરે,સ્વર્ગ ના ભોગો પણ ક્ષણિક અને અંતે તો,તે પણ, દુઃખો ને દેનારા જ છે.
એટલે મનુષ્ય શરીર મેળવી જે લોકો વિષય-ભોગમાં મન જોડે છે,તેઓ અમૃત ને બદલે વિષ લે છે.
પારસમણિ ને છોડી ને જે ચણોઠી લે,તો તેને કોણ બુદ્ધિશાળી કહેશે?

સંસાર તો સાગર છે,ને મનુષ્ય નું શરીર એ સંસાર તરવા માટેના વહાણ જેવું છે.ને
મારી કૃપા (ઈશ્વરની કૃપા) એ--તે વહાણ નો અનુકૂળ પવન છે.
અત્યંત દુર્લભ ચીજ (માનવ-શરીર) આટલી સુલભ થવા છતાં,જો મનુષ્ય સંસાર-સાગર તરે નહિ તો,એના જેવો કૃતઘ્ન કોણ?એના જેવો આત્મ-ઘાતી કોણ?
માટે હે,નગરજનો,જો આ લોકમાં અને પરલોકમાં સુખ ઇચ્છતા હો તો મારાં આ વચન પર વિચાર કરજો.

પછી શ્રીરામે,જ્ઞાન અને ભક્તિ ની વાત કરતાં કહ્યું કે-
જ્ઞાન દુર્લભ છે,તેની પ્રાપ્તિ ઘણી કઠિન છે,ઘણાં કષ્ટે જ્ઞાન પ્રાપ્ત થાય,તો પણ ભક્તિ વગર તે નિરર્થક છે,
ભક્તિ સ્વતંત્ર અને સર્વ સુખો ની ખાણ છે,અને સત્સંગ વગર મનુષ્ય ભક્તિ પામતો નથી.
આ સત્સંગ.પુણ્ય કર્યાં હોય તો જ પ્રાપ્ત થાય છે.
ભક્તિમાં જોઈએ માત્ર સરળ સ્વભાવ અને શ્રદ્ધા.
મનુષ્ય પોતાને ઈશ્વરનો ભક્ત કહેવડાવે અને બીજા કોઈ ની આશા કરે તો તેનો અર્થ એ થયો કે-
તેને ઈશ્વર પર જોઈએ એવી શ્રદ્ધા નથી.ભક્તિ માં શ્રદ્ધા નો અભાવ ચાલે જ નહિ.

શ્રીરામ કહે છે-કે-ટૂંકમાં કહું તો-જેને કોઈ સાથે વેર નથી,લડાઈ-ઝગડો  નથી,જે કોઈની આશા રાખતો નથી,
જેને કોઈનો ભય નથી,તેને દશે દિશાઓ સદા સુખમય છે.
જે ફળ ની આશા સિવાય અનાસક્તપણે કર્મ કરનારો છે,જે ઘરની મમતા વગરનો (અનિકેત) છે,
જે અમાની છે,જે નિષ્પાપ છે,અક્રોધી છે,જેને સત્સંગ માં પ્રીતિ છે,જેને મન સ્વર્ગ અને મોક્ષ સુધીના તમામ પદાર્થો તરણા સમાન છે,જે મદ,મોહ અને મમતાથી રહિત છે,અને જે મત્પારાયણ છે-
તે જ ખરો સુખી છે અને તે જ પરમાનંદ ને પામે છે.

શ્રીરામના મુખેથી આ ઉપદેશ-વચનો સાંભળી સભાસદો અને નગરજનો પ્રસન્ન થઇ ગયા,અને,તેમણે ગગન-ભેદી ઘોષ કર્યો “સિયાવર રામચંદ્ર કી જે”
બધા કહેવા લાગ્યા કે-હે શ્રીરામ,તમે જ આમારું તન,મન અને ધન છો.તમે જ અમારા માત-પિતા,
ગુરૂ અને ભાઈ છે.અને તમે અમને પ્રાણથી યે પ્રિય છો.

મુનિ વશિષ્ઠજી એ ઉભા થઇ ને કહ્યું કે-હે રામ,પુરોહિત થવું મને જરાયે પસંદ નથી,પુરોહિત થવું એ ઘણું નિંદ્ય અને દૂષિત કર્મ છે.પણ બ્રહ્માજી ના અતિશય આગ્રહ થી મેં રઘુકુલ નું પુરોહિત-પણું સ્વીકાર્યું હતું.
પણ આજે મને હવે તેનો કોઈ રંજ નથી,કારણ કે યજ્ઞ,યાગ,વ્રત,દાન-વગેરે કશાથી યે ન મળે તેવું
ફળ આજે મને પ્રાપ્ત થયું છે.
જેમ,મેલ વડે મેલ ધોવાથી મેલ જતો નથી કે પાણી વલોવવાથી ઘી મળતું નથી,
તેમ બીજા લાખ ઉપાય કરે તો પણ અંતરનો મળ દૂર થતો નથી,એ તો માત્ર પ્રેમ-ભક્તિ થી જ થાય છે.

હે,પ્રભુ,હું આપની પાસે એટલું જ માંગુ કે-આપનાં ચરણ-કમળમાં મારો પ્રેમ જન્મ-જન્માંતરે પણ ઓછો થાય નહિ,એવો મને વર આપો.

ભગવાન શંકર પાર્વતી જી ને રામ-કથા સંભળાવતાં કહે છે કે-
હે પાર્વતી,શ્રીરામ અનંત છે,તેમના ગુણો અનંત છે,તેમના જન્મ,કર્મ અને નામ પણ અનંત છે,જળ ના કણો અને પૃથ્વી ના રજકણો ગણી શકાશે પણ રઘુપતિ ના ચરિત નો મહિમા ગાતાં,તેનો પાર નહિ આવે.

પાર્વતી જી પણ અત્યંત પ્રેમ-પૂર્વક રામકથા સાંભળી રહ્યાં છે.
ત્યારે શ્રીશંકરે –કથા પુરી કરતાં કહ્યું કે-હે પાર્વતી,પંખીઓમાં પણ શ્રીરામકથા ખૂબ પ્રિય છે.
ભુશુંડી નામે એક કાક (કાગડો) શ્રીરામ-કથાના પૂર્ણ-પ્રેમી છે.સુમેરુ પર્વતની ઉત્તરે,નીલગીરી ના શિખર પર તે કાક-ભુશુંડી રહે છે.ને એક પીપળા ના ઝાડ નીચે બેસી રામ-નામ નો જપ ને ધ્યાન કરે છે.
એના મુખથી રામ-કથા સાંભળવા ઘણાં પંખીઓ આવે છે,તળાવના હંસો પણ કાન માંડી તે સાંભળે છે.

શિવજી કહે છે કે-હે,પાર્વતી,કાક-ભુશુંડી એવી સરસ કથા કરે છે કે-મને પણ એકવાર એ કથા સાંભળવાનો લોભ થયો,ને હંસ નું રૂપ ધારણ કરીને મેં પણ એ કથા સાંભળી,
ભગવાન વિષ્ણુ નો ગરુડ પણ એ કાક ના મુખેથી કથા સાંભળી ધન્ય થઇ ગયો...!!

પાર્વતીજીને આ વાત સાંભળી ભારે આશ્ચર્ય થયું,તેમણે કહ્યું-કાગડો અને તે હરિભક્ત? નવાઈ ની વાત!!
હજારો મનુષ્યોમાં કોઈ એક ધર્માત્મા હોય છે,હજારો ધર્માત્મા માં કોઈ એક વૈરાગ્યવાન હોય છે,
હજારો વૈરાગ્યવાનમાં કોઈ એક જ્ઞાનવાન હોય છે,હજારો જ્ઞાનવાન માં કોઈ એક જીવનમુક્ત હોય છે.
અને હજારો જીવનમુક્ત માં કોઈ એક બ્રહ્મલીન હોય છે,
ને આવા બ્રહ્મલીન માં યે દુર્લભ હરિ-ભક્ત (રામ-ભક્ત) હોય છે.
આવી વિરલ રામ-ભક્તિ એ કાગડો શી રીતે પામ્યો? અને ગરુડ તો સદા શ્રીહરિ પાસે રહેનારો,તો,
શ્રીહરિ ની કથા સાંભળવા,તેણે કાગડાની પાસે શું કામ જવું પડ્યું?

ત્યારે શિવજી કહે છે કે-યુદ્ધમાં એક વખત ઇન્દ્રજીતે શ્રીરામને નાગપાશ થી બાંધ્યા હતા,ત્યારે ગરુડે દોડી જઈને એમને એ બંધન માંથી મુક્ત કર્યા હતા.
તે પછી ગરુડ ને થયું કે-પરમાત્મા રામ-રૂપે અવતરેલા કહેવાય છે પણ તે રામમાં મને કોઈ પ્રભાવ દેખાતો નથી.એક રાક્ષસ તેમને નાગપાશથી બાંધી શકે છે,અને
એ નાગપાશમાંથી, મારી મદદ વગર એ છૂટી શકતા પણ નથી.

ગરુડે પોતાની આ શંકા નારદજી ને કહી,નારદજી સમજી ગયા કે-હું એકવાર પ્રભુની માયામાં લપટાયેલો તેમ,આ ભાઈ,પણ લપટાયા છે.એટલે તેમણે હસી ને કહ્યું કે-જા,બ્રહ્માજી ને પુછ.
બ્રહ્માજી એ ગરુડ ની વાત સાંભળી ને મનમાં ને મનમાં કહે છે કે-
ભગવાન ની માયા બહુ જબરી છે,એમાં હું પણ લપટાઉં છું તો બિચારા આ ગરુડ નું તો શું ગજું?
તેમને ગરુડ ની દયા આવી અને કહ્યું કે-શ્રીરામ નો મહિમા મહાદેવજી જાણે,જા,તેમને જઈ ને પૂછ.

શિવજી કહે છે કે-તે પછી ગરુડ મારી પાસે આવ્યો,ત્યારે મેં તેને કહ્યું કે-તુ હરિકથા સાંભળ,તેનાથી તારી શંકાનું સમાધાન તને મળી જશે.સત્સંગ વગર હરિકથા નથી,અને હરિકથા વગર મોહનાશ નથી.
માટે તુ નિલગીરી પર્વત જ ત્યાં,કાક-ભુશુંડી હરિકથા કરે છે,તેનો તુ સત્સંગ કર ને હરિકથા સાંભળ,
એ તારી પંખી જાતિનો છે એટલે તને બરોબર સમજાવી શકશે.
ગરુડ નો અહમ અહીં ફરી ટકરાયો ને કહે છે કે-હું,પંખીરાજ ગરુડ અને કાગડાને ગુરૂ કરું?
શિવજી કહે છે કે-એ સિવાય બીજો કશો ઉપાય નથી.

નિલગીરી પર્વત પર,ઝાડના નીચે,કાક-ભુશુંડી કથાનો આરંભ કરતા હતા,

તે જ વખતે ગરુડજી એ જઈ તેમને વંદન કર્યા ને પ્રાર્થના કરી કે –મને રામ-કથા સંભળાવો.
કાક ભુશુંડીએ શ્રીરામના જન્મથી માંડીને તેમના રાજ્યાભિષેક સુધીની કથા એવી સુંદર રીતે કહી અને
એમાં શ્રીરામાવતાર ની મર્યાદાઓ એટલી સરસ રીતે સમજાવી કે-કે ગરુડજીની બધી શંકાઓનું સમાધાન
થઇ ગયું.અને શ્રીરામનો પૂર્ણ "ભાવ" સમજાયો,તે બોલી ઉઠયા કે-હવે મને હરિકથા નો મહિમા સમજાયો,
જે તડકાથી હેરાન થાય છે તેને જ વુક્ષ ની છાયા નું મહત્વ સમજાય છે.

ત્યારે કાકે કહ્યું કે-પ્રભુની માયાએ કોને આંધળા નથી કર્યા?તૃષ્ણાએ કોને પાગલ નથી બનાવ્યા?
ક્રોધે કોનું હૃદય નથી બાળ્યું?લોભે કોની ફજેતી નથી કરી?લક્ષ્મીના મદે કોને ફાંકો નથી કર્યો?
સત્તાએ કોને બહેરો નથી કર્યો?યૌવન ના તાપે કોને નથી બહેકાવ્યો?
મમતા એ કોના જશ નો નાશ નથી કર્યો?મત્સરે કોને કલંક નથી લગાડયું?
મોહ ના વાવાઝોડાએ કોને નથી હચમચાવ્યો?ચિંતા ની નાગણ કોને નથી ડંશી?
ધનેષણા,પુત્રેષણા અને લોકેષણા એ કોની બુદ્ધિ ને મલિન નથી કરી?

આ બધી માયા ની સેના છે,અને એણે સંસારને ચારે તરફથી ઘેરી લીધો છે,તેમ છતાં તે માયા પોતે તો,
શ્રીરામ ની દાસી છે,અને શ્રીરામના ઈશારે તે નાચે છે,ને જગતને નચાવે છે.
શ્રીરામની કૃપા થતા જ એ માયા છૂટી જાય છે.

હે,ગરુડજી,શ્રીરામે ભક્તોને માટે મનુષ્ય-દેહ લીધો છે.આ બધી તેમની લીલા (માયા) છે.
<u>શ્રીરામ એ કુશળ નટ (અભિનેતા-નાટ્ય-કલાકાર) છે,જેવો વેશ લીધો છે તેવો જ ભાવ તે બતાવે છે,</u>
<u>તેથી જોનારા મોહે છે,ને નાટક ને સાચું માની લે છે.પણ શ્રીરામ પોતે સ્વસ્થ છે.અલિપ્ત છે.</u>

જેને આંખે કમળો થયો છે તે ચંદ્રમા ને પીળો કહેશે,અને જેને દિશા-ભ્રમ થયો છે તે સૂરજ ને
પશ્ચિમમાં ઉગ્યો છે તેમ કહેશે,નૌકામાં બેઠેલો માણસ પોતે સ્થિર છે ને જગત ચાલે છે તેમ કહેશે,
અને કૂદડી ફરતો બાળક,ઘર ફરે છે તેમ કહેશે.
પણ આ બધા જેમ ખોટા છે –તેમ-શ્રીરામ માયા-વશ છે તેવું કહેનારા પણ ખોટા જ છે.
પોતે કામ,ક્રોધ,લોભ અને અભિમાન ને વશ છે તેથી તે શ્રીરામની લીલા ને સમજી શકતા નથી.
અને પોતાનું અજ્ઞાન શ્રીરામમાં આરોપિત કરે છે.હે,ગરુડજી,હું પણ એકવાર આવી જ રીતે મોહિત થયો હતો.
ગરુડજી કહે છે કે -મને તે વૃતાંત કહો.

કાક-ભુશુંડી કહે છે કે-"અભિમાન" એ જન્મમરણ અને દુઃખમાત્રનું કારણ છે. તેથી પોતાના ભક્તમાં જયારે
અભિમાન આવે ત્યારે શ્રીરામ કઠોર થઈને પણ તે અભિમાન નો નાશ કરે છે,
જેમ બાળક ના શરીર પર ગુમડું થયું હોય તો માતા કઠોર હૃદય કરી ને ગુમડું ચીરી નાખે છે,ત્યારે
બાળક દુઃખ ની ચીસો પાડે છે,પણ તે વખતે માતા તેના દુઃખ ને ગણતી નથી,
તેમ,શ્રીરામ કૃપા કરીને ભક્ત ના અભિમાન ને દૂર કરે છે.
મારું અભિમાન પણ શ્રીરામે,કૃપા કરીને આ રીતે જ દૂર કર્યું હતું.

કાક-ભુશુંડી પોતાના સ્વાનુભવની વાત હવે ગરુડજી ને કહે છે.કે-
જયારે શ્રીરામે મનુષ્ય શરીર ધર્યું,ત્યારે હું અયોધ્યા ગયો હતો ને તેમની બાળલીલા નાં દર્શન કરતો હતો.
એક દિવસ કૌશલ્યા એ શ્રીરામને માલપુડો ખાવા આપ્યો અને મેં જોયું તો બાળ-શ્રીરામ તે બેઠા બેઠા શાંતિથી
ખાતા હતા.એ જોઈ ને -મને પણ કંઈ પ્રસાદ મળે-તે લોભે હું તેમની નજીક ગયો,ત્યારે મને
જોઈને શ્રીરામ ઉભા થઇ કિલકિલાટ કરતા મને પકડવા દોડે છે,એટલે હું ભાગું છું,
ત્યારે તે મને માલપુડો દેખાડે છે,અને જો હું તેમની નજીક જાઉં તો તેઓ ખુશ થાય અને ભાગી જાઉં તો રડે છે.
હું તેમના પગને પકડવા જાઉં તો,એ ખીલ ખીલ કરતા હસે છે ને વળી મારી સામે જુએ છે.

ને મને પકડવા આવે છે.આ જોઈ મને થયું કે-આ તો સામાન્ય માનવ-બાળક છે, પ્રભુ આવા ના હોય.
આ સાંભળી ગરુડે કહ્યું કે-ઓહ, તમને પણ એવું થયેલું?

કાક-ભુશુંડી કહે છે કે-એમાં નવાઈ પામવા જેવું કશું નથી,
શ્રીરામ (ઈશ્વર) તો અખંડ જ્ઞાન-સ્વરૂપ છે,સ્વતંત્ર છે,પણ જીવ પરાધીન છે,માયાધીન છે,
સત્યમાં તો,જીવ-ઈશ્વર નો આ ભેદ માયાએ કરેલો છે.
અને,જ્યાં સુધી એ તે (માયા) દૂર ના થાય ત્યાં સુધી તે (જીવ-ઈશ્વર નો ભેદ) રહે છે.
જીવ માયામાં બંધાય (ફસાય) જ છે.
અને,લાખ ઉપાય કરો પણ શ્રીરામની (ઈશ્વરની) કૃપા વિના માયા હટતી નથી.
જેમ,બધા પર્વતો મશાલ ની જેમ સળગે –પણ સૂર્ય ના ઉદય વગર રાત હટતી નથી
તેમ,શ્રીરામની કૃપા વિના જીવ (મનુષ્ય) નો કલેશ હટતો નથી.

શ્રીરામને સામાન્ય માનવ-બાળ સમજી તેમના હાથની લાલ હથેળીઓ અને પગ ની લાલ-લાલ પાનીઓ
જોઈ ને પણ મારું મન લોભાયું,પણ હવે શ્રીરામે મને પકડવા પોતાનો એક હાથ લાંબો કર્યો,
એટલે પકડાઈ જવાની બીકે હું ત્યાંથી નાઠો અને આકાશમાં ઉડવા લાગ્યો.પણ શ્રીરામનો લંબાયેલો હાથ
મને મારી પાસે જ દેખાતો હતો,મેં ઉડી ઉડીને આખું આકાશ માથે કર્યું,તેમ છતાં તેમનો હાથ માત્ર
બે આંગળ જ દૂર મને દેખાતો હતો.છેવટે હું થાક્યો અને મારી આંખો બંધ કરી દીધી.

પછી આંખો ઉઘાડીને જોઉં તો,હું અયોધ્યામાં હતો.મને જોઈ ને શ્રીરામ મોં ફાડીને હસવા લાગ્યા.
મને એમના મુખમાં અનંત બ્રહ્માંડો ના દર્શન થયા,ને તે બ્રહ્માંડોમાં હું ઉતરી,જાણે ખોવાઈ ગયો.
મેં જોયું તો,એક નહિ,બે પાંચ નહિ પણ –અનંત બ્રહ્માંડમાં અસંખ્ય તારાઓ.ચંદ્ર,સૂરજ,પર્વતો,મહાસાગરો,
અગણિત દેવો,ઋષિ-મુનિઓ,બ્રહ્મા,શંકર-વગેરે ત્યાં દેખાયા.બે પળમાં અનેક કલ્પો જાણે વીતી ગયા.

હું ભાનમાં આવી જોઉં છું તો મને શ્રીરામની બાળલીલા દેખાય છે.મારી સમજમાં કશું આવતું નહોતું,
હું વ્યાકુળ થઇ ગયો,ને મને કંઈ ભાન રહ્યું નહિ.ને જમીન પર પડી ગયો.
પછી પ્રભુએ મને ખોળામાં લઇ મારા મસ્તક પર હાથ મુક્યો,ને તે જ ઘડીએ મારું બધું દુઃખ હરાઈ ગયું,
ને મેં અપૂર્વ આનંદ નો અનુભવ કર્યો.પ્રભુ ની ભક્ત-વત્સલતા જોઈ મારી આંખમાં થી અશ્રુ આવ્યાં.

પ્રભુએ દયા લાવી ને કહ્યું કે-હે,કાક-ભુશુંડી,માગ,તુ માગે તે આપું,રિદ્ધિ માગ,સિદ્ધિ માગ,જ્ઞાન માગ,વિજ્ઞાન
માગ,વિવેક,વૈરાગ્ય કે મોક્ષ માગ.તને જે જોઈએ તે માગ.

કાક-ભુશુંડી,ગરુડજી ને પોતાનો અનુભવ વર્ણન કરતાં કહે છે કે-
હવે મારું માયા નું પડળ ખસી ગયું હતું,તેથી હું સમજી ગયો કે –પ્રભુ બધું આપવાનું કહે છે પણ ભક્તિ નું
નામ દેતા નથી.મને ખાતરી થઇ હતી કે ભક્તિ વિના બધાં સુખો અને બધા ગુણો નિરર્થક છે.
તેથી મેં પ્રભુને કહ્યું કે-હે પ્રભુ,આપની ભક્તિ જ શરણાગતનું કલ્પતરુ છે,દયા કરી મને એ ભક્તિ જ આપો.

<u>ભગત કલ્પતરુ પ્રનત હિત,કૃપા સિંધુ સુખ રામ,સોઈ નિજ ભગતિ મોહિ,પ્રભુ,દેહુ દયા કરી રામ.</u>

પ્રભુ એ પ્રસન્ન થઇ કહ્યું કે-તથાસ્તુ. તેં ભક્તિ માગી એટલે જ્ઞાન-વિજ્ઞાન,વિવેક-વૈરાગ્ય, એ સર્વ
એની સાથે જ તને મળી ગયું જાણ.તુ મહા-ભાગ્યશાળી છે,હવે તુ મારી માયાથી નહિ લેપાય.

પછી પ્રભુએ મને કહ્યું કે-તને હવે,હું મારો પોતાનો સિદ્ધાંત કહું છું તે તું સાંભળ.
આ સંસાર મારી માયાથી પેદા થયો છે,તેમાં જે ચરાચર જીવો છે તેમાં મનુષ્ય મને સૌથી પ્રિય છે.

અને તે મનુષ્યોમાં પણ મારો ભક્ત મને સૌથી પ્રિય છે.
બ્રહ્મા જો ભક્તિ હીન હોય તો એવા બ્રહ્મા કરતાં,પણ
મને ભક્તિમાન પ્રાણી,ભલે નીચ હોય તો પણ તે ભક્તિહીન બ્રહ્મા કરતાં - વધારે પ્રિય છે.

પિતાને પોતાના તમામ પુત્રો પર સરખો પ્રેમ હોય છે,પરંતુ તેમાં જો કોઈ પુત્ર મન,વચન,કર્મ થી પિતાને જ વળગી રહેતો હોય,અને સ્વપ્ન માં પણ બીજા નો આશ્રય ખોળતો ના હોય,તો પિતાને એ પુત્ર બધી વાતે મૂઢ હોય તો પણ પ્રાણ-પ્રિય સમ લાગવાનો.
તેવી જ રીતે જે અનન્ય અને સર્વ ભાવે, મને જ ભજે છે તે મને અત્યંત પ્રિય છે.

કાક-ભુશુંડી કહે છે કે-હું મુગ્ધ બની ને પ્રભુની વાણી સાંભળી રહ્યો હતો,ત્યાં જ પ્રભુએ ફરી પોતાનું બાળ-કૌતુક કરવા માંડયું ને આંખમાં આંસુ લાવીને મા ને કહે છે કે-મા,મને ભૂખ લાગી છે.

હે,ગરુડજી,હે પંખીરાજ,શ્રીરામની “કૃપા” એ પાયાની ચીજ છે.એમની કૃપા વગર તેમની “પ્રભુતા” સમજાતી નથી.અને તેમની પ્રભુતા જ્યાં સુધી ના સમજાય,ત્યાં સુધી તેમનામાં “શ્રદ્ધા” બેસતી નથી.
શ્રદ્ધા વાર “પ્રીતિ” થતી નથી,અને પ્રીતિ વગર “ભક્તિ” થતી નથી.

જળ વિના નૌકા ચાલે નહિ,ભોંય વગર વૃક્ષ ઉગે નહિ,તેમ શ્રદ્ધા વગર ભક્તિ મળે નહિ.
ભક્તિ વિના શ્રીરામ (ઈશ્વર) પ્રસન્ન થાય નહિ.
આમ,શ્રીરામની કૃપા વગર જીવને સ્વપ્ને પણ શાંતિ મળે નહિ,આ હું મારા જાત-અનુભવ થી કહું છું.
શ્રીરામ કેવળ ભાવ ને વશ છે,માટે મદ,માન,મમતા છોડી સદા શ્રીરામનું જ શરણું લેવું જોઈએ.

આ સાંભળી,ગરુડજી એ કાક-ભુશુંડી ના ચરણમાં મસ્તક નમાવ્યું ને વિનમ્ર ભાવે કહ્યું કે-
હે,ગુરુદેવ,આપની કૃપાથી મારો મોહ અને મદ નષ્ટ થયો છે,
અને શ્રીરામના અનુપમ પ્રભાવનું મને દર્શન થયું છે.

કાકની ભક્તિ અને તેમનું જ્ઞાન જોઈને ગરુડજી એમના પ્રભાવ હેઠળ આવી ગયા હતા,પણ,
એક પ્રશ્ન હજુ તેમને મૂંઝવતો હતો કે-આવો ભક્તિ-જીવ કાગડાના ખોળિયામાં કેવી રીતે આવ્યો?
એટલે તેમણે વિનય-પૂર્વક પૂછ્યું કે-પ્રભુ,મારો અવિવેક ક્ષમા કરજો,હું આપને એક પ્રશ્ન પૂછવા માંગુ છું.
કાકે કહ્યું-ખુશી થી પૂછો.

ગરુડે કહ્યું કે-આપ આવા જ્ઞાની છો,ભક્ત છો,અને આપને આવું કાગડાનું ખોળિયું કેમ મળ્યું?
કાગડાની કાયામાં આપે શ્રીરામકથા ક્યાંથી જાણી? શિવજી કહેતાં હતા કે મહા-પ્રલય માં પણ આપનો નાશ થનાર નથી,તો તે કેવી રીતે?દેવ-મનુષ્યોનો કોળિયો કરનાર “કાળ”,તમારાથી કેમ બીવે છે?
તમારું ,શું આ તપોબળ છે કે યોગબળ છે?

કાક-ભુશુંડી આંખ બંધ કરીને થોડીવાર ઊંડા વિચારમાં ડૂબી ગયા,
થોડીવારે આંખ ઉઘાડી તેમણે ગરુડજી ને કહ્યું કે-હે પંખીરાજ,ગરુડ,તમારા પ્રશ્નો સાંભળી મને મારા અનેક જન્મો યાદ આવી ગયા,હું તમને બધી વાત કહું છું તે તમે સાંભળો.

હે,ગરુડજી,જેમ,રેશમનો કીડો રેશમ પેદા કરે છે,તેથી લોકો એ અપવિત્ર કીડાને.સૂગ વગર પ્રેમ થી પાળે છે,
તેમ,મેં આ કાગ-દેહે શ્રીરામની ભક્તિ મેળવી છે,તેથી આ શરીર પર મને વધારે પ્રેમ છે,
જે શરીર થી શ્રીરામની ભક્તિ થાય તે જ શરીર પવિત્ર અને સુંદર કહેવાય.

મારું મરણ મારી ઈચ્છા અનુસાર છે,મોક્ષની મને ઈચ્છા નથી,મારે તો શ્રીરામનું ભજન કરવું છે,અને શરીર વગર ઈશ્વરનું ભજન થતું નથી એટલે હું આ કાગ-શરીર રાખી રહ્યો છું.

હે ગરુડજી,મેં અનેક જન્મો લીધા છે,જગતમાં કોઈ એવી યોનિ નથી,જેમાં મેં જન્મ લીધો ન હોય!
મેં સર્વ કર્મો પણ કરી જોયાં છે.પણ આ કાગ-જન્મ માં જેવો હું સુખી થયો તેવો કોઈ જન્મ માં થયો નથી.
પૂર્વના એક કલ્પમાં જયારે પૃથ્વી પર કળિયુગ ચાલતો હતો,ત્યારે મનુષ્યના શરીરમાં મારો જન્મ થયો હતો.

આ સાંભળી ગરુડજી એ પૂછ્યું-પ્રભુ,કળિયુગ નો કાળ અતિ કઠિન હોય છે નહીં??

કાક-ભુશુંડી કહે છે કે-હા,બહુ જ કઠિન.કળિયુગ માં સદ-ગ્રંથો લુપ્ત થાય છે,
પાપ,ધર્મ ની ઉપર ચડી બેસે છે,અને લોભ, શુભ કર્મ પર સવાર થઇ જાય છે.
વેદો ની આજ્ઞા કોઈ માનતું નથી,બ્રાહ્મણો વેદ ને વેચનારા થાય છે,જેને જે ગમે તે રસ્તે ચાલે છે,
સત્ય ના અનુભવ વગરના અને માત્ર પુસ્તકો વાંચીને બની ગયેલા જ્ઞાની ને,
લોકો પંડિતો અને ગુરૂ કહે છે.જે દંભ અને આડંબર કરે તે સાધુ-સંત કહેવાય છે.

કળિયુગમાં પારકું ધન પડાવી લેનાર બુદ્ધિશાળી ગણાય છે,જુઠ્ઠું બોલનારો ગુણવાન ગણાય છે,
આચારહીન જ્ઞાની ગણાય છે,ને માત્ર નખ-જટા વધારીને,ડોળ કરનારો - તપસ્વી ગણાય છે.
અમંગળ(ગંદો) વેશ તથા ભક્ષ્ય-અભક્ષ્ય –બધું ખાનારો યોગી ને સિદ્ધ ગણાય છે.બધા એને પૂજે છે.
લબાડ (અજ્ઞાની-આચારવિહીન) મનુષ્ય વક્તા ગણાય છે.
ને તેવા અજ્ઞાનીઓ,જ્ઞાનીને,જ્ઞાનનો ઉપદેશ કરે છે.
સત્ય-જ્ઞાન ની ઠેકડી થાય છે,શિષ્ય બહેરો અને ગુરૂ આંધળો હોય છે,
શિષ્ય ગુરુનો ઉપદેશ સાંભળતો નથી (બહેરો છે) અને ગુરૂને જ્ઞાન-દૃષ્ટિ નથી. (આંધળો છે)
ગુરૂ ઉપદેશના બદલામાં શિષ્ય નું ધન હરે છે,ને તેમ છતાં પણ તેને સન્માર્ગે ચડાવતો નથી.

સન્યાસીઓ ધન ભેગું કરી મોટીમોટી  ઈમારતો,આશ્રમો અને મંદિરો બંધાવે છે,
ગૃહસ્થ ગરીબ અને ગૃહસ્થો પર નભનારા સન્યાસીઓ ધનવાન છે,
રાજા, પ્રજા ને વગર અપરાધે દંડ કરી ને ધન ભેગું કરતા રહે છે,જેની પાસે ધન હોય તે કુળવાન ગણાય છે,મા-બાપો ને સત્ય ધર્મ ની ખબર નથી એટલે છોકરાં ને પણ પેટ ભરવાનો ધર્મ શીખવે છે.
બ્રાહ્મણો વેદ-વિહીન છે,ને લોકો બ્રાહ્મણો ને વેદ-વિદ્યાથી નહિ પણ માત્ર જનોઈ થી ઓળખે છે,
ઉઘાડા શરીર વાળો તપસ્વી અને ધર્મ-શાસ્ત્ર ને નહિ માનનારો હરિભક્ત કહેવાય છે.

થોડાંક ગુણો વાળા માં તેમના ગુણો નો દોષ જોનારા જ બધા છે,સાચો ગુણવાન શોધ્યો જડતો નથી.
અપકાર કરનારો ચતુર ગણાય છે,કૂડ-કપટ,દંભને પાખંડ ની કળિયુગ માં બોલબાલા છે.
જપ,તપ,યજ્ઞ,વ્રત,અને દાન પણ તામસી ભાવથી થાય છે.એટલે વાદળાં ગાજે છે પણ વરસતાં નથી,
ધન વવાય છે પણ ઉગતું નથી,જ્યાં જુઓ ત્યાં સ્ત્રી-પુરુષોમાં, અહમ-બુદ્ધિ ને કઠોરતા દેખાય છે.
સ્ત્રીઓમાં પણ કોમળતા જોવા મળતી નથી.

જીવન કેવું ક્ષણ-ભંગુર અને ઝડપથી બદલાય છે,તે કળિયુગ માં જ જોવા મળે છે,છતાં મનુષ્ય એવો ઘમંડ રાખી ને ફરે છે કે-લાખો વરસે પણ તે મરવાનો નથી જ.રોગો નો કોઈ પાર નથી,પણ જીવવાની આશાએ મનુષ્ય દવાઓ ને વાઢ-કાપ કરાવી માર્યો માર્યો ફરે છે.
કળિયુગમાં ભાઈ-એ બહેન નું કે પિતા એ પુત્રનું –વગેરે કોઈ સામસામે બીજા ના દુઃખ નું વિચારતાં નથી.
ક્યાંય સંતોષ અને શાંતિ જોવા મળતી નથી.જ્યાં ત્યાં ઈર્ષા-લાલચ દેખાય છે.સમભાવ જવલ્લે જ જોવા મળે છે.સૌ પોતપોતાના શરીર ને પોષનારા સ્વાર્થી અને પારકાની નિંદા કરનારા છે.

આ સાંભળી ગરુડજી થી બોલાઈ ગયું કે-અરે રે મને કળિયુગના જીવો ની દયા આવે છે.

ત્યારે કાકભુશુંડી એ કહ્યું કે-હે ગરુડજી,કળિયુગ કળિયુગ માં પાપ ને અવગુણોનું સ્થાન હોવાં છતાં,તેમાં એક મોટો ગુણ પણ છે.વિષના વેલાઓમાં એક અમૃત ની વેલ પણ છે.
જેવી રીતે,<u>સત્ય-યુગ</u> માં લોકો યોગી ને વિજ્ઞાની હોય છે ને હરિનું ધ્યાન કરી સંસાર તરે છે,
<u>ત્રેતાયુગ</u>માં યજ્ઞ-યાગ કરી,સર્વ કર્મો પ્રભુ ને સમર્પણ કરીને તરે છે.અને
<u>દ્વાપર</u> યુગમાં પૂજા-પ્રાર્થના કરી ને તરે છે,
તેમ,<u>કળિયુગ</u>માં યજ્ઞયાગ,યોગ કે જ્ઞાન વગર કેવળ શ્રીહરિના ગુણનું ગાન કરીને,સંસાર તરી જાય છે.

શ્રીહરિ ના ગુણગાન એ જ કળિયુગ નો મોટામાં મોટો આધાર છે,કળિયુગ માં હરિના માત્ર "નામ"નો જ આધાર છે,'નામ" નો આ આધાર કળિયુગમાં પ્રત્યક્ષ છે અને તે કળિયુગનો મોટામાં મોટો ગુણ છે.
એટલે જો મનુષ્ય હરિનામમાં "શ્રદ્ધા" રાખે તો કળિયુગ સમાન બીજો કોઈ યુગ નથી.
શ્રદ્ધા થી જો રામ ના "નામ" ને ભજવામાં આવે તો મનુષ્ય વગર બીજી કોઈ મહેનતે સંસાર તરી જાય છે.

<u>સત્યયુગ</u>માં શુદ્ધ સત્વ-ગુણ હોય છે,
<u>ત્રેતાયુગ</u>માં સત્વગુણ માં રજોગુણ ઉમેરાય છે,પણ રજોગુણ ની પ્રબળતા ઓછી હોય છે,
<u>દ્વાપરયુગ</u>માં રજોગુણ પ્રબળ થઇને,સત્વગુણ ઓછો થઈને, તેમાં તમોગુણ ઉમેરાય છે.
જયારે <u>કળિયુગમાં</u> સત્વ-ગુણ તો જોવા મળતો નથી,રજોગુણ ઓછો અને તમોગુણ સૌથી પ્રબળ બને છે.

પ્રભુજી ના આ માયા છે,તે મહાન બાજીગર (ઈશ્વર) ની આ ઇન્દ્રજાળ (માયાજાળ) છે.
જોનારા ને આ માયા, અતિ-વિકટ લાગે છે,અને બહુ સહેલાઈથી માયામાં ફસાઈ જાય છે.
પરંતુ તે બાજીગર (ઈશ્વર) ના સેવક પર તે માયાની અસર થતી નથી.
માટે નિષ્કામ પણે શ્રીરામને ભજવા જોઈએ.

પાછા મૂળ વાત પર આવતાં કાક કહે છે કે-મારી પાસે ઘણું ધન હતું,ધન નો મદ પણ ઘણો હતો,
શ્રીમંતાઈ ને લીધે હું અભિમાની,દંભી  અને ઉગ્ર (ક્રોધી) બની ગયો હતો,ને કોઈ ને ગાંઠતો નહોતો.
એવામાં દેશમાં દુકાળ પાડ્યો,ને વિપત્તિઓનો કોઈ પાર ના રહ્યો,લુંટ-ફાટમાં મારું ધન ચોરાઈ ગયું,
વધ્યું હતું તે વપરાઈ ગયું ને હું દરિદ્ર બની ગયો.હું મારું ગામ છોડી ને ઉજ્જૈયનીમાં જઈને રહ્યો,
ત્યાં કેટલોક વખત મારી સ્થિતિ થોડી સુધરી.

ઉજ્જૈયનીમાં એક બ્રાહ્મણ રહેતો હતો ને તે રોજ વિધિપૂર્વક શિવજીની પૂજા કરતો,હું તેનો શિષ્ય થયો.
મને એમણે શંકર નો મંત્ર આપ્યો.શિવજીના મંદિરમાં જઈ હું રોજ જપ કરતો,પણ ધીરે ધીરે મારા દંભ અને અહંકારે જોર પકડવા માંડ્યું,
હું માનવા લાગ્યો કે શ્રીશંકર એ જ સાચા દેવ છે,વિષ્ણુ એટલે તેમની આગળ કશું નહિ,
અને તેથી હું વિષ્ણુ-ભક્તો ને જોઈ ગુસ્સે થઇ જતો ને તેમનું અપમાન કરતો.
મારા ગુરૂ મારી આવી વર્તણૂકથી દુઃખી થતા હતા,એકવાર મને પાસે બોલાવી કહ્યું કે-
બેટા,શ્રીરામનાં ચરણમાં ગાઢ ભક્તિ થાય એ જ શ્રીશંકર ની સેવાનું ફળ છે,શિવજી પણ રામને ભજે છે.
ગુરુએ શિવજી ને રામજીના સેવક કહ્યા એટલે હું એકદમ ગુસ્સે થઇ ગયો.ને મેં તેમને કહ્યું કે-
શિવજી ને તમે રામના સેવક કહો છો તે ખોટી વાત.

ગુરૂ શાંત સ્વભાવના હતા,તેમણે શાંત સ્વરે કહ્યું કે-તો શું તુ મને જૂઠ્ઠો સમજે છે?
હું તે વખતે ગમ કઈ ગયો પણ ગુરૂ પ્રત્યે મારા મનમાં રોષ ધૂંધવાતો રહ્યો.

જેમ રસ્તાની ધૂળ રસ્તામાં પડી હોય છે,ત્યારે સૌની લાતો ખાય છે,
પણ પવન આવી તેને ઉંચે ચડાવે છે,ત્યારે એ પવન ને જ ધૂળ-ધૂળ કરી મૂકે છે,
તેમ નીચ મનુષ્યો નો આવો સ્વભાવ હોય છે,જેનાથી મોટાઈ મળી હોય તેનો જ એ પહેલો નાશ કરે છે.
એટલા માટે જ દુષ્ટ થી ચેતીને ચાલવાનું કહ્યું છે,તેની સાથે કજીયો ના કરવો કે દોસ્તી યે ન કરવી.

કાકભુશુંડી પોતાના જન્મો નું વર્ણન કરતાં ગરુડજી ને કહે છે કે-
એક દિવસ હું મંદિરમાં શિવજી ના મંત્ર જપતો હતો,તેવામાં મારા ગુરૂ આવ્યા,
પણ તેમના પ્રત્યે મારા મનમાં રોષ હોવાને લીધે મેં તેમને બોલાવ્યા નહિ કે પ્રણામ પણ ના કર્યા.
ગુરૂ તો દયાળુ હતા,તેમના દિલમાં રાગ-દ્વેષ હતો નહિ,તે કંઈ બોલ્યા નહિ પણ શિવજી થી સહન ના થયું.
તે જ વખતે આકાશવાણી થઇ કે-હે,મૂર્ખ,તુ અહમ ને વશ થઇ ગુરુને માન આપતો નથી અને અજગરની જેમ બેસી રહે છે,તો તુ અજગર થઇ પડ.

ભયંકર શાપ સાંભળી મારા ગુરુએ એકદમ હાથ જોડી રુદ્રાષ્ટક ગાઈ શંકરને પ્રાર્થના કરી,કે જેથી શિવજી પ્રસન્ન થયા,ને મોલ્યા –હે બ્રાહ્મણ વરદાન માંગ. મારા ગુરૂ એ કહ્યું કે- મારા શિષ્ય પર કૃપા કરો.
ત્યારે શિવજી એ કહ્યું કે-તારા આ શિષ્ય ને –મરતી વખતે જે અસહ્ય દુઃખ થાય છે તે થશે નહિ,અને દરેક જન્મ માં તેને પૂર્વજન્મ નું જ્ઞાન કાયમ રહેશે.
પછી શિવજીએ મને કહ્યું કે-“હરિ (વિષ્ણુ) અને હર (શિવજી) માં ભેદ રાખતો નહિ,સંત-બ્રાહ્મણ નું અપમાન કરતો નહિ,જા તારો ઉદ્ધાર થશે” આમ ગુરૂ-કૃપાને લીધે મારા પર પ્રભુ-કૃપા ઉતરી..

પછી,હું વિંધ્યાચળ માં સર્પ થઈને જન્મ્યો,ને સર્પનું ખોળિયું છોડવાનો સમય આવ્યો ત્યારે હું તેને વિના કષ્ટે છોડી શક્યો. અને આ રીતે મેં ઘણાં શરીર ધારણ કર્યાં ને છોડ્યાં પણ મારું જ્ઞાન ગયું નહિ,
પશુ-પંખી કે મનુષ્ય ના શરીરમાં પણ હું શ્રીહરિ નું નામ-સ્મરણ ચાલુ જ રાખતો.
છેવટે મને બ્રાહ્મણનું શરીર મળ્યું,મેં નક્કી કર્યું કે હવે છેતરાવું નથી,તેથી મેં ઋષિ-મુનિઓ ના આશ્રમ માં ફરી સત્સંગ કરવા માંડ્યો.મારું મન હવે શ્રીરામના ચરણોમાં લાગ્યું હતું.

એકવાર હું સુમેરુ પર્વત પર આવ્યો,ત્યાં મને લોમશમુનિ નાં દર્શન થયાં.તેમના ચરણમાં માથું મૂકી મેં પ્રાર્થના કરી કે-મને સગુણ બ્રહ્મ નું સ્વ-રૂપ સમજાવો.
ત્યારે તેમણે મને સગુણ-બ્રહ્મ શ્રીરામના ગુણો ની કેટલીક વાતો કહી,અને પછી મને અધિકારી સમજી, નિર્ગુણ બ્રહ્મનો ઉપદેશ કહેવા માંડ્યો. અનેક રીતે વર્ણન કર્યા છતાં મારા મગજમાં નિર્ગુણ બ્રહ્મ વિશે કશું ઉતર્યું નહિ,એટલે મેં કહ્યું કે-પ્રભુ,મને સગુણ બ્રહ્મની ઉપાસના વિશે કહો.મારું મન કેવળ રામ-ભક્તિ માં જ રમે છે,મને શ્રીરામ નાં દર્શન કરાવો.તે પછી હું તમારો નિર્ગુણ બ્રહ્મનો ઉપદેશ સાંભળીશ.

મારી હઠ જોઈને મુનિએ કહ્યું કે-હે,વત્સ,નિર્ગુણ બ્રહ્મનું જ્ઞાન એ જ સગુણ બ્રહ્મનું જ્ઞાન છે.
છતાં મારા મનમાં એવી,દૃઢ-હરિભક્તિ હતી,કે મેં સામું સગુણ બ્રહ્મ નું પ્રતિપાદન કર્યું,અને ભક્તિના આવેશમાં મુનિવર ની આગળ રાખવો જોઈતો વિનય ભૂલી ગયો.
ફરી થી લોમશમુનિએ મને નિર્ગુણ બ્રહ્મ વિશે સમજાવવાનો પ્રયત્ન કર્યો,મુનિ નિર્ગુણ બ્રહ્મ પર અડગ હતા, અને હું ભક્તિમાર્ગ પર અડગ હતો.મેં સામી દલીલો ઝીંકવા માંડી,ને મુનિની વાત હું કાને ધરતો નહોતો.
વારંવાર આવું થયું એટલે -જેમ અતિ-ઘર્ષણ થાય તો ચંદન ના લાકડામાંથી પણ અગ્નિ પ્રગટે છે,
તેમ કદી પણ ક્રોધ નહિ કરનારા મુનિ ને પણ ક્રોધ ચડ્યો,અને મુનિ એ કહ્યું કે-
હે મૂઢ,મારાં સત્ય વચન પર તું વિશ્વાસ ના કરતાં સામો દુરાગ્રહ કરે છે,તો તું કાગડો થા.

હું તરત કાગડો થયો ને મુનિ નો શાપ મેં આનંદ-પૂર્વક માથે ચડાવ્યો.ને મુનિ નાં ચરણમાં મેં માથું નમાવ્યું.

શ્રીરામ ની ભક્તિ ખાતર હું ગમે તે સહેવા તૈયાર હતો.
મારું ધૈર્ય અને વિનમ્રતા જોઈ લોમેશ-મુનિ ને હવે પસ્તાવો થવા લાગ્યો.તેથી તેમણે પાસે બેસાડી મને
રામ-મંત્ર આપ્યો અને બાળ-સ્વરૂપ શ્રીરામચંદ્ર નું કેવી રીતે ધ્યાન કરવું તે બતાવ્યું.
તે પછી અતિ-સ્નેહ થી તેમણે મને રામ-કથા સંભળાવી.રામ-કથા સાંભળી મને અપાર આનંદ થયો.
મુનિએ મને આશીર્વાદ આપ્યા કે-તું શ્રીરામને પ્રિય થા,તને સ્વેચ્છા-મૃત્યુ પ્રાપ્ત થાઓ,તું ઇચ્છાનુસાર રૂપ
ધરનાર થાઓ,તને કોઈ દુઃખ ના થાઓ,ને તું જે વખતે જે ઈચ્છા કરે તે શ્રીહરિ ની દયાથી પાર પડો.

તે જ વખતે આકાશવાણી થઇ કે-હે,મુનિવર,તમારું વચન સત્ય થાઓ,કાક મન,વચન,કર્મ થી મારો ભક્ત છે.
મારા આનંદ નો પાર ના રહ્યો,મેં ફરીફરી મુનિવર ના ચરણમાં મસ્તક નમાવ્યું.
શ્રીરામની કૃપાથી આવું દુર્લભ વરદાન પ્રાપ્ત કરીને હું આ આશ્રમ માં અહીં આવી ને રહ્યો.

અહીં રોજ રઘુનાથ ના ગુણ ગાઉં છું ને ગવડાવું છું. મને મારી આ કાક-શરીર પ્રત્યે ઘણો ભાવ છે,
કારણ કે જે શરીર થી મને શ્રીરામચરણ માં પ્રેમ થયો ને શ્રીરામ ની કૃપા થઇ દર્શન થયાં,તે શરીર
છોડવાનું મને મન જ થતું નથી,હું કાક છું ને કાક જ રહેવા માગું છું.
હઠ કરી ભક્તિમાર્ગ પર અડગ રહ્યો તો લોમશમુનિએ કાક બનાવ્યો ને દુર્લભ વરદાન પામ્યો.
ભક્તિ નો આવો મહિમા છે,અને આવો ભક્તિ નો મહિમા જાણ્યા પછી પણ જે લોક તેને સેવતા નથી,
તે મૂર્ખ છે,અને કામધેનું પાસે દૂધ માગવાને બદલે આકડા પાસે દૂધ માગે છે.

ગરુડજી હવે કાકભુશુંડી સમક્ષ એક બીજો પ્રશ્ન પૂછે છે કે-પ્રભુ,વેદ-પુરાણ કહે છે કે,જ્ઞાન સમાન કંઈ પવિત્ર
નથી,છતાં લોમશમુનિએ તમને જ્ઞાન આપવા માંડ્યું ત્યારે એનું તમે સ્વાગત કર્યું નહિ !!!
તો જ્ઞાન અને ભક્તિ માં શો તફાવત છે તે મને કહો.
ત્યારે કાક કહે છે કે-હે,પંખીરાજ,જ્ઞાન અને ભક્તિ વચ્ચે કોઈ જ ભેદ નથી,બંને સંસાર ના ક્લેશો હરે છે.
છતાં મુનિવરો તેમાં કંઈક તફાવત જણાવતાં કહે છે કે-

જ્ઞાન એ પુરુષ છે અને માયા એ સ્ત્રી છે.જ્ઞાન (પુરુષ) બહુ પ્રબળ હોય તો જ
તે માયા (સ્ત્રી) થી દૂર રહી શકે છે,નહિ તો તે માયામાં મોહિત થાય છે (ફસાય છે.)
પણ,માયા અને ભક્તિ –એ બંને સ્ત્રી જાતિ છે.અને એક સ્ત્રી, એ બીજી સ્ત્રી પર મોહિત થતી નથી.
તેથી જ્યાં ભક્તિ છે ત્યાં માયા તેની નજીક ઢુકતી નથી.

શ્રીરઘુવીર ને ભક્તિ વહાલી છે,તેથી રઘુનાથજી ની ભક્તિ કરવી વધુ અનુકૂળ રહે છે,
જેના હૃદયમાં ભક્તિ વસે છે,તેના પર માયા નું જોર ચાલી શકતું નથી.
શ્રીરામનું આ રહસ્ય કોઈ ઝટ જાણી શકતું નથી,અને શ્રીરામની દયા થી જે જાણે છે,તે સ્વપ્ન માં પણ
મોહ ને પામતો નથી.તે જાણે છે કે-માયા,એક નટી (અભિનેત્રી) જેવી છે,ભલે એનો ખેલ કર્યા કરે,એટલે
તે ભક્ત તટસ્થ થઇ જોયા કરે છે,પણ એને (માયાને) સાચી માની છેતરાતો નથી.

જ્ઞાન અને ભક્તિ બીજું રહસ્ય એ છે કે-
જીવ ઈશ્વરનો અંશ છે,તેથી તે અવિનાશી,શુદ્ધ ચૈતન્ય,આનંદ-સ્વરૂપ છે.
પણ જેમ,વાનર માટલીમાં હાથ નાંખી ચણા ની મુઠ્ઠી વાળે છે એટલે તે માટલીમાંથી બહાર હાથ કાઢી શકતો
નથી,તેની પેઠે જીવ પણ પોતાની મેળે બંધાયો છે.અને આમ જડ-ચેતન ની ગાંઠ પડી ગઈ છે.
તે ગાંઠ ખોટી છે,તો પણ તે વાળ્યા પછી તે છૂટવી મુશ્કેલ છે,
તે ગાંઠ છૂટતી નથી અને જીવ ને સુખ મળતું નથી.
અજ્ઞાન ને લીધે જીવ ને ગાંઠ દેખાતી નથી,તો પછી એ છૂટે કેવી રીતે?

હૃદય એ- ઘર- છે,સાત્વિક શ્રદ્ધા એ –ગાય- છે,
હૃદય (ઘર) માં એ શ્રદ્ધા (ગાય) ને વસાવો,અને એણે જપ,તપ,નિયમ –રૂપી તાજું લીલું ઘાસ નીરો.
પછી- વિશ્વાસ- ને બનાવો –પાત્ર- અને –મન- ને બનાવો -દોહવાવાળો.
તો એ શ્રદ્ધા (ગાય) તમને પરમ ધર્મ-મય (દૂધ) દેશે.
એ દૂધ ને નિષ્કામભાવ-રૂપી અગ્નિ પર ગરમ કરો ને ક્ષમા અને સંતોષ-રૂપી વાયુ થી ઠંડું કરો.
અને એમાં ધૃતિ અને શમ-રૂપી મેળવણ નાંખી જમાવો.તો તેમાંથી “વૈરાગ્ય-રૂપી માખણ” પ્રાપ્ત થશે.

તે પછી શુભ-અશુભ ઈંધણ ને બાળી અગ્નિ પ્રગટાવો ને તે વૈરાગ્ય-રૂપી માખણ ને તપાવો.
જેથી મમતા-રૂપી કચરો બળી જશે ને “જ્ઞાન-રૂપી” “ઘી” પ્રાપ્ત થશે.
એ “જ્ઞાન-રૂપી” ઘી ને “નિશ્ચય-બુદ્ધિ” થી ઠંડું કરી,”ચિત્ત-રૂપી”કોડિયું ભરો,”સમાનતા” ની દિવેટ મુકો,
તો આ “જ્ઞાન-વિજ્ઞાન-મય” દીપક પ્રગટશે.તેની નજીક જતાં મદ,મોહ-પતંગિયા બળી ને ભસ્મ થઇ જશે.
આ દીપક ની દીપ-શિખા તે –“સોહમસ્મિ” એટલે “તે બ્રહ્મ હું છું” ની અખંડ-વૃત્તિ (જ્ઞાન-વિજ્ઞાન)

આ રીતે જયારે આત્માના અનુભવ ના સુખનો સુંદર પ્રકાશ ફેલાય છે,ત્યારે જન્મ-મૃત્યુ-રૂપ સંસારનું
મૂળ (ભેદ) નાશ પામે છે,અને ત્યારે તે જડ-ચેતન (ભેદ) ની ગાંઠ ઉકલે છે.

<u>સોહમસ્મિ ઇતિ બૃત્તિ અખંડા,દીપશિખા સોઈ પરમ પ્રચંડા,</u>
<u>આતમ અનુભવ સુખ સુપ્રકાશા,તબ ભવ મૂલ ભેદ ભ્રમ નાસા.</u>

હે,ગરુડજી,આ રીતે,એ ગાંઠ (જડ-ચેતનની) ઉકેલો,તો જીવન ધન્ય બની જાય છે,
પણ ગાંઠ ને ઉકલતી જાણી,માયા ફરી જોર કરે છે,વિઘ્નો ઉભાં કરે છે.

તે માયા કંઈ ઓછાં લાકડે બળી જાય તેવી નથી,
તે “રિદ્ધિ-સિદ્ધિ”ઓ ને મોકલી “બુદ્ધિ” ને લોભ-લાલચ માં નાખે છે.ને તે પછી,તે “રિદ્ધિ-સિદ્ધિઓ”,
“કળ-બળ-કપટ” નો પોતાનો પાલવ વીંઝીને મનુષ્યે પ્રગટાવેલા તે “જ્ઞાન-દીપક” ને ઓલવી નાખે છે.

જો,મનુષ્ય ની “બુદ્ધિ” બહુ શાણી હોય અને તે –રિદ્ધિ-સિદ્ધિ-સામે જુએ જ નહિ તો,પછી દેવો આડા આવે છે.
ઇન્દ્રિયો ના દ્વાર-એ હૃદય-ઘર ના ઝરૂખાઓ છે,અને આ ઝરૂખાઓ પર દેવો થાણાં નાંખી બેઠેલા છે.
જેવો “વિષય-રૂપી” વંટોળિયો આવતો દેખાય,કે તે દેવો ફટ કરીને ઝરુખાનાં દ્વાર ખોલી નાખે છે.
અને મહા પરિશ્રમે હૃદયમાં પ્રગટાવેલો તે “જ્ઞાન-દીપક” ઓલવાઈ જાય છે.

જે પ્રકાશ હતો તે જતો રહે છે,જડ-ચેતન (ભેદ-બુદ્ધિ) ની ગાંઠ ઉકલતી નથી,અને
જીવ પાછો સંસારના જન્મ-મરણ ના ચક્કર માં પડે છે.
હે પંખીરાજ,પ્રભુ ની આ માયા અત્યંત દુસ્તર (તરવામાં અઘરી) છે,તે સહેજ માં તરી જવાતી નથી.
<u>હરિ માયા અતિદૃસ્તર,તરી ના જાઈ બિહ્ગેસ</u>
(ગીતામાં પણ ભગવાન કહે છે કે-
મારી માયા તરવી મહા કઠણ છે,ઘણા જન્મો ના અંતે જ્ઞાનવાન મને પામે છે)

જ્ઞાન લેવું,દેવું,સમજવું,કે સાધવું – એ અતિ કઠિન છે.
સંજોગો-વશાત કદી જ્ઞાન થઇ જાય તો,પણ તેના પછી અનેક વિઘ્નો નડે છે.
જ્ઞાન નો માર્ગ તલવારની ધાર પર ચાલવા જેવો છે,એ માર્ગ પર ગબડતાં વાર લાગતી નથી.
આમ જ્ઞાન-માર્ગ અતિ દુર્લભ છે,ઘણા જન્મો ના અંતે જ્ઞાનવાન પ્રભુ ને પામે છે.

જયારે ભક્તિ-માર્ગે મુક્તિ વણમાગી આવી મળે છે.
જેમ સ્થળ (ભૂમિ) વિના જળ (પાણી) રહી શકતું નથી,
તેમ,મોક્ષ નું સુખ પણ હરિ-ભક્તિ વિના રહી શકતું નથી.
આથી ડાહ્યા મનુષ્યો,ભક્તિ નો લોભ રાખે છે ને મુક્તિ ની આશા રાખતા નથી.(તે તો આવી જ મળે છે)

હું સેવક છું અને ભગવાન સેવ્ય (જેની સેવા કરવામાં આવે છે તે) છે,
જે ચેતનને જડ કરે છે ને જડ ને ચેતન કરે છે,એવા શ્રીરામને જે ભજે છે તે ધન્ય છે.

ભક્તિની વાત કરતાં કાકભુશુંડી એવા આનંદ માં આવી ગયા કે-પછી તે મુક્ત કંઠે ભક્તિનાં વખાણ કરવા લાગ્યા.ને કહેવા લાગ્યા કે-હે ગરુડજી,ભક્તિ તો મહામૂલો મણિ છે,એ મણિ જેના અંતરમાં વસે છે,તે,
દિવસ-રાત પરમ-પ્રકાશ-રૂપ જ બની રહે છે,એને કોડિયાની,ઘીની કે દિવેટ ની-કે કશાની જરૂર પડતી નથી.
ભક્તિ એ સ્વયં-પ્રકાશ છે,એની પાસે બહારથી ઉછીનો લીધેલો પ્રકાશ નથી,
મોહરૂપી દરિદ્રતા એની પાસે યે જઈ શકતી નથી કે લોભ નો વાયુ આ દીપ ને ઓલવી શકતો નથી.

ભક્તિ-મણિ ના પ્રકાશથી અજ્ઞાન-રૂપી અંધારું નાશ પામે છે.
મદ,મોહ,લોભ-વગેરે રૂપી-પતંગિયા નું ત્યાં કશું ચાલતું નથી.આ ભક્તિ-મણિ વિના કોઈ સુખ પામતું નથી.
તેની આગળ વિષ –એ અમૃત બની જાય છે,અને શત્રુ-એ મિત્ર બની જાય છે.

આ ભક્તિ-મણિ મેળવવાનો જે પ્રયત્ન કરે છે,તે જ ચતુર –શિરોમણિ છે.
આ ભક્તિ-મણિ જગતમાં પ્રત્યક્ષ છે,છતાં શ્રીરામની કૃપા વિના કોઈ તેં પામતું નથી.
અને જેના પર શ્રીરામની કૃપા થઇ ને તે પામે છે તે બડભાગી છે.

હે,પંખીરાજ,મારા મનમાં એવી ખાતરી છે કે-શ્રીરામ નો દાસ શ્રીરામ કરતાં પણ અધિક છે.
"રામ તે અધિક રામ કર દાસા"
કાકભુશુંડી ની ભક્તિ ની આ વાત સાંભળી ગરુડજી આનંદમાં મસ્ત બની ગયા.

ગરુડજી એ કાકભુશુંડી ને પ્રણામ કરી ને ભક્તિ-ભાવ-પૂર્વક પૂછ્યું કે-
પ્રભુ,હજી મારે થોડું જાણવું છે,આપની આજ્ઞા હોય તો પુછું?
કાક કહે છે કે-ખુશીથી પૂછો,તમારા જેવા જિજ્ઞાસુ શ્રોતા તો મહાપુણ્યે મળે છે.
ત્યારે ગરુડજી એ કાક ને સાત પ્રશ્નો પૂછ્યા.

" (૧) સૌથી દુર્લભ શરીર કયું? (૨) સૌથી મોટું દુઃખ કયું? (૩) સૌથી મોટું સુખ કયું?
(૪) સંત-અસંત નો સહજ સ્વભાવ કેવો હોય છે? (૫) સૌથી મોટું પુણ્ય કયું?
(૬) સૌથી ભયાનક પાપ કયું? (૭) મન ના રોગો કયા?"

પ્રશ્નો ના જવાબ આપતાં કાક કહે છે કે-
મનુષ્ય-શરીર સૌથી દુર્લભ છે.એ સ્વર્ગ-નર્ક કે મોક્ષની નિસરણી છે.જ્ઞાન,વૈરાગ્ય અને ભક્તિનું સાધન છે.
આવું દુર્લભ શરીર ધરીને પણ જે લોકો શ્રીહરિ ને ભજતા નથી,
તેઓ હાથમાં આવેલા પારસમણિ ને ફેંકી દઈ ને કાચનો ટુકડો સંઘરે છે.

જગતમાં દરિદ્રતા સમાન દુઃખ નથી ને સંત-મિલન (સત્સંગ) સમાન કોઈ સુખ નથી.
સંતો મન,વચન અને કર્મથી,પોતે બીજાનું દુઃખ ભોગવી તેને સુખી કરે છે,

જયારે અસંતો બીજાઓને દુઃખી કરી ને પોતે સુખી થાય છે તેવું માને છે.
સંસારમાં મોટામાં મોટું પાપ પરનિંદા છે,અને મોટામાં મોટું પુણ્ય –તે-પરનિંદા ના કરવી તે છે.

હવે મન ના રોગો કયા છે તે સાંભળો.
શરીરના રોગો કરતાં પણ મનુષ્ય આ મનના રોગો થી વધારે દુઃખી થાય છે.
સર્વ રોગો નું મૂળ એ "મોહ" છે.
કામ એ વાત.લોભ એ કફ અને ક્રોધ એ પિત્ત છે. (વાત-પિત્ત-કફ-એ આયુર્વેદ પ્રમાણે શરીરના મૂળ રોગો છે)
આ ત્રણે રોગ –કામ,લોભ,ક્રોધ (વાત,પિત્ત,કફ) ભેગા થઇ જાય તો સનેપાત (ભાન ભૂલાઈ જવું) થાય છે.

મમતા એ દાદર નો રોગ છે,ઈર્ષા –ખુજલી છે,પારકાનું સુખ જોઈ બળવું તે ક્ષય-રોગ છે,
મન ની કુટિલતા એ કોઢ છે,અહંકાર એ ગાંઠ નો રોગ છે,દંભ,કપટ,મદ,મન-એ નસો ના રોગો છે.
તૃષ્ણા એ જ્લોધર નો રોગ છે,અને લોકેષણા ધનેષણા,પુત્રેષણા.એ એકાંતરિયો તાવ છે.
આ બધા અસાધ્ય રોગ જીવ ને પીડે છે.

આમાંનો એકએક રોગ મનુષ્ય ને મારવા સમર્થ છે તો
જેનામાં બધા ભેગા થઇ જાય તો તેની દુર્દશા નું શું કહેવું?
જગતના સર્વ જીવો ને આ રોગ નો ભય છે.કોઈ જ આ રોગના ભય થી મુક્ત નથી.
એટલા માટે આ રોગો ને ઓળખી લેવાની જરૂર છે,રોગો ને ઓળખવાથી તેનું જોર ઓછું થાય છે પણ
તે નાશ પામતા નથી.આમાંના કોઈ કોઈ રોગ તો ઋષિ-મુનિઓ માં પણ ફૂટી નીકળે છે.
તો સાધારણ મનુષ્ય ની તો શી વિસાત?

આ રોગો મટાડવાનો માત્ર એક જ ઉપાય છે અને તે –કોઈ સદગુરૂ (વૈદ્ય) મળી જાય તો,એના શરણે
જઈ,તેમના વચનમાં વિશ્વાસ રાખી,ને તેમણે બતાવેલી પરેજી પાળવામાં આવે.
પણ આવા સદગુરૂ (વૈદ્ય) મળવા સહેલા નથી,અને મળે તો દર્દી નું ભાગ્ય ખુલી જાય છે.

સદગુરુઓ એ બતાવેલી આ રોગો સામે વાપરવાની સંજીવની (દવા) એ શ્રીરામ ની ભક્તિ છે.
શ્રદ્ધા એ તેનું અનુપાન છે.જેનાથી રોગ જડમૂળથી નાશ થાય છે.બીજા કોઈ ઉપાય થી નહિ.

ટૂંકમાં,સર્વ નો સાર એ છે કે-શ્રીરામ ની ભક્તિ વિના આરોગ્ય નથી,સુખ નથી,જીવન નથી.
કદાચ,ઝાંઝવાના જળથી તરસ બુઝાય,કદાચ સસલા ના માથા પર શિંગડાં ઉગે,
કદાચ અંધકાર સૂરજ નો નાશ કરે-પણ શ્રીરામથી વિમુખ (દૂર) થયેલો કદી સુખી થતો નથી.
કદાચ બરફ માંથી અગ્નિ પ્રગટે,કદાચ રેતી ને પીસવાથી તેલ નીકળે,અને
કદાચ પાણી વલોવવાથી માખણ નીકળે-પણ શ્રીરામની ભક્તિ વિના કોઈ શાંતિ પામતું નથી.,

છેલ્લે,કાકભુશુંડી એ પોતાની તમામ શ્રદ્ધા નું બળ શબ્દોમાં પુરી ને કહ્યું કે-
હું નિશ્ચય-પૂર્વક કહું છું,ને મારું વચન કદાપિ ખોટું નહી પડે કે-જે મનુષ્ય શ્રીહરિ ને ભજે છે તે જ આ દુસ્તર
સંસારને તરી જાય છે,મારો જ દાખલો જુઓ-પક્ષીઓમાં નીચમાં નીચ અને અપવિત્ર એવો હું કાગડો,
શ્રીરામની કૃપાથી પાવન બની ગયો છું.હું સર્વ પ્રકારે હીન હોવાં છતાં આજે અતિ-ધન્ય બની ગયો છું.
શું શ્રીરામની કૃપા નો આ જેવોતેવો ચમત્કાર છે?

ગરુડ અને કાકભુશુંડી નો સંવાદ અહીં પુરો થયો.
શિવજી, પાર્વતીજી ને આ રામ-કથા સંભળાવી કહે છે કે-
હે પાર્વતી,શ્રીરામની કૃપા અને શ્રીરામની ભક્તિ અને શ્રીરામના નામ સિવાય આ જગતમાં બીજો કોઈ લાભ

નથી.ધન્ય છે એ કુળ ને જેમાં ભક્ત નો જન્મ થાય છે.

તુલસીદાજી કહે છે કે-કળિયુગમાં યોગ,યજ્ઞ,જપ,વ્રત અને બીજું કોઈ પણ સાધન નથી,
સાધન માત્ર એક જ છે-કે-
બસ,કેવળ શ્રીરામનું જ સ્મરણ કરવું,શ્રીરામના નામના ગુણ ગાવા,ને શ્રીરામના જ ગુણ સાંભળવા.

હે,રઘુવીર,મારા સમાન કોઈ દીન નથી,અને આપના સમાન કોઈ દીન નું હિત કરનાર નથી,
એમ વિચારી,હે,રઘુવંશમણિ,મારી ભયંકર,સંસાર-પીડા હરો.સિયાવર રામચંદ્ર કી જય.

રામાયણ-રહસ્ય-સમાપ્ત.